# ગુણસુંદરી અને સ્ત્રીહિતોપદેશ

: : : : : : : : માર્ચ : ૧૯૪૪



સ્વ. 'બા'



તંત્રી : સૌ. જયવતી દેસાઇ,

સહતંત્રીઓ : કુ. વનબાળા દેસાઇ, બી. એ.
સૌ. રમા ઠાકોર, બી. એ.

આદ્યતંત્રી અને સ્થાપક : સ્વ. જયકૃષ્ણ ના. વર્મા.

તંત્રી: સૌ. જયવંતી દેસાઈ

# ગુણસુન્દરી

સહતંત્રી : કુ. કુનબાળા દેસાઈ બી. એ. સૌ. રમા ઠાકોર બી. એ.

વ્યવસ્થાપક : નટવરલાલ ઠક્કર : સુહાસુચિત્ર પ્રેસ, વડોદરા

પુ. ૪૨ મું ] માર્ચ: ૧૯૪૪ [ અંક ૧

## અનુક્રમણિકા



### બાલવિભાગ

તંત્રી : નાગરદાસ ઇ. પટેલ



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂા. ૪–૮–૦ :: વિદેશ માટે શિલીંગ દસ : છુટક નકલ દશ આના



પુસ્તક ૪૨મું    માર્ચ : ૧૯૪૪    અંક ૧ લો

# જગન્માતા કસ્તુરબા : સ્મરણાંજલિ

**જ**ગતવંદ્ય વિશ્વવિભૂતિ મહાત્માજીના જીવનસંગિની થઇને જેમણે ૬૧ વર્ષપર્યંતના પરિણીત જીવનમાં એકધારો અને સતત સાથ આપ્યો, પતિને પગલે ચાલી-તેનો પડયો બોલ ઝીલી લઇ, નિશદિન પતિસેવાપરાયણ રહ્યાં તે ભારતવર્ષના " બા "-કસ્તુરબા-ગઇ મહાશિવરાત્રીની સંધ્યાએ દિવંગત થયા. પ્રભુ તેમના આત્માને પરમશાંતિ આપો.

'બા' સાચેજ સમસ્ત ભારતવર્ષનાં 'બા' હતાં. ભારતના 'બાપુ'નાં જીવનસંગાથિની 'બા'એ આજની નૂતન નારીને ગૃહિણીજીવનનો અજોડ આદર્શ આપ્યો છે.

ઇતિહાસનાં પાનાં પર અંકિત થયેલાં, ભારતની દેવીઓનાં આદર્શ ચરિત્રોની આપણે કલ્પના જ કરી શકીએ છીએ: સતી સીતા, અરુંધતી કે અનસૂયાની પતિપરાયણતાનાં દૃષ્ટાંતો-જીવનકથાઓ વાંચી આદર્શરૂપે એમના જીવનચરિત્રો આપણી સામે રાખીએ છીએ; પરંતુ 'બા' એ જે જીવન જીવી જાણ્યું છે તે તો સાચે જ, એ ભૂતકાલીન સન્નારીઓને પણ ઘડીભર વિસ્મૃતિના પટંતર પાછળ સંતાડી દે તેવું છે.

એ આદર્શ ગૃહિણી હતાં-આર્ય ગૃહસ્થાશ્રમમાં ગૃહિણી પોતાનું જે સ્થાન સાચવતી તેવું સ્થાન તેમનું હતું. તેમણે આદર્શ પત્ની તરીકેનું જીવન દીપાવી જીવી જાણ્યું છે, બાળવયે-અણસમજુ ગણાય તેવી વયે પરણીને, પતિના અનેક ઝંઝાવાતોથી ઝોલા ખાતાં જીવનમાં પણ ચિરસંગિની રહીને, એમણે આપણી આજની નૂતન નારીને આર્ય સન્નારીનો અજોડ આદર્શ આપ્યો છે.

આજે ઘડીઘડીમાં રિસાઇ જતાં, છેડાઇ પડતાં, લડી મરતાં અને છેક છેલ્લે છૂટાછેડા મેળવવાનાં પગલાં સુધી પ્રયાણ કરનાર આજની નૂતન નારીને ' બા 'નું દાંપત્યજીવન એક અનન્ય આદર્શરૂપ હતું.

આજની નૂતન નારી, સ્વતંત્ર થવા મથતી છતાં સ્વચ્છંદમાં તણાતી વીસમી સદીની નારી, 'બા'ના જીવનનો બોધપાઠ લેશે તોય આપણા આજના સંસારમાં શાંતિનાં બીજ વવાશે.

" બા "ના અવસાનથી ભલે ભારતને કંઇ ખોટ નહિ લાગે, પરંતુ ભારતના ભાગ્ય-વિધાતાને એમની ભાવિ જીવનવાટ કેટલી વસમી થઇ પડશે એની કલ્પના પણ આજે કરવી મુશ્કેલ છે; છતાં સાચા સ્થિતપ્રજ્ઞ વિભૂતિ સરખા બાપુ, શંકરના વિષપાનની માફક 'બા'ના અવસાનને પણ પચાવશે.

આટલી અલ્પ સ્મરણાંજલિને અંતે અમે તે પરમનિયંતા પરમાત્મા પ્રત્યે, સદ્ગતને પરમશાંતિ પ્રદાન કરો, એજ પ્રાર્થીએ છીએ.

# સર્વ બિરુદોનું શિરોમણિ: "બા"

સ્વ. કસ્તૂરબાના જીવનપ્રસંગો, મહાત્માજીની "આત્મકથા"માં આલેખાઇ ગયા છે. ભાગ્યે જ એ કોઇથી અણવંચાયેલા રહ્યા હશે. પરંતુ આ નીચે "ફૂલછાબ"ના તંત્રીશ્રીએ એમની ખાનીમાં જે જીવનપરિચય આપ્યો છે તે "ગુણસુન્દરી"નાં વાચકો માટે આ નીચે રજૂ કરીએ છીએ. —તંત્રી.

એમનામાં પ્રતિભા નહોતી, પ્રજ્ઞા નહોતી, જાજરમાન વ્યક્તિત્વના તેજે ડારતી કો સરોજિની અથવા કલ્પના ને રોમાન્સના રંગોએ રંગી નાખતી વિભૂતિવંતી વિજયાલક્ષ્મીની સાથે એમની ગણના નહોતી થતી. મિસ સ્લેડમાથી મીરાં બનેલાં બાપુનાં પરિચારિકાની તોલે આવવાની પણ એમનામા આવડત અગર ચાતુરી નહોતી; એ તો સામાન્ય ગૃહિણીની ખુબીઓ તેમ જ ખામીઓએ નૈસર્ગિક સૌંદર્યવંતાં ભાળાં ભોળાં ને ઠાસાયેલાં ગુજરાતણ હતાં.

*

નર્યાં એ 'બા' જ હતાં. સ્વામીએ આપેલું એ બિરુદ સારા દેશે અપનાવ્યું હતું. 'મહાત્મા' કે 'મીરા', 'દેશબંધુ' કે 'દેવી', વગેરે પદવીઓના કરતાયે વધુ સહેલાઇથી આ એકાક્ષરી 'બા' સંબોધન જનતાની જીભે રમતું હતું. પણ જૂજને જ ખબર હતી કે એ 'બા' લગભગ નિરક્ષર હતાં, અને ૬૨ વર્ષની ઉમ્મરે યરોડાના '૩૨ ના કારાવાસને વિશે, તુરંગના એક ખુણામાં લપાઇ જઇને બા છાનાંમાનાં અંગ્રેજી પ્રાઇમરમાંથી પાઠો ગોખતાં હતાં-'સી' 'એ' 'ટી'-કેટ ! કારણ કે બાપુના પરિચારિકાપદને માટે અંગ્રેજીનું જ્ઞાન 'બા'ને આવશ્યક લાગ્યું હતું.

*

પતિના જાહેર સન્માનની કેટલીક છબીઓમાં બાપુને પડખે બાને દેખ્યાં છે? એકૂ, પણ સભામાં એમનો લલકાર સંભળાયો છે? એક જગતશ્રેષ્ઠની એ અર્ધાંગી હતાં, પણ પત્રકારોએ એની મુલાકાતો લખી છે કદી! સ્વામીએ ઉપાડેલા એકેય સંગ્રામની આગેવાને રણચંડીરૂપે બાને નિહાળ્યાં છે કદી કોઇએ?

*

છતાં અમે હિંદનાં વાસીઓએ તો, વિશેષે કરીને અમે કરોડો સામાન્યોએ એ પરાક્રમોના કે એની પ્રસિદ્ધિઓ પ્રખરતાઓના તેજોરાશિથી મોકળાં વેગળાં એવાં આ સામાન્ય બાને જ વધુ ચાહ્યાં છે,-હા, અમે ચાહ્યાં છે, અમે અંજાયાં નથી, શેહમાં તણાયાં નથી, મંત્રમુગ્ધ અથવા ચકિત બની જઇને એમને પૂજ્યાં નથી.

અમારો શ્રેષ્ઠ બિરુદબોલ દેવી, શક્તિ, રણચંડી, સાધ્વી કે જગદંબા નહિ, નૂતન નારી નહિ, પણ બા છે. શક્તિ તો છે ડારનારી, અને કોઇક વાર વિભ્રમ પણ કરાવનારી! અમારી સન્માનાર્હ નારી મુખ્યત્વે મંગળા છે. કોઇ પણ સ્ત્રી પ્રત્યે ઊભરાઇ ઊઠતો અમારો આદરભાવ જ્યારે ઉત્કૃષ્ટ કોટિએ પહોંચે છે ત્યારે અમ મુખે એટલું જ બોલાવે છે કે 'બાઇ! પેટે અવતાર લેવા જેવાં છે.' 'બા' શબ્દનો એ જ મર્મભાવ છે.'

*

અંતરમાં એવા, એમના ઉદરમાં આળોટવાના અભિલાષો ભરતાં એ સર્વતોભદ્ર સ્ત્રીમૂર્તિ, એ સકળકલ્યાણિની, એ રાષ્ટ્રમંગળા, બાર વર્ષની વયે પરણ્યાં પતિ તે ટાણે તેર વર્ષનો હતો. તફાવત બે વચ્ચે કેવળ થોડા કાળ પૂરતો જ હતો, બૌદ્ધિક ને સામાજિક કક્ષા બેઉની જરીકે જુદી નહોતી. એક હતો માત્ર મોહન અને બીજી હતી કેવળ કસ્તુર.

*

મોહન તો તે પછી બેરિસ્ટર મોહનદાસ, હિંદી નેતા મિ. ગાંધી, મહાત્મા ગાંધી અને બાપુ એવાં પદો પર હનુમાન-કૂદકે ઠેકતા ગયા, અને બાલવધૂ કસ્તુર કેવળ કસ્તુરબા બનીને જ વિરમ્યાં. પતિએ કાતવા કહ્યું, તો કાંત્યા જ કર્યું; પતિએ એક દમડીનો પણ અપરિગ્રહ સેવવા કહ્યું, એટલે બા બાવણ બન્યાં; પતિની ચોપાસ તેજના અંબાર પાથરતી વ્યક્તિઓનાં વર્તુલો વીંટળાયાં તો પત્નીએ એ વર્તુલની બહાર ઊભવાનુંજ ગનીમત ગણ્યું. પતિએ યુદ્ધો ઉપાડ્યાં, તો તેમાં પત્નીએ છેલ્લી હરોલનું સૈનિકપદ સ્વીકાર્યું.

યરોડાના '૩૨ ના કારાવાસ-ટાણે કોઈ કોઈ 'દેવી'ને મચ્છી તળી ખાવાની પણ સવલતો મળતી, ત્યારે તુમાખી ગોરી મેટ્રને સગડી સુદ્ધાં નહોતી રાખવા દીધી-કસ્તુરબાને! પુનામાંથી સ્વ. પ્રોફેસર ત્રિવેદી દૂધ અને મીઠાં તેલ મોકલતા, બીજેથી ફળો અને મેવા આવતા, એની કણીયે કદી ન ચાખી એક બાએ: બધું બીજાને પંતરાવતા.

મહાપુરુષોનાં મંત્રીપદની દોયલતા એક મહાદેવે જ જાણી હતી; રાષ્ટ્રનાથના પત્નીપદમાં ભોંકાતાં ત્રિશૂળ શ્રી કસ્તુરબાને જ સમજાયાં હશે. એ ત્રિશૂળને પોતે તો મંગલસૂત્રની આડશે ગોપવીને જ ગયાં; એ ઉઝરડા અને જખ્મોની બાકીની ગોપનકથા કથવાનું તો ગાંધીજીને માટે જ રાખી ગયાં.

*

અમારી દૃષ્ટિએ તો બા બડભાગી બની ગયાં. સરકારે બહાર ન ધકેલ્યાં એમાં અમને તો ઇષ્ટ ભાસે છે. મરતાંનું મોં જોવાયે સરકાર મહાત્માજીને બહાર કાઢત નહિ, મૌલાના સાહેબની અવદશા આપણે દીઠી છે. સામાન્ય સંયોગો વચ્ચે બા પતિની આટલી બારીક અને અવિરત સારવારને પામી શકત નહિ. આગાખાન મહેલના મહાન બંદીવાને એકસઠ વર્ષોના દાંપત્યની આવી સુભગ સમાપ્તિ આણવા દેવા બદલ સત્તાનો આભાર માન્યો હશે

પતિએ જેને 'અપના ઘર' કહ્યું છે, તે સાચા ઘરને છાંયડે, વેગળા પડી ગયેલા સ્વામીની સુકોમળ સારવાર પામી, મહાશિવરાત્રિની સમી સાંજરે, પુત્રપૌત્રાદિની લીલી વાડી મૂકીને, મંગળસૂત્ર સમેતાં બા સિધાવ્યા. નક્કી એ તેડું કૈલાસના નાથનું હતું: અન્ય ગતિ નો'ય બાની.

પણ સાચાં બાવિહોણા આજે કોણ બની ગયા? દેવદાસ? રામદાસ? હરિલાલ? મણિલાલ? નહિ-પોણોસો વર્ષના બાપુ

## જંગમાં

જંગે ઝુકે રે જંગે ઝુકે,
ભારત વીરાંગના જંગે ઝુકે.
સંગે ઝુકે એક સંગે ઝુકે
ભારત વીરાંગના જંગે ઝુકે.

જીવનના રંગરાગ સૌએ તજીને
કેસરિયા પટકુળ સજી સજીને
વીરોની વીરતા ઉંચે મૂકે,
ભારત વીરાંગના જંગે ઝુકે.

આઝાદી કેરી ઉર્મિ ઉછાળી
ભારત મુક્તિનો દીપ પ્રગટાવી
જલાવે જ્યોત એની યુગે યુગે
ભારત વીરાંગના જંગે ઝુકે.

સમરાંગણે રણચંડીશી ત્રાડતી
આઝાદ ધ્વજ ઉંચો ફરકંતો રાખતી
ભારતની દાઝ એને રગે રગે
ભારત વીરાંગના જંગે ઝુકે.

જંગે ઝુકે રે જંગે ઝુકે
ભારત વીરાંગના જંગે ઝુકે.
સંગે ઝુકે એક સગે ઝુકે
ભારત વીરાંગના જંગે ઝુકે.

શ્રી. ગેમલસિંહ સહીડા

## રબારણ

[ હેઓ હેઓ સખી રે ડાલરીઓ.. એ રાગ ]

જુઓ આવી રબારણ નેસડે,
કે ગોરસડાં મીઠાં હો'વા રે.

સમી રે સાંજનાં અમ્બર સુહાયાં,
ચરી ચરીને ગોધન આવ્યાં,
કે ગોરસડાં મીઠાં હો'વા રે.

નોંઝણું બાંધીને બાંધી ગાવલડી,
દોહી દોણલામાં દૂધે ધારાવડી,
કે ગોરસડાં મીઠાં હો'વા રે.

બાપો...બાપો...બોલી ચાબકતી ગોવાલણ,
સીમની રાણી એ મહીની મહિયારણ,
કે ગોરસડાં મીઠાં હો'વા રે.

ડોકમાં ઝરમર ને કાનમાં ઠોળિયાં,
કાંબી–કડલાં રણકે રણકયાં,
કે ગોરસડાં મીઠાં હો'વા રે.

ધમ ધમ ગાજંતી ધમકારે સામડી,
અંગડોલને ઉડતી કામળી,
કે ગોરસડાં મીઠાં હો'વા રે.

હૈયે ગોવાલણને દૂધલડાં મીઠાં,
જુઓ દીઠા, મીઠા, એ અણદીઠા.
કે ગોરસડાં મીઠાં હો'વા રે.

શ્રી. રાજહંસ

# : : સ્ત્રી તથા પુરુષની અનોખી રીત : :

લેખક : શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર

મારી મેજર તરીકે નીમણૂક થયાને એક અઠવાડિયું થયું હતું. મારા માનમાં આપવામાં આવેલ મહેફીલમાંથી હું હમણાં જ પાછો ફર્યો હતો. વાળુ કરવા જતાં પહેલાં હું સાંજની ટપાલ જોતો હતો એટલામાં તાર લઇને મારો પટાવાળો અંદર આવ્યો. તાર નીચે મુજબ હતો:

" મેજર સુંદરરાજ, આઇ. એમ. એસ.
રાવલપીંડી

મારાં લગ્ન વીસમી એપ્રિલે નક્કી થયાં છે તમારે હાજરી આપવી જ પડશે. વિગતવાર પત્ર લખ્યો છે.

રામુ "

મને આઘાત લાગ્યો. આનો અર્થ એટલો જ કે રામનાથની પહેલી પત્ની મૃત્યુ પામી હોવી જોઇએ. આટલા વખત સુધી તેનો પત્ર ન હોવાનું પણ આ જ કારણ હોવું જોઇએ. ત્યાં જ બેસીને મેં એક મહિનાની રજા અરજી લખી કાઢી. તેના પાર પછી ચોથે દિવસે પત્ર આવ્યો. પત્રના ટુંકાણથી હું મુંઝાઇ ગયો. રામનાથે તેમાં માત્ર એટલું જ લખ્યું હતું કે ' મારાં લગ્ન તાંજોર મુકામે વીસમી એપ્રિલે થવાનાં છે. તમારે આવવું જ પડશે. જો ન આવી શકો તો તમારી સગવડ મુજબ તારીખ ફેરવીશ " બિચારો રામુ ! મેં તરત જ તેને તારથી ખબર આપ્યા કે " હું ૧૯ મી એપ્રિલે તાંજોર પહોંચીશ " યોગ્ય સમયમાં મારી રજા મંજુર થઇ ગઇ અને સરહદ પ્રાંતની ત્રણ વર્ષની સખત નોકરી પછી મેં રજા ગાળવાની તૈયારી કરવા માંડી.

( ૨ )

એકથી વધારે કારણોસર મારા મિત્ર રામનાથની મને ઇર્ષ્યા થતી હતી. તે શ્રીમંત માબાપનો એકનો એક પુત્ર હતો. તેણે સરસ કેળવણી તથા ચારિત્ર્ય પ્રાપ્ત કર્યાં હતાં સ્વભાવે પ્રેમાળ તથા સુંદર પત્ની તેને પ્રાપ્ત થઇ હતી. વારૂ, આવાની મને અદેખાઇ ન થાય તો બીજા કોની અદેખાઇ થાય ? અમે લંગોટિયા ભાઇબંધો હતા. અમે બારાખડી સાથે જ શીખ્યા હતા. શાળા અને કોલેજમાં પણ અમે સાથે જ હતા. એટલે ગ્રેજ્યુએટ થયા પછી જુદા પડવાનું અમને બન્નેને વસમું લાગ્યું. તે કાયદાનો અભ્યાસ કરવાનો હતો. હું વૈદકનો. એમ. બી. બી. એસ. પૂરું કર્યા પછી તરત જ મને સરકારી નોકરીમાં કમીશન મળ્યું—તે વખતે ૧૯૧૪ નું મહાન યુદ્ધ ચાલી રહ્યું હતું—મને ફ્રાન્સ મોકલવામાં આવ્યો. યુદ્ધ પૂરું થયા પછી જ્યારે રજા પર હું ઘેર આવ્યો ત્યારે મને ખબર પડી કે રામનાથ પરણીને ઘર માંડીને બેઠો હતો. એડવોકેટ તરીકે ઉજ્જવળ કારકીર્દીની તે આશા આપતો હતો. મારી રજા પૂરી થતાં મારી નોકરી પેશાવરમાં થતાં મેં સરહદ પ્રાંતનાં ઇશ્વરવિહીન સ્થળોમાં ત્યાર પછીનાં ત્રણ વર્ષો ગાળ્યાં.

શરૂઆતમાં તો રામનાથના પત્રો આવતા હતા, પણ પાછળથી આવતા બંધ પડયા. તેના ધંધાને અંગે આ હોવાની મેં કલ્પના કરી. બીજું કારણ તેની પત્ની પણ હોય. યુવાન સુંદર સ્ત્રીને પરણ્યા પછી જો ખાસ મિત્રને ભૂલી જવાય તો તેમાં ઠપકો કોને

આપવો ? મારા કર્નલને મારા પર ચાહ હતો અને જો કે હું ફક્ત કેપ્ટન જ હતો છતાં તે પાસે શિખા રહેતા અને બહુ ગંભીર શસ્ત્રક્રિયા પણ મને કરવા દેતા હતા. હું જાણતો હતો કે આ વૃદ્ધ મનુષ્યના સારા અભિપ્રાયનું કંઈક સારું પરિણામ આવશે અને તેથી હું વધારે સખત કામ કરવા લાગ્યો. મારી આશા નિષ્ફળ નીવડી નહિ. કેમકે જ્યારે કર્નલ નિવૃત્ત થયા ત્યારે મને મેજર બનાવવામાં આવ્યો. હિંદીઓમાં હું નાનામાં નાનો મેજર હતો.

( ૩ )

તાંજોર જતાં રસ્તામાં હું એક દિવસ મદ્રાસ રોકાયો. મારા મિત્રોને આશ્ચર્યમાં ગરકાવ કરી નાખવાના હોઇને હું મદ્રાસ થઇને જવાનો છું તેવા ખબર મારા કોઇ મિત્રને આપ્યા નહોતા. પણ સેન્ટ્રલ સ્ટેશને હું ગાડીમાંથી ઉતર્યો કે તરત જ મેં મેડીકલ કોલેજના મારા મિત્ર ગોપાલને જોયો. તે પણ રામનાથને સારી રીતે ઓળખતો હતો. તે મને તેને ઘેર લઇ ગયો અને મારી સગવડ સાચવી લીધી. જમ્યા પછી સામાન્યતઃ જુના સમય તથા જુના મિત્રોની વાત નીકળી.

" પેલા રામુનું કેમ ચાલે છે ? મહિનાઓથી તેનો મારા પર પત્ર નથી. તને કહી ગયો તેમ હું તેના લગ્ન પર તાંજોર જાઉં છું. મને ખાત્રી છે કે તેણે તને આમંત્રણ મોકલ્યું હશે. "

ગોપાલ મારા પ્રશ્નનો જવાબ ન આપતાં મૂંગો રહ્યો.

" ગોપાલ, તું તેની સાથે ખાઝયો તો નથી ને ? "

" ના સુંદર, હું તને ખાત્રી આપું છું. તેણે તેના લગ્નમાં જવાનું મને આમંત્રણ આપ્યું છે. "

" બિચારો ! કમળા જેવી સુંદર પત્ની ચાલી ગઇ !"

" સુંદર, મને ખબર નથી જે– "

વાક્ય પૂરું કર્યા શિવાય જ ગોપાલ અધવચ્ચે અટકી પડયો.

મેં પૂછ્યું " શું હકીકત છે ? "

" હું ધારું છું કે હું જરા સ્પષ્ટતાથી બોલું તો તને વાંધો નથી ને ? "

મેં અધીરાઇથી કહ્યું " આગળ ચલાવ. "

" રામનાથની પત્ની ગુમાવવામાં બધો દોષ તેનો જ છે. "

ગોપાલના શબ્દોથી ખૂબ આશ્ચર્યચકિત થઇને મેં પૂછ્યું " શું ? "

" સુંદર, સાંભળ. તને ખબર છે કે લગ્ન પછી તેના પિતા તુરત મૃત્યુ પામ્યા. જ્યારે કમળા તેની સાથે રહેવા આવી ત્યારે તેની માતાને તેના પ્રત્યે અચાનક વિચિત્ર પ્રકારનો અણગમો થઇ આવ્યો "

મેં વચ્ચે જ કહ્યું " અસંભવિત ! કમળા જેવી બાળા પ્રત્યે અણગમો ! "

" ગોપાલે આગળ ચલાવ્યું " અણગમો શબ્દ બરાબર નથી. ટુંકામાં ડોશીએ કમળાના જીવનને નર્ક જેવું બનાવી દીધું. "

હું બોલી ઉઠયો, " પણ એમ કેમ ? આવા મીઠા સ્વભાવની બાળા પ્રત્યે કોઇને અણગમો આવે જ કેમ ? "

" સુંદર, સાંભળ. જો કે કહેતાં મને દુઃખ થાય છે. તને ખબર છે ને રામનાથને એક વિધવા બેન જયા હતી. તેની ઉંમર તેની પત્ની જેવડી જ હતી. વિધિએ તેને જીવનના આનંદથી વંચિત રાખી હતી એટલે રામનાથની માતાએ કમળાને સારી સાડી પણ પહેરતાં અટકાવી. "

" પ્રભુ, પ્રભુ ! આપણા દેશમાં આવી વસ્તુ હજુ પણ સંભવિત છે ! "

ગોપાલે કહ્યું " જો તે વાળમાં ફુલ

નાખતી તો ડોશી તેને નાચણુ કહેતી. "

" જો મારે તેવી માતા હોત તો તેને ગોળીએ દેત."

" સુંદર, મારૂં કહેવું પુરૂં તો સાંભળ. તે કર્કશા કમળાને પેટ પુરતું ખાવા પણ નહોતી આપતી. તે રામનાથને તેના વિરુદ્ધ ખૂબ ભંભેરતી હતી."

" હું તો હમેશાં એમ માનતો હતો કે રામુમાં ખૂબ અક્કલ છે."

" પણ તું ભૂલી જાય છે કે તેની માતાના હાથમાં તે માટીના ગોળા જેવો હતો...સાસુની આવી રીતભાતને અંગે કમળાની તબીયત લથડી. એક વર્ષ પહેલાં હવાફેર માટે તેને તેના માબાપને ઘેર મોકલી દેવામાં આવી છે...પણ તે ફરીથી કદી મદ્રાસ આવી નથી."

" તેનું શું થયું ? હું ધારૂં છું કે આપઘાતનો કિસ્સો હશે."

" સુંદર, કદાચ તેમ હોય."

" અને રામનાથનું શું ?"

" છ મહિના પહેલાં એક સાંજે તેણે મને બોલાવીને કહ્યું." ગોપાલ, હું તારી વિદાય લેવા આવ્યો છું. હું હમેશ માટે મદ્રાસ છોડી જવાનો છું."

" મેં પૂછ્યું. રામનાથ, શા માટે મદ્રાસ છોડી દે છે ? મને ખબર મળ્યા છે તે મુજબ તારી પ્રેક્ટીસ તો સારી ચાલે છે. બધું ઠીક છે. કમળાને કેમ છે ?"

" તેના વિષે મને પૂછીશ નહિ...... સાહેબજી, સાહેબજી !" જેવી ત્વરાથી આવ્યો હતો તેવી ત્વરાથી તે ચાલ્યો ગયો.

" ત્યાર પછી તું તેને મળ્યો નથી ?"

" ના, આપણા મિત્રો મારફત તેના ખબર મેળવવાનો મે યત્ન કર્યો હતો. પરંતુ તે ક્યાં ગયો કે શું કરે છે તે સંબંધી કાંઇ ખબર આપી શકયો નહિ. તે તેનું ભૂતકાળનું જીવન તથા ભૂતકાળના મિત્રોને ભૂલી ગયો તેવી જ રીતે તેનું વર્તમાન જીવન પણ ગૂઢતામાં ઢંકાયેલ છે. જ્યારે તેણે તેના લગ્નનું આમંત્રણ મોકલ્યું ત્યારે મને લાગ્યું કે હું હજુ તેનો મિત્ર છું અને વધારે તો એ કે–

" તે વળી શું ?"

" કે કમળા મૃત્યુ પામી છે."

ગોપાલના શબ્દોથી મને ખાત્રી થઇ. કમળા જેવી સ્ત્રી તે કર્કશાનો ભોગ થઇ પડી !...કમળાનું શું થયું હશે ? કોઇ પણ રીતે તે જીવતી હશે !...જો તે જીવતી હોય તો રામનાથે શા માટે તેનો ત્યાગ કર્યો હતો ? આવા પ્રશ્નોની પરંપરાથી હું મુંઝાઇ રહ્યો હતો. પણ રામનાથને મળી તેના સ્વમુખેથી જ બધી હકીકત ન સાંભળું ત્યાં સુધી મગજને તકલીફ આપવાનો કંઇ અર્થ નહોતો.

( ૪ )

બીજે દિવસે બપોરે તાંજોર સ્ટેશને મારા ડબાની બારીમાંથી મેં બહાર ડોકું કાઢ્યું ત્યારે ત્યાં રામનાથનો પત્તો નહોતો. ઉતાવળને અંગે તે મારા ધ્યાન બહાર રહી ગયો હશે તેમ મેં ધાર્યું પરંતુ નીચે ઉતર્યા પછી ખૂબ નિરાંતે તપાસ કરતા પણ તે ટોળામાં ક્યાયે દેખાયો નહિ. પણ તે વરરાજા હોવાનું હું તદ્દન ભૂલી ગયો હતો અને તેથી તે માંડવેથી સ્ટેશન આવી ન શકે. મારી નિરાશા પર કાબુ મેળવી હું રામનાથના ઘેર ઉતાવળથી ગયો.

કન્યાના પિતા તાંજોરના આગેવાન વેપારી હતા. વળી તે સ્થાનિક મ્યુનિસિપાલિટીના પ્રમુખ ઉપરાંત ધારાસભાના સભ્ય હતા. માંડવાની નજીક વરપક્ષને એક મોટો બંગલો આપવામાં આવ્યો હતો. લગ્નનો દિવસ હોવાથી ચારેકોર ધમાલ મચી રહી હતી. હું રામનાથના ઘણા ખરા સગાંઓ કાકા કાકી, બહેનો ભાઇઓ, ભત્રીજા ભત્રીજીઓ, તથા સાળા સાળીઓને ઓળખતો હતો. દૂરના સગાઓ ઉપરાંત તેઓ બધાં ત્યાં હાજર

હતાં. તપાસ કરતાં મને જણાયું કે રામનાથ પોતાના ઓરડામાં હતો. જમીને તે આડે પડખે થયો હતો. હું સીધો તેના ઓરડામાં ગયો અને બહારથી ટકોરો માર્યો. તેના હમેશના સ્મિત સહિત તે મને મળશે તેમ હું આશા રાખતો હતો.

અંદરથી પ્રશ્ન પુછાયો "કોણ છે?" પ્રશ્નની રીત કંઇ ઠીક જણાઈ નહિ.

"રામુ, એ તો હું, સુંદર."

"કોણ?"

"સુંદર."

તેણે અવાજ સાથે બારણું ઉઘાડયું અને મને અંદર દાખલ કરી, ફરીથી તુરત બંધ કરી દીધુ. મેં જ્યારે તેના સામે જોયું ત્યારે તે રામનાથ છે એમ હું ભાગ્યે જ માની શકયો. તાજેતરના રૂદનથી તેની આંખો લાલચોળ થઇ ગઈ હતી. હજુ તે આત્માની પીડાની પકડમાં જણાતો હતો. તેનો બધો [illegible]વ આઘાત પહોંચાડે તેવો હતો.

મેં કહ્યું "રામુ, ગમે તેમ હોય તોપણ હું તને આ સ્થિતિમાં જોઇ શકું તેમ નથી."

તે જઇને ખુરશી પર બેઠો ને માથું ટેબલ પર મુકયું, અને મારા પ્રશ્નનો જવાબ આપ્યો નહિ. પણ મેં તેના ડુસકાં સાંભળ્યાં.

"રામુ, ભાઇ, મને નહિ કહે? આવતી કાલે તો તારા લગ્ન છે. આજે તો તું તૂટી ગયેલ રમકડા માટે નાની છોકરી રડે તેમ રડે છે."

રડતાં રડતાં તેણે કહ્યું "સુંદર, સુંદર, મારું હૃદય ભાંગી પડયું છે."

"તારા શબ્દોથી બધું વધારે ગૂઢ થાય છે. ચાલ, ભડ થઇજા, એવું તે શું બન્યું છે કે તારા લગ્નને દિવસે હું તને રડતો જોઉં છું?"

તેણે આંસુ લુછી નાખ્યાં અને જરા શાંત થયો. પણ મને તેની પાસેથી કશું યે જાણવાનું મળ્યું નહિ. મેં તેને સમજાવ્યો, પટાવ્યો તથા તે જ રાત્રે મદ્રાસ ચાલ્યા જવાની ધમકી પણ આપી. તે ધમકીને અંગે તેનું જક્કીપણું ઓછું થયું.

મારાથી દૂર નજર રાખીને તેણે કહ્યું, "સુંદર, તેં મારા વિષે બહુ ઉંચો મત બાંધ્યો હશે, પણ આજે તને જણાશે કે હું તો અધમ છું."

"રામુ, રામુ, તું ગમે તે કર તો પણ મારો તો ખરો મિત્ર રહેવાનો જ" એમ કહી મેં મારી ખુરશી તેની ખુરશી નજીક લીધી.

"ના, ના, તને મારા પ્રતિ તિરસ્કાર આવશે. તને ખબર નથી, કમળા!...... હે પ્રભુ."

"રામુ, છે શું? શું ખોટું થયું છે?"

ટેબલ પર પડેલી એક નાની પેટી બતાવીને તેણે કહ્યું "તે પેટી ઉઘાડ ને જો કે અંદર શું છે."

તેણે બતાવેલ પેટી મેં લીધી. સુખડની નાની પેટી હતી. મેં તે ઉઘાડી અને ઝીના હાથથી લખેલ ઘડી પાડેલ કાગળ તેમાં જોયો. તેમાં સોનાના તથા હીરાના દાગીના હતા. ખુલાસા માટે મેં રામનાથ સામું જોયું.

રામનાથે કહ્યું "પેલો કાગળ" અને તેનો શ્વાસ જોરથી ચાલવા લાગ્યો.

મેં ખોલીને કાગળ વાંચવા માંડયો. તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું:

"મારા પ્રિયતમ,

મને તમારા ભાવિ લગ્નની ખબર પડી છે અને આ સાથે લગ્નભેટ મોકલું છું. હવે પછી તો તમે સુખી થાવ એમ ઇચ્છું છું.

તમારી ત્યક્તા
કમળા."

મેં આશ્ચર્યથી પૂછયું "કમળા તરફથી આ આવેલ છે?"

"હા, મારી પત્ની કમળા તરફથી."

થોડીવાર હું શાંત બેઠાં બેઠાં વિચાર કરતો હતો. ઘડીમાં આશ્ચર્ય થતું તો ઘડીમાં ભય લાગતો હતો. પછી ઢાંકી આવી ત્યાં સુધી અમે વાતો કરતા હતા.

( ૫ )

મારા મિત્રની વાતનો છેલ્લો આશ્ચર્યકારક બનાવ મેં હજી જોયો નહોતો. બીજે દિવસે સવારે વહેલાં, ધાર્મિક ક્રિયાઓ પહેલાં સ્નાન વિધિ માટે વરરાજાની શોધખોળ ચલાવી ત્યારે રામનાથનો પત્તો નહોતો. હું તેની સાથે એક જ ઓરડામાં સુતો હતો તે વાત ખરી, પરંતુ તે ક્યાં ગયો તે વિષે મને બીજા કોઈ મનુષ્ય કરતાં જરા પણ વધારે ખબર નહોતી. લગ્ન માટે આવેલ દરેક જણનાં મન વ્યાકુળ થઈ ગયાં હતાં. લગ્નના દિવસે જ વરરાજા ગૂમ! આવી વાત તો કોનન ડૉયલ કે એડગર વૉલેસની નવલકથા સિવાય ક્યાંયે સાંભળી નહોતી.

રામનાથના અદૃશ્ય થવાના ભેદનો અર્થ સમજવા દરેક જણ પ્રયત્ન કરી રહ્યું હતું. તે ક્યાં ગયો હશે કે તેનું શું થયું હશે તેની હું અટકળ કરી શક્યો નહિ. તેના વિના માંડવે એક ક્ષણ પણ વધારે રહેવાનું મને ગમ્યું નહિ. મેં છાનામાના છટકી જવાનો તથા નદીના કાંઠા પર થોડો વખત શાંતિથી ગાળવાનો વિચાર કર્યો. કોટ પહેરીને મારા ખિસામાંથી મેં સીગારેટની ડબી કાઢી. સીગારેટ લેવા ડબી ઉઘાડી ત્યાં રામનાથના પરિચિત હસ્તાક્ષરમાં લખેલી મારા ઉપરની ચિઠ્ઠી નીચે પડી. મેં તે ખોલી ને વાંચી. તેમા નીચે મુજબ સંદેશ હતો:

" વ્હાલા ભાઈ સુંદર,

મારી ગૂમ થયેલ પ્રિયતમાની શોધમાં હું જાઉં છું. તારો રામુ."

મારા મિત્ર રામનાથના ત્યાર પછી મને કંઈ ખબર મળ્યા નથી કે મેં કંઈ ખબર સાંભળ્યા નથી.

# સુવર્ણહાર

લેખક :
શ્રી. જનાર્દન પ્રભાસ્કર

ગીતા અને કુમુદ બંને બહેનપણી હતી. તેઓ બાળપણમાં સાથે રમેલાં અને સાથે ભણેલાં. પણ મોટી થયા પછી ગીતા એક ગરીબ સાથે અને કુમુદ એક ગર્ભશ્રીમંત સાથે પરણી હતી.

ગીતા ગરીબ હતી પણ તેના પતિનો તેના પર અત્યન્ત પ્રેમ હતો. ગરીબીમાં પણ તેમનો સંસાર આનંદમય હતો. જ્યારે કુમુદને ત્યાં કોઇ વાતની ખામી નહોતી પરંતુ તેના પતિનો પ્રેમ પતંગિયા જેવો હોવાથી તેના જીવનમાં જોઇએ તેવો ઉલ્લાસ નહોતો.

ગીતાના પતિએ પોતાની ઓછી કમાણીમાંથી પણ બચત કરીને ગીતા માટે એક સુંદર હાર કરાવ્યો હતો અને તે હારની વચ્ચે એક લૉકેટ જડાવી તેમાં પોતે તથા ગીતાનો સંયુક્ત ફોટોગ્રાફ મઢાવી ગીતાના જન્મદિવસે તેને પ્રેમપૂર્વક ભેટ આપ્યો હતો અને સાથે ગીતાને તેણે જણાવ્યું હતું કે, કોઇપણ દિવસ તેણે પ્રેમના પ્રતીક જેવો આ હાર પોતાના ગળામાંથી દૂર ન કરવો.

પછી, એક દીવસ ગીતા કુમુદને મળવા ગઇ. આમતેમ વાતો કરીને તેઓ આનંદ માણતાં હતાં. પોતાનાં બાળપણનાં સ્મરણોની વાતો તેમના આનંદમાં ઉમેરણ કરતી હતી. ગીતાએ કુમુદને કહ્યું કે, તું મારે ત્યાં કોઇવાર આવતી નથી, હું ગરીબ હોવાથી મારે તારે ત્યાં આંટા મારવા અને તારે મારે ત્યાં એક વાર પણ ન આવવું ? એમની પણ ઇચ્છા છે કે તું અમારે ત્યાં આવે-પણ તું શેની આવે. તું શ્રીમંત અને અમે ગરીબ—

હત્, ગીતા આમ શું બોલે છે ? તેં મારી આ જ પરીક્ષા કરી કે ? ગરીબી અને શ્રીમંતાઈ કંઇ કોઇના હાથની વાત છે ! હું પણ તારે ત્યાં નિયમિત આવું પણ એમનો સ્વભાવ આવો અનિશ્ચિત. ઘેરે અનિયમિત આવવું જવું, માત્ર આટલું જ કારણ; બાકી, તું ગરીબ છે એટલા ખાતર જ હું તારે ત્યાં આવતી નથી એમ માનવામાં તું ગંભીર ભૂલ કરે છે. કુમુદે એકરાર કર્યો.

આમ તેમની વચ્ચે વાર્તાલાપ ચાલતો હતો ત્યાં કુમુદની નજર ગીતાના ગળામાંના હારપર પડી. આજ સુધીમાં તેણે ગીતાના ગળામાં કદી હાર જોયો નહોતો. હાર અતિશય સુંદર હતો તેથી કુમુદની નજર તેના પર ચોંટી હતી. તેને એ હાર બહુ જ ગમી ગયો હતો. અને તેથી તે જો કે ગીતા સાથે વાત કરતી હતી પણ તેનું લક્ષ તો હાર તરફજ ગુંથાયું હતું.

આ વાત ગીતાના ધ્યાનમાં આવતાં તેણે કુમુદને કહ્યું, આમ મારા ગળા તરફ જોયા કરવા જેવું ખાસ શું છે ? તારે ત્યાં ક્યાં હારોની ખોટ છે. આવા તો અનેક હારો તીજોરીમાં પડ્યા હશે.

એટલે, તારા ગળા તરફ જોવા જેવું જ બધું ત્યાં છે ! આવો સુંદર હાર તારી પાસે હોવા છતાં તેં મને કદી બતાવ્યો નહીં. ખરેખર તું બહુ જ લુચ્ચી છે.

આ તું જરા વધારે પડતું બોલે છે. આવી મૂલ્યવાન વસ્તુઓ તારે મને બતાવવાની હોય કે મારે ! તેં દાગીના વાપર્યા હશે તેવા

તો મેં જોયા પણ નથી. આ હાર જરા કિંમતી છે ખરો પણ તે એક દાગીના તરીકે મેં ગળામાં પહેર્યો નથી, સમજી! અરે જ કુમુદ, લોહીનું પાણી કરીને એમણે પૈસા બચાવીને પ્રેમના પ્રતીક તરીકે મને આ હાર અર્પણ કર્યો છે, અને મને ગળામાંથી એ હાર કાઢવાની મનાઈ કરી છે. એનું કારણ તારે જાણવું છે? એમ કહી ગીતાએ એ હારના મધ્ય ભાગે લટકતું બદામના આકારનું લૉકેટ પોતાની આંગળીઓમાં પકડીને તેની સ્પ્રિંગ દાબી. તત્ક્ષણે જ લૉકેટનું ઉપલું ઢાંકણું ઉઘડી ગયું અને અંદરનો ફોટો દેખાવા લાગ્યો.

કુમુદે લૉકેટ હાથમાં લઈ ફોટો જોવા જોવા માંડયો. ગીતા અને તેના વરનો તેમાં ફોટો હતો.

'ઘણો જ સુન્દર છે આ ફોટો' તે ફોટો તરફ નીરખીને જોતાં કુમુદે કહ્યું. 'આવી સુન્દર ચીજ તને ગળવા માટે મારે તારું અભિનન્દન કરવું જોઈએ. મારી પાસે મૂલ્યવાન અનેક વસ્તુઓ છે, પણ આવી એક પણ નથી. મને આ હાર અને તેમનો ફોટો બહુ જ ગમી ગયો છે, આવી સુંદર વસ્તુ આપવાનું અમારે ત્યાં કદી પણ મનમાં આવતું નથી.' કુમુદે એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો. હજી પણ તે લૉકેટમાંના ફોટા તરફ જ જોયા કરતી હતી.

'કુમુદ, નજર લાગશે અમારા ફોટોને!' કુમુદની તે ફોટો તરફ નજર ચોંટેલી જોઈને ગીતાએ હસીને કહ્યું,

'અરે જ! મારી નજર લાગે જો!' ઘેરે જઈને એના પરથી નજર ઉતારી નાંખજે હં!' અને પછી થોડી વારે તેણે કહ્યું 'આજનો દિવસ આ હાર મારે ત્યાં ન મૂકી જાય!' મારે એમને બતાવીને આવો હાર મારે માટે મંગાવવો છે. તમારી જેમ મારો અને મારા પતિનો એકત્ર ફોટો મારા ગળામાં હંમેશ રહે તો સારું એમ મને પણ થાય છે.

'કુમુદ, તેં તો મને ધર્મસંકટમાં મૂકી દીધી કહેવાય.' કુમુદનો પ્રશ્ન સાંભળીને ગીતાએ કહ્યું: 'તેં આવી માંગણી ન કરી હોત તો સારું થાત. તને ના કહી શકતી નથી, પણ રાત્રે ઘેર આવ્યા પછી મારા ગળામાં હાર ન જૂએ તો તેમને અવશ્ય ખરાબ લાગે. હાર ગળામાંથી કદીપણ કાઢવો નહીં એવું તેમણે મને આગ્રહથી ફરમાવ્યું છે.'

'ગીતા, કેવળ મારે માટે–આજની એક જ રાત હાર મારે ત્યાં રહેવા દે. કાલે સવારમાં તારે ત્યાં ખાત્રીથી પહોંચતો કરી દઈશ. મારે ત્યાં હાર રહેવા દેવાથી તારા પતિ તને નહીં વઢે એવી મને શ્રદ્ધા છે. તો રાખીશ ને? હું એમને એ બતાવીશ અને આવો હાર લાવવા કહીશ. કુમુદે આર્જવયુક્ત સ્વરે વિનંતી કીધી.

'નહીં કુમુદ, આ હાર મૂકી જવાનું મને ના કહે.' ગીતા ના ઈલાજે બોલી, 'તું કહીશ તે નક્કી કરેલા વખતે હું આ હાર લઈને તારે ત્યાં આવીશ પણ હાર મૂકી જવાનું મારું મન કબુલ કરતું નથી. તેમને અત્યંત અસહ્ય લાગશે અને મારી જ અપશકુનીયાળ સમજણ કરી લેશે.'

'ગીતા, ના પાડીશ નહીં, મેં કહ્યા બરોબર મને આવો હાર મળશે જ એમ તું ધારે છે. મારે કેટલી વીનવણીઓ કરવી પડશે, કેટલું રીસાવું પડશે. આ બધું કંઈ તારી હાજરીમાં બને? ગીતા, મારે માટે ના પાડીશ નહિ.'

આખરે, મૈત્રિણીની વિનંતીને માન આપી ગીતાએ પોતાનો હાર કુમુદને ત્યાં મૂકી જવાનું મંજુર રાખ્યું.

'આ જોયું કે?' ગીતાનો હાર પોતાના હાથમાં લઇને રમાકાન્ત તરફ જોઇ લાડીલા સ્વરે કુમુદ બોલી. રાત્રે ભોજન થયા પછી રમાકાન્ત ખુશમિજાજમાં છે એમ જોઈ તેણે હારની વાત કાઢી.

'શું છે? હાર જણાય છે.' ખુરશી પર બેઠાં બેઠાં જ પાછળ સ્હેજ ફરીને હાર તરફ જોઇ રમાકાંત બોલ્યા, 'તેં મંગાવ્યો છે આ હાર, કેમ વારુ? તમને બૈરાંઓની જાતને ઘરેણાંની ઘેલછા હોય છે. તારે ત્યાં શું ઘરેણાં ઓછાં છે? તો આ હાર વગર શું અટકી પડયું છે?'

'એવું કંઇ અટકયું નથી.' તે હાર સાથે રમતાં અને વચ્ચે વચ્ચેથી રમાકાન્ત તરફ આડી નજરે જોતાં કુમુદ બોલી, 'પણ આ હાર કંઇ મેં મંગાવ્યો નથી. મારે આવો હાર મગાવવો છે.'

'એમ, તો આ હાર કોનો?' રમાકાંતે પૂછ્યું.

'ગીતાનો. તેના વરે તેને ભેટ આપ્યો છે.'

'તેના વરે?' રમાકાંતને ખૂબ જ આશ્ચર્ય થયું. તે ઉઠીને કુમુદ પાસે આવ્યા અને તે હાર પોતાના હાથમાં લઇને બોલ્યા, 'અરે, આ હાર તેના વરે આપ્યો? ભારે કિંમતનો છે માટે પૂછું છું.'

'નહિ તો બીજું કોણ આપે?' સહેજ રૂસણાના સ્વરે કુમુદે જવાબ આપ્યો.

'ખરેખર, આશ્ચર્ય છે. આવો હાર લેવા તેની પાસે પૈસા કયાંથી આવ્યા! સ્વારીએ કૈયે ધાપ મારી લાગે છે!' રમાકાંતે પોતાનો અભિપ્રાય વ્યકત કીધો.

'છટ્. આવી ગંદી કલ્પના શા માટે મનમાં લાવો છો?' કુમુદે સહેજ કંપિત સ્વરે કહ્યું. 'તે ગરીબ છે એટલા ખાતર આવી અનુદાર કલ્પના કરવી તમને ન શોભે! પોતાના લોહીનું પાણી કરીને એક ગરીબ માણસ પણ પોતાની પત્નીને આવી ઉદાત્ત ભેટ આપી શકે છે?'

'એમ! આમ હારનું વર્ણન કરીને પોતાની મૈત્રિણીનો વૈભવ મારી કને રજૂ કરવા માગે છે?'

'પાછી કુચેષ્ટા! તેનો વૈભવ દર્શાવવા મેં કંઇ આ હાર આણ્યો નથી. મારે આવો મગાવવો છે, તેથી નમૂનો બતાવવા માટે જ—' કુમુદે કહ્યું.

'અરે, પણ છે તે કંઇ ઓછું છે? આ હાર કરતાં અનેક કિમતી વસ્તુઓ તારી પાસે છે, તો આ હાર વગર તારૂં શું અટકયું છે?'

'કેવળ હાર માટે જ હું એવો હાર માગતી નથી. પણ એના લૉકેટમાં આ ફોટો છે તેવો આપણો બંનેનો ફોટો હંમેશ મારા ગળામાં રાખવાની મારી ઇચ્છા છે.'

'ઠીક. નાળ માટે તું ઘોડો ખરીદવા માગે છે. પણ હાલમાં આપણો ખર્ચ કેમ ચાલે છે તે તો તું જાણે છે. એવી સ્થિતિમાં એકાદ કિમતી વસ્તુ ખરીદવી એ ગેરવાજબી જ ગણાય. તારે જોવા જ હોય તો આ ભીંત પર થોડા ફોટા ટાંગેલા છે. મન થાય ત્યારે ગમે તે ફોટો જોવાનો.'

આ જવાબથી કુમુદને ખરાબ લાગ્યું. પોતે થઇને તો કંઇ આવી વસ્તુ લાવવી નહીં ને માગે ત્યારે સાફ નન્નો સુણાવવો! તેણે ગીતાના હારમાનો ફોટો પાછો એક વાર ઉઘાડીને જોયો. 'ખરે જ કેટલું સુન્દર આ પ્રેમનું પ્રતીક છે. પણ મારા ભાગ્યમાં એવું લખાયું નથી! ગીતા અને તેનો પતિ! કેટલું ભાગ્યવાન જોડું. ગીતા તેને અને તેનો વર તેને કેટલાં બધાં ચાહે છે. પૈસાની ભલે નહીં તો પણ મનની અને પ્રેમની તેમની પાસે શ્રીમંતાઈ છે. અને મારે ત્યાં!' તેને થયું કે, હું પણ ગીતાના જેવી જ ગરીબ

હોત તો ઘણું સારું હોત, આવા કૃત્રિમ પ્રેમમાં રાચવા કરતાં.

કુમુદે એક નિશ્વાસ નાંખ્યો અને લૉકેટનું ઢાંકણું બન્ધ કર્યું. રમાકાન્ત તે વખતે ક્યાંક બહાર જવાની તૈયારીમાં હતા. ફેલ્ટકૅપ હાથમાં રાખીને તે ધીમેથી કુમુદ પાસે આવ્યા.

'તને આમ ખરાબ લાગી આવ્યું ?' હસીને કુમુદ તરફ જોઇ તેમણે કુમુદને કહ્યું, 'તમે બૈરાંઓ બહુ જ વિચિત્ર ! એકાદ માંગેલી વસ્તુ ન મળી કે આ રીસાઇ ગયાં. જોઉં તારો હાર કેવો દેખાય છે. હવે તેં હઠ જ પકડી છે તો હાર લાવવો પડવાનો.'

'મારી હઠ ખાતર હાર લાવવાના. તમારે તો તે લાવવો નથી ને ?' નીચી ડોક રાખીને કુમુદે કહ્યું 'મારું હાર વગર કંઇ અટક્યું નથી. માગી જોયો; પણ તમારી મરજી નથી તો તે પહેરવામાં શું સુખ ?'

'પણ તારે જોઇતો ન હોય છતાં મારે લાવવો છે પહેર જોઉં ગળામાં, કેવો દેખાય છે જોઇએ.'

પરન્તુ કુમુદ પોતાની જગાથી હાલી નહીં તેમ જ હાર પણ પહેર્યો નહીં.

'આમ રીસાવું ઠીક નહીં. તારે પહેરવો ન હોય તો લે હું પહેરાવું. એક વાર ફુલનો હાર પહેરાવ્યો હતો. હવે સોનાનો પહેરાવું.' એમ કહીને રમાકાન્તે બળાત્કારે કુમુદના ગળામાં હાર પહેરાવ્યો.

'રાખો, આ શું, કોઇ જોશે તો !—' રમાકાન્તે હાર પહેરાવવા માંડ્યો ત્યારે હાર પોતાના હાથે પહેરતાં કુમુદે લાડીલા સ્વરે કહ્યું. પોતાના વર વિષે મનમાં ન લાવવા જેવા આણેલા વિચારો માટે સ્હેજ પસ્તાવો અને હાર ગળામાં પહેરાવતા હોવાથી આવેલું હસવું એ બન્નેના મિલાપની છટા તેના ચહેરાપર સ્પષ્ટ જણાતી હતી.

રમાકાન્ત જરા પાછળ હટીને કુમુદના ગળામાંનો હાર જોવા લાગ્યાં. કુમુદને પ્રથમ તેમના જોવામાં કૌતુક લાગ્યું; પરંતુ પછી તેમની નજર પોતા તરફ ન હોતાં ક્યાંક બીજી બાજુ જ છે એવો તેને સંશય આવ્યો. તે હાર તરફ જોતા હતા ખરા પરન્તુ પોતાની પત્નીને હાર સરખી પ્રેમની વસ્તુ પહેરાવતી વખતે જેવી નજર હોવી જોઇએ તેવી તેને જણાઇ નહીં. આ વાત કુમુદના ધ્યાનમાં તો આવી પણ તેણે મન વાળ્યું કે, વચ્ચે જ કંઈ બીજો વિચાર આવવાથી પણ એમ બનવાનો સંભવ છે અને તેથી તેણે એ વાતને ખાસ મહત્વ આપ્યું નહીં. કુમુદે તે દિવસે રમાકાન્ત સાથે બહાર ફરવા જવાની માગણી કીધી. પરન્તુ રમાકાન્તે ઉડાઉ જવાબ આપતાં કહ્યું, શું આ ફરવા જવાનો વખત છે. હું તારી સાથે ફરવા આવું તો મારો અસીલ વાટ જોતો જ રહેશે.'

પોતા કરતાં અસીલની કિંમત વધારે ! કુમુદને ખરાબ લાગ્યું.

'એક દિવસ પણ તમે મને સાથે ફરવા લઇ જતા નથી.' ખેદપૂર્ણ સ્વરે કુમુદ બોલી. એને ઉમેર્યું, 'આજનો દિવસ અસીલને ત્યાં ન ગયા તો નહીં ચાલે ? એક દિવસ વાટ જોશે. અને અસીલો વકીલને ત્યાં આવે છે. વકીલને અસીલને ત્યાં જતા મેં તો કદી દીઠા નથી !'

'ડાહી છે ! તું એમાં નહીં સમજે.' સ્હેજ ગુસ્સાથી રમાકાન્ત બોલ્યા, 'એક હઠ પૂરી કીધી ત્યાં બીજી છે જ ઉભેલી. તમો બૈરાંને એવી જ ટેવ હોય છે. તારે ફરવા જવું હોય તો હું ટેકસીમાં જાઉં છું. તું મોટરમાં જા. શોફરને કહી રાખું છું.'

રમાકાન્ત ઝટપટ ચાલ્યા ગયા. કુમુદને મરણપ્રાય દુઃખ થયું. તેની આંખો પાણીથી

બગાઇ ગઇ. શ્રીમંતાઇનો તેને કંટાળો આવ્યો. ' પોતે ફરવા હેતુથી ફરવા જવાની વાત કાઢી અને રમાકાન્તે તેનો ભળતો જ અર્થ કર્યો ! પૈસો ! કેવળ પૈસા ખાતર તેમના મનમાં આવા વિચારો આવે છે. ગરીબ હોત તો મારી વાત આમ નિષ્ઠુરતાથી કદી પણ નકારતે નહીં. અને હું જ તેમને એથી લઇ ગઇ હોત. પણ પૈસાના જોર પર તે મારાપર અધિકાર ગજાવે છે-' તેના ગાલ પરથી અશ્રુની ધારા વહેવા લાગી.

' બાઇ સાહેબ, નીચે ગાડી ઊભી છે. ' શોફરે કુમુદને કહ્યું.

' ગાડી, જા લઇ જા તે તેમની જ વાંસે મને. ગાડીની જરૂર નથી ? એમ કહી કુમુદે ઝટ લઈ બારણું બંધ કરી દીધું. તે પલંગ પર પડી અને ઓશીકામાં માથું ખોશીને રડવા લાગી.

*

. અત્યંત ઉત્કંઠતાથી કુમુદે રમાકાંતના ટેબલનું ખાનું ઉઘાડી તેમાંથી લાંબા આકારની એક મખમલની દાબડી કાઢીને ઉઘાડી. અન્દર ગીતાના હાર કરતાં અધિક મૂલ્યવાન્ એવો સુન્દર હાર અને મધ્યભાગે લૉકેટ હતું. તે જોઇને કુમુદને અત્યંત આનંદ થયો. તુરત તેણે દાબડી બંધ કરી અને પોતાને ટેબલનું ખાનું ઉઘાડતાં કોઇએ જોઇતો નથી ને એની ખાત્રી કરી લીધી. આજે રમાકાંત રોજના કરતાં ઘેર જરા મોડા જ આવ્યા હતા અને તેમને ટેબલના ખાનામાં ગુપચુપ કંઇક મૂકતાં તેણે જોયા હતા; તેથી તેમણે હારજ આણ્યો હશે એવી ધારણાથી તેઓ જમવા બેઠા ત્યારે હાર જોઇ લીધો. આગલે દિવસે રમાકાન્ત સાથે થયલી ખટપટની ખિન્નતા આજે કુમુદના મુખ ઉપરથી ઉડી ગઇ હતી. પૈસાની પાછળ પડીને રમાકાન્ત પોતાપરના પ્રેમની ઉપેક્ષા કરે છે એમ તે ધારતી હતી-પણ હવે જણાયું કે રમાકાંત તો ઉલટા તેને આમ ખરા પ્રેમથી ચાહે છે. ઘરમાં આવતાની સાથે જ તેમણે પોતાને આણેલો હાર બતાવ્યો નહીં, તેથી પોતાની મશ્કરી કરવાનો તેમનો હેતુ હોવો જોઇએ એમ માની પોતે થઇને હારની વાત કાઢવી નહીં, એમ તેણે નક્કી કર્યું.

' આજે રાણીસરકાર ખુશીમાં જણાય છે ! ' કુમુદે આપેલું બીડું આપતાં રમાકાંતે હસીને કહ્યું.

' રાણી સરકાર હંમેશ ખુશીમાં જ હોય છે ! પણ હુજુરની મરજી લાગે ત્યારે ને ? ' વાંકી ડોક રાખીને સહેજ લાડકી વાણીથી કુમુદે ઉચ્ચાર્યું. ' કંઇ કહેવા જઇએ કે કામની સબબ હોવાની જ ! '

' એ...મ ! હા, મને લાગે છે, કાલના હાર ઉપરથી આ બધું હશે, કેમ ? પણ આજે હાર લાવવાનું ફાવ્યું નથી. અણુકે સગવડે. ' આમ કહેતાં રમાકાંતે કપડાં પહેરવા માંડયાં.

કુમુદ કંઇ જ બોલી નહીં. રમાકાંત પોતાની મજાક કરે છે એમ તેણે માન્યું. પોતે હાર આણ્યો નથી એમ કહી એકદમ બતાવવાનો તેમનો ઇરાદો હશે એવી તેની સમજ હતી. તે માત્ર હસી. રમાકાન્ત બહાર જવા માટે કપડાં પહેરતા હતા.

' આજે પણ અસીલને ત્યાં જવું જ પડશે કે ? ' રમાકાંત પાસે આવીને તેણે સૌમ્ય શબ્દમાં તેમને પ્રશ્ન પૂછયો, 'ખરેખર આજે તો મારી તમારી સાથે ફરવા આવવાની ખાસ ઇચ્છા છે; આવું ને ? '

' હા, પાછી એક જ વાત ! કાલે આટલું કહ્યું છતાં, તારી એક જ વાત ! કુમુદ, તને સાચું જ કહું છું કે, કામ બહુ જ મહત્વનું હોવાથી મારે જવું જ જોઇએ. કાલેજ તેનો કેસ નીકળવાનો છે. '

' ત્યારે એમ કરોને કે હું નીચે મોટરમાં

બેસી રહીશ. તમારું કામ પૂરું થાય એટલે આપણે ફરવા જશું. નહીં તો એક દિવસની રજા આપવા હું તમારા અસીલને કહીશ. શું તે એટલું મારું નહીં માને ?'

'મૂરખ છે !' ઉતાવળથી રમાકાંત બોલ્યા. 'મારે ત્યાં રાત્રે બાર પણ વાગે. ત્યાં સુધી તું મોટરમાં બેસી રહે ? તારું આટલું સાંભળ્યું એ જ મારી મૂર્ખાઈ થઈ !'

કુમુદને ખરાબ લાગ્યું. ગુસ્સો પણ ચઢયો. પરંતુ રમાકાંતને સમજાવવા શક્ય્ નહોતું. આવો સુંદર હાર ઘેરે લાવવા છતાં તે પોતાની પત્નીને પ્રેમપૂર્વક આપવાને બદલે એમને પોતાના અસીલની કિંમત વિશેષ છે એ વાતનું તેને આશ્ચર્ય લાગ્યું. છેવટે ગમે તે થાય તો પણ રમાકાંત સાથે ફરવા જવાનું જ એવો તેણે નિશ્ચય કીધો. રમાકાંતની પાછળ પાછળ જ તેના અસીલને ત્યાં જઈને તેમને ચકિત કરવા અને પછી ત્યાંથી ફરવા જવાનો તેણે ઠરાવ કર્યો.

'ઠીક, પણ મને મોટર તો મળશે કે નહિ ? હું એકલી જ ફરવા જઈશ.' તેણે રમાકાંતને પૂછયું.

'હરકત નથી. હું જઈશ ભાડાની ગાડીમાં' સીલીંગ તરફ થોડીવાર જોયા પછી રમાકાંતે જવાબ આપ્યો અને ચાલ્યા ગયા.

રમાકાંતે આણેલો હાર ગળામાં પહેરીને જ ફરવા જવાનું અને તે બતાવીને તેમને આશ્ચર્ય ચકિત કરી મૂકવા એવો વિચાર કરીને તેણે રમાકાંતના ટેબલનું ખાનું ઉઘાડવાનો પ્રયત્ન કર્યો પરંતુ તે બંધ હતું. તેની કૂંચી પણ તેને મળી નહી. તે ખૂબ બબડી, પરંતુ કંઈ ઉપયોગ ન થયો. નવો હાર પહેરીને આવેલી જોઈ રમાકાંત વિસ્મય પામશે અને પોતાના અસીલ આગળ હારનું બહુ વર્ણન કરશે, એવું જે તેણે ચિત્ર દોર્યું હતું તે સદંતર ભાંગી પડયું. પોતે હાર ન જુએ એટલા ખાતર કદાચ રમાકાંત ખાનું બંધ કરીને ગયા હશે, એવો પણ એક વાર તેને વિચાર આવ્યો.

તે જ વખતે શોફર દરવાજામાં આવીને ઉભો રહ્યો.

રામા, તેને જોઈને તે એકદમ બોલી, 'તેઓ જે અસીલને ત્યાં ગયા છે, ત્યાં મને લઇ જા.'

'અસીલને ત્યાં ?' એટલા જ આશ્ચર્યોદ્ગાર કાઢીને રામો સ્તબ્ધ રહ્યો.

'તેમાં તને એટલી વિમાસણ શેની ? તેઓ દરરોજ અસીલને ત્યાં જાય છે. ઘેરે બાયડી છે કે નથી તે પણ કોણ જાણે ? આજે તો હું તેને મળીને નાંખીને કહેનાર છું.'

'બાઇ સાહેબ !' આગળ રામો બોલી શકયો નહિ. તે નીચી ગરદન રાખીને ઉભો રહ્યો.

'કહેને તારે શું કહેવું છે ?' તે બોલતો નથી એમ જોઇ કુમુદે કહ્યું.

'આપ ત્યાં ન જાઓ તો સારું.' હિંમત રાખીને રામો બોલ્યો.

'કાં, કોર્ટ દરબાર કરનાર માણસને ત્યાં જવા શી હરકત ?' કુમુદે હસીને કહ્યું, 'ગાંડા, તે ઝઘડનારો માણસ હશે છતાં તેને બૈરી છોકરાં તો હશે જ ને ? તેને એક કામની કાળજીને ખાતર પત્નીને છોડીને રાત્રે એમની મુલાકાત લેવી જરૂરી હશે, પણ વકીલ સાહેબે તો પોતાનો વિચાર કરવો જોઇએ. હંમેશ આવું જ ચાલ્યા કરે છે. પૈસા થોડા છે ? પણ એમને તો રાતદિવસ અસીલ અને કોર્ટનાં કામો !'

'પણ, બાઇસાહેબ, એક વકીલ કોઇ અસીલનું કામ લે એટલે તે પૂરું કરવું જ રહ્યું. આપણે વિનાકારણ તેમને ત્રાસ આપવા ત્યાં શાને જવું ?' રામાએ કહ્યું.

'તારું ડહાપણ રહેવા દે, હું કહું તેમ કર.'

*

'બાઇ સાહેબ,' મોટર રસ્તાના ખૂણા આગળ ઊભી કરીને રામાએ કહ્યું, 'ગરીબ પર ગુસ્સે થશો નહીં; પણ ખરું જ કહું છું. જૂઓ, તમે તેને ત્યાં ન જાઓ એ જ સારું. વિનાકારણ ત્યાં તમારું અપમાન થશે. તમારાં જેવાંએ એ ઘરમાં પગ મૂકવો—'

'ગાંડો છે.' તેને બોલતો અટકાવી કુમુદ બોલી, 'અરે, તેઓ મને શું કરવી ખાવાના છે? તે અસીલની રૂબરૂમાં જ હું તેમને પૂછીશ. પણ મોટર વચ્ચે જ, કેમ ઊભી કાધી?'

'આગળ મોટર લઇ જાઉં તો શેઠ મને વઢે.' રામો બોલ્યો. હવે તમે સારું માનતાં જ નથી તેથી મારો નાઇલાજ છે. બાકી—

'ચાલો આપણે અહીંથી ચાલતાં જ જઇએ.'

બંને જણાં તે અસીલના ઘર પાસે આવ્યાં. કુમુદે ઉપર જોયું, બારીઓમાંથી દિવાઓનો પ્રકાશ બહાર પડી રહ્યો હતો.

'રામા, આજે અહીં કંઇ સમારંભ લાગે છે, અને એમને એકલાને જ બોલાવ્યા?' કુમુદે રામાને પૂછ્યું. વિશેષમાં કુમુદ બોલી; 'આ તો કોઇ વિચિત્ર જ અસીલ જણાય છે. અમને બંનેને આમંત્રણ આપવાની સાદી રીતની પણ એને ખબર જણાતી નથી!'

રામો કંઇ જ બોલ્યો નહીં. કુમુદને આ ઠેકાણે લાવવા માટે શેઠ અવશ્ય ગુસ્સે થવાના એ તો તે જાણતો જ હતો. બન્ને માળ પર જવા લાગ્યાં. પોતાના પતિ સામે જઇને ઊભી રહેવા કુમુદ ઉતાવળી થઇ હતી. દાદર ચઢી રહ્યા એટલે બારણું ઠોકવાનો વિચાર કરે છે ત્યાં રામાએ આડો હાથ કરીને તેને અટકાવી.

'બાઇ સાહેબ, મને માફ કરો.' રામો બોલ્યો, 'પણ પહેલાં વકીલ સાહેબ અને તેમના અસીલનું શું ચાલે છે તે આ બારણાની ફાટમાંથી જોશો તો ઠીક થશે.'

બારણાનું શટર સ્હેજ ઉઘાડીને કુમુદે અંદર જોયું. એક સુસજ્જ દિવાનખાનામાં, એક કોચ પર રમાકાન્ત બેઠા છે. તેમની સોડમાં જ એક નખરાબાજ સ્ત્રી બેઠી છે અને તેણે પોતાના હાથમાં એક સુવર્ણહાર પકડેલો છે. રમાકાન્તના ખાનામાંનો જ આ હાર છે એવી કુમુદની ખાત્રી થઇ. તે સ્ત્રીના ચહેરા પર કિંચિત્ તિરસ્કાર જ દેખાતો હોય, રમાકાન્ત તેના તરફ નમ્ર મુદ્રા કરીને જોતા હતા.

'પ્રાણેશ્વરી' રમાકાન્તના શબ્દો કુમુદના કાન સાથે અથડાયા. 'આ લૉકેટમાં આપણો બન્નેનો ફોટો રાખીને આ હાર તારે હંમેશ ગળામાં પહેરી રાખવાનો, સમજીને!"

'છટ્!' તે નખરાંબાજ તરૂણી બોલી 'બન્નેનો ફોટો બળ્યો શોભે ખરો કે? અને આવો સાદો હાર હું નહિ પહેરું! હું એવું કશું નહીં કરૂં. હાર તે શું અને તેનું મહત્ત્વ કેટલું. છતાં તમે કહેશો તો મારો એકલીનો ફોટો એમાં જડાવીને હું પહેરીશ.'

પોતે મંગાવેલો હાર એક વારાંગનાના હાથમાં! અને પોતાની ફોટાની કલ્પના ધૂત્કારીને તે ડાકણનો ફોટો તેમાં રાખવા માટે તેની વીનવણી કરે છે! તે 'પ્રાણેશ્વરી' અને 'હું'?—કુમુદના ક્રોધનો પાર રહ્યો નહીં—તેનું શરીર કંપવા લાગ્યું. આખું ઘર, દાદર ચક્કર ચક્કર ફરી રહ્યાનું તેને લાગ્યું. 'રામા' તેનાથી જોરથી બૂમ પડાઇ ગઇ. રામો પાસે જ હતો. દરવાજે પકડી લેવાનો તેણે પ્રયત્ન કર્યો, છતાં તે જમીનપર પટકાઇ પડી!

# જ્ઞાનેશ્વરી

લેખક : શ્રી. ત્ર્યંબક દ. ઓઝા

ગાયા વૈશાખમાં લગ્નગાળો, જાણે કોઇ ચેપી રોગ ફાટી નિકળ્યો હોય તેમ ફાટી નિકળ્યો હતો. રેલ્વેવાળાઓની " જેમ બને તેમ ઓછી મુસાફરી કરો ! " તેમ જ "જ્યારે જરૂર પડે ત્યારે જ મુસાફરી કરો!" આવી જાહેરાતની માણસોને કાંઇ પણ અસર થતી નહોતી; તેમ જ લગ્ન કરતી વખતે પણ " આપણે તો લગ્ન કરવાની ખાસ જરૂર છે " આમ પોતાના મનને મનાવી માણસો ધામધુમથી જાન જોડી લગ્નનો લહાવો લેવા નિકળી પડે છે !

હું અને મારા ' એ ' પણ સાંજની ટ્રેનથી રવાના થઇ મારી બહેનની દીકરીના લગ્ન પ્રસંગે વસંતપુર જવા નિકળી પડયાં. વસંતપુર પહોંચતાં સુધીમાં ગીરદીથી એવાં ત્રાસી ગયાં કે તેની હદ જ નહિ. આવી સખત ગીરદીમાં પણ અમે ધારી ધારીને જોવાની વ્યક્તિ હોઇએ તેમ અનિમેષ નજરે તથા કટાક્ષભરી નજરે અમારી સામે જોઇ રહેતા અને માહો માહે વાતો પણ કરતા. ( અમારા સંબધી ). પણ તેમનાથી માત્ર વાતો સિવાય કાંઇ જ થઇ શકે તેમ હતું જ નહિ ! બીચારા !

*

વસંતપુર આવ્યા બાદ નિર્મળાનાં લગ્ન આનંદ ઉત્સવથી પતી ગયાં. મારી બહેનની દિકરીનું નામ નિર્મળા હતું.

લગ્નથી નિવૃત્ત થયા બાદ, તેમને રજા ન હોવાથી તેઓ તો લગ્ન પત્યાં તે જ દિવસે પાછા ત્યાં ચાલ્યા ગયા હતા; મારી ઇચ્છા પણ તેમની જ સાથે જ જવાની હતી. પણ મારી બહેનના આગ્રહને વશ થતાં, મારે વસંતપુર રોકાઇ જવું પડયું.

*

વસંતપુરમાં " જ્ઞાન કુટિર " નામે એક મંદિર છે. ત્યાં હમણાં થોડા દિવસો પહેલાં એક સાધ્વી આવેલ છે. તે ઘણો જ સદુપદેશ શ્રોતાજનોને આપે છે. તેના શ્રોતાઓમાં માત્ર સ્ત્રીઓ જ હોય છે.

મારી બહેન અને હું પણ શ્રોતામંડળમાં ભળ્યાં. ખરેખર ! જ્ઞાનેશ્વરી તે જ્ઞાનેશ્વરી જ હતી ! તેણી ઉપદેશ એટલો બધો મીઠી જીભે આપતી કે દરેક શ્રોતા પર તેણી ધારી અસર ઉપજાવી શકતી. સાધ્વીનું નામ જ્ઞાનેશ્વરી હતું.

મને જ્ઞાનેશ્વરીના આખ્યાન–વ્યાખ્યાનોમાં ઘણો જ રસ પડવા લાગ્યો. કારણ તેણી હિંદુ–સંસારમાં રહેવાને યોગ્ય બનાવે તેવા ઘણા જ સદુપદેશ આપતી હતી. વળી અમારૂં સ્ત્રીહૃદય એટલે આસ્થા તુરત બેસી જાય ! અમારી આસ્થા બાબતમાં વધારે જાણવું હોય તો અમારી સાસુઓ કે માતાઓને પૂછી જુઓ !

મેં મારા ' એ 'ને,–તમે કહેશો ' આ નવા યુગની નારી શા માટે તેના પતિને ' એ ' કહી સંબોધતી હશે ! " વારૂ ! હવે હું તેમનું નામ જ લઇને આપણા પ્રસંગમાં તમારી સાથે વાતચીત કરીશ કેમ બરાબર છે કે !! એટલે મારા 'એ'ને કહેતાં અનુપને પત્ર લખી જણાવી દીધું કે હું અત્રે થોડા દિવસો વધુ રોકાઇશ તો ચલાવી લેશો. તેમને જો કે ગુસ્સો આવ્યો હશે પણ આજકાલની પત્નીઓને તો તમે જાણતા જ હશો !

ધીરે ધીરે હું જ્ઞાનેશ્વરીના સંપર્કમાં આવવા લાગી. મને જ્ઞાનેશ્વરી સાથેની એકાંતની મુલાકાતોમાં ધીરે ધીરે તેણીના પુર્વ જીવનમા કોઇ એવું પ્રચંડ મોજું આવ્યું છે કે જેથી તેણી સાધ્વી બનવા પ્રેરાઇ છે–બની છે. એમ સહેજે ભાસ થવા લાગ્યો.

*

રોજની માફક એક દિવસ હું જ્ઞાનેશ્વરીને મળવા ચાલી.

મારી બહેને મને "તું ક્યાંક જ્ઞાનેશ્વરીની શિષ્યા ન બની જતી! જાળવજે હો! બીચારા અનુપ રખડી પડશે!" આમ વ્યંગમાં ટકોર કરી. હું નિરૂત્તર રહી ચાલી ગઇ.

જ્ઞાનેશ્વરી પણ મારી જ રાહ જોતી બેઠી હતી. વાતમાં ને વાતમાં "તમે સંન્યાસ લીધો તે પહેલાં કોણ હતાં તે જણાવશો?" મારાથી જ્ઞાનેશ્વરીને પુછાઇ ગયું.

"પણ બેન!-એ કહેવાથી શો ફાયદો! તમે જે આજે માનો છો, તે મારી કરૂણ કથની સાંભળી મારા પર ઘૃણા ઉપજશે, માટે તે તો અંધકારમાં રહે તેજ સારૂં છે!" જ્ઞાનેશ્વરીએ કાંઇક ગંભીર બનતા કહ્યું.

"ના! ના! તમે મારી સાહેલી છો-બહેન છો! તમને કહ્યા વગર ચાલે તેમજ નથી." તેનું સ્ત્રી હૃદય બોલ્યું.

"વારૂ."

જ્ઞાનેશ્વરીએ પોતાની જીવનકથની કહેવા માંડી:

"અવની પર વસંતના ઋતુરાજની ફોરમ ફેલાયેલી હતી. પાનખર ઋતુ પુરી થતાં વૃક્ષો પર લીલી-હરિયાળી કુંપળો ફુટવી શરૂ થઇ હતી. મારા જીવન પર આવી સ્રઢાર અઢાર વસંતના વાયરાઓ વાઇ ચુકયા હતા. યૌવનનો થનગનાટ પુષ્પધન્વાને પણ શરમાવતો હતો. આ વસંત આગમને મારી જીવન કુંજવાડીની ફોરમ પ્રસરી રહી હતી.

"હું એ વખતે મહાશાળાના પહેલા વર્ષના પગથારે પહોંચી હતી. એ મહાશાળામાં એક યુવાન કે જેને દુનિયા કલાપીના નામથી ઓળખતી-પિછાનતી હતી; તે દ્વિતીય વર્ષમાં વિદ્યા સંપાદન કરી રહ્યો હતો.

"મારૂં અને એ કામદેવના અવતાર સમા એ કલાપીનું પ્રથમ મિલન, મહાશાળામાં પ્રેમી વિદ્યાર્થીઓની મીઠી ગોઠડી હૈયે રાખતાં, એ શેતુરના વૃક્ષ નીચે થયું હતું. એ પ્રથમ મિલને જ અમારા આત્મા એક થયા. આત્મિય ભાવને ઓથે પ્રેમકુપમાં સ્નાન કરવાં લાગ્યાં.

"અમારો આ નિર્દોષ પ્રેમ સંબંધ મહાશાળાની ચોતરફ પ્રસરી ચુકયો. અને સમવયસ્ક સાહેલીઓ તથા સહાધ્યાયીઓએ ઉદ્‌ગાર કાઢયા કે 'સમાજમાં આ એક ભાવી યુગલ છે! બન્નેનાં માબાપો લગ્નમાં સંમતિ આપે અગર ન આપે. પરંતુ જ્ઞાનેશ્વરી અને કલાપી આત્માના ઐક્ય સાધી પ્રભુતામાં પગલાં માંડશે!'

"અમારાં આ લગ્નમાં અમારા માતપિતાએ પણ સંમતિ આપી.

"અમારા લગ્નને હજી ચાર માસ બાકી હતા. તે દરમ્યાન હું અને મારો કલાપી દંપતિ સંબંધ બાંધી ચુકયા હતા.

"મનુષ્ય ધારે છે કાંઇ અને કુદરત કરે છે કાંઇ! કુદરતની કલા અકલિત જ છે!

"અચાનક કોઇ કાળ ચોઘડીયે કલાપી માંદગીને બીછાને પડયો.

"મને શંકા-આશંકાઓએ ઘેરી લીધી. હૃદયમાં કોઇક અદીઠ અમંગળ શંકાઓ ઉપસ્થિત થઇ. અને ધ્રાસકો પડયો કે કદાચ કલાપી...?

"—અને કાળ અમારી સામે રૂઠયો. મારા હૈયાંના હાર-જીવનનૈયાનો સુકાની મને આ સંસાર સાગરમાં અધવચ ઝોલાં ખાતી મુકી એકલો સ્વર્ગ પંથે પરવર્યો. પરમાત્મા કે તેને જરા યે મારી દયા ન આવી.

"જે વખતે કલાપી સ્વર્ગે સંચર્યો ત્યારે મને ત્રણ માસ થયા હતા!

"હેં!!!" મારાથી સહસા પુછાઇ ગયું.

"હા. તે પછી મારી માનસિક વ્યગ્રતા તેમજ પરિસ્થિતિ કેવી થઇ હશે! તેં તમેજ કહોને!

"ઉપરોક્ત ઘટનાની મારા માતપિતાને પણ જાણ થઇ. અને જ્યારે અમારા પ્રેમવૃક્ષનું ફળ મૃત અવસ્થામાં આ અવની પર

આવ્યું ત્યારે દુનિયા–સમાજને પણ જાણ થઇ.

" મારા માતપિતાની ઇચ્છા મારૂં બીજે ઠેકાણે લગ્ન કરવાની હતી. પરંતુ સમાજને તે ઇચ્છા ના મંજુર હતી.

" મારી ઇચ્છા પણ દ્વિતીય લગ્ન કરવાની નહોતીજ. કારણ આર્યલલના પોતાનું જીવન પોતે માની લીધેલા હૈયાના હારનેજ સમર્પી ચુકી હોય છે.

" અને તેથી મેં કલાપી પાછળ ભેખની કફની ધારણ કરી. હું સાધ્વી બની. અને ગામેગામ તથા શહેરેશહેર સાત્વિક વૃત્તિથી મારી દિકરી–બહેનો–તથા માતાઓને મારી શક્તિ પ્રમાણે યોગ્ય ઉપદેશ આપતી ફરું છું."

જ્ઞાનેશ્વરીએ એક મહાન નિસાસા સાથે નયન નીર લુછતા પોતાની કરુણ કથની પુરી કરી.

# સમાજ ——— અને ——— કર્તવ્ય

લેખિકા : સૌ. સરસ્વતી એમ. મહેતા

આપણા હિંદુસમાજ અને આપણા કર્તવ્ય માટે બે શબ્દો કહેવાની ઇચ્છા રોકી શકાતી નથી. આપણાં હિંદુસમાજમાં અનેક પ્રથા અને રૂઢીઓ એવી જડ નાખી બેસી ગઇ છે કે તેનાં ઉંડાં મૂળ ગયા છે. અને તે કાઢવાં બહુ કઠીન છે, કારણ કે તે વિષે ગળથુથીમાં જ જ્ઞાન (?) આપવામાં આવ્યું છે. આપણા સ્વભાવમાં સાચા સુધારાને અવકાશ હોય તેમ અમને લાગતું નથી.

ખરૂં કહેવામાં આવે તો સુધારો દાખલ કરવા જેટલું બળ-સામર્થ્ય ભાગ્યે જ કોઇ વ્યક્તિ ધરાવતી હશે. અને તેમ હોવાનું કારણ એ છે કે, કુરૂઢીનો ઉચ્છેદ કરી યોગ્ય સુધારો કરવા માટે જો કોઇ વ્યક્તિ બહાર પડે તો આપણો સમાજ યોગ્યાયોગ્યનો કિંચિત માત્ર વિચાર કર્યા સીવાય એ વ્યક્તિએ મહાન અપરાધ કર્યો હોય એ રીતે તેને વખોડી કાઢી તેની મરજી માફક બિભિત્સના કરી તેના નામનો ધજાગરો બાંધશે. અને કાચીપોચી એ વ્યક્તિ હશે તો સામ, દામ, દંડ ભેદથી તેને દબાવી દઇ મૌન રહેવાની ફરજ પાડશે.

પુરૂષ જેવા પુરૂષનું ગજુ સત્ય સમજાવવાનું નથી તો પછી બહેનો માટે એ કામ કેટલું કઠીન છે એ તો સર્વ સમજી શકે તેમ છે. કારણ કે હિંદુસમાજમાં અમારી બહેનોનું સ્થાન બહુ ઉંચુ નથી, બહેનો તો તેમની જન્મસિદ્ધ શરમ-મર્યાદાને અંગે એ વિષે શબ્દોચ્ચાર ન કરી શકે એ ખરૂં જ છે. કેમકે જન્મથી જ પુત્ર પુત્રીમાં પક્ષપાત આપણા સમાજમાં રખાએલો આપણને દષ્ટિગોચર થાય છે. એકાદ બે વાતની સ્મૃતિ કરાયાથી તે સ્પષ્ટ સમજી શકાશે.

પુત્રીના જન્મથી ઘરનાં બધાં ઉદાસીન બની જશે. પુત્રના જન્મ વખતે ઉત્સવ મનાવાશે. થાળીથી પુત્ર જન્મના સમાચારની જાણુ થવાથી માંડીને, દાન, પુન્ય, ઇનામ, અકરામ અને તમામ સંસ્કાર વિધી કરવામાં આવશે. પુત્રીના જન્મવેળાએ કશું નહિ. વિચારવું જરૂરી છે કે સ્ત્રીના અસ્તિત્વ વિના, ધ્રુવ, નરસિંહ, તુકારામ, જ્ઞાનેશ્વર, તુલસીદાસ, વિદુરજી, હરિશ્ચંદ્ર જેવી મહાન વ્યક્તિઓનું પ્રાગટ્ય ક્યાંથી હોત ? એ મહાપુરૂષોએ પણ માતાની કુખેથી જ જન્મ ધારણ કરેલ હતો. પછી શંકરાચાર્ય, કૃષ્ણ, રામ, કપિલદેવ, વસિષ્ઠ, વ્યાસજી, શુકદેવજી, વિગેરે અવતારી વ્યક્તિને જન્મ દેનાર માતાઓ, સ્ત્રીઓ જ હતી. અંગીરા, નારદ, અત્રી, વાલ્મિકી, યાજ્ઞવલ્કય, જેવા ઋષી મુનીઓની જન્મદાતા સ્ત્રીજ હતી. ગાર્ગી, સુલભા, મીરાં, સીતા, સાવિત્રી, અનસુયા, દમયંતી, જેવી મહાસતીઓ, અને દેવીઓ નારી જાતીજ હતી ભરતખંડમાં અવતાર લઇને તેઓએ આપણને માર્ગસુચન કર્યું છે. તો આપણા હૃદયમાંથી ખોટા વહેમો દુર કરી, સમાજમાં કુપ્રથારૂપી પ્રવેશી ગએલ સડાને નાબુદ કરવાનું કામ બહેનોનું ખાસ છે. કારણ કે જો સાચુ કહેવામાં આવે તો વહેમો, અનેક કુપ્રથા યાને કુરૂઢીની જન્મદાતા આપણી બહેનો છે. એને પોષવામાં આપણો વધારે ફાળો છે. અને તેમાં આપણે વધારે સહન કરવું પડે છે. જે રીતે કરોળીયો જાળ બીછાવી બીજાનો શિકાર કરવા માગે છે, અને તેનાં જાળામાં, માખી,

મંકોડા અને ધતર જંતુઓને પકડી મરણ શરણ કરે છે, પરંતુ છેવટે એ જાળમાં પોતે પણ ફસાઇ, અટવાઇ મુંઝાઇ મરી જાય છે એ રીતે આપણે ધારણ કરી રાખેલ વહેમો, અને રૂઢીઓથી આપણેજ અંતમાં શોચવું પડે છે. અને હાથના કર્યા હૈયે વાગે છે. તો એવા ખોટા વહેમો, અને કુપ્રથાઓને મૂળમાંથી નિર્મુળ કરી દેવા માટે તત્પર થવું જોઇએ કે જેથી કરીને ભવિષ્યમાં આપણે સુખે રહી શકીએ.

આવી વસ્તુને તિલાંજલી આપવા માટે બહાર પાડનારની સમાજ ટીકા કરશે. કદાચ તેના નામનો ઉહાપોહ કરી તેને સંડોવશે, સુધારક અને ઉચ્છૃંખલ જેવા વિશેષણોથી નવાજવા ઉપરાંત, બીજી પણ અનેકવિધ ઉપાધીઓમાં ઉતરવું પડશે, પરંતુ તે છતાં જો ધૈર્ય-સહનશીલતા રાખી, સત્ય વસ્તુ સમજાવી, સર્વ ખોફ વહોરી લેઇને પણ પોતાના કાર્યમાં અટલ રહેશે તો કાંઇ ઉજ્વળ દીવસ જોવાનો સુઅવસર પ્રાપ્ત થશે એ વાત નિઃસંશય છે.

સિતાજીને પ્રભુ રામે, રાવણને મારી લાવ્યા પછી, તેની અગ્નિપરિક્ષા કરાવી શુદ્ધતાની ખાત્રી સમાજને કરાવ્યા છતાં, સમાજની એક ક્ષુદ્ર વ્યક્તિના બોલવા પરથી માતા સિતાને રામે પુનઃ વનવાસ આપ્યો. ત્યાં વાલ્મિકીના આશ્રમે રહી, લવ કુશને જન્મ આપ્યા પછી યોગ્ય સમયે વાલ્મિકીએ માતાજી સાથે રામચંદ્રજીની સભામાં આવી સર્વ નાગરીકો સમક્ષ માતા સિતાની પવિત્રતાની સાબીતી આપી તેનો અંગિકાર કરવા રામચંદ્રજીને આજ્ઞા કરતાં, તુરત રામે તેનો હર્ષથી સ્વિકાર કર્યો હતો.

આમ ફરીવાર સિતા માતાને રામે વનમાં મોકલ્યાં તે વખતે રામની બહુજ ટીકા થઇ હતી અને માતા સિતાને અન્યાય કર્યાનો આક્ષેપ પણ તેમના ઉપર મુકવામાં આવ્યો હતો, તે છતાં પોતાનું કર્તવ્ય, વાલ્મિકી દ્વારા સિતા માતાની પવિત્રતા જાહેર કરાવવાનું હતું તે સમજીને, તેમણે ટીકાની તરફ ધ્યાન આપ્યું ન હતું, અને પોતે કર્તવ્ય કર્મને પ્રાધાન્ય સ્થાન આપ્યું હતું, એ રીતે ખોટી ટીકા તરફ લક્ષ ન આપતાં, સાચા કલ્યાણકારી સમાજ સુધારા માટે સૌ ભાઇ બહેનોએ તનમનથી ભોગ આપી, આપણી જ્ઞાતિમાં, સમાજમાં અને સંસાર વ્યવહારમાં સર્વને હિતકારી બને એવા સાચા સુધારા કરવા પ્રયાસ કરવો એજ આપણું સૌનું એક જ કર્તવ્ય અત્યારે છે.

જ્યારે સત્ય વસ્તુ સમાજ સમજશે, ત્યારે સુંદર સંસાર સર્વનો બનશે. પોતાનો ગૃહસ્થાશ્રમ સ્વર્ગ સમાન સુખ આપનારો થઇ પડશે, અને સાચા સુધારા લાવનાર વ્યકિતની સમાજ પ્રશંસા કરવા લાગશે, છતાં માનાપમાનમાં સમદષ્ટિ રાખી સ્થિતપ્રજ્ઞની માફક, એ સર્વ વ્યક્તિ રહેશે તો એ મહાન થઇ શકશે. માનવીમાંથી મનુષ્ય દેવ બની શકે છે. અત્યારે તો માનવતા કયાંઇ દષ્ટિગોચર થતી નથી. સઘળે સ્થળે જ્યાં નજર નાખીએ ત્યાં પશુતા નૃત્ય કરી રહેલી જોવામાં આવે છે.

જો તેમ ન હોય તો ભાઇઓ ભાઇઓની અંદર કલેશ કંકાસ શા માટે હોય ! આપણી સામે, રામાયણ જેવો મહાન સદ્ગ્રંથ પડયો છે. આપણે તે અનેક પ્રસંગે સાંભળ્યો હશે, ઘર ઘર ગિતાજી છે. ઘર ઘરની અંદર અલ્પાંશે, પણ એનું પઠન પાઠન થતું હશે, તેમાં આપણે શું અવલોકી શકયા ? રામાયણમાં ભ્રાતૃપ્રેમ, માતાપિતા, સાસુ સસરાનો સ્નેહ, સર્વ પ્રત્યેની ફરજ, અને પરસ્પર વાત્સલ્ય, ગિતાજીમાં અર્જુનને આપેલું શ્રીકૃષ્ણ પરમાત્માએ અગાધ જ્ઞાન, કર્મયોગ,

ભક્તિયોગ અને જ્ઞાનયોગ એ સઘળું સ્મૃતિપદમાં આવતાં, તેવું જીવન જીવવા અભિલાષા આપણને સર્વને થાય એ સ્વાભાવિક છે. કારણ કે આપણું સદ્‌ભાગ્ય છે, કે આપણો જન્મ, જ્યાં અવતારી પુરૂષો થઇ ગયા છે એવા ભારતવર્ષમાં છે. ત્યાં ખોટા વ્હેમો કે પ્રથાઓ અને ઝઘડાને સ્થાન ન સંભવે,

પતિવ્રતના ઓજસને અંગે બહેનો પહેલાંની સતીઓ જેવી બની શકે. ધાર્યું સત્ કાર્ય પાર ઉતારી શકે, કેમકે તેમનો હેતુ જગતમાં અસ્તીત્વ ધરાવનાર, માનવ-પ્રાણીને નરમાંથી નારાયણ બનાવવાનો જ હોય. નિર્બળ નારીમાથી વિરાગના સતી ઉપજાવવાનો સ્તુત્ય પ્રયાસ હોય અને ઇશ્વરમાં તેમને અપૂર્વ—અથાગ શ્રદ્ધા હોય, એટલે તેમના સર્વ મનોરથ પ્રભુ પૂર્ણ કરે જ એ વિષે જરાએ શંકાને સ્થાન ન સંભવે.

આમ વિચારી સમાજને, ઘરને, અને જગતને સત્પંથે વાળવા માટે સદ્‌ભય જગતનો સાક્ષાત્કાર કરવા સારૂ, કુરૂઢી, કુપ્રથા અને વ્હેમો અંતરથી દુર કરવા, સાચી સમાજ સુધારણાર્થે પ્રયાસ કરવા મારી નમ્ર વિનંતી છે, એ માટે પરબ્રહ્મ આપણને સર્વને મનોબળ, અથાગ શ્રદ્ધા અને શક્તિ પ્રદાન કરે, એવું હું વિપદ-ભંજન ભગવાન પાસે સદા સર્વદા માગું છુ અને જરૂર આપણામા તેવું સામર્થ્ય ઇશ્વર આપશે જ એમ મને તો અચળ વિશ્વાસ છે. પછી સત્‌યુગનો વારો આવવાને વિલંબ લાગશે નહીં, એ સમય સત્વર લાવવો સર્વ બાઇ બહેનોના હાથમાં છે. અસ્તુ.

# નવી દુનિયામાં સ્ત્રી ફાળો આપી શકે?

લેખિકા : કુ. વનબાળા દેસાઈ

[ ડિસેમ્બર ૧૯૪૩ના અંકના પાન ૨૯૫ થી ચાલુ ]

કળા અને સાહિત્યનાં ક્ષેત્રમાં જોઈએ તો પણ આપણને કેટલીએ વિદુષી બહેનો મળશે. રાણી મીરાં, મીરાંબાઈએ ભગવાનને અણુએ અણુમાં પિછાન્યા અને ભક્ત કવિ તરીકે પ્રખ્યાતી પામ્યાં. તેમણે તેમના પ્રભુપ્રેમને જ કવિતામાં ગુંથ્યો અને એ સ્ત્રીસુલભ કોમળતાએ બધા વાંચકના મન હરી લીધાં. અને તેથી તેમનું સાહિત્ય લોકભોગ્ય બન્યું, અને દરેકનાં હૃદયમાં કંઈક ને કંઈક પ્રેમ-ભક્તિનાં સિંચન સીંચીને આમ વર્ગને જાગૃત કર્યો. તેમની પ્રેમલક્ષણા ભક્તિ હજી આજે પણ સાહિત્યમાં અમરત્વ પામી છે.

કળાના ક્ષેત્રમાં આના પાવલોવાનું નામ પ્રખ્યાત છે. એણે જ આપણા ઉદયશંકરને ઉત્પન્ન કર્યો એમ કહી શકાય, અને આખી નૃત્ય વિદ્યાને દેવતાઈ બનાવવાનો મૂળ યશ પાવલોવાને ઘટે છે. હજી આજે પણ રૂક્ષ્મણી દેવી જેવી વિદુષી બાઈએ નૃત્યકળાને જીવનમાં ઉતારી; અને તે કળાની મહત્તા જગત સમસ્ત આગળ બતાવી અને તેના ઉપર પુસ્તકો પણ લખ્યાં. આજ પ્રમાણે સરોજીની દેવી પણ એક પ્રખ્યાત કવૈત્રી છે. તેમની કળા પ્રેમને જ વરી છે. તે ઉચ્ચ પ્રકારના પ્રેમને જ—કે જે તદ્દન નિસ્વાર્થ છે ને બદલાની સ્હેજ પણ આશા રાખતો નથી—એવા પ્રેમની ઝાંખી સમાજને કરાવી. તેમાં તેમનો દેશ પ્રત્યેનો પ્રેમ એટલો બધો ઉત્કટ બન્યો કે પોતાના દેશને ખાતર તો એ સાહિત્યનું ક્ષેત્ર મુકી રાજકિય ક્ષેત્રમાં પડયાં; અને ત્યાં પણ ભલભલા વક્તાઓને હંફાવે તેવી સુંદર શૈલીથી અને પ્રેમાળ સંબોધનોથી તેમણે આખા રાષ્ટ્રને જાગૃત કર્યો ને સમાજને દેશપ્રેમથી નવપલ્લવિત કરી લોકોને તેમની જવાબદારીનું ભાન કરાવ્યું. એ હિન્દનાં બુલબુલે તો સદાએ મીઠા પ્રેમનાં જ ગીતો ગાયાં છે. સમગ્ર માનવ જાતને સત્ય ને અહિંસાનો પાઠ આપે છે. આ સરોજીની દેવીને દેશ પ્રેમની ગૌરાંગી કહે તો ફ્લોરેન્સ નાઇટીન્ગલને સુશ્રુષાની દેવી કહે. સ્ત્રી એ દયાની દેવી છે એ વિધાનને ફ્લોરેન્સ નાઇટીન્ગલ પુરો પાડે છે. ક્રિમીયાનાં યુદ્ધો વખતે એ યુદ્ધ વચ્ચે જઈને ઘવાએલા સૈનિકોને રણભૂમિમાંથી ખસેડી સુરક્ષિત સ્થાને લઈ જઈને તેમની સેવા કરી, તેમના જખમો ધોયા ને યોગ્ય દવાઓ કરી તેમાં તેમને નવજીવન અર્પ્યું. તેનાં પ્રેમાળ વચનોથી સૈનિકોમાં નવી આશા, નવી શ્રદ્ધા ને શૌર્ય આપ્યું. આ કાર્ય તેનું એક જ સમય પુરતું ન રહેતાં તેનાં અનુકરણ રૂપે આજે જે નર્સોની પદ્ધતિ સમસ્ત જગતમાં છે તેની મૂળ પ્રેરણા તે આ બાઈ જ છે. તેનો સેવાભાવ આદર્શ હતો. અને તે અમરત્વ પામ્યો. માંદાની માવજત માટે જેમ ફ્લોરેન્સ નાઇટી-ન્ગલ પ્રખ્યાતી પામ્યાં તેમ આજે બાળકોના ઉદ્ધારાર્થે મેડમ મોન્ટેસોરીએ સારૂં એવું જીવન સમર્પ્યું. તેમણે બાળકનાં વ્યક્તીત્વનું ભાન કરાવ્યું. બાળક એ ન્હાનકડાં પ્રભુ છે માટે જ તેમની સેવા એ પ્રભુસેવા છે એવો મંત્ર ઉચ્ચાર્યો, ને સાથે સાથે માતાનું પદ પણ કેટલું બધું મહાન છે તેની ઝાંખી કરાવી. બાળકના શિક્ષણનો આખો કોયડો તેમણે ઉકેલ્યો. અને આજે સર્વ સ્થળે બાળમંદિરો ને શિશુવિહારો છે તે બધાનાં જ પ્રણેતા મેડમ આમ મેડમ મોન્ટેસોરી બાળકના

કેળવણીકાર તરીકે અમરપદ પામ્યાં છે. તેમની પદ્ધતિ મોન્ટેસોરી પદ્ધતિ નામે જગતભરમાં માન પામી છે. બાળક એ ભવિષ્યનો નાગરિક છે. તેનો સાચો ખ્યાલ મેડમે આપ્યો; ને તેનાં શિક્ષણની જવાબદારી સમાજે લેવી જ જોઇએ તેમ ભારપૂર્વક જણાવ્યું. મીસીસ એની બીસેન્ટ એ પણ એક આદર્શ સ્ત્રી હતાં. તે જાતે આયરીશ હતાં છતાં હિન્દુધર્મ પ્રત્યે એટલો બધો ભાવ હતો કે જ્યારે આપણા દેશમાં હિન્દુધર્મની મહત્તા ઘટી ગઇ હતી ત્યારે હિન્દમાં આવીને તેમણે પોતે હિન્દુધર્મનું હાર્દ સમજાવ્યું. અને સમાજને ધર્મવિમુખ થતો અટકાવ્યો. શ્રી. રૂકમીણીદેવી તે કળા સાથે ધર્મનો પણ ફેલાવો કરે છે. અને વિશ્વધર્મની જે જે સંસ્થા છે તેના અગ્રગણ્ય તરીકે આજે બિરાજે છે. તેઓ હિન્દી છે, એક યુરોપીઅન–મા. એરન્ડેલ સાથે પરણ્યાં હોવા છતાં તેમનામાં આર્યત્વની ભાવના નષ્ટ નથી થઈ.

ચીન અને જાપાનની અંદર પણ સ્ત્રીઓ પુરૂષોની હરોળમાં રહીને જ પોતાનું કાર્ય આગળ ધપાવે છે. ચીનની સ્ત્રીઓમાં પણ દેશાભિમાન તરવરે છે. છેલ્લા ચીન જાપાન યુદ્ધ સમયે તેમણે ગૃહ અને ગૃહની બહારનું એમ સમગ્ર સમાજનું કાર્ય તેમને શીર લીધું હતું. તે સ્ત્રીઓ આપણા દેશની સ્ત્રીઓની માફકજ સમાજની શૃંખલાઓમાં જકડાએલી હતી. એ શૃંખલાઓ તેમણે પોતાના મનોબળથી, જ્ઞાનથી અને કર્તવ્યથી તોડી નાખી અને આજે આઝાદ સ્ત્રી તરીકે પુરૂષોની સાથોસાથ કામ કરે છે. બે વર્ષ પહેલાં મેડમ શૈંગકાઇએ આવા યુદ્ધના સમયે પણ પતિની સાથે હિન્દમાં આવીને તેની પરિસ્થિતિનો સુંદર ખ્યાલ મેળવ્યો. તે માત્ર સહધર્મચારીણી નથી પણ " કાર્યેષુ મંત્રી " છે. ' આરોગ્ય, તંદુરસ્તી, વ્યવસ્થા, સુનીતિ અને સદ્વ્યવહાર એ ચોથી ઉત્તમ નૂતન જીવનનાં–સંસ્કૃતિનાં અંશો છે. આવા 'કપરા સંજોગોમાં પણ રાષ્ટ્રીયભાવના જેવી ને તેવી ટકી રહે તેને માટે તેમણે પ્રજામાં નવીન જોમ અને જુસ્સો પ્રગટાવ્યો. છે. આવી આદર્શ પ્રેરણાની મૂર્તિઓ જ્યાં સુધી છે ત્યાં સુધી ભાવી ઉજ્જવળ છે એની મને ખાત્રી છે.

જાપાનની સ્ત્રીઓ પણ કેળવાએલી છે, અને ત્યાં તો સ્ત્રીઓ મોટી મોટી સંસ્થાઓ ચલાવે છે કે જે બીજા દેશોમાં દૃષ્ટાન્તરૂપ બની રહી છે. ત્યાંની સ્ત્રીઓ બહુ જ મહેનતુ; ઉદ્યોગી અને સ્વાશ્રયી છે. સ્વચ્છતાની દૃષ્ટિએ તે સ્ત્રીઓ આદર્શરૂપ છે. લશ્કરી તાલીમ પણ સ્ત્રીઓ લે છે.

યુરોપની સ્ત્રીઓમાં ૧૯ મી સદી પછી ખૂબ જાગૃતિ આવેલી છે. સફ્રેજીસ્ટ મુવમેન્ટ. એ યુરોપની સ્ત્રીઓની મહાન લડત છે. ૧૯૧૪ નાં યુદ્ધ સમયે તેમણે પોતા ઉપરાંત પુરૂષોની જવાબદારી પણ માથે લઇને દેશની અંધાધુંધી અટકાવી, અને તે સુંદર કાર્યનાં ફળરૂપે તેમણે ગુમાવેલા અધિકારો અને હકો પાછા મેળવ્યા. અને પાલીમેન્ટમાં પોતાનું પ્રતિનિધિત્વ રખાવ્યું. આ અધિકારોની પ્રાપ્તિ પછી સ્ત્રીઓમાં અજબ જાગૃતિ આવી છે. અને પુરૂષોની સાથે સાથે રહીને સમાજનાં તમામ ક્ષેત્રમાં પોતાનો ફાળો આપે છે. હિન્દમાં આવેલાં અંગ્રેજ અમલદારોની સ્ત્રીઓ પણ કંઇ ને કંઇ કાર્ય કરે છે. લેડી લીન્લીથગોએ જોયું કે હિન્દમાં ક્ષયરોગનું પ્રમાણ ખૂબ છે અને તેની જોઇએ તેવી માવજત થતી નથી, તો એ દરદીઓ માટે કંઇક કરવું જોઇએ. એ દયાભાવથી પ્રેરાઇને એક મોટું ફંડ કાઢ્યું. કે જે ફંડોમાં આ રૂપિયામાંથી આ દરદીઓની આખાં હિન્દમાં સારી એવી માવજત થાય. આ બધી સ્ત્રીઓની હિલચાલ જોઇશું તો સ્પષ્ટ દેખાશે કે આત્મભોગ વિના કશું જ મળતું નથી. જેટલો ભોગ ઓછો તેટલું ફળ ઓછું. પણ સમગ્ર જગતનાં ઇતિહાસમાં જોઇશું તો સંયમ અને ત્યાગની ભાવના જે સ્ત્રીનાં જીવનમાં ઓતપ્રોત થએલી છે એટલી ભાગ્યે જ બીજા કોઇનામાં ઓતપ્રોત થએલી હોય. એવો કોઇ યુગ નહોતો કે રાષ્ટ્રનાં ઘડતરમાં સ્ત્રીઓએ તેમનો ફાળો આપ્યો ન હોય ? (અપૂર્ણ).

# અકુદરતી સંતતિનિયમનની

લેખક :

તાજેતરમાં અ. હિંદ મહિલા પરિષદનાં ઉપપ્રમુખ લેડી રામરાઓએ બંગાળના દુર્ભાગ્યને નિમિત્ત બનાવીને સંતતિનિયમનની ચર્ચા તા. ૨૮'મી નવેમ્બરના સાપ્તાહિક 'બોમ્બે ક્રોનિકલ'માં કરી છે. છે. સંતતિનિર્માણ વચ્ચેના સમજણપૂર્વકના ગાળા (sane spacing of families) ની એમણે કરેલી હિમાયત અલબત્ત સમર્થનીય છે, પણ તેનાં સાધનોની બાબત નિર્વિવાદ નથી રહેતી.

### આ ચર્ચા શા માટે ?

સંતતિનિયમન એટલે 'બાલજન્મોનો અવરોધ' (cessation of births) નહિ એ તો એ પોતે પણ કબૂલ કરે છે, પરંતુ સંતતિનિયમન અર્થે ગાંધીજીએ નિર્દેશેલા 'સંયમ'ને તેઓ જ્યારે ગાંધીજીના 'અંગત દૃષ્ટિકોણ' તરીકે જ જાહેર કરીને, કોંગ્રેસ કાર્યકર્તાઓને એ દૃષ્ટિકોણથી મુક્ત થવાનો આગ્રહ કરે છે ત્યારે આ પ્રશ્નની વધુ છણાવટ થવી જરૂરી લાગે છે. તે ઉપરાંત મુંબઈની 'ભગિની સમાજ પત્રિકા'નું મંતવ્ય પણ આ પ્રશ્નની વધુ ચર્ચાનું પ્રેરક બને છે.

### 'મૂર્ખાઓના સ્વર્ગ'નો આક્ષેપ

'સ્ત્રીઓના આ બળબળતા અંગત પ્રશ્નમાં પુરુષો માથું ન મારે એમાં જ એમની શોભા છે' એવું જણાવી મજકુર 'પત્રિકા'માં એવો આક્ષેપ કરવામાં આવ્યો છે કે, 'પુરુષો માત્ર આર્થિક દૃષ્ટિબિન્દુથી જ જુએ છે.'

'દર કલાકે વીસ સ્ત્રીઓ પ્રસૂતિમાં જે દેશમાં મરણ પામે છે' એ દેશ માટે તો એ બહેનોની માફક હરકોઈને લાગે. પરંતુ એ માટે પત્રિકાનાં સંચાલક બહેનો જણાવે છે તેમ, પ્રસૂતિ આવવા જ ન દેવી એ જ શું સર્વોત્તમ ઉપાય છે ? સ્ત્રીના શારીરિક આરોગ્યથી માંડીને અર્થસંકટ સુધીના અનેક કારણો એ મરણો પાછળ રહેલાં હોય છે. એ સામે બ્રહ્મચર્યની કરેલી રજૂઆત સામે એ 'પત્રિકા' જણાવે છે, 'ભૂખમરાના કે મરણના ભયથી પણ નથી પળાતું એ બ્રહ્મચર્ય પત્રકારોના ઉપદેશથી પળાશે એવી આશાના મૂર્ખાના સ્વર્ગ (fools' paradise)માં પત્રકારો ભલે રાચે !'

### —અને નરી વાસ્તવિકતા

બ્રહ્મચર્ય સિવાયના સંતતિનિયમનને હું તો અવશ્ય એક અનિષ્ટ માનું છું, પરંતુ નીતિ-અનીતિનો પ્રશ્ન જતો કરીને 'મૂર્ખાના સ્વર્ગ'માંથી વાસ્તવિક ધરતી પર પગ મૂકતા પણ એ માન્યતામાં કશો ફેર નથી પડતો, ઉલટી એ દઢતર બને છે નૈતિક નહિ પણ શાસ્ત્રીય નજરે સંતતિનિયમનના એ પ્રશ્ન પર પ્રાપ્ય કેટલુંક સાહિત્ય વાંચી જતાં, પરિણામે જે કંઈ જણાયું એ હું અહીં રજૂ કરું છું.

### માતૃધર્મ ખરો, કે એથી પણ મુક્તિ ?

સંતતિનિયમન કોણે કરવું અને કઈ વયે કેટલા પ્રમાણમાં કરવું એ પ્રશ્નો પણ ઊભા તો રહે છે. સંતતિનિયમન કરવું એટલે નિઃસંતાન રહેવું એમ તો ભાગ્યે જ કોઈ કહી શકે, કારણ એ એક પ્રકારનો સામાજિક દ્રોહ છે. સમાજની લગ્નબદ્ધ બે વ્યક્તિઓ કશી અપત્યનિર્મિતિ વિના મરી જાય એ સમાજને હાનિરૂપ છે. એટલા માટે સમાજને વહેતો રાખવા માટે ખુદ સંતતિનિયમનના પ્રસિદ્ધ હિમાયતીઓએ પણ સંતતિના અમુક પ્રમાણને તો આદર્શરૂપ ગણેલ છે—કેટલાક ૨ ગણે છે, કેટલાક ૩ અને કેટલાક ૪ સંતાનને એથી વધુ સંતતિ માતાને 'C3 Mother' મૂકે એવું હોઈને વધારાની સંતતિનો નિષેધ કરેલ છે. આપણા દેશકાળ

# અપૂર્ણતા અને સ્વચ્છંદ મનોદશા : : : :

વી. પ્રકર્ષ

અને શરીરક્ષમતાની સરેરાશ પરથી આપણે ત્યાં પણ એ રીતે અમુક સંતતિપ્રમાણ નક્કી થઇ શકે. પરંતુ 'શારીરિક યાતનાનો જેવો જ ગંભીર સવાલ માનસિક યાતનાના છે. અનેક બાળકોને ઉછેરવાં, મદવાડમાં ચાકરી કરવી, ઉજાગરા કરવા અને એમનાં ભવિષ્યની ચિંતા રાખવી એ સર્વ સ્ત્રીના જીવનને ખૂબ અકળાવી મૂકે છે' એવી 'ભગિનીસમાજ પત્રિકા'ની દલીલ તો જાણે માતૃધર્મથી પણ મુક્તિ માગતી હોઇને અહીં તેના પ્રમાણનો ઊહાપોહ નથી કર્યો. પ્રસૂતિમાં સ્ત્રીને જે શારીરિક કષ્ટ પડે છે તેમાંનું દશમા ભાગનું પણ પુરૂષને નથી પડતું એનો જવાબ તો ખરી રીતે પુરૂષ પાસેથી માગવા કરતાં કુદરત પાસેથી માગવો જોઇએ છે.'

### સંતતિનિયમનના મુખ્ય પ્રકારો

હવે મુખ્ય પ્રશ્ન પર આવીએ, તો સંતતિ-નિયમન ત્રણ પ્રકારે શક્ય છે, જાતીય વિરક્તિ બહિઃસ્ખલન અને સંતતિ નિયમનનાં કૃત્રિમ સાધનો. મનોબળ જો એટલું કેળવવામાં આવે કે જાતીય આવેગ ઉદ્‌ભવ જ ન પામે તો તે સર્વોત્તમ છે. જાતીય આવેગથી મુક્ત એવા સંયમની શરીર પર પણ કશી પ્રતિક્રિયા નથી થવા પામતી એમ નિષ્ણાતો પણ જણાવે છે. જાતીય આવેગની ગેરહાજરીમાં સ્ત્રીસમાગમનો ત્યાગ કશી હાનિ નથી કરતો.

હવે બીજો પ્રકાર બહિઃસ્ખલન (Coitus interrupts)નો લઇએ સંતતિ ન થવા દેવાના ઇરાદાએ સમાગમ પછી વીર્યનું સ્ખલન બહાર થવા દેવામાં આવે તેની માનસિક પ્રતિક્રિયા તો થાય જ છે, પરંતુ શારીરિક પ્રતિક્રિયા પણ ઓછી નથી. વ્યગ્રતા અને ભય વગેરે માનસિક ચિહ્નો ઉપરાંત જુદાં જુદાં ૭૩ શારીરિક ચિહ્નો એમાંથી વિકસતાં હોવાનું શરીર અને મનોનિદાન શાસ્ત્રીઓએ જણાવ્યું છે. શરીરની રક્તાભિ-સરણ (Circulatory) પ્રક્રિયા, શ્વાસો-ચ્છવાસ (respiratory) પ્રક્રિયા અને પાચનાવયવોની (alimentary) પ્રક્રિયા પર તેની અસર થાય છે. આવા અનૈસર્ગિક સમાગમને લઇને પુરૂષનું પેટ ધીમે ધીમે પેડુના ભાગ (pelvis)માં ઉતરતું આવે છે.

### કૃત્રિમ નિયમન-સાધનો

બાકી રહી સંતતિનિયમનનાં કૃત્રિમ સાધનો (contraceptives)ની વાત. અત્યાર સુધીમાં શોધાએલું એકે સાધન એવું નથી જે સોએ સો ટકા ખાતરીથી સંતતિનું નિયમન કરતું હોય અને શરીર પર કશી વિક્રિયા ન કરતું હોય. નામદાર શહેનશાહના ચિકિત્સક લૉર્ડ ડોસન જેવા સંતતિનિયમનના હિમાયતીનું જ આ બાબતમાં કહેવું છે કે, 'સંતતિનિયમનની પદ્ધતિઓની બાબતમાં તો એકે આદર્શ પદ્ધતિ હજુ શોધાઇ નથી...આ મુદ્દા પર મારાથી શંકાશીલ બન્યા વિના રહેવાતું નથી.'

### સઘળાં જ સાધનો અપૂર્ણ

જુદા જુદા પ્રકારની 'પેસરી'થી માંડીને જુદાં જુદાં 'કૂશ' સુધીનાં તરેહવાર સાધનો-માંના એકેએક સાધનની ખામી અને તજ્જન્ય શારીરિક વિક્રિયાની યાદી અહીં બહુ લાંબી થઇ પડે એમ છે, એટલે સંતતિનિયમનના હિમાયતીઓ પોતે જ એમાંના કયા સાધનને સંતતિનિયમન માટે અચૂક માને છે એ જણાવશે તો એની અપૂર્ણતા વિષેના નીતિ-અનીતિના મીમાંસકોના નહિ પણ ખુદ દાક્તરોના અને એ સાધનો વાપરનારના અભિપ્રાયો શક્ય એટલા પ્રમાણમાં સહેજે જણાવીશ.

### હિંદમાં સંતતિનિયમન-પ્રવૃત્તિ

'ભગિનીસમાજ પત્રિકા' એ અથવા તો જેને પોતાની પ્રેરણારૂપ એણે માનેલ છે તે પૂનાના શ્રી કુલકર્ણીની 'બર્થ કોન્ટ્રોલ લીગે' આ બાબતમાં દર્શાવેલ ઉત્સાહ નવો નથી. હિંદની વસતી જ્યારે ૩૧॥ કરોડની હતી ત્યારે દિલ્હી મુકામે પ્રો. ગોપાલજી અહલુવાલિયાએ ઈ. સ. ૧૯૨૨ માં 'ઇન્ડીઅન બર્થ કોન્ટ્રોલ સોસાયટી' સ્થાપેલી, જે પછીના બે દાયકામાં હિંદની વસતી ૩૮॥ કરોડ પર પહોંચી છે.

### નૈસર્ગિક સમાગમની વિશિષ્ટતા

નૈસર્ગિક પુરૂષ-સમાગમ સ્ત્રીને માત્ર તુષ્ટિ જ નહિ પણ પુષ્ટિ પણ અર્પે છે. પુરૂષના વીર્યશોષણ દ્વારા એનાં અંગો વિકસે છે. એનો કંઠ ખીલે છે, થાઇરોઇડ ગ્રન્થી મોટી બને છે અને દાક્તરી જગતમાં જેને 'Abderhalden reaction,' કહે છે તે સ્ત્રીશરીર પર થવા પામે છે. ડૉ. ડબલ્યુ. એચ. બી. સ્ટોડાર્ડ સંતતિનિયમનના પ્રખર હિમાયતી છતાં આ પ્રત્યાઘાત પર આવતાં રખૂલ કરે છે કે સમાગમ પછીનાં ચોવીશ કલાકમાં સ્ત્રીનું રક્ત અમુક નિશ્ચિત પ્રત્યાઘાત આપે છે, અને જો સંતતિનિયમનનાં કોઇ સાધનનો ઉપયોગ કરવામાં આવ્યો હોય તો એ પ્રત્યાઘાત થવા નથી પામતો. સ્ત્રી-દ્વારા વીર્યશોષણ થયા વિના એ ઉપસ્થિત જ થવા નથી પામતો.

### એક માત્ર સફળ જણાતો ઇલાજ

સંતતિનિયમનનો એક સફળ ઇલાજ શક્ય છે, જે સ્ત્રીને તેના માસિક ઋતુધર્મ કે તેના જાતીય જીવનને હાનિ પહોંચાડયા વિના સંતતિનિયમન સાધી રહે. અને તે છે જર્મન ડૉ. સ્ટાર્કનાક તથા તેના અનુયાયીઓએ શોધી કાઢેલા 'સર્જિકલ ઓપરેશન'નો. એ ઓપરેશનથી સ્ત્રીની જનનેન્દ્રિયમાની 'Fallowpian tubes' દૂર કરવામાં આવે છે. પરંતુ એવા નિષ્ણાત સર્જનો પશ્ચિમમાં પણ પૂરતા નથી, તો પછી હિંદમાં ક્યાં અને કેટલા? વળી એ ઓપરેશન પછી માતૃત્વના અધિકારથી સ્ત્રી હમેશને માટે વંચિત બને છે એ પણ ધ્યાનમાં રાખવાનું છે.

### આખો યે પ્રશ્ન એક મૂડીવાદી તરકટ

મને તો સંતતિનિયમનનો આ આખો યે પ્રશ્ન એક મૂડીવાદી તરકટ જણાય છે માર્ગરેટ સેંગરે (જે હિંદ આવીને ગાંધીજીની મુલાકાત કેટલાંક વર્ષો પર લઇ ગઇ છે) અમેરિકામાં આ પ્રવૃત્તિ ઉપાડી ત્યારથી તેના પ્રચારનો પવન એ જ દિશા બતાવે છે. 'નીઓ-માલ્થ્યુસિયન એન્ડ બર્થ કોન્ટ્રોલ કોન્ફરન્સ'ના પાંચમાં આંતરરાષ્ટ્રીય અધિવેશનમાં ડૉ એફ. ગોલ્ડસ્ટાઇને સ્પષ્ટ જણાવ્યું હતું કે, '...એમાં મુખ્ય વસ્તુ એ છે કે મજૂર વર્ગે એટલી બધી સંતતિ ઉત્પન્ન ન કરવી જોઇએ, જે શિક્ષિત વર્ગથી સંખ્યામાં વધી જાય.' જેમ જેમ સમાજનું યંત્રીકરણ થતું જાય તેમ તેમ મૂડી અમુક વર્ગમાં કેન્દ્રિત થતી જાય અને મજૂરી નવરી પડતી જાય. એ નવરી પડતી મજૂરી સામે સંતતિનિયમન એક ઘાતક શસ્ત્ર છે. મિસીસ ડ્રાયસ્ડેલે કશા ક્ષોભ વિના એ દલીલ કરેલી છે કે, 'વખત વીતવા સાથે શારીરિક શ્રમનું સ્થાન યાંત્રિક શ્રમ લેશે એ નિઃશંક છે, અને યંત્રોદ્વારા કામ પણ સારૂં થશે. આને લઇને માત્ર સંખ્યાવૃદ્ધિ સમાજને ભારરૂપ બની રહેશે.' 'ભારરૂપ' બની રહે તેમાં નવાઇ પણ નહિ કારણ કે યંત્રોના યોજકોને નફાનો આખો લાડવો જ ગળવા જોઇએ.

### એ ષડ્યંત્રના પ્રેરક બળો

પશ્ચિમના દેશોમાં ગરીબોને નભાવવા માટે શ્રીમંતોને કર ભરવો પડે છે. આપણે ત્યાં નથી ગરીબો માટે એવું કશું સમાધાન કે 'Freed-oles' જેવાં કશાં સાધનો.

સંતતિનિયમન દ્વારા ગરીબોની સંખ્યા મર્યાદિત કરીને ત્યાંના શ્રીમંતોને કરવેરાથી બચવું છે, વળી ત્યાંનાં શ્રીમંતોના દૃષ્ટિએ લોકશાસન ત્યાં જોર પર હોઇને મજીરોની વિપુલ સંખ્યા વડે તેમનું મતબળ ( Electoral force ) વધી ન જાય એટલા માટે પણ સંતતિનિયમનનું ષડ્યંત્ર એમને જરૂરી બની રહે છે,

### સ્વચ્છંદાચારીઓને રહેતી તક

• ઉપરાંત કેટલીક સ્વચ્છંદી વ્યક્તિઓ માટેનું સગવડભર્યું સાધન સંતતિનિયમન બની રહે છે, અને એકધારા એકાચારને બદલે વ્યભિચારની તક પણ પૂરી પાડી રહે છે. આ વિધાન કશા પૂર્વગ્રહથી પ્રેરાએલું નથી પરંતુ સંતતિનિયમનની એક આંતરરાષ્ટ્રીય પરિષદમાં મિસ એફ ડબલ્યુ. બ્રાઉને કરેલા આ નિવેદન પરથી પ્રેરાએલું છે કે ' એકધારા એકપત્નીવ્રતના પ્રકારનો પણ એથી અંત આવશે.'

### સંતતિનિયમનનું ભસ્મકંકણ

અનૈસર્ગિક ઘનાજોદ્વારા સંતતિનિયમન એ આ રીતે મૂડીવાદીઓ અને સ્વચ્છંદાચારીઓએ ઊભું કરેલું એક ભસ્મકંકણ છે, અને બનતું આવ્યું છે તેમ, મૂડીવાદીઓ અને સ્વચ્છંદાચારીઓના સંતતિક્ષયમાં જ જગતના સર્વ દેશોમાં તેનું પરિણામ આવતું રહ્યું છે.

### સત્ત્વશીલ અને સર્વજયી બ્રહ્મચર્ય

અહીંની પ્રજા પશ્ચિમના અને પાશ્ચાત્ય દીક્ષાના એવા કશા ભ્રાંત પ્રચારને લક્ષમાં ન લેતાં પોતાની જીવનપ્રદાન અને સંસ્કારપ્રદાનની શક્તિ, અનુરૂપ સંતાનોત્પત્તિની મર્યાદા આંકે, અને એ મર્યાદા આવી રહેતાં જીવનમાં સત્ત્વશીલ અને સર્વજયી બ્રહ્મચર્યનું બળ કેળવે એ વ્યક્તિ અને રાષ્ટ્રના ઉદ્ધાર માટે આવશ્યક તેમજ અમોઘ બની રહેશે.

[ "પ્રજાબંધુ" તા. ૫-૧૨-૪૩ માંથી ]

# : : : : સ્ત્રીઓનાં કર્તવ્યક્ષેત્રો : : : :

લેખક : શ્રી. મુકુન્દરાય પંડયા

' कार्येषु मंत्री करणेषु दासी
भोज्येषु माता शयनेषु रंभा । '

ઈત્યાદિ ઉક્તિઓ સ્ત્રીઓનાં કર્તવ્ય તરફ અંગુલિનિર્દેશ તો અવશ્ય કરે છે, પરંતુ અહીં તો સમાજને લાભકારક એવા કયા કયા કર્તવ્યક્ષેત્રો સ્ત્રીસમાજ અપનાવી શકે તેનું જ અવલોકન કરી–તેયે આછું આછું–સંતોષ માનશું.

પણ આપણે તે પર આવીએ તે પહેલાં એક બીજી વસ્તુ તરફ જરા નજર કરી લેવી જરૂરની છે કે સમાજમાં સ્ત્રીઓનું સ્થાન શું હોઈ શકે ? દરેક વિચારક જાણે છે કે સમાજમાં બે તત્ત્વો, બે ભિન્ન કાર્યપ્રદેશો નૈસર્ગિક રીતે જ પ્રસ્થાપિત થએલા છે; એક આપનાર, અને બીજો લેનાર. કોઈક પોતાના બુદ્ધિ વૈભવથી નૂતન યોજનાઓ રજૂ કરે, તો તે ઝીલનાર, વર્તનમાં મૂકનાર બીજો વર્ગ પણ એટલો જ મૂલ્યવંતો છે. અને તે બંને એકેક વિના અપૂર્ણ જ ગણાય. તેમ સમાજમા સ્ત્રીનું સ્થાન તો સાચી રીતે કહીએ તો પ્રથમ વર્ગનું છે, તેમ જ બીજા વર્ગનું પણ છે. તેનામાં પોતાના વ્યક્તિત્વને વિસારીને, છતાં પ્રેરણાનો સૂક્ષ્મ ચેતનસ્ફુલિંગ જગાવી અનેક કાર્યોના પરોક્ષ સર્જક બનવાનું સામર્થ્ય છે, તેમ જ પોતાના વ્યક્તિત્વને સર્વથા પોતાના હૃદયનાથમા સમાવી દઈ એકધ્યાને તેની જ આજ્ઞા અમલમા મૂકવી, એ પણ તેણે કરવું રહ્યું. પ્રેરણાદાત્રી તરીકે તે સામાજિક અનેક કાર્યો કરી શકે છે. અલબત્ત, પરોક્ષ રીતે; પણ ખરૂં મૂલ્ય તો તેમાં જ છે ને !

જ્યારે પ્રત્યક્ષ રીતે પણ તેણે કાંઈ ઓછું કાર્ય કરવાનું નથી. પ્રથમ તો તે માતા છે. જન્મથી જ તેનામાં માતૃત્વ અને વાત્સલ્યના ઓઘ નિરંતર ઉછળી રહે છે–તેનો અભિષેક તે સમાગમમાં આવનાર સર્વ પર નિરપવાદ સીંચી રહે છે, ને નાનાલાલ કહે છે તેમ "એથીયે મહાન છે મહિમા, માનવમંજરીએ મહોરતી માતૃલત્તાનો." માતા તો 'મન્વંતરોને સાંકળે' છે. એ ઉપરાંત પણ બાળકનો ઉછેર તો તેને જ કરવાનો હોઇ જેવા સંસ્કાર તે સીંચે તેવા જ છોડ એ સંસ્કારબીજમાંથી પ્રગટે, ને ઉચિત પુષ્પપરાગે સૌરભવંતા ભવિષ્યમાં નીવડે ! શિવાજીને ' રામ લક્ષ્મણની વાત ' સુણાવતી જીજીબાઈ કે ઘોડિયામાંથી જ રણસંગ્રામોચિત વીરતાના સંસ્કાર રેલાવતી રજપુત રાણીઓ આના જ્વલંત ઉદાહરણ છે.

'Mother is the best teacher' એ સુવિખ્યાત કથન અક્ષરશઃ સાચું છે. બાળક કંઇક સમજતું થાય ત્યારથી જ તેનામાં ઉદારતા, પ્રમાણિકતા, ન્યાયપ્રિયતા વગેરે સદ્ગુણો કે રાષ્ટ્ર ને સમાજ, માતા-પિતા ને પત્ની, વગેરે કર્તવ્યક્ષેત્રોનું જ્ઞાન જેટલી સચોટતાથી ને યથાર્થ રીતે માતા આપી શકે તેટલું અન્યથી તો કેમ જ થાય ?

એ ઉપરાંત અન્ય રીતે પણ તે સમાજની સહાયક બની શકે–અને નર્સ કે શિક્ષિકા તરીકે, તેનામાં ઉપરોક્ત વાત્સલ્યના ગુણે દીનહીન, દરિદ્ર સ્વબાંધવોને માંદગીમાં કે અકસ્માતમા અનુરૂપ સારવાર કરે; કે નિશાળમાં, બાળકોનું માનસ તેજ શ્રેષ્ઠતયા જાણી શકે તેમ હોવાથી રુચિર અને રસપ્રદ શિક્ષણ આપી, બાળકોનો તેની પ્રત્યેનો કંટાળો

ઓછા કરે; તો તે રીતે આ બંને ક્ષેત્રો પણ કંઈ સમાજને ઓછાં ઉપયોગી નથી.

અને અંતે સુદૃઢ શરીર સ્વાસ્થ્ય જાળવી, પુખ્ત વય સુધી બ્રહ્મચર્ય પાળી, લાયક પતિ સાથે લગ્ન કરે; અને પરિણામે રાણા પ્રતાપ કે શિવાજી જેવા રણયોદ્ધાઓ, શંકરાચાર્ય જેવા વેદાંતી ધર્માચાર્યો, ગાંધીજી જેવા આત્મજ્ઞાનીઓ, કે ટાગોર જેવા કવિઓ સર્જે તો તેથી પણ સમાજ પર તેમનું ઋણ ઓછું નથી ચઢતું !

છેવટે તો પોતાની ફરજો એ સાચી રીતે, પરિપૂર્ણ કરે એ પણ એક મોટામાં મોટું કાર્યક્ષેત્ર છે. જેટલે અંશે તે તેમાં અપૂર્ણ હોય તેટલી સેવા એ સેવા જ ન કહી શકાય અને એ ન્યાયે આદર્શ ગૃહિણી બનવા પહેલાં, તે ફરજો અવગણીને આદર્શ દેશસેવિકા બનવા ઝંખવું એ બહુ ઉચિત તો નથી જ ! ને સ્ત્રીઓની ફરજો શું છે. એ શું આર્ય નારીને સમજાવવું પડે ?

અલબત્ત, એક વાત કહેવી રહી ગઈ કે સ્ત્રી એક અર્ધાંગીની છે અને એ ન્યાયે તે બહાર પણ યથેચ્છ કર્તવ્ય કરી શકે, પરંતુ તે પણ નિર્ધામદ તો નથી જ. કેમકે સહધર્મચરણ એ પણ એટલું જ અગત્યનું કર્તવ્ય છે, અને એ 'ધર્મચરણ' અધર્મ પર ન લઈ પડે તે પણ તેણે અર્ધાંગ તરીકે જોવું રહ્યું; એટલે અંશે તે સંસ્કૃતિની રક્ષક પણ ગણાય.

સ્ત્રીઓ ધારે તો પુરુષો પર જીવનભર અંકુશ રાખી શકે-નાનપણમાં સખી કે મિત્ર તરીકે, યૌવનમાં મોહિનીથી, પ્રૌઢાવસ્થામાં સહચરી થઈ, ને વાર્ધક્યે સેવિકા બની, સ્વયં માતા સ્વરૂપ બની આખીયે માનવજાત પર લેશ પણ અકારો ન થઈ પડે તેવો દૃઢતમ અંકુશ નિઃશંક જમાવી શકે, અને એવી કઈ વસ્તુ છે કે જે કોઈ પુરુષ નારીના એક સ્મિત પર પણ ન્યોચ્છાવર કરવા ન તૈયાર હોય ?

તો પછી સ્ત્રીઓએ સમાનતાને નામે કે પોતાનું કાર્યક્ષેત્ર વિકૃત કરવાને બહાને શા માટે સ્વવ્યક્તિત્વ ગુમાવવું જોઈએ ? તેથી તો ઇબ્સન કે બર્નાર્ડ શૉની વાણીમાં કહીએ તો The new man wished to be himself, the new woman threatened to live her own life; and they incidentally became 'unwomanly woman' and unmanly man!' જેવી સ્થિતિ થાય. [ નૂતન પુરુષે આત્મસ્વરૂપ થવા ઝંખ્યું છે, નૂતન નારીએ સ્વતંત્ર જીવન જીવવાની આગાહી આપી છે; તેનું વિચિત્ર પરિણામ એ આવ્યું કે તેઓ નારીત્વવિહીન નારી, કે પુરુષત્વવિહીન પુરુષ થયા છે. ]



## [ ૧ ] શિક્ષિત સ્ત્રીઓ ધારે તો—સમાજ સેવાનાં વિવિધ ક્ષેત્રો

આ સંસ્થાથી અપરિચિત એવા અને અમુક રાજકીય પક્ષો જ દેશનો ઉદ્ધાર કરી શકે અને બીજા કોઈ યત્કિંચિત પણ તેમાં ફાળો ન આપી શકે એવો દૃઢ આગ્રહ ધરાવનારા ઘણીવાર પૂછે છે કે અખિલ હિંદ મહિલા પરિષદે આટલાં વર્ષોમાં શું કામ કર્યું ? આ પ્રશ્નનો ઉત્તર એક વાકયમાં આપવો બને તેમ નથી. આ સંસ્થાનું ધ્યેય શું છે, તેના ઉદ્દેશો કયા છે એ જાણ્યા વગર આવા બીનજવાબદાર પ્રશ્નો પૂછનારને તો કશો જ જવાબ આપવાની જરૂર નથી. પરંતુ ખરી જિજ્ઞાસાથી જેઓ જાણવા માગે છે તેમને માટે થોડો ખુલાસો જરૂરી છે. આખા ... માટેની–શું પુરૂષોની કે શું સ્ત્રીઓની–સંસ્થા મુખ્યત્વે દેશની ઉન્નતિના તમામ પ્રશ્નો ઉપર વિચારોની આપલે કરે અને પ્રશ્નોના ઉકેલ શોધે એ તેમનું પ્રથમ કર્તવ્ય થઇ પડે છે. દેશની પરિસ્થિતિ વિશે તથા પ્રગતિ વિશે લોકમત કેળવે એ કાર્ય પણ આવી સંસ્થા કરી શકે છે. સમસ્ત દેશના કેળવણી વિષયક, આરોગ્યને લગતા, સામાજિક અને રાજકીય પ્રશ્નો સંબંધે નિષ્પક્ષપણે તેમ જ તટસ્થ રહીને ગંભીરપણે વિચાર કરવાનું કર્તવ્ય અખિલ હિંદ મહિલા પરિષદે માથે લીધું છે. સંસ્થાઓ એટલે કે શાળાપાઠશાળાઓ ઉદ્યોગગૃહો, વર્ગો, વગેરે જાતે ચલાવવાં એ આ સંસ્થાની ખાસ ફરજ નથી. તેની શાખાઓ આવી સંસ્થાઓ ઉપર દેખરેખ રાખે, તેને માર્ગસૂચન કરે અને બને તેટલી સહાયતા કરે; પરંતુ અખિલ હિંદની મુખ્ય સંસ્થા તો સમગ્ર દેશનું સર્વદેશીય અવલોકન કરી દેશની અધોગતિ શાથી થઇ, હવે તેમાંથી તેને બહાર કેમ લાવવો વગેરે મહાન પ્રશ્નો પર પોતાના અભિપ્રાયો બાંધી તે માટે ઉપાયો યોજે, સરકાર તરફથી અંતરાયો હોય તો તે દૂર કરાવવા મથે, કાયદાનાં બંધન હોય તો ધારાસભાઓ આગળ પોતાના મતો આગ્રહપૂર્વક રજૂ કરે, પ્રજાને જે કામ કરવાનું હોય તે તેમની સમક્ષ જણાવે.

આમ આ સંસ્થાનું મુખ્ય કર્તવ્ય તે deliberation એટલે કે ગંભીર વિચારણા છે. આખા દેશની સ્ત્રીઓનું સંગઠન કરવું એ આ સંસ્થાનો એક ઉદ્દેશ છે અને તેમાં તેને સફળતા મળી છે એ તો સ્વતઃસિદ્ધ વાત છે. ઉચ્ચ આદર્શો અને નિષ્પક્ષતાને પરિણામે દેશમાં અખિલ હિંદ મહિલા પરિષદે એક અજોડ સ્થાન મેળવ્યું છે એ નિર્વિવાદ છે. જ્યારે જ્યારે પ્રસંગ આવે ત્યારે એ સંસ્થાના મતનું ભારે વજન પડે છે. રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં સ્ત્રીઓને સામેલ કરવાની અ. હિં. મ. પ.ની માગણી મંજૂર

થઇ હતી. સ્ત્રીઓને ખાણોમાં કામ કરતી બંધ કરાવવામાં અ. હિ. મ. પ. તરફથી થએલા દબાણનું શુભ પરિણામ આવ્યું હતું. હિંદુ કાયદામાં સ્ત્રીઓને અનેક રીતે અન્યાય થયા છે તે માટે કાયદાઓની ફરી વિચારણા કરી તેને ન્યાયી સ્વરૂપ આપવા અ. હિં. મ. પ. એ સરકાર પાસે કમીટી નીમાવડાવી જે રાવ કમીટીને નામે જાણીતી છે, તે કમીટીનું કામ જ્યારે સંપૂર્ણ થશે ત્યારે આ સંસ્થાએ હિંદની સ્ત્રીઓ માટે જે પ્રયત્નો કર્યા છે તેનો ખ્યાલ પ્રજાને આવશે.

અક્ષરજ્ઞાન તેમ જ અસ્પૃશ્યતાનિવારણ માટે અ. હિં. મ. પ. ના સ્તુત્ય પ્રયાસોનાં સુફળ આવેલાં છે. સ્વદેશીના પ્રચાર અર્થે એ સંસ્થાએ બનતુ કરવામાં બાકી રાખ્યું નથી. પ્રજાનું સ્વાસ્થ્ય સુધારવા માટે સર્વ ઇલાજો લેવાની કોશીશ કરી છે. સમાજની હાનિકારક રૂઢીઓ તરફ પોતાનો વિરોધ દર્શાવી લોકમતને સમજાવવા યથાશક્તિ પ્રચાર કાર્ય કર્યું છે. ગામડાંની સ્થિતિ સુધારવા સંબંધેની યોજનાઓ ઘડી છે પરંતુ તે કાર્ય ઇચ્છીએ તેટલું આગળ વધારી શકાયું નથી. હવે જે ગામમાં પરિષદ મળે ત્યાંની સ્થાનિક ભાષામાં પ્રવચનો કરવાની પદ્ધતિ દાખલ કરવાથી માત્ર સુશિક્ષિત જ નહિ પરંતુ ઇતર સ્ત્રી વર્ગ આ સંસ્થાનાં સંમેલનોમાં ભાગ લેતો થયો છે. થોડા વર્ષની કારકીર્દીમાં અખિલ હિંદ મહિલા પરિષદે ઘણું કરી બતાવ્યું છે એ નિર્વિવાદ છે. આપણો દેશ ઘણો મોટો છે. અનેક કારણોને લઇને આપણે આપણા પ્રાચીન ગૌરવને વિસારી બેઠા છીએ. એટલે આ સંસ્થાને તેમજ બીજી સર્વ દેશહિતની સંસ્થાઓને માટે કાર્યક્ષેત્રનો મહાન સમુદાય આગળ પડયો છે.

આપણી સુશિક્ષિત સ્ત્રીઓની જવાબદારી ભારે છે. એવી સ્ત્રીઓની સંખ્યા દિન પર દિન વધતી જાય છે એટલે એ જવાબદારી તેઓ સમજે અને તે મુજબ કાર્ય બજાવે તો દેશનું ભાવિ ઉજ્જવલ છે. તેમને ઘણાં કાર્યો કરવાનાં છે. સૌથી મોટું કાર્ય આપણી બહેનોનું અજ્ઞાનનિવારણ એ છે. આને માટે બહેનો વાંચતીલખતી થઇ જાય એ આવશ્યક છે-નિરક્ષરતા એ આપણે માથે મોટું કલંકરૂપ રૂપ છે. બહેનો માત્ર નહિ પણ ભાઇઓ પણ એવી જ સ્થિતિમાં છે-માટે જેમને જેમને આપણા દેશબંધુઓની દાઝ હોય, તેમણે ઘોર અંધકાર દૂર કરવા માટે તનતોડ પ્રયત્ન કરવો જોઇએ. આપણે વિદ્યાનાં સુફળ ભોગવીએ અને આપણાં કરોડો ભાઇ-બહેનો તેનો સ્પર્શ પણ ન કરી શકે એ સ્થિતિ આપણને પોતાને સ્વાર્થમય દેખાડનાર અને શરમાવનાર છેઃ એ જેટલી જલદી દૂર થાય તેટલો પ્રજાને લાભ છે.

આપણા દેશની ગરીબાઇ પણ દિલ પીગળાવે તેવી છે. અડધી પ્રજા એક ટંક ખાઇને જીવે. અડધું શરીર ઢાંકીને રહે અને એકાદ દુકાળ જેવું સંકટ આવે કે હજારોની સંખ્યામાં જીવડાં માફક મરી જાય, આ અતિ કરૂણ દશા એક વખતના ગૌરવશાળી, ધનધાન્યપૂર્ણ દેશની થઇ છે-તેને માટે જેને પરમાત્માએ બુદ્ધિ અને સંપત્તિ આપી હોય તેણે વિચાર કરી એ સ્થિતિ કેમ સુધરે તેના માર્ગ શોધવા એ કર્તવ્ય થઇ પડે છે. જાતજાતના ઉદ્યોગો સ્થાપી કમાણીનાં સાધન કરી આપવામાં મદદરૂપ થવાની જરૂર છે. હાલની યુદ્ધ સ્થિતિ પૂરી થતાં આપણે અનેક માર્ગોનો વિચાર કરવાનો રહેશે. પ્રજાને પોતાનો વહીવટ પોતાના હિત માટે કરવા દેવામાં આવે તો ઘણા પ્રશ્નોનો નિકાલ થાય. યુદ્ધ વિરામ પછી આવું શુભ પરિણામ આવે એમ આપણે આશા રાખીશું.

આટલા મોટા વિસ્તારવાળા, અનેક ધર્મ સંપ્રદાયોવાળા, ભિન્ન રાજ્યવહીવટવાળા, અનેક ભાષાવાળા દેશમાં કયે માર્ગે પ્રયાણ કરવું એ વિકટ પ્રશ્ન છે. છતાં એટલું તો છે જ કે નિરક્ષરતા–ગરીબાઇ–અનારોગ્ય, સામાજિક કુરિવાજો, રાજકીય પરિસ્થિતી વગેરે દેશની દુર્દશાનાં કારણો સર્વસામાન્ય છે. આ દુર્દશા સુધારવા માટે અહીંતહીં થીંગડાં મારવાથી ખરી કાર્યસિદ્ધિ થવાની નથી. એવી થોડી રાહત મળે પણ મૂળ જવાનાં નથી. એટલે સર્વદેશીય, સર્વાંગી પ્રગતિને માટે યોજના થાય તો જ સફળતા મળે. આ યોજના એવી જ હોય કે જેમાં એકેક બાબતના સુધારા એક પછી એક નહિ પણ એકી વખતે કરવાના હોય.

આ મોટી વિચારણામાં જેટલો પુરુષને ભાગ ભજવવાનો છે, તેટલો જ સ્ત્રીઓને ભજવવાનો છે. આપણાં હજારો ગામડાં સુધારણા માગે છે, ત્યાંના લોકોની સાથે એકતા કેળવી તેમનો વિશ્વાસ જીતી તેમનામાં કામ કરવામાં એક જાતની કુનેહની જરૂર છે. જેનામાં તે હોય તે જ ત્યાં પોતાનું કામ ખપાવી શકે છે. ગ્રામ્યજનો આપણી મમતાના ભૂખ્યા છે. આપણામાં વિશ્વાસ મૂકવા જેવું જુએ તો તરત જ તેઓ આપણને વશ થાય છે. પરદેશી મીશનો આજ કુનેહથી ગ્રામ્યજનોનાં મન મેળવી લઇ શક્યાં છે. આપણામાંનાં થોડાં બાઇબહેનો આ કાર્ય કરે તો દેશની મોટી સેવા કરી ગણાશે. મને ખબર મળી છે કે ઇન્દોરની શાખા ગામડાંની પ્રજાની સ્થિતિ સુધારવા સક્રિય પ્રયાસો કરે છે અને તે માટે તેમને હું ધન્યવાદ આપું છું.

અખિલ હિંદ પરિષદ તરફથી થતા કાર્યનું સ્વરૂપ એવું છે કે જેમાં ખાસ સુશિક્ષિત અને આગળપડતા વિચારવાળી બહેનોને કામ કરવાની તક મળે છે. એમાં સર્વ બહેનો રસપૂર્વક ભાગ લે એ તો અમે ઇચ્છીએ છીએ. બહેનોના સર્વ પ્રશ્નો, તેમનાં સર્વ દુઃખો, તેમની તકલીફો તેઓ સમજે તે ખરેખર ઇચ્છવા જેવું છે. તે માટે તેમની સાથે ભળી તેમને ખરી સ્થિતિ સમજાવવા માટે આ મંડળને હજી ઘણું કરવાનું બાકી છે.

આ પ્રસંગે એક બીજી બાબતનો ઉલ્લેખ કરવો અસ્થાને નહિ ગણાય. દિન પર દિન અભ્યાસ કરનાર છોકરીઓની સંખ્યા વધતી જાય છે. ઉચ્ચ અભ્યાસ પણ સંખ્યાબંધ બહેનો કરે છે. તેમાંની કોઈ કદાપિ ઘરકામમાં પ્રવીણ ન હોય, અપવાદતરીકે કોઇ અનુચિત વર્તનવાળી હોય, તો તે બધો દોષ ભણતર પર નાંખવાની હાલમાં એક પ્રથા પડી છે. આ ખરેખર તિરસ્કારને પાત્ર વલણ છે, જેને સર્વ બહેનોએ વખોડી કાઢવું જોઇએ. આવા વિચારો દર્શાવનારી વાર્તાનાં પુસ્તકો બાળી મૂકવાં જોઇએ. એવાં નાટકોનો ' બોયકોટ ' કરવો જોઇએ. સ્ત્રી વર્ગે પોતાના સન્માનની રક્ષા કરવા આગ્રહ ધરાવવો જોઇએ. કોઇ મોટા શહેરની જાહેર જગાએ જઇને જુઓ; જાતજાતનાં વસ્ત્રાલંકારમાં મઢાએલી સ્ત્રીઓનો સમૂહ જુઓ; સુંદર દેખાવાની ટીપટીપના પ્રદર્શન રૂપ વ્યક્તિઓ જોતાં જાણે ચીતરી ચઢે તેવી લાગણી થશે. પૈસાદાર અને પૈસાવાળાં દેખાવા મથનાર આ ટોળામાં સુશિક્ષિત બહેનો આંગળીને વેઢે ગણાય તેટલી હશે; છતાં ભણેલી સ્ત્રીઓ ફેશનેબલ હોય એવી ખોટી માન્યતા ફેલાવાનો ધંધો જ કેટલાક લઇ બેઠા છે. જેઓ ખરી વાત જાણતા નથી અગર જાણવા માગતા નથી, તેમનો મન ફેરવવો એ અશક્ય વસ્તુ છે. સામાન્ય રીતે તો સુશિક્ષિત સ્ત્રીઓ સાદા-

ધામાં જ પોતાની મહત્તા માને છે એ હકીકત છે.

બીજી એક બાબત તરફ આપ સર્વનું લક્ષ દોરવા રજા લઉં છું. આપણા દેશની પ્રજાનું શરીરબળ, તેમનું આરોગ્ય, તેમના બાંધા વગેરે દિન પર દિન ઊતરતી દશામાં જતા જાય છે એમ એ બાબતનો અભ્યાસ કરનારાઓ જાહેર કરે છે. આ સબંધે બહેનોએ ખાસ વિચાર કરવાની જરૂર છે. સ્ત્રીઓ બાળકોને ઉછેરે છે, તેમના પોષણની વ્યવસ્થા કરે છે, તેમણે આ સંબંધમાં શોધખોળ કરી કઇ ઉણપો છે તે જોઇ તેના ઇલાજ લેવા જરૂરી છે. પુષ્ટિકારક ખોરાક અને પૂરતી કસરત એ બેની ખામી મને પોતાને લાગે છે. પ્રજાનાં બાળકોનો મોટો ભાગ દૂધ વગર ઉછરે છે. તેમને ફળફળાદિ શાકપાન ખાવા મળતાં નથી. તેનાં ઘણાં કારણો છે. તેમાં જે આપણે દૂર કરી શકીએ તેવાં હોય તે હાથમાં લેવાં એ પ્રજાહિતનું મોટું જરૂરી કામ છે.

મને માહિતી મળેલી છે કે ઇંદોરની શાખા ઉત્સાહપૂર્વક સ્ત્રી જાતિની બહતી થાય તેવાં જુદાંજુદાં કાર્યો કરે છે તેમજ મધ્યસ્થ સંસ્થાને દરેક પ્રસંગે જરૂરી સાથ આપે છે. ઇંદોર શહેરમાં પચરંગી પ્રજા વસે છે. તે સર્વ એકત્ર થઇ આવાં શુભ કાર્યો કરવા બહેનો સતત શ્રમ કરે છે એ પ્રશંસનીય છે. જે દીર્ઘ દષ્ટિથી અને દેશપ્રીતિથી અખિલ હિંદ મહિલા પરિષદ સ્થાપિત થઇ છે, તે આપણી પ્રજાને વધારે ને વધારે ઉપકારક નીવડો તથા ભવિષ્યની પ્રજા તેનાં શુભ પરિણામ પ્રાપ્ત કરો, એ શુભેચ્છા સાથે મારું બોલવાનું સમાપ્ત કરું છું.

વિદ્યાબહેન નીલકંઠ.

## જોઇએ છે : મહિલાઓની દોરવણીમાં દષ્ટિપલટો

અખિલ હિંદ મહિલા પરિષદ નામે ઓળખાતું એક મંડળ આ દેશમાં અસ્તિત્વ ધરાવે છે, જેનો હેતુ સ્ત્રીસ્વાતંત્ર્યનો હોવાનું જાહેર કરવામાં આવ્યું છે. પરતુ અત્યાર સુધી ગમે ત્યારે ઠાઠમાઠ સાથે મળી જવા સિવાય એ મંડળે પોતાને નામે કશી કામગીરી નોંધાવી નથી. આમ છતાં એ પરિષદની એક પ્રાંતિક શાખાના ‘ સફળ ’ અધિવેશનની એક પ્રશસ્તિ તાજેતરના એક માસિકમાં વાંચવામાં આવતાં તે પર પ્રસંગોચિત બે બોલ કહેવા પડે છે.

### વૈજ્ઞાનિક કુશળતા વિ. લોકસંપર્ક

પંડિત જવાહરલાલ નેહરૂએ જેને ચાપાણી કરનારું સંમેલન જણાવ્યું છે એવા ઉપર્યુક્ત મંડળ તરફથી કશી વિધાયક કામગીરી થવા નથી પામી. હા, એકાદ બે આશ્ચર્યકારક જાહેરાતો થઇ છે—એક તો સંતતિ નિયમનની હિમાયતી અમેરિકન કુમારી માર્ગરેટ સેંગરના શબ્દોની પુનરુક્તિ કરીને શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતે યુદ્ધનો તોપમારો બનાવાતી સંતતિને જન્મ જ ન આપવાની હિંદી સ્ત્રીઓને આપેલી શિખામણ, અને બીજી તે લેડી રામરાઓએ જ પાશ્ચાત્ય અનુકરણ દષ્ટિએ અને મિસ માર્ગરેટ સેંગરની ઝુંબેશના સમર્થનમાં હિંદને સંતતિનિયમનની આપેલી શિખામણ ! ૪૦ કરોડની વસતીના દેશમાં માત્ર ૧૦,૦૦૦ જ સભ્યો ધરાવતી એ સંસ્થા આખા દેશવતી બોલવાનો દાવો કરે એમાં કશું અજુગતું નથી, પણ દેશના સર્વસામાન્ય સ્ત્રીવર્ગને પોતાના વિશ્વાસમાં લેવા માટે આવી બેજવાબદાર જાહેરાતને બદલે કશી વિશિષ્ટ સક્રિય કામગીરીની અપેક્ષા નથી રહેતી ? ૧૦,૦૦૦ સભ્યો પર

૩૮ શાખાઓ, ૧૫૦ ઉપશાખાઓ, ૧૨ કારોબારી સમિતિઓ વગેરેનું તંત્ર ઊભું કરવામાં જેટલી વૈધાનિક કુશળતા એ મંડળ દર્શાવી રહ્યું છે એટલી લોકસંપર્કની કુશળતા એણે દર્શાવી છે ? પુરુષની સત્તા સામે સ્ત્રીને દલિત વર્ગ તરીકે પ્રત્યેક સંમેલનમાં જાહેર કરવાથી જ સ્ત્રીનો સંસાર નથી સુધરી જતો. એ પરિસ્થિતિ ટાળવા માટે હિંદી સ્ત્રીના કાયદેસરના રાજકીય અને સામાજીક હક્કોના મોરચે લડત આપવી જોઇએ છે. અ. હિં. મહિલા પરિષદે એવી લડતને અમલી બનાવાનું તો દુર રહ્યું, પણ એવી લડતનો કોઇ દુરગામી અને પરિણામ-લક્ષી કાર્યક્રમ પણ ઘડ્યો છે ?

અ. હિં. રાષ્ટ્રીય મહાસભાની જે પ્રારંભિક દશા હતી, એજ દશા અ. હિં. મહિલા પરિષદની આજે રહી છે. એના પ્રમુખપદે કોઇ ઉમરાવની મહેરદાર આવે, કોઇ શ્રીમંત પિતા કે પતિની લાડકી પુત્રી કે પત્ની આવે કે પાશ્ચાત્ય વિચારપ્રવાહોની રજેરજ માહિતી ધરાવતી કોઇ બહુશ્રુત વિદૂષી આવે એ સામે વાંધો ન હોય. જો પોતાની લાગવગ, શ્રીમંતાઇ કે વિદ્વત્તા વડે પણ હિંદી સ્ત્રીઓની આજની દશા સુધારવાનો ચમત્કાર એથી સાધી શકાતો હોય તો. બાકી દુરસદે એકવાર મળીને દેશની કે જગતની પરિસ્થિતિને અનુલક્ષીને તરેહવાર ઠરાવો ઘડી કાઢવાથી જ કોઇ પ્રવૃત્તિ ક્રાન્તિકર નીવડી હોય એમ નથી જણાતું.

### પ્રત્યક્ષ ક્રાન્તિમાં ફાળો કેટલો ?

નિરક્ષર એવી ખેડૂત કે શ્રમજીવી સ્ત્રીઓ માટે એ પરિષદનો—અલબત્ત, તેના અત્યારના સ્વરૂપમાં—કશો અર્થ નથી. અંગ મહેનતથી કમાણી કરવામાં એ સ્ત્રીવર્ગ પુરુષની બરોબરીનો હોઇને અનેક અધિકારો તે નૈસર્ગિક રીતે જ ભોગવે છે અને એ અધિકારો કાયમ રાખવાનું શારીરિક તેમજ આર્થિક સામર્થ્ય પણ તે ધરાવે છે. એ પરિષદની આગલી હરોળો જે બાનુઓ શોભાવે છે એમને તો એ અધિકારો મળી ગયા હોવાનું જ માનવાનું રહ્યું. એટલે બાકી વિચારણીય પ્રશ્ન રહે છે તે એ પરિષદ મુખ્યત્વે જેમના અધિકારો માટે ઊહાપોહ ચલાવી રહી છે અને જે વર્ગની ભાગ્યેજ કશી હાજરી એના અધિવેશનમાં જણાય છે તે મધ્યમ વર્ગની સ્ત્રીઓનો.

આજની વિષમ સમાજરચનાએ સ્ત્રીપુરુષ સંબંધની સમસ્યાને પણ વિષમ બનાવી મૂકી છે, એટલે એ સંબંધની વિષમતા ટાળ્યા વિના છૂટકો નથી. સામાજિક ક્રાન્તિથી જ એ વિષમતા ટાળી શકાય અને એવી ક્રાન્તિમાં પ્રત્યક્ષ ભાગ લેવાથી જ તેને પરિણામસાધક બનાવી શકાય. મહિલા પરિષદમાં એવી પ્રત્યક્ષ ક્રાન્તિકારિણીઓ કેટલી ? કોંગ્રેસને જેવા લોકમાન્ય ટીળક અને ગાંધીજી મળ્યા એવી, ક્રાન્તદર્શી અને લોકસંયુક્ત જ્યોતિર્મયી દોરવણી મહિલા પરિષદને હવે મળવી જોઇએ છે, નહિતર એના પોપટિયા ઠરાવો આવતાં થોડાં જ વર્ષોમાં એક જુનવાણી સંસ્થા તરીકે તેને પાછળ પાડી દેશે.

### પુનર્ઘટનાની 'સમાન' જવાબદારી

શોષિત તરીકે સ્ત્રીને સદા દયાપાત્ર ગણાવતા રહેવું એ જ કંઈ તેના ઉદ્ધારનો રામબાણ ઇલાજ નથી. મતાધિકારથી માંડીને નાગરિકત્વના સમાન હક્ક સાથે રાષ્ટ્રઘડતરની સમાન જવાબદારી માટે દેશના સ્ત્રીવર્ગને એ પરિષદે આજસુધી કેટલો તૈયાર કર્યો છે ? મહેતી કે નર્સ બનીને સંતોષ માનતા સ્ત્રીવર્ગને એન્જિનીઅરિંગથી માંડીને ખેતીવાડી સુધીના વ્યાપક ક્ષેત્રમાં પ્રવેશાવવાનો અને રાષ્ટ્રીય યોજક બુદ્ધિએ દેશના સ્ત્રીસામર્થ્યને

નિયોજવાનો કયો પ્રયાસ એના દ્વારા થવા પામ્યો ? મહિલા પરિષદે માત્ર 'સમાન હક્કો'નો જ ખોમવટો કરી બેસી રહેવાનું છે કે પછી સમાન હકકના ધોરણે રાષ્ટ્રીય અને સામાજિક પુનર્ઘટનામાં પણ સમાન જવાબદારી ઉઠાવવાની છે ?

નિરક્ષરતા અને સ્ત્રીઓનું દાસ્ય એ કોઈ-પણ સમાજને માટે કલંકરૂપ છે. હિંદનો કેળવાએલો પુરુષવર્ગ એ સમજ્યો છે અને એ સમજવાથી માંડીને આજ સુધી એના નિવારણના પ્રયત્નો મુખ્યત્વે પુરુષ વર્ગે જ કર્યા છે. આજે જ્યારે પુરુષવર્ગનું પ્રથમ લક્ષ રાષ્ટ્રીય પારતંત્ર્ય રોકી રહેલ છે ત્યારે એ કલંક નિવારણના માર્ગો શોધવાની જવાબદારી અ. હિં. મહિલા પરિષદ જેવી સંસ્થા સહેજે ઉઠાવી શકે તેમ છે. આરામ ખુરશીઓથી નીચે ઊતારીને ધૂળથી ખરડાવાની બીક રાષ્ટ્રના આવા આપત્તિકાળે રાખવી કેટલી અવિવેક યુક્ત છે એટલી જ રાષ્ટ્રના તાત્કાલિક ભાવિ સાથે કશો સંબંધ ન ધરાવતા સંતતિનિયમન જેવા પ્રશ્નો ઉઠાવવાની પરિષદની વૃત્તિ વિવંચનાપૂર્ણ છે.

## નવરચનાનો શ્રેયોમાર્ગ

હિંદની સ્ત્રી લાચાર છે, શોષણ પર નિર્ભયલા સમાજમાંનો અધિકારારૂઢ વર્ગ સર્વ બાજુએ સર્વ પ્રકારનું શોષણ અપનાવીને પોતાનું વર્ચસ્વ ટકાવી રાખવા મથી રહેલ છે. સ્ત્રીવર્ગ પણ એવા જ શોષણનો ભોગ બનેલ છે. એ શોષણ વિરુદ્ધ લડત આપીને સમાજની નવરચનામાં હિંદની સ્ત્રી પોતાનો સમાન હિસ્સો આપતી થશે ત્યારે તેનું દાસ્ય અને તેની દુર્બળતા આપોઆપ નષ્ટ થશે.

એટલે, અખિલ હિંદ મહિલા પરિષદનું જે કર્તવ્ય રહે છે તે સ્ત્રીસ્વાતંત્ર્ય—જેના વાજબીપણા માટે ભાગ્યે જ હવે કોઈને શંકા રહી છે તે—નો એકનો એક સૂર ફૂંકયા કરવાનું નહિ પણ યુદ્ધોત્તરકાલીન હિંદની સમાજરચના કેવી હોવી જોઈએ તેનો સ્પષ્ટ આદર્શ રજુ કરીને તેનો વ્યાપક પ્રચાર કરવાનું; સ્ત્રીમાનસના શૈક્ષણિક અને સાંસ્કૃતિક પરિમાર્જન દ્વારા જીવનનાં નવાં મૂલ્યોની પ્રતિષ્ઠાનું, વગેરે. આજની સાથોસાથ આવતી કાલ પર પણ દૃષ્ટિ રાખવાનો પ્રતિબંધ તો કંઈ પુરુષવર્ગે નથી મૂકયો ને !

સંસારશાસ્ત્રી












**અખિલ હિંદ મહિલા પરિષદનું આગામી અધિવેશન :**

અખિલ હિંદ મહિલા પરિષદનું આગામી અધિવેશન એપ્રિલ માસના પહેલા અઠવાડીઆમાં મળવાની જાહેરાત હમણાં હમણાં થવા માંડી છે. એનાં પ્રાંતિક અધિવેશનો પણ મુંબઈ, અમદાવાદ અને સુરત મુકામે તાજેતરમાં મળી ગયાં.

આ તબકકે વિવિધ વર્તમાનપત્રોની કતારોમાં "અખિલ હિંદ મહિલા પરિષદે શું કર્યું ?" "એ ભણેલી સ્ત્રીઓ માટે ચા-પાણીની મિજલસ માત્ર છે," "એણે ગ્રામસ્ત્રીઓ માટે શું કર્યું ? એવા એવા આક્ષેપો થતા આવે છે.

આવા આક્ષેપોના રદિયારૂપે પરિષદનાં ગુજરાત વિભાગનાં અગ્રણી શ્રી. વિદ્યાબહેન નીલકંઠે એક ભાષણમાં જવાબ આપ્યો છે.

શ્રી. વિદ્યાબહેને સાચું જ કહ્યું છે કે, હિંદી સ્ત્રીઓના આખાય વર્ગનો અવાજ રજૂ કરવા માટે એક સુશિક્ષિત સ્ત્રીઓની સંસ્થા હોવી જોઇએ; જેનાં સભ્યો એ વર્ગના સામાજિક, નૈતિક અને રાજદ્વારી પ્રશ્નોની છણાવટ-ચર્ચા કરી સત્તાવાળાઓ સમક્ષ રજૂ કરે.

અને અખિલ હિંદ મહિલા પરિષદે આ દિશામાં સરસ કામગીરી પણ બજાવી છે. એનો અવાજ મધ્યસ્થ સરકાર સુધી પહોંચાડવામાં એને ઘણીવાર સફળતા મળી છે અને તેના અભિપ્રાય પર વજન મુકાતાં તેનાં શુભ પરિણામો પણ આવ્યા છે.

બીજી બાજુ, એક એવો પણ આક્ષેપ કરવામાં આવે છે કે, પરિષદે ગામડે વસતી અભણ સ્ત્રીઓના હિતાર્થે શું કર્યું ?

આ પ્રશ્ન પણ સ્વાભાવિક છે. પરિષદે પ્રૌઢશિક્ષણ પ્રચાર માટે પ્રયાસો કર્યાં છે, ગામડે વસતી બહેનોની પરિસ્થિતિની તપાસ પણ કરાવી હોવાનું જાણવા મળે છે તેમજ એ ક્ષેત્રમાં કામ કરવા માટે સ્ત્રીતાલીમ વર્ગો-દ્વારા કેટલીક બહેનોને તાલીમ આપી એ દિશામાં સક્રિય કામ કરતી પણ કરી દીધી હોવાનું કહેવાય છે.

પરંતુ આજના વિષમ કાળમાં, આપણે ધારીએ તેટલું સક્રિય કામ તે ન કરી શકે તે બનવા જોગ છે. વળી પરિષદની કાર્યકર્તી અનેક બહેનો આજે જેલના સળિયા પાછળ પણ હશે.

આ સ્થિતિમાં થોડું ઘણું પણ જે કાર્ય એ પરિષદદ્વારા ચાલતું હોય તેની પણ ગુણવત્તા આપણે અવશ્ય આંકવી જોઇએ.

હવે, આવતા એપ્રિલ માસમાં, એના આગામી અધિવેશન અંગે વિનતિસૂચક બે શબ્દો લખીશું તો તે અસ્થાને નહિ લેખાય.

આવતા અધિવેશનમાં, હાલની પરિસ્થિતિ પર વિચારણા ચલાવી, હિંદી સ્ત્રીઓના-શહેરી તેમજ ગ્રામસ્ત્રીઓની-સાર્વત્રિક વિકાસની એક વ્યવહારૂ સક્રિય યોજના ઘડી કાઢી તેનો અમલ કરાવવા પ્રયત્ન કરે.

## ઉષા

કૂક રે કૂક સૂર સુણતી ઉષા,
ધીરે ધીરેથી ખીલતી હો જી.
ઝગ ઝગ રાતડા રંગના ફુવારા,
ધરતી માતા એના ઝીલતી હો જી.

ડાળીએ ડાળીએ પંખીડાં ઊડતાં,
બાલુડાં હોંસથી ઉડતાં હો જી.
નદીના નીર પર ઉષાકિરણને,
જોવા તરંગ જાણે કૂદતાં હો જી.

ઝાકળનાં મોતિડાંની માળા ચળકતી,
ઉષાનાં દ્વાર જ્યાં ખુલતાં હો જી.
વૃક્ષોનાં ડાળપાન નીચાં ઝુકીને,
મોંઘેરા આવકાર આપતાં હો જી.

આવો ઉષા બ્હેની! આવો તમે ને,
અંધારાં દૂર કાંઈ થાયે હો જી.
મારા તે દેશની ઉષા ઉગીને,
ચેતન ફુવારા લાવે હો જી.

શ્રી. ગેમલસિંહ મહીડા

# ચતુરાઈ

એક હતો રાજા. તેનું નામ જયપાલ. તેનું રાજ્ય ઘણું મોટું હતું. એની રાજધાની માલપુરમાં હતી.

એ નગરમાં એક વાણીયો રહેતો હતો. તેનું નામ બુદ્ધિદાસ હતું. તે બુદ્ધિનો ખજાનો હતો, નામ તેવા જ તેનામાં ગુણ હતા.

એક વખત રાજાને ત્યાં બીજા દેશોના રાજાઓ મ્હેમાન તરીકે આવ્યા, જયપાલ રાજાએ તેમનો સારી રીતે આદર સત્કાર કર્યો. રાજાએ તેમને મહેમાન ગૃહમાં ઉતારો આપ્યો.

પછી રાજાએ પોતાના એક નોકરને બોલાવી કહ્યું, " મ્હેમાનો માટે રાબડી બનાવવાની છે, માટે તું બજારમાં જઈ દૂધ લઇ આવ, અને તે લાવી રસોડામાં જઈ રસોઇયાઓને આપ, અને કહે કે રાબડી બનાવી આપે. "

નોકર તો દોડયો, ઝટ દૂધ લઇ આવી રસોડામાં જઈ રસોઇયાઓને આપ્યું, અને રાજાનો હુકમ કહી સંભળાવ્યો.

રાજાનો હુકમ ! પછી પુછવાનું શું ? રસોઇયાઓ ઝટ કામે લાગી ગયા, જરા વારમાં તો રાબડીની સુગંધ આખા રસોડામાં પ્રસરી રહી.

રસોઇયાઓએ નોકરને જાણ કરી, નોકરે રાબડી જોઈ, જોતાં જ તેનું મોઢું પડી ગયું, રાબડીમાં તેને દૂધ ઓછું નાખેલું જણાયું. એટલે તે બોલ્યો, " તમે આમાં કેટલું દૂધ નાંખ્યું ? "

રસોઇયાઓ બોલ્યા, " તમે જેટલું લઈ આવ્યા હતા, તેટલું બધુંયે નાંખી દીધું હતું. "

પણ નોકરનું મન માન્યું નહિ. તે તો ગયો સીધો રાજા પાસે અને બનેલી બધી બીના કહી સંભળાવી.

રાજા પણ મુંઝાયો. કોણે પીધું હશે તે જાણવું તેને મુશ્કેલ થઈ પડયું, તે તો વિચાર કરવા લાગ્યો.

પણ એટલામાં કાંઈ કામસર બુદ્ધિદાસ રાજાને મળવા આવ્યો. રાજાને તેણે નમસ્કાર કીધા પણ રાજા કશું બોલ્યો નહિ. તે બુદ્ધિનો ચપળ હોવાથી તેણે ધારી લીધું કે રાજાનું મગજ આજે અસ્થિર જણાય છે, કંઇક ગુંચવણ હોવી જોઇએ.

એટલે તે બોલ્યો, "રાજાજી! આજે આમ કેમ? શાના વિચારમાં પડ્યા છો?"

રાજાજીએ બધી વાત બુદ્ધિદાસને કહી સંભળાવી; વાત સાંભળ્યા પછી થોડી વાર વિચાર કરીને તેણે નોકરને કહ્યું. "તું પાછો જા! અને બધા રસોઇયાઓને અને નોકરોને અહિં લઈ આવ."

નોકર તો ગયો, બધાને લઇ આવ્યો, બધા લાઇનબંધ ઉભા રહ્યા.

પછી બુદ્ધિદાસે રાજાને કહ્યું. "રાજાજી! જુઓ તો ખરા! આ લોકો દૂધ પીએ છે, અને વળી સાથે સાથે પોતાના હોઠને પણ પાય છે, જુઓ! પેલા લોકોના હોઠે દૂધનું ફીણ કેવું સરસ બાઝેલું છે!"

હવે જેઓએ દૂધ પીધું હતું તેઓએ છાનામાના આડકતરી રીતે પોતાના હાથ હોઠ પર લગાડ્યા, એટલે તરત જ બુદ્ધિદાસ બોલ્યો, "જુઓ! રાજાજી! જે લોકોએ હોઠે હાથ લગાડ્યા છે, તેઓએ જ દૂધ પીધું છે."

તપાસ કરતાં વાત સાચી પડી. ગુનેગારોને રાજાએ હાંકી મૂક્યા, અને બુદ્ધિદાસને પોતાનો મુખ્ય પ્રધાન બનાવ્યો.

ચી. શાંતિ દામકાકર



# ભુવાનો જાદૂ

અમારાં ગામમાં રપો લગરીઓ અને બગો ભુવો બે ભાઈ રહેતા હતા. બગો ભુવો ધૂણે અને રપો લગરીઓ ડાખલું વગાડે, ગામમાં બધા વાતો કરતા હતા. 'આવા ભુવો તો બગો જ. એને માતાજી સાચા ચડે છે' ત્યારે વળી બીજા વાતો કરતા. 'અરે દાણા જોવાના તો રપાના જ. બલભદ્ર વગાડ ખોળી કાઢે.'

હું આ બધા ઢોંગ જ માનતો, અને કહેતો 'બધા ઢોંગ! અમથાં ધૂણે અને પુતિ ખાય.' ત્યારે લોકો કહેતા કે 'શું મારા ભાઈ! ભિત્યા વિનાના.'

એક વખત હું અને મારો મિત્ર છગન માતાજીએ ફરવા ગયા. દશેરાના દિવસ હતા. માતાજી દહેરીએ જ્વારા વાવ્યા હતા. બગો ધૂણતો હતો અને રપો ડાખલું ઠોકતો હતો, અને ગાતો હતો—

'ઓ મારા કામવેલ ગામના ધણી, રે તેં—
સિંદૂર પ્યાલા પિધા—વગેરે વગેરે.

અને ડાખલું વાગતું:—

ઢોંગ છે ઢોંગ છે, ઢીંગ છે ઢીંગ છે;
ઢીંઢીંગ ઢીંઢીંગ, ઢીંગ છે ડક્.

ધૂણતો ધૂણતો ભુવો બોલતો:—

સાવ ભલે છે, સાવ ભલે છે;
બાપુજીના, સાવ ભલે છે.

થોડી વારે ભુવો ધૂણતો બંધ રહ્યો, અને દૂધનો પ્યાલો પી ગયો. જાગરીએ નમસ્કાર કરી ડાખલુ ભરવી દીધું.

થોડી વારમાં શાન્તિ પથરાઇ ગઈ.

થોડી વારમાં ભુવાને સાંભળી આવ્યું હોય એમ ડોળ કરી: 'અલ્યા, રઘા ?' રઘો બોલ્યો: 'હાં મહારાજ !' ભુવો બોલ્યો: 'આટલામાં મને મડદાની ગંધ આવે છે, મરી ગયું હોય કે પછી મરવાનું હોય.'

રઘો બોલ્યો: 'મહારાજ ! તમારી મ્હેર.'

આ સાંભળી મારો મિત્ર છગન બોલ્યો:—'જો તું કહેતો હતો કે ઢોંગ, પણ હું કંઇ બોલ્યો નહિ.'

થોડી વાર થઈ ખાલપા વાડમાં મરણપોક પડી. હું અચંબો પામ્યો. અને મનમાં બોલ્યો:—"સાચું ય હોય !'

છગન:—'જોયો ચમત્કાર ? એમ છે ત્યારે.'

પછી અમે વાતો કરતા ઘેર આવ્યા. ઘેર આવીને મેં મારી બાને કહ્યું:— 'બા ! આજ તો મેં ભુવાનો ચમત્કાર જોયો.'

મારી બા:—'કેવો ?'

મેં બધી વાત કહી સંભળાવી. મારી બા વાત સાંભળી બોલી:—'બધા ઢોંગ ! જો સાંભળ—

"ખાલપા વાડમાં એક મહિનાથી એક સ્ત્રી માંદી હતી. મંદવાડ વધી જવાથી એને ખાલપા દવાખાનામાં લેઈ ગયા. ત્યાં દાક્તરે કહ્યું કે આ સ્ત્રી બચશે નહિ માટે લઇ જાવ ! ખાલપા એ સ્ત્રીને ગાડામાં ઘાલી ઘેર લેઇ આવતા હતા. તે ઘડી ભુવે પૂછ્યું હતું કે 'આ સ્ત્રીને કેમ છે ?' તે ઘડી એ લોકોએ બધી બીના કહી

સંભળાવી. આ વાત હું પાણી ભરીને આવતાં સાંભળતી હતી, હવે જાણ્યો ચમત્કાર ?"

હું આ સાંભળી આશ્ચર્ય પામી ગયો.

એક વખત એક ઢેડી માંદી હતી. ઢેડ રઘા પાસે દાણા જોવડાવવા આવ્યો.

હું પણ ભાથુજીએ ગયો હતો. હવે રઘાનો ઢોંગ જોવાનો સરસ વખત હતો. હું શાન્તિથી સૌ જોતો બેઠો.

રઘે લાલ કામળી આણી; અને સરસ ગડી વાળીને જ્યાં તડકો આવતો હતો ત્યાં પાથરી. ઢેડે-રઘાને ઘઉંના દાણા એક મુઠી આપ્યા.

રઘાએ ઢોંગ આદર્યો. એ મૂખે બડબડતો પણ મનમાં, હાં. સ્હેજ બબડી ચપટી દાણા કામળી ઉપર નાંખ્યા અને બબ્બે દાણાનાં જોડખાં ગણવા લાગ્યો. બધા બબ્બે બબ્બે જ થાય ત્યારે એને વેણુ કહે છે. અને કદાચ એક વધે તો વધાવો કહે છે.

રઘો દાણા આઘા પાછા ફેરવતો હતો. મારા સામુ જોઇ રઘો બોલ્યોઃ—'ચીમનભાઈ, દાણા કેવા દેખાય છે ?' મેં જોયું તો બધાય ઘઉંના દાણા ભૂરી શાહીમાં બોળી દીધા હોય એમ દેખાવા લાગ્યા. હું નવાઈ પામ્યો ! પણ પાછું વિચાર્યું કદાચ ઢોંગેય હોય !

રઘે દાણા જોઈ કાઢ્યા. અને ઢેડને ચાર દાણા આપી કહ્યું:—"જો સાંભળ ? આ ચાર દાણા એ માંદી સ્ત્રીના ખાટલાના ચાર પાયા ઉપર નાંખી દેજે.'

ઢેડ આભાર માની દાણા લેઇ ચાલતો થયો.

પણ, મને તો રઘાનો જાદૂ જાણવાની ચટપટી થતી હતી. ઘેર આવી મેં લાલ કામળી પેટીમાંથી કાઢી અને રઘાની પેઠે તડકે પાથરી અને ઉપર ઘઉંના દાણા ફેરવવા મંડ્યો. થોડીવારમાં બધાય દાણા શાહી જેવા જણાવા લાગ્યા ! ! પછી મેં ઘઉંને બદલે કાંકરા ફેરવ્યા તો તે પણ શાહી જેવા દેખાવા લાગ્યા. મેં રઘાનો જાદૂ જોઈ લીધો.

થોડા દિવસમાં પેલી માંદી ઢેડી મરી ગઇ, ત્યારે રઘે કહ્યું:—'એ દાણા નાખતાં જ ભૂલ થએલી.'

શ્રી. ચિમનલાલ રણછોડભાઈ પંચાલ

આર્થિક દશા : અહીં ગરીબી વધુ પ્રમાણમાં છે. સેંકડે ૭૫ ટકા ખેડૂત છે ને ભૂખે મરે છે. વ્યાપારીઓની સંખ્યા સેંકડે ૧૧ છે. નોકરીયાત ૪ ટકા છે. હિંદમાં બળદોની સંખ્યા ૬૮ લાખ, ૭૬ હજાર છે. હળ ૨ કરોડ, ૫૫ લાખ ૭૬ હજાર છે. સરેરાશ એક માણસની રોજની આવક ૭ પૈસા છે. જ્યારે સંયુક્ત રાજ્યમાં દરરોજ એક માણસની સરેરાશ આવક ૮ રૂ. ૮ આના, ઈંગ્લેન્ડમાં ૪ રૂપીયા એક આનો, ફ્રાંસમાં ૩ રૂ. ૮ આના અને જાપાનમાં ૩ રૂ. ૨ આના છે.

દેશીરાજ્ય : ભારતમાં દેશી રાજ્યોની સંખ્યા ઓછી છે. હૈદ્રાબાદ (૧૪૪૩૫૧૪૮), રજપુતાના એજન્સી (૧૧૨૨૫૭૧૦), ગધ્યપ્રાંત એજન્સી (૬૬૩૨૭૫૦), મદ્રાસ સ્ટેટ એજન્સી (૬૦૫૪૪૮૪), મ્હૈસુર (૬૫૫૭૩૦૨), ગ્વાલિયર (૨૪૪૩૦૦૭), જંબુકાશ્મીર (૩૬૪૬૨૪૩), ત્રાવણકોર (૫૦૬૫૬૭૩) પશ્ચિમ ભારતરાજ્ય (૩૯૯૯૨૫૨) અને કોચીન (૧૨૫૦૦૧૬) છે. અહીં શહેરોની કુલ વસ્તી ૯૩ લાખ, ૨૬ હજાર, ૯ સો, ૫૮ અને ગામડાંઓની ૭ કરોડ, ૧૯ લાખ, ૮૩ હજાર ૮ સો ૮૭ છે. કેળવાયલાઓની કુલ સંખ્યા સેંકડે ૮ છે.

સલામી—ભારતના રાજાઓને સરકાર તરફથી યોગ્યતા મુજબ સલામી આપવામાં આવે છે. જેમાં ગ્વાલીયર, વડોદરા, જમ્મુ, હૈદરાબાદ અને મ્હૈસુરના રાજાને ૨૭ તોપ, ઈદોર, ભોપાલ, ઉદેપુર, કોલ્હાપુર, ત્રાવણકોરના રાજાને ૧૯ તોપ, ભરતપુર, ભાવલપુર, જયપુર, જોધપુર, કચ્છ, કોચીન, કોટા, કરૌલી, બુંદી, ટાંક, પતિયાલા અને રેવાના રાજાને ૧૭ તોપની સલામી આપવામા આવે છે. એના સિવાયના બીજા ૧૮ રાજાઓને ૧૫, ૧૬ રાજાઓને ૧૩, ૨૯ રાજાઓને ૧૧ અને ૩૮ રાજાઓને ૯ તોપની સલામી આપવામાં આવે છે.

આ સર્વ વાતોનો વિચાર કરીએ છીએ અને ગઇ વાતોને યાદ કરીએ છીએ. આજે પણ એમાં ગાંધી, ગામા, આચાર્ય બોઝ, રમણ, રોય, રવીન્દ્ર જેવા સપુતો પેદા થયા છે જેઓએ જગતમાં ભારતનું માથું ઉંચું રાખ્યું છે. અહાહા ! હિમાલયનું ઉંચું શિખર, ગંગા સિંધુની અમૃત જેવી ધારા, તાજમહાલની કારીગરી, ઋતુઓનું આગમન ફળફુલોનો જથ્થો શું બીજા દેશમાં મળશે ?

ઓ હિંદના વીરપુત્રો અને પુત્રીઓ, બહાદુર બનો. હિંદવાસી બનવા બદલ ગર્વ લો અને જગતને કહો કે અમે " હિંદી છીએ–હિંદમાં જન્મ્યા છીએ-હિંદ અમારો દેશ છે અને દરેક હિંદવાસી–હિંદનો ભંગી પણ અમારો ભાઇ છે..." ઓ હિંદવાસી ભાઇઓ અને બહેનો, તમારી પાસે માત્ર લંગોટી હોય તો પણ તમે ગર્વથી મોટે સાદે કહેજો, " હિંદનું જીવન, હિંદની આબાદી એ અમારો પ્રાણ છે. હિંદની મુક્તિ માટે અમે ઝઝૂમીશું અને અમારાં પ્રાણદાન પણ ઓછા છે.-અમે અમારા દેશ માટે તન મન ને ધન અર્પીશું, હિંદ માટે સાચા વીર થઇશું ને હિંદની પવિત્ર ભૂમિને સ્વર્ગસમ બનાવીશું. હિંદની વાડી તાજી કરીશું. હિંદનું કલ્યાણ એજ અમારું કલ્યાણ છે. "*

શ્રી ઈશ્વરલક્ષ્મી શાંતિલાલ મહાજન

* હિન્દીને આધારે.

# દરેક લાયબ્રેરીમાં ખાસ વસાવવા લાયક ઉપયોગી પુસ્તકો

| | |
|---|---|
| ૧ હિંદી રાષ્ટ્રીય મહાસભાનો ઇતિહાસ ભા. ૧-૨-૩ | ૧૧- ૦-૦ |
| ૨ રાજયોગી યાને પરમાર ધારા વર્ષાદેવ ભા. ૧-૨ | ૮- ૦-૦ |
| ૩ બલહઠ બંકા દેવડા ભા. ૧-૨ | ૬- ૮-૦ |
| ૪ મહાત્મા ગાંધીજીનું જીવન | ૪- ૦-૦ |
| ૫ વિશ્વભારતી | ૧- ૦-૦ |
| ૫ ફુલવાડી | ૦- ૪-૦ |

## શ્રી સયાજી સાહિત્યમાળા

| | |
|---|---|
| શ્રી સયાજીરાવ ગાયકવાડનું જીવનચરિત્ર ભાગ ૧-૨ (સચિત્ર) | ૩-૧૨-૦ |
| ૧ ઋગ્વેદ સંહિતા ભા. ૧ થી ૫ | ૧૦- ૪-૦ |
| ૨ વેપારની ચાવી | ૧-૧૨-૦ |
| ૩ વિદ્યુત | ૧-૧૨-૦ |
| ૪ વિજ્ઞાનના વિધાયકો | ૧-૧૨-૦ |
| ૫ મારું જીવન અને કાર્ય ક્ષેત્ર | ૧-૧૨-૦ |
| ૬ પ્લસીંગના સમયનું હિંદ | ૧-૧૦-૦ |
| ૭ જુવાનીની ચાવી | ૧- ૮-૦ |
| ૮ કેનેડાનું જવાબદાર રાજતંત્ર | ૧- ૮-૦ |
| ૯ કેળવણી | ૧- ૮-૦ |
| ૧૦ ભારતીય સમાજશાસ્ત્ર | ૧- ૬-૦ |
| ૧૧ આપણું પ્રાચીન રાજતંત્ર | ૧- ૪-૦ |
| ૧૨ ઉદ્ભીજોની ઉત્ક્રાંતિ | ૧- ૪-૦ |
| ૧૩ ફળ ઝાડનો બગીચો | ૧- ૨-૦ |
| ૧૪ ભાષા વિજ્ઞાન પ્રવેશીકા | ૧- ૧-૬ |
| ૧૫ મહીપતરામ | ૧- ૧-૦ |
| ૧૬ નેલ્સનનું જીવન ચરિત્ર | ૧- ૦-૦ |
| ૧૭ વલ્લભ | ૧- ૦-૦ |
| ૧૮ ઇગ્લાંડ અને હિંદુસ્તાન | ૦-૧૫-૦ |
| ૧૯ ખેતીના ઉપદ્રવો | ૦-૧૪-૦ |
| ૨૦ સરોવરના જીવો | ૦-૧૩-૦ |
| ૨૧ ગર્ભ વિદ્યા | ૦-૧૨-૦ |
| ૨૨ સૂર્ય | ૦-૧૨-૦ |
| ૨૩ મનુષ્ય ભ્રમણ | ૦-૧૨-૦ |
| ૨૪ પ્રાચીન પૂર્વ | ૦-૧૨-૦ |
| ૨૫ હિંદુસ્થાનમાં જુદા જુદા રાજ | ૦-૧૨-૦ |
| ૨૬ નરસિંહ મહેતા | ૦-૧૧-૦ |
| ૨૭ સામાજીક સુખરૂપતા | ૦-૧૧-૦ |
| ૨૮ નૌકાબળ | ૦-૧૧-૦ |
| ૨૯ ધન વિદ્યા | ૦-૧૧-૦ |
| ૩૦ હિંદની સફરે નીકળેલા વહાણવટીઓ | ૦-૧૧-૦ |
| ૩૧ પરિવર્તનવાદ | ૦-૧૦-૦ |
| ૩૨ હિંદુસ્તાનના લોકો | ૦-૧૦-૦ |
| ૩૩ પ્રાણીઓનાં શુભાશુભ લક્ષણો તથા વય વિજ્ઞાન | ૦-૧૦-૦ |
| ૩૪ સ્થાનીકસ્વરાજ્યની સંસ્થાઓ | ૦- ૯-૦ |
| ૩૫ જગતની રાજનીતી અને હિંદ | ૦- ૮-૦ |
| ૩૬ મેગેસ્થીનીસના સમયનું હિંદ | ૦- ૮-૦ |
| ૩૭ રેડીઓ અને ટેલીવીઝન | ૦- ૮-૦ |
| ૩૮ કળા વિષે પ્રવચન | ૦- ૭-૦ |
| ૩૯ તરવાની કળા | ૦- ૭-૦ |
| ૪૦ વડોદરા | ૦- ૮-૦ |
| ૪૧ સુરત ( ભાગ ૧-૨ ) | ૧- ૯-૦ |

## શ્રી સયાજી બાલજ્ઞાન માળા

| | |
|---|---|
| ૧ પંચતંત્ર વાતો ભા. ૧-૨ | ૧- ૦-૦ |
| ૨ સૂર્ય નમસ્કાર | ૦- ૮-૦ |
| ૩ સીતા | ૦-૬-૦ |
| ૪ બુદ્ધ ભગવાનની વાતો | ૦- ૬-૦ |
| ૫ મહમદ બેગડો | ૦- ૬-૦ |
| ૬ વાઘેલાઓનું ગુજરાત | ૦- ૬-૦ |
| ૭ આર્યોનું આદિ નિવાસ સ્થાન | ૦- ૬-૦ |
| ૮ કરોળીઆનાં કાવત્રાં | ૦- ૬-૦ |
| ૯ મીલની મુલાકાત | ૦- ૬-૦ |
| ૧૦ પચાસ પ્રેરક પ્રસંગો | ૦- ૬-૦ |
| ૧૧ છોડવાનું જીવન | ૦- ૪-૦ |

આજેજ લખોઃ—

**વ્યવસ્થાપક : લુહાણામિત્ર પ્રેસ, રાવપુરા—વડોદરા**

આ માસિક વડોદરા-રાવપુરામાં ધી લુહાણામિત્ર પ્રિ. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કરે પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૧-૩-૪૪

# ગુણસુન્દરી

અને સ્ત્રીહિતોપદેશ

★ ★ ★ એપ્રિલ : ૧૯૪



## ભગવતી કસ્તુરબાઈ ગાંધી

ગુજરાતની એ તો ગુણિયલઃ
ગુજરાતણુની એ તો ગુણમૂર્તિ.
આશ્રમની એ માતુશ્રી,
નગરની એ જોગણુ,
પ્રજાસંઘની એ પ્રેરણા,
જગતની સત્પત્નીઓનું ભુષણ,
અમારી એ તો અનુપમ ગુજરાતણ
ભગવતી કસ્તુરબાઈ ગાંધી.

—મહાકવિ ન્હાનાલાલ


તંત્રી : સૌ. જયવતી દેસાઇ,
સહતંત્રીઓ . કુ. વનમાળા દેસાઇ, બી એ.
સૌ. રમા ઠાકોર, બી. એ.

પુ. ૪૨મું | આદ્યતંત્રી અને સ્થાપક : સ્વ. જયકૃષ્ણ ના. વર્મા

# દશે દિશાએ દિગ્વિજય નોંધાવે છે !

| | |
|---|---|
| પુનામાં | ૧૭ મું અઠવાડીયું |
| સોલાપુર | ૯ મું અઠવાડીયું |
| બનારસ | ૯ મું અઠવાડીયું |
| કલકત્તા | ૮ મું અઠવાડીયું |
| કરાચી | ૮ મું અઠવાડીયું |
| સુરત | ૮ મું અઠવાડીયું |
| અમૃતસર | ૮ મું અઠવાડીયું |

★

૩
તુલસીદાસ
શાદી
તાનસેન
જેવાં ત્રણ ત્રણ
જયંતી ચિત્રોના
સર્જક.
દિગ્દર્શક :
જયંત દેસાઇનું
સ્વતંત્ર સર્જક

# ભક્તરાજ

૨૫ મું સપ્તાહ હિંદના પાટનગર દિલ્હીમાં
રજત જયંતિ ઉજવે છે.

દિન—પ્રતિદિન અધિક
આકર્ષણ જમાવી રહ્યું છે.

૧૪ મે અઠવાડીયે પણ મુંબઇને
મંત્રમુગ્ધ કરી રહ્યું છે.

## લેમિંગ્ટન ટોકીઝ

દરરોજ:—૪॥, ૭॥, ૧૦, શની. રવી રજાએ ૧-૪૫




જયંત દેસાઇ
પ્રોડકશનની
યશપતાકા લોકપ્રિયતાના
ગગનમાં ઉંચે લહેરાવતી
કલાકૃતિ.

આ શહેરોમા સફળતાનો નવો ઇતિહાસ રચી ગયુ છે

| | |
|---|---|
| કાનપુર | ૧૬ અઠવાડીયા |
| લખનૌ | ૧૪ અઠવાડીયા |
| હૈદ્રાબાદ ( સિંધ ) | ૧૧ અઠવાડીયાં |
| અલ્હાબાદ | ૧૧ અઠવાડીયા |
| દહેરાડુન | ૭ અઠવાડીયાં |
| આગ્રા | ૬ અઠવાડીયા |
| મીરત | ૬ અઠવાડીયા |

**વડોદરા : સુપ્રીમ ટોકીઝમાં ટુંક સમયમાં રજુ થશે.**



# નામાંકિત ડૉકટરો
## શક્તિ માટે
# નામાંકિત દવા જ
## બતાવે છે

ઝંડુનું નામાંકિત રક્તો-ફોસ્ફો-મૉલ્ટ નબળાં સબળાં બધાંને ઉપયોગી છે. સાજાં માણસોની શક્તિ એનાં સેવનથી સચવાઈ રહે છે, અને માંદાને, માંદગી પછીની નબળાઈ નાબુદ કરી, નવજીવન આપે છે.

ઝંડુનું રક્તો-ફોસ્ફો-મૉલ્ટ સ્વાદિષ્ટ અને તાકીદે તાજગી આપનાર છે. અને તેથી નાનાં બાળકો તેમજ મોટાં સૌ કોઈ સહેલાઈથી લઈ શકે છે પોષણ આપનાર, સ્ફુર્તિ આપનાર અને ખાસ કરીને લોહીની લાલી વધારનાર—










## ——ઝંડુ
## રક્તો-ફોસ્ફો-મૉલ્ટ

એક વાર અવશ્ય અજમાવો!

**ઝંડુ ફાર્મા. વર્કસ લી. મુંબઈ-૧.**

વડોદરાના એજન્ટો :—

(૧) વૈદ ભવાનીશંકર અને હરીશંકર કું,
(૨) મેસર્સ બી. એમ. ઠક્કરની કું.
ટાવર પાસે, વડોદરા.

આવતંત્રી અને સ્થાપક : સ્વ. જયકૃષ્ણ ના. વર્મા.

તંત્રી:
સૌ. જયવતી દેસાઈ

# ગુણસુન્દરી

સહતંત્રી :
કુ. વનમાળા દેસાઈ બી. એ.
સૌ. રમા ઠાકોર બી. એ

વ્યવસ્થાપક : નટવરલાલ ઠક્કર : લુહાણામિત્ર પ્રેસ, વડોદરા

પુ. ૪૨ મું ] એપ્રિલ : ૧૯૪૪ [ અંક ૨

## અનુક્રમણિકા



### બાલવિભાગ

તંત્રી : નાગરદાસ ઇ. પટેલ



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂા. ૪–૮–૦ : વિદેશ માટે શિલીંગ દસ : છુટક નકલ દશ આના



પુસ્તક ૪૨મુ | એપ્રિલ : ૧૯૪૪ | અંક ૨ જો

# તર્પણ

( ૧ )

ભવ્ય ભૂમિ ભારતના ગાંધીજી તો ભાગ્યવિધાતા,
પુનર્જીવનના પ્રેરક ને નવસર્જનના નિર્માતા:
એના યશની અમરગાથા,
આજે જગજનો ગાતા !

( ૨ )

વિશ્વવંદ્ય એ વિરલ વિભૂતિ કેરાં પત્ની પનોતાં,
પરમપુરુષના સહચારે કસ્તુરબા હતાં સુહાતાં:
આજે એકલરામ થયા,
દિવંગત કસ્તુરબા થાતાં !

( ૩ )

જેલમહેલતણાં સંગાથી, દેશવિદેશે સાથે,
એકનિષ્ઠ નિજપતિ સેવામાં, મૂક સેવિકા સાચે:
સ્વભાવે લક્ષણમાં આર્યા,
ખરે આદર્શ હતાં ભાર્યા !

( ૪ )

પ્રાચીન સતિગણમાંહે શોભે, એવાં એ સન્નારી,
યથા નામ કસ્તુરબા કીર્તિ પરિમલ ગયાં પ્રસારી:
એના પરમપુનિત પગલે,
પ્રભુતા ભારતમાં ય ફુલે !

( ૫ )

રહી સદાય પતિને પડખે, ખરી દેશની દાઝે,
વીરાંગનાસમ એય ઝઝૂમ્યાં સ્વતંત્રતાને કાજે.
આજે દેવ થયાં ત્યારે,
ભારતી આંસુ શિદ સારે ?

શ્રી. જનાર્દન પ્રભાસ્કર

## ભાગ્યની કહાણી

કહેવી અલી ! કંઇક મારે જીવનની વાતડી—
છુપી; સ્નેહ તારો અથાગ !
કહાણી કોને કહેવી કમભાગ્યની ?

માતા વિહોણી–પ્રશ પિતાએ પાળી સખી,
વિકસી જાણે વસંતની વેલ ! કહાણી૦

સ્નાતક બનીને સખી જન સેવ કરવી;
ધાર્યું જીવનનું એ ધ્યેય ! કહાણી૦

જ્ઞાતિ રિવાજ બન્યો શિકારી ક્રૂર સખી;
જરા સાથે જડાઈ જીવન વેલ ! કહાણી૦

પ્રૌઢા પ્રવેશ પહેલાં પંચત્વ પામ્યા પતિ,
ઉજ્જડે સાસરિયું પિયેર ! કહાણી૦

વિધુરને પત્ની બીજી કરવાનો . હક્ક ? હા !
વિધવાને , સાધુ જીવન ! કહાણી૦

વિધવાનું - વાન–સાન હિંદુ સમાજમાં;
, સખીરી ! તુચ્છ લેખાય ! કહાણી૦

મિશનમાં પેટ માટે અંતે હું આવી સખી !
સેવિકાનો કીધો સ્વીકાર ! કહાણી૦

દર્દ ભરી વાત જાણી દિલમાં ના દાઝતી;
સુજ્ઞ સમાજનો આ શાપ ! કહાણી૦

શ્રી. જ્ઞાનાંકુર

નવા જમાનાના વહેણમાં વિચરનાર 'તરંગી'ની તરંગકથા

# પરિવર્તન

*બિપિનને એના બાપે પરણાવ્યો હતો: લીલા સાથે. લીલા અભણ હતી; એ અભણ લીલા માટે બિપિનને સૂગ હતી; એ કંઈક ભણેલી, આધુનિક અને રસિકતામાં સાથ આપે એવી પત્નીને વાંચ્છતો હતો. એ માટે એને અમદાવાદનું ક્ષેત્ર મળ્યું. ત્યાં તરલા મળી અને પછી....

લેખક: શ્રી. "તરંગી"

ગામની નાનકડી શાળાના માસ્તર પાસે એક વૃદ્ધ દોડતો દોડતો આવ્યો, વૃદ્ધાવસ્થામાં દોડવાથી તેને શ્વાસ ચઢી ગયો હતો. "ભાઈ, આ તાર વાંચી દેશો ?" એમ કહી એણે તાર માસ્તરના હાથમાં મૂકી દીધો ને અસ્પષ્ટ શબ્દોમાં ઉતાવળે જણાવ્યું, "અમદાવાદથી આવ્યો છે, બિપિનને કાંઈ થયું તો નથી ને ? એ છે તો હેમખેમ ને ?"

માસ્તરે વૃદ્ધની વિકળતા પારખી. એણે મૂળ વસ્તુને છૂપાવી શાંતિથી જવાબ આપ્યો, "શરીરે ઠીક નથી. ખાસ ઉચાટ કરવા જેવું નથી. આ તો શેરનાં માણસો અધીરાં એટલે તાર કરે."

"હેં માસ્તર! સાચું કહો છો એને સારૂં છે ? અમથાં તાર કોઈ ન કરે !"

"સહેજ તાવ વધારે આવતો હશે. બીજું કાંઈ નહિ."

"એ તાર કોણે કર્યો છે ?"

"એના ભાઈબંધોએ...તરલાએ."

આ સાંભળ્યા પછી જટાશંકર વધારે વાર ત્યાં રોકાયા નહિ. ગયા વેકેશન દરમિયાન બિપિન ઘેર આવેલો, ત્યારે લીલા સાથેનું એનું વર્તન એને સમજાયું. ત્યારથી લીલાની પથારી બીની મટતી જ નહિ એ જટાશંકર ગોરને ખબર હતી. એટલે એક નહિ પણ બે જીવ બચાવવા અમદાવાદ જવું ઉચિત ધાર્યું.

એ ઘેર આવ્યા ત્યારે લીલા એમની રાહ જોતી બારણામાં જ ઊભી હતી. વૃદ્ધે જણાવ્યું, "બેટા, એને તાવ આવે છે. હું આજે જ તેડવા જાઉં છું. ક્યાં છે તારી બા !" લીલા સાસુને પણ બા કહીને જ બોલાવતી.

અંદરથી જયાબા આવ્યા. "કાં ? કેમ છે મારા દીકરાને ! મેં તો ના પાડી તોય તમે એને મોટી નોકરીની લાલચે અમદાવાદ મોકલ્યો. મોટાં શહેરનું પાણી એને સદ્યું નહિ ને મારી લખમીના અવતાર જેવી વહુનેય ઓલી લીલા-પીળાં કરીને ફરનારની પાછળ મોહીને તરછોડી. 'મારે ભણેલી જોઇએ ને, મારે તો સુધરેલી જોઇએ !'"

"લે હવે રાખ ! અત્યારે એવું નો સંભાળીએ. મારે અત્યારે અમદાવાદ જવું છે."

"ઈ પાછા તમેય ત્યાં રોકાઈ નો રે'તાં ને એના ભાઈબંધુને કહેજો કે હવે વાંહેથી કાગળો લખી એનો જીવ ન ખાય." વળી થોડીવાર રહીને જયાબા બોલ્યાં, "ઇતે જવા જ નો દીધો હોત તો બહુ સારૂં હતું. આંઈ બાપના ગરાહમાં ક્યાં વાંધો આવે એમ હતું ?"

"ઠીક લે, હવે તૈયારી કર."

આ બધા વાર્તાલાપ દરમિયાન લીલા એક થાંભલીને અટેલીને શૂન્યમૂર્તિ જેવી ઊભી હતી.

તેને કાંઈક કહેવું છે એમ ધારી જટાશંકરે એના અત્યે નજર ફેંકી. એની આંખોમાં એણે વીનતિ વાંચી, " મને સાથે નહિ લઈ જાવ !" ને જટાશંકરે પોતાની પત્નીને જણાવ્યું, " હું ને લીલા બેય જઈએ છીએ. "

અમદાવાદમાં હોસ્ટેલમાં તપાસ કરતાં જણાયું કે દાક્તરની સલાહથી–અતિ ગંભીર હોવાથી એને તરલાને ત્યાં લઈ જવામાં આવ્યો છે. આથી બન્ને–સસરો અને વહુ–ત્યાં ગયા. એક સુંદર સ્વચ્છ ઓરડામાં બિપિન સૂતો હતો. તેની આસપાસ મિત્રોનું–વિદ્યાર્થીઓ તેમ જ વિદ્યાર્થીનીઓનું–જૂથ જામ્યું હતું. તરલા બધાને સૂચનાઓ આપતી આમતેમ ફરતી હતી. તરલા જરા દૂર જતી ત્યાં બિપિન સાદ મારતો, " તરલા ! " ને તરલાને ત્યાં જવું પડતું. એ તરલા સિવાય રહી શકતો નહિ. એને માતાના કોમળ સ્પર્શની જરૂર હતી. તરલા એ ક્યાંથી લાવે ?

બિપિનને ખાસ ભાન ન હોય એમ લાગતું. તેણે અવાજ કર્યો, " તરલા ! " તરલા પાસે ગઈ ને બોલી " આ આવી ! " અવાજમાં કંટાળો હતો. એણે બિપિનને માથે સહાનુભૂતિ વિહીન હાથ મૂક્યો. પછી બીજા તરફ જોઈને બોલી, " હવે તો હું કંટાળી ગઈ છું. એટલા માટે જ મેં એના fathersને તાર કર્યો. આવા મનુષ્ય સાથે સહજીવન કેમ સુખી નીવડે ? "

આ વખતે જ જટાશંકર અને લીલાએ " તરલા બહેન અહીં છે કે ? " એમ પૂછતાં પ્રવેશ કર્યો. તરલાએ તેમને સત્કાર્યા. શરમાળ લીલાની પિછાન થતાં કોલેજમિત્રો " આ આની પત્ની ! " એમ કહી અંદરોઅંદર હસ્યા. જટાશંકરે બિપિનને પોતાને ત્યાં લઈ જવાની વાત કરી એટલે પ્રથમ તો ' ત્યાં દાક્તરી સલાહ નહિ મળે, ' ' અહીં અમે જાવા છીએ, ' ' આપને કોઈ જાતની હરકત નહિ ' વગેરે શબ્દોથી નકાર્યા. પણ પછી " હા, એક વાત છે. ત્યાંના જેવા અંગત રસથી અહીં ચાકરી ન થાય. ને ત્યાં વળી એક આત્મા પણ દુભાતો હોય ! " તરલા બોલી. પાછલું વાક્ય એણે લીલા સામે જોઈ ઉચ્ચાર્યું. પણ એ બિચારી તો બિપિનના સુકાએલા મુખ સામે જોવામાં તલ્લીન થઈ હતી.

*

સૂચના આપ્યા મુજબ રામપરના નાનકડા સ્ટેશને માવજી ગાડામાં ખૂબ ખડ પાથરી ઉપર ગાદલું નાખી સામો આવ્યો હતો. રસ્તામાં ઘેનમાં પડી રહેલ બિપિનને સ્ટેશન આવતા જટાશંકરે જગાડ્યો. તેનું ધ્યાન લીલા તરફ ગયું. " બાપુજી ! " હા, બેટા ! " વૃદ્ધે એ સિવાય બીજો જવાબ આપ્યો નહિ. જટાશંકર અને લીલાના ટેકાથી બિપીન યાર્ડ બહાર નીકળ્યો. ત્યાં તો અનેકે ખબર પૂછ્યાં, " કાં ગોર, કેમ છે ભાઈને ! " માવજી હાંકતો હાંકતો દોડ્યો આવ્યો. ' ભાઈ ' ને ગાડામાં સૂવાડ્યા. ગાડા માથે માફો નાખી છાંયો કર્યો. ગોરબા આગળ બેઠા. લીલા પાણીનો લોટો ભરી બિપિન પાસે બેઠી. રસ્તામાં અધિરાઈથી એ બિપિનના માથા પર વારંવાર હાથ મૂકતી જતી હતી. બિપિનને એ પ્રેમપ્રપૂર્ણ સ્પર્શ ગમતો હોય એમ લાગ્યું.

ઘેર પહોંચ્યા ત્યારે પણ આખું ગામ એની ખબર કાઢવા એકઠું થઈ ગયું હતું. બધા પોતાની મદદ આપવા તત્પર હતા. એમણે કેટલાય સલાહ સૂચનો કર્યાં; જવાબાએ હસતાં મુખે તે સ્વીકાર્યાં.

વાતાવરણ ફેર થયા છતાં બિપિનને હજી આરામ નહોતો. લીલા ગત દિવસ એની પથારી પાસે બેસી રહેતી. ગામના વૈદ્યે કહેવા મુજબ એને નિયમિત દવા આપતી. હૃદયનો મૂંઝારો હોવાથી ઘણી વખત એ

ખોલવા લાગતો ત્યારે એના માથે હાથ ફેરવતી ને એની વાચા શાંત પડતી; વૈદ્ય જ્યારે કહે ત્યારે શેક કરતી. ચાકરી કરવામાં એણે મણા રાખી નહિ.

આમ મહિનો પસાર થયો. રાતદિવસ સખત ચાકરી કરવાથી લીલાનું શરીર પણ પાછું પડતું ગયું. પણ બિપિનની તબિયત સુધારાપર આવતી જતી હોવાથી એના ઉલ્લાસમાં ઘટાડો થયો નહિ.

બિપિને સાજા થયા પછી અમદાવાદ જવાનું નામ પણ લીધું નહિ. અહીંના જેવાં હરિયાળા ખેતરો, સુંદર વાડીઓ, પક્ષીઓ વગેરેના ત્યાં દર્શન પણ થતાં નહિ. સેવા કરવી હોય તો ગામડામાં પણ પુષ્કળ અવકાશ છે એમ એને જણાયું. મુનશીને સળગામ સુધારવા જેવા દુષ્કર લાગતા પત્નીના સુધારાને એણે પ્રથમ હાથ પર લીધો. એણે એને કેળવણી આપવા માંડી. ખેડૂતોને પણ અક્ષરજ્ઞાન આપવા માંડયું.

આઠેક માસમાં તો લીલા સારી રીતે વાંચતી લખતી થઈ ગઇ. તે દરમિયાન બંનેએ દંપતી જીવન આનંદથી માણ્યું.

એક વખત બિપિન બહાર ગયો હતો, ત્યારે એના પુસ્તકો ફેંદતા પોતાના જ નામનો એક કાગળ જોઈ લીલા વાંચવા લાગી.

તા.........

" પ્રિય લીલા,

" આ પત્ર વાંચતાં તને શી લાગણી થશે તેનો મને ખ્યાલ નથી. પરંતુ મારૂં હૃદય ખાલી કરવાનો આ એક જ માર્ગ છે. અનેક વખત આ હકીકત તને રૂબરૂ કહેવા મન થયેલું પણ દોષિત હૃદયમાં એટલી હિંમત ક્યાંથી કાઢવી ?

" મને ભણતરનો શોખ નથી. આજના ભણતરને તો હું માનસની ગુલામી સમજું છું. એટલે અમદાવાદ હું અભ્યાસ માટે નહોતો ગયો—પરંતુ તારા પ્રત્યેની સૂગથી મારા જેવાં સુશિક્ષિત યુવાનને તારા જેવી અભણ પત્ની હોય એ કેમ ચલાવી લેવાય ? ને બીજું કારણ હતું મજૂરોની સેવા સારી રીતે કરવાની હોંશ—આ વિચારોથી હું અમદાવાદ ગયો.

" પ્રથમ તો મેં મજૂરોની ચાલીઓમાં સારી રીતે કામ કરવા માંડયું. થોડા જ સમયમાં સમાજવાદી મંડળમાં મારૂં નામ અગ્રસ્થાને આવી ગયું એટલે સમાજવાદી મંડળની ઑફિસે મારે જવા આવવાનું થયું. ત્યાં કેટલાક 'કહેવાતા સમાજવાદી યુવકો અને યુવતીઓ' સાથે મારે પરિચય થયો. ખરી સેવા વિસારી આવા યુવકો અને યુવતીઓ માત્ર જાતિયવૃત્તિ પોષવા જ આવા કાર્યમાં ભાગ લે છે એની મને ખબર નહોતી—એ ખબર તો બહુ મોડી પડી. હું પણ એમને પંથે પળ્યો. તરલા સાથે પરિચય થયો. તારા પ્રત્યે અસંતોષ હોવાથી, 'ચમત્કાર બુદ્ધિવાન તરલા સાથે જીવન જીવવાનું હોય તો કેવો આનંદ ?' એ વિચારે એનો સાથ વધારે શોધવા લાગ્યો—એ મારો શોધતી રહી. અનેકવાર ગૂજરાત કૉલેજના રીડીંગ રૂમમાં અમે કલાકો સુધી સહજીવનની વાતો કરી છે. એ વાતો સાંભળે છે ત્યારે મને અત્યારે મને પણ કમકમા આવે છે.

" વેકેશનમાં તારા પ્રત્યેના વર્તનનું બીજ એ વાતોમાં જ છે. એ પાપનું પ્રાયશ્ચિત મારે કંઇ રીતે કરવું લીલા ! '

" અહિંથી ગયા પછી હું વધારે ને વધારે એના મોહમાં પડયો. હું એને ત્યાં જતો, એ મારી રૂમે આવતી. અનેક યુવક-યુવતિઓ અમારી ઇર્ષ્યા કરતાં. પરંતુ આ મૃગજળવત્ સુખ લાંબો કાળ ન નભ્યું એજ સારૂં થયું. અમારા સોવિયેટ સંડળમાં હું મંત્રી હોવાથી કામકાજ વધારે રહેતું. પરીક્ષાઓ પણ પાસે હોવાથી ઉજાગરા ખૂબ થતા. પરિણામે હું માંદગીમાં પટકાયો. મિત્રો કહે છે કે ડાક્ટરોને મને એ અસાધ્ય રોગ હતો. તેમણે મારી ચાકરી કરી પણ જે પ્રેમાળ હાથની મને જરૂર હતી એ ત્યાં ન મળ્યો. તરલાનો હાથ મને હથોડા જેવો લાગતો ત્યારે તારા હાથમાં મેં કમળની કોમળતા અનુભવી છે.

તરલાને જીવનસખી તરીકે સ્વીકારવાના મારા વિચારોને એ કોમળ હાથે છિન્નભિન્ન કરી નાખ્યા છે દેવી !

રખે વ્હેમાતી,
તારો સદાનો
**બિપિન."**

લીલાએ પત્ર ફરી ફરી વાંચ્યો. ને આનંદની ઉર્મિઓ અનુભવી.

થોડીવાર પછી બિપિન આવ્યો. તેના હાથમાં કંકોત્રીઓ હતી. લીલાએ પૂછ્યું, " કોનાં લગ્ન છે ? "

" તરલાના. "

" તમારી સાથે ? " એમ કહી લીલાએ પેલો પત્ર બિપિનના હાથમાં મૂકી દીધો.

" આવી ચોરી ક્યારથી શીખી ? " બિપિને પૂછ્યું.

" ગુરૂ તો તમે જ છો. "

વાતાવરણમાં પ્રેમાળ હાસ્ય પથરાયું.*

* વસ્તુ પ્રો. રવિશંકર મ. જોષીએ નવલિકા હરીફાઇ માટે આપેલ.

---

# સાચું સૌન્દર્ય

: માલિની :

નથી નથી જડ વસ્તુ, રૂપ સૌન્દર્ય કાંઈ,
સતત જીવતી રમ્યા ચાલતી એ ક્રિયા છે.
નથી નથી જડમૂર્તિ, સ્ત્રી નથી રંગ પાત્ર,
પરમ પુનિત એ છે, ચેતના ગાત્ર ગાત્ર....૧

અમૃત લિપિ શું તેના ચારૂ ચ્હેરે લખાઈ,
નયન ઝળક આત્મા પૂરતો દિવ્ય તેજે;
શુચિ મધુ સુખ ભાવે આત્મનો નીતરે જ્યાં,
લલિત વદન શોભા ધન્ય તો નિર્ઝરે ત્યાં....૨

નથી રસ રતિ રંગે ઘાટ કે આકૃતિમાં,
હલન ચલન ચારુ આત્મની સૌ કૃતિમાં,
નયવ વિરલ સ્વપ્ને રૂપ લાવણ્ય રાજે,
શું હરિવદની ચ્હેરે રૂપ રશ્મિ વિરાજે ?....૩

કિરણ કિરણ એને આત્મની ભવ્યકાંન્તિ
દૃગદ્યુતિ મંહી સોહે આત્મની તેજશાન્તિ....૪

ધા. કુસુમાકર

# કચ્છી સ્ત્રીઓ અને એમની ભાષા

લેખક :
શ્રી. ડુંગરસી ધરમસી
સંપટ

ગુજરાત બૃહદ્‌ગુજરાતના બહુશ્રુત લેખક અને તલસ્પર્શી અભ્યાસી આપણા બુઝર્ગ સાક્ષર શ્રી. ડુંગરસી સંપટ એમની અભ્યાસભરી કલમે કચ્છનારીનો પરિચય આપી એમની ભાષાનો પણ સાથે સાથે પરિચય આપે છે.

કચ્છ એ બૃહદ ગુજરાતનો એક ખૂણે આવેલો ભાગ છે. એના સંબંધમાં બહુ જુજ સાહિત્ય બહાર પડયું છે. એટલે કચ્છ સંબંધી અજ્ઞાન ગુજરાતી પ્રજામાં ખૂબ ખૂબ છે. કચ્છ એક દ્વિપકલ્પ છે. ત્રણ તરફ પાણી અને એક તરફ જમીન છે. કચ્છની દક્ષિણમાં કાઠિઆવાડ, ઉત્તરમાં સિંધ, પૂર્વમાં રેતીનું મોટું રણ અને પશ્ચિમમાં અરબીસમુદ્ર છે. કચ્છના રણની પડતર જમીન મૂકી દેતા એનું ક્ષેત્રફળ ૬૫૦૦ ચોરસ માઇલોનું છે. કચ્છની વસ્તિ સવા પાંચ લાખ માણસોની છે. એંસી ટકા વસ્તિ એક હજાર ગામડાઓમાં વસે છે. વીસ ટકા વસ્તિ શહેરોમાં છે. દર ચોરસ માઇલે ૭૭ માણસોની સંખ્યા આવે છે. શહેરમાં દર ચોરસ માઇલે ૪૦૦ થી ૫૦૦ ની જનસંખ્યા વસે છે. પરંતુ જે જમીનમાં મીઠા પાણીની સગવડ નથી ત્યાં ચોરસ માઇલે માત્ર બે માણસોજ વસે છે. પૂર્વ પશ્ચિમ કચ્છની લંબાઇ ૧૬૦ માઇલની છે. ઉત્તર દક્ષિણમાં આ તુંબડા આકારના દેશની પહોળાઇ ૩૦ થી ૭૦ માઇલની છે. કચ્છના આઠ વિભાગો એટલે તાલુકાઓ છે. કચ્છમાં એક હજાર ગામડાઓ છે. તેમાં ૫૦૦ લગભગ મહારાવ શ્રી વિજયરાજજી ( જાડેજા રાજપુત )ના સ્વાધિનમાં છે. બાકીના ૫૦૦ રાજના ભાયાતો ધર્માદા જાગીરો અને મોરબી રાજ્યને તાબે છે.

લોકો—કચ્છની પ્રજા સંસ્કૃતિ અને વિદ્યામાં પછાત છે. એઓ બારે સાહસિક અને ખડતલ છે. હિંદની જુદી જુદી દિશાઓના પ્રદેશોમાં, આફ્રિકામાં, ઇરાની અખાતમાં, રાતા સમુદ્રમાં કચ્છી વેપારીઓ મોટા પ્રમાણમાં છે. મુંબઇ, મદ્રાસ, કલકત્તા, કરાંચી અને હિંદના બીજા મોટા બંદરોમાં કચ્છી વેપારીઓ ધીકતો વેપાર ચાલે છે. કેટલાક ઉદ્યોગપતિઓ અને કોન્ટ્રાકટરો છે. કચ્છની વસ્તિ પાંચ લાખની છે. બીજા પાંચ લાખ કચ્છીઓ કચ્છ બહાર ઉદરનિર્વાહ વાસ્તે વસે છે. કચ્છી વેપારીઓ સારા વહાણવટીઓ છે.

શિક્ષણ—કચ્છના લોકો શિક્ષણમાં પછાત છે. પરંતુ હવે ધનવાન કચ્છીઓએ પુષ્કળ શાળાઓ ખોલી કચ્છમાં અક્ષરજ્ઞાનનો વિકાસ કર્યો છે. કચ્છમાં ચાર હાઇસ્કુલો છે. બસો પ્રાથમિક શાળાઓ અને સાઠ લાયબ્રેરીઓ છે. એકે કોલેજ નથી. કચ્છમાં કોઈ વર્તમાનપત્ર કે પુસ્તક પ્રકટ થતું નથી. રાજની આજ્ઞા જોઇતી.

ધર્મ—કચ્છમાં બે ભાગ પ્રજા હિંદુ છે. ત્રીજો ભાગ મુસ્લિમ છે. કચ્છમાં હિંદુઓનું નારાયણ સરોવર નામે પ્રાચિન યાત્રા સ્થળ છે. જૈનોનું ભદ્રેસર યાત્રા સ્થળ છે.

રાજ—સિંધથી આવેલા જાડેજા રાજપુતોનું રાજ્ય કચ્છમાં છે. એ રાજ્યનું માનસ જુની ઘરેડનું છે. રાજ્યની કુલ પેદાસ લગભગ વાર્ષિક પાત્રીસ લાખ રૂપિયા જેટલી છે. કચ્છના રાજ્ય કુટુંબની શાખાઓ જામનગર, ગોંડળ, મોરબી, ધરોળમાં રાજ્ય કરે છે.

ખેતી—કચ્છ ન પાણીઓ દેશ છે. એમાં

નહેરો નથી. કોઇ મોટી મીઠા પાણીની નદી નથી. કૂવા અને વરસાદના પાણીથી ખેતી થાય છે. મોટા ભાગમાં રેતી અને ખારી જમીન છે. કચ્છની ખેતી ખૂબ પછાત છે. કચ્છની ખેતી દશ આના ખોરાકી પુરી પાડે છે. બાકી છ આની પરદેશોથી ( સિંધથી મુખ્યત્વે ) અનાજ કચ્છમાં આવે છે.

**વેપાર**—કચ્છમાં કપાસ, ઉન અને ચામડાની નિકાશ થાય છે. એ દેશ પોતાનો નિભાવ કરી શકે તેમ નથી. એની આવક માલની કિંમત ૧ાા કરોડ રૂપિયાની છે. નિકાશ માલની કિંમત માત્ર ૨૫ થી ૩૦ લાખ રૂપિયાની છે. આવી રીતે કોઇ દેશ જીવી કે નભી શકે નહિ પરંતુ પરદેશના કચ્છીઓ દેશાવરોમાંથી દર વરસે એક કરોડ રૂપિયા કમાઇને કચ્છમાં લઇ આવે છે. આથીજ કચ્છ જીવી શકે છે.

**ઉદ્યોગ**—કચ્છમાં કાચા પદાર્થોમાં માત્ર કપાસ થાય છે. કોઇ પણ ખનીજ હજી સુધી નીકળ્યા નથી. એટલે એકાદ નાની કાપડની મીલ સિવાય કચ્છમાં કોઇ ઉદ્યોગ જીવતો નથી. કચ્છની જમીનમાં લોઢું અને કોલસો હોવાનું કહેવાય છે.

**ભાષા સાહિત્ય**—કચ્છી ભાષા સિંધી ભાષાની બ્હેન છે. એને સ્વતંત્ર લિપિ નથી. એનું પ્રાચિન સાહિત્ય લગભગ ભક્ત સાહિત્ય મોટા પ્રમાણમાં અસ્તિત્વ ધરાવે છે. કચ્છના કબીર મેરણ ભક્તની વાણી ઉપદેશમય છે. કચ્છી કાફીઓ ગાવામાં વખણાય છે. કચ્છમાં લગભગ અર્ધી પ્રજા ગુજરાતી બોલે છે. રાજ્યની કોર્ટ કચેરીમાં ગુજરાતી ભાષા ચાલે છે. ગુજરાતી ભાષા દેશમાં લેખનવાંચન તરીકે વપરાય છે.

**કચ્છનો સિક્કો**—કોરીના નામે ઓળખાય છે. કચ્છની સ્વતંત્ર ટંકશાળ છે. પાંચ કોરીનો રૂપાનો પાંચીઓ ગણાય છે. સાધારણ રીતે રૂપાની કોરીની કિંમત ચાર આના જેટલી હોય છે. પરંતુ એમાં પુષ્કળ વધઘટ થાય છે. કચ્છમાં બેન્ક ઓફ ઇન્ડિઆની શાખા હમણાં સ્થપાઇ છે.

**જકાત**—કચ્છમાં પોતાની સ્વતંત્ર જકાતનું ધોરણ છે. રાજ્યની અર્ધી પેદાશ આ જકાતમાંથી મળે છે. બાકીની પેદાશ જમીનની મહેસુલ અને સિક્કાની ટંકશાળમાંથી મળે છે.

**સ્થાપત્ય**—કચ્છમાં જુના સ્થાપત્યો સુંદર છે. ભદ્રસરના જૈન મંદિરો અને કેટલાક હિંદુ મંદિરો સારી બાંધણીના અને સુંદર દેખાવના છે.

**બંદરો**—આરબી સમુદ્રનાં અખાત ઉપર કચ્છમાં માંડવી, મુંદરા, તુણા, કંડલા એ મુખ્ય બંદરો છે. કચ્છમાં પરદેશોથી આવવા માટે સમુદ્ર માર્ગે સ્ટીમરો દર અઠવાડિએ મળે છે. રેલ્વે રસ્તે જામનગર વાટે જવાય છે.

**સ્ત્રીઓ**—કચ્છમાં લગભગ ૨ાા થી ૨ાાા લાખ સ્ત્રીઓ છે. તેમાંથી શહેરોમાં ૦ાા લાખ સ્ત્રીઓ વસે છે. શહેરોમાં પચીશેક કન્યાશાળાઓ છે. કચ્છની સ્ત્રીઓમાં શહેરોમાં વસતી વીશેક લાખ સ્ત્રીઓ અક્ષરજ્ઞાન ધરાવે છે. ગામડાઓની સ્ત્રીઓમાં તો અક્ષરજ્ઞાન ધરાવનાર કોઇક જવલ્લે જ મળે છે. કચ્છની સ્ત્રીઓમાં એકેય ગ્રેજ્યુએટ સ્ત્રી હોવાનું ધ્યાનમાં નથી. મેટ્રિક પણ એકાદ બ્હેન હોય તેવું લાગે છે. કચ્છની સ્ત્રીઓ પછાત છે. પરંતુ ઉચ્ચ વર્ણો નાગર, ભાટિઆ, બ્રાહ્મણ, વાણિયા એમની સ્ત્રીઓનો સારો ભાગ અક્ષરજ્ઞાન ધરાવે છે. પરદેશોમાં તેમાં પણ ખાસ કરીને મુંબઇમાંથી હજારો કચ્છી સ્ત્રીઓ કચ્છમાં દર વરસે આવે છે તે ત્યાંની રેહણી અને સંસ્કૃતિ કચ્છમાં ફેલાવે છે. કચ્છની સ્ત્રીઓ પણ જુનવાણીની ઘરેડ ઉપર ચાલે છે. પરદેશ પ્રવાસ પોતાના પતિ પુત્રો સાથે કરીને બ્રહ્મદેશ, લંકા, એડન, બસરા અને હિંદનાં

દરેક ભાગમાં કરે છે. કચ્છમાં પરદેશોથી આવેલી સમૃદ્ધિ ઠીક પ્રમાણમાં છે. પણ એવો વિદ્યાભ્યાસંગ કે એની તકો કચ્છી સ્ત્રીઓને મળતી નથી. તેમ સાહિત્ય, સંગીત, રાજકારણમાં પણ કોઈ આગળ પડે એવી સ્ત્રી પ્રકાશમાં આવી નથી. કચ્છની સ્ત્રીઓ ઘરરખ્ખુ હોય છે. ઘરકામ સારી રીતે કરે છે. કુવામાંથી પાણી લાવે છે. ઘંટીમાં લોટ પીસે છે આથી કચ્છી સ્ત્રીઓ મજબુત અને ખડતલ રહે છે. ધનવાન કુટુંબની સ્ત્રીઓ પણ પોતાના કુટુંબની રસોઈ જાતે કરે છે. કોઈ રસોઇઓ રાખતું નથી એટલે સ્ત્રી ઘરની રાણી ગણાય છે. કચ્છમાં મુસ્લિમ સ્ત્રીઓ ઓજલ પડદો બહુ મોજો અને જુજ પાળે છે. હિંદુ સ્ત્રીઓમાં લાજ કાઢવાનો રિવાજ છે. ધાર્મિક શ્રદ્ધા સ્ત્રીઓમાં ખૂબ પ્રમાણમાં છે. કચ્છમાં તપસ્વી, જ્ઞાની અને ભક્ત સ્ત્રીઓ છે. એમનો સત્સંગ પણ છે. એમના કથાના સ્થાનો પણ છે. પરંતુ આધુનિક સ્ત્રીમંડળો કે સ્ત્રીસભાઓ નથી. સ્ત્રીઓના સંસ્કારવર્દ્ધક ઐક્ય હોવાનું ધ્યાનમાં નથી. લેખિકા પણ હોવાની ખબર નથી. સ્ત્રીઓનું માસિક નીકળતું નથી. ગરબા પાર્ટીઓ આધુનિક અર્થમાં માત્ર કન્યાશાળાના મેળાવડાઓમાં જ દેખાય છે. સ્ત્રીઓનું સાંસ્કૃતિક ક્ષેત્ર લગભગ અણખેડાયલું છે. પરંતુ હવે નવી ખેડના ચિન્હો દેખાય છે ખરાં. પરદેશથી કચ્છી સ્ત્રીઓ નવા સંસ્કારોના પ્રતિકો લાવતી દેખાય છે. રાજકુટુંબમાં પણ પડદો હળવો થાય છે. કચ્છમાં હજી સ્ત્રીઓ માટે સુવાવડખાના સ્થપાયાં નથી.

ગામડાઓ—કચ્છમાં એક હજાર ગામડાઓ છે. પરંતુ તે ગામડાઓનાં લોકો પરદેશ તરફ જાવ આવ કરે છે તે ગામડાઓમાં શહેર જેવાં મોટા મકાનો બાગ બગીચાઓ સ્થપાયા છે.

**સ્ત્રીઓ માટે વૈદક સંસ્થાઓ—** કચ્છમાં સુવાવડ ખાતા નથી. સ્ત્રી ડૉક્ટર પણ એકાદ રાજ્યકુટુંબ માટે જ છે. સ્ત્રીઓની સુવાવડો પણ જુની ઘરેડની સુયાણીઓ કરે છે. ગામડાઓમાં આંખના, દાંતના ઘણા રોગીઓ છે પણ ચિકિત્સકોની અછત છે.

---

## અખિલ હિંદ મહિલા પરિષદનું ૧૭મું અધિવેશન

અખિલ હિંદ મહિલા પરિષદનું ૧૭મું અધિવેશન તા. ૭ થી ૧૦ એપ્રિલ '૪૪ ના દિવસો દરમિયાન શ્રીમતિ કમલાદેવી ચટ્ટોપાધ્યાયના પ્રમુખપદે મુંબઈ ખાતે ગેન્ડલ્ગ્ર રોડ પરના વનિતા વિશ્રામના ઉદ્યાનમાં મળનાર છે. તે પ્રસંગે, પ્રદર્શન ઈત્યાદિનો વિવિધ કાર્યક્રમ યોજાયો છે. પ્રદર્શનનું સ્થળ કાંદાવાડી મોરાર બાગમાં હોઇને એની ઉદ્ઘાટન ક્રિયા શ્રીમતિ વિજ્યાલક્ષ્મી પંડિતના હસ્તે તા. ૫-૪-૪૪ ના રોજ નવા સ્ટા. ટા. ૪ વાગે થનાર છે. જ્યારે પરિષદની ખુલ્લી બેઠક શુક્રવાર તા. ૭મી એપ્રિલના રોજ સાડા પાંચે શ્રીમતિ કમલાદેવી ચટ્ટોપાધ્યાયના પ્રમુખપદે મળશે.

દેશનાં જાણીતાં આગેવાન સ્ત્રીનેતાઓનાં પ્રવચનો, રંજન કાર્યક્રમ ઈત્યાદિની પણ યોજના છે.

# :: જાહેરખબરના લગ્નની ઝાળ ::

" એક દિવસ છાપામાં ખબર વાંચી-ઉચ્ચ કુટુંબના ઉચ્ચ કેળવણી લીધેલા બ્રાહ્મણને ભણેલી કન્યા જોઇએ છે. માસિક રૂપિયા બસોની આવક. " એક ભોળી બાળાએ આ જાહેરાત વાંચી, વાંચીને ભોળવાઇ, ભોળવાઇને પરણી; પણ કોને ? પછી શું થયું ? એ તો આ વાર્તામાં વણાયેલી એ જા. ખ. ની ઝાળમાં બળતી બાળાજ એના સ્વમુખે કરુણાભરી કહાણીમાં રજૂ કરે છે.

લેખિકા : શ્રીમતિ ભગવતી

આવતી ફાઇનલની પરીક્ષા માટે હું વાંચતી હતી.

ઘોર અંધારી રાત્રે કોઇના રડવાનો અવાજ સાંભળી મેં મારી ચોપડી મૂકી દીધી અને બારી ઉઘાડી અવાજ તરફ લક્ષ રાખતી ઉભી રહી. થોડી થોડી મિનિટના અંતરે બેચાર ડૂસકાં સંભળાતાં અને કદિ કદિ નિસાસાના સીતકાર સંભળાતા. ખૂબ ધ્યાનપૂર્વક સાંભળી રહી હતી. આખરે એને જણાયું કે પાસેની ફળીમાંથી અવાજ આવે છે. હું મારા પતિને ખબર ન પડે એવી રીતે ' ટોર્ચ ' લઈ તે ફળીમાં ગઈ, તો એક ઘરમાં એક, સ્ત્રી રડી રહી હતી. મને અહિં આવ્યાને એક અઠવાડીયું પણ થયું ન હતું. એટલે હું કોઇને ઓળખતી નહતી. હું તે ઘરની રવેશીમાં ગઈ અને બારણું ખખડાવ્યું. પેલી રડતી હતી તે એકદમ બંધ થઈ ગઈ અને, " એ ઉભા રહેજો ઉઘાડું છું " એમ કહી બારણું ઉઘાડ્યું. મને જોતાં તે ખૂબ તાજુબ પામી હોય તેવું જ મને લાગ્યું. " મેં તો જાણ્યું કે ' એ ' આવ્યા, પણ બ્હેન તમે અહીં, અને અત્યારે શા માટે આવ્યાં છો ? " તે મને ઓળખતી હતી કે હું માસ્તરની પત્ની છું કારણ કે અમારા ઘરની બારી તેની ફળીમાં પડતી અને આ બારીમાંથી મને તે ઘણીવાર એકીટશે જોઈ પણ રહેતી. ' પણ બ્હેન તમે રડો છો શા માટે, તમને કંઈ દરદ થાય છે ? ' આટલું પૂછતાંમાં તો તે એકદમ જમીનપર બેસી ગઈ અને ધ્રુસકે ધ્રુસકે રડી પડી. મને જવાબ આપ્યા વિના તેની આવી સ્થિતિ થતાં મને ખૂબ વિહ્વળતા થઇ. હું આકુળ વ્યાકુળ થઇ ગઇ. મેં તેને આશ્વાસન આપ્યું. તેના ઘરમાંથી પાણી લાવી પાયું અને ખૂબ જ ધીરજ આપી ત્યારે તે બોલી અને કહ્યું કે " તમે અહીંથી જતાં રહો કારણ કે હમણાં તે આવશે અને મને વધુ મા...ર...શે. આટલું કહેતાં કહેતાં તેની આંખોમાં પાણી ભરાઈ આવ્યાં.

રાતનો વખત હતો અને હું પણ સ્ત્રી હતી. જો દિવસ હોત તો હું એને મારે ઘેર પણ લાવત. વળી મારા પતિને કહ્યા વિના હું આવી હતી. અને અર્ધો કલાક થઈ ગયો હતો. પણ મને ઘેર તરફથી ઠપકો મળવાની જરાયે બીક ન હોવાને લીધે હું તેની પાસે બેઠી ને તે શા માટે આટલો બધો કલ્પાન્ત કરતી હતી એ પૂછ્યું.

' બહેન મારી વાત કહેતાં ઘણો વખત લાગે તેવો છે. તો કાલે જ્યારે માસ્તર નિશાળે જશે ત્યારે તમારે ત્યાં આવીશ, અને સર્વ વાત કહીશ: હમણાં તમે જતાં રહો. ' કહી તેણે ઘરમાં જઇ બારણું બંધ કરી દીધું. હું પાછી

મારે ત્યાં આવી સુઇ ગઇ પણ મને ઉંઘ આવી નહિ. તેના વિષે મેં ખૂબ જ કલ્પનાઓ કરી. તેનું સુંદર મોં મારી સામે જ ભમ્યા કરતું. મારે કહેવું જ જોઇએ કે તે મારા કરતાં ઘણી જ સુંદર હતી. ' હું એટલી સુંદર હોત તો કેવું સારૂં !!' આ રીતે હું વિચાર કરી ખૂબ જ તરંગો - કર્યા કરતી પથારીમાં જાગતી પડી રહી હતી.

સવાર થતાં હું ઉઠી પણ મારી મુખમુદ્રા મારા પતિએ જાણી લીધી ને પૂછ્યું કે ' આજ ઉદાસ કાં છે ? ' ' મેં કૈં નહિ ' કહી કહી હું કામમાં જ પતાવ્યું.

બે વાગે તે મારે ત્યાં આવી. મેં તેનું નામ પૂછ્યું તો ' લક્ષ્મી ' હતું. નોકરને ચા બનાવવાનું કહી હું અને લક્ષ્મી આગલા રૂમમાં બેઠાં. થોડીવાર સુધી બેસી રહ્યાં પછી મેં વાત ઉપાડી કે ગઇ કાલે રાત્રે બે ત્રણ વાગે રડતાં હતાં તેનું શું કારણ હતું. તમને કૈં દુઃખ છે ? સ્વસ્થ હૈયે તેણે જવાબ આપ્યો કે ' બહેન દુઃખ તો ઘણું યે છે કે ઝાડ ઉગ્યાં હોત તો નિરાની રહે, બ્હેન હું મુંબાઇમાં રહેતી હતી. ' તેણે વાત શરૂ કરી. તે વેળા મારી ઉમર તેર વર્ષની હશે.

મારા પિતા એક શેઠને ત્યાં નામું લખતા અને તેમને તે શેઠ માસિક રૂપીઆ ૬૦ આપતા હતા. મારા પિતા મારા ઉપર ખૂબજ પ્રેમ રાખતા કારણ કે મારી મા મને આઠ વર્ષની મૂકી મરી ગઇ હતી. હું તથા મારા પિતા ખૂબજ આનંદથી રહેતાં હતાં. હું ઘર કામકાજથી પરવારી નિશાળે ભણવા જતી. ગુજરાતી અને અંગ્રેજી ચોથા ધોરણ સુધી મેં અભ્યાસ કર્યો છે. અંગ્રેજી ત્રીજા ધોરણમાં અભ્યાસ કરતી હતી. આ વેળા એકાએક મારા ઉપર આફત આવી પડી. જ્યારે હું નિશાળમાં હતી તે વેળા એક સિપાઇ મને તેડવા આવ્યો. તેણે કહ્યું કે તમારા પિતા મોટર તળે આવી ગયા છે અને તમને દવાખાને બોલાવે છે. આ સાંભળતાંજ મારા પગ ઢીલા થઇ ગયા અને હું રડતી રડતી દવાખાનાને રસ્તે પેલા સિપાઈ સાથે ચાલવા માંડી. ત્યાં ગઈ તો મારા પિતાની ગંભીર સ્થિતિ હતી. હું તેમની પાસે બેઠી. તેમણે મારા શરીરે હાથ ફેરવ્યો અને કહ્યું કે શેઠને ત્યાં આપણા ત્રણ હજાર રૂપીઆ છે, જે શેઠ તને આપશે અને તું પછી આપણે ગામ જજે. " તે વેળા શેઠ પણ ત્યાં હાજર હતા તેમણે કહ્યું કે ફીકર કરશો નહિ. થોડી વારમાં મારા પિતા મરણ પામ્યા. બ્હેન ! હું જીંદગીમાં કદિએ નહોતી રડી તેટલું તે દિવસે રડી. હું તે દિવસથી નિરાધાર બની. અને ત્યારથી દુઃખ પામતી આવી છું. જે અત્યારે પણ ભોગવી રહી છું.

મારા કુટુંબમાં કોઈ હતું નહિ. મારે મોસાળમાં પણ કોઇ ન હતું. તેથી મેં વિચાર કર્યો કે ગામ જઇને યે શું કરવું ? હું મુંબઇમાં જ રહી. અંગ્રેજી ચાર ધોરણ જેમ તેમ કરી ભણી. અને તે બદલ મારે મારાં પાડોશીઓનો ઉપકાર માનવો જોઇએ કારણ કે મારા પિતાના મરણ પછી તેમણે મને ખૂબ જ સહાય કરી હતી. મારી પાસે પૈસા ખૂટવા માંડ્યા અને એકલવાયુ જીવન સાલવા લાગ્યું. મને લાગવા માંડ્યું કે મારે હવે પરણવું જોઇએ. મારી જ્ઞાતિમાં વર માટે તપાસ કરવા માંડી. આમ કેટલા દિવસો વીતી ગયા.

એક દિવસ છાપામાં જાહેરખબર વાંચી કે ઉચ્ચ કુટુંબના ઉચ્ચ કેળવણી લીધેલા બ્રાહ્મણને ભણેલી કન્યા જોઇ છે. માસિક રૂપીઆ બસોની આવક. પત્ર વ્યવહાર ખાનગી રહેશે લખો. " આટલા શબ્દો તેમાં હતા. મેં તે જાહેર ખબર કાઢી લીધી આ વેળા બહેન હું દુનિયાથી તદ્દન અજાણી હતી. મારે એક બહેનપણી છે. તે પરગામ ગઇ હોવાથી મેં તેને પત્રથી મારા લગ્ન વિષેની વાત પૂછી પણ તેનો ઉત્તર ન મળ્યો. મેં જાણ્યું કે આવી

સારી આવકવાળો, ઉચ્ચ કેળવણીવાળો વર–કદાચ હાથથી જતો રહેશે તો ? આવું જાણી મેં જાહેરખબરમાં જણાવેલા સરનામે પત્ર લખ્યો તથા પરણનાર માણસનો ફોટો માગ્યો. એ ફોટો પાછળથી મારી પાસેથી જબરદસ્તીથી લઈ કાઢી નાખવામાં આવ્યો હતો. એ ફોટો તો એટલો સરસ હતો કે મેં તે જોતાંની સાથે જ બીજો પત્ર વળતી ટપાલે લખી દીધો કે હું પરણવા ઇચ્છું છું. ખરેખર ? એ ફોટાનો માણસ સંપૂર્ણ અંગ્રેજી પોશાકમાં હતો. તેનો ચહેરો ઠીક ઠીક હતો. મેં તેની ખબ ખટપટ તેના ભણતર આગળ ન કરી. તેની આજુ-બાજુ ચોપડીઓથી ભરેલાં કબાટ હતાં ન તે પંદરથી ત્રીસ મોટી મોટી ચોપડીઓ મૂકેલા ટેબલ પર એક ચોપડી વાંચતો હતો આવી જાતનો ફોટો જોઇ તેવા માણસને પરણવાનું મન કોને ન થાય ?

મેં આગળ કહ્યું તેમ મારે દુનિયામાં એકે સગુ ન હતું. મેં કાગળમાં લખેલું કે તે જાતે બે ત્રણ મિત્રો સાથે આવે અને અહિં મારાં પાડોશી વગેરે છે, જેથી લગ્ન ઉજવી શકાશે. ત્યારે મારા પર બીજો પત્ર આવ્યો કે મને ફુરસદ નથી અને થોડા વખત પછી તે કાશ્મીર જનાર છે તો તમે જાતે જ અહીં આવો તો સારું. જવાનું સરનામુ તેણે લખ્યુ હતું.

મેં કાશ્મીર વીશે ખૂબ ખૂબ વાંચેલું ને સાંભળેલું એટલે મને મારા પતિ સાથે કાશ્મીરની મોજ ભોગવવાના કોડ જાગ્યા. તેથી મેં ખૂબ જ ઉતાવળ કરી મારું ઘર બંધ કરી હું પત્રમાં લખ્યા પ્રમાણેના સરનામે ખોળતી ખોળતી ગઇ. ત્યાં 'ફોટાનો માણસ' ન હતો. પણ ઘરનાં માણસોએ મારો ઘણો જ આદરસત્કાર કર્યો. મને સારી રીતે જમાડવામાં આવી. પછી સાંજ પડી. ઘરની બે સ્ત્રીઓ મારી પાસે આવી બેઠી અને વાતો કરવા લાગી. મેં કહ્યું મહેન્દ્ર નથી. તેમણે કહ્યું હમણાં આવશે જરા ખાસ કામ હતું તેથી ઘાટકોપર ગયા છે. રાતના નવેક વાગ્યા હશે ત્યાં તો પેલો 'ફોટાનો માણસ' આવ્યો. ઇગ્લીશ પોશાકમાં તે હતો. તે આવી મારી સામે ખુરશી પર બેઠો પણ એ પોશાક એણે જીંદગીમાં આજેજ પહેર્યો હોય તેવો તેને અતડો લાગતો હતો. તેની સાથે એક માણસ કાળી પેટી લઇને પણ આવ્યો હતો. મેં જાણ્યું કે તેનો મિત્ર થતો હશે. થોડી વારમાં લગ્નની તૈયારીઓ કરવા માંડી, તૈયારી તો શી ! પણ મારીની ચોરી કરી. ચાર લોટા ચાર બાજુ મૂકયાં. અમને બેઉને પાસે પાસે પાટલા ઉપર બેસા-ડવામા આવ્યાં. મારા માથા પર મોડ મૂકવામાં આવ્યો. અમારો હસ્તમેળાપ એક બાઇએ કરાવ્યો પછી પેલા કાળી પેટી લાવનાર માણસે પેટી ઉઘાડી તો મને ફોટો પાડવાનો કેમેરો લાગ્યો. તેણે તે ગોઠવી અજવાળું કરી અમારો ફોટો પાડી લીધો ને પછી તે રવાના થઇ ગયો. પછી મારો પતિ ગાડી લઇ આવ્યો, અમે નાટક જોવા જતાં હતાં એવું ઘરના માણસને કહ્યુ. અમે બે ગાડીમાં બેઠાં બેમાંથી કોઈ બોલ્યું નહિ. ગાડી ગીરગામ તરફ જતી હતી.

× × ×

ગાડી એકાએક અટકી તેણે ગાડીવાળાને પૈસા ચૂકવ્યા ને મને તેની પાછળ આવવા નિશાની કરી આગળ ચાલવા માંડયો. એક ચાલીમાં એક નાની ઓરડીમાં હું તેની સાથે ગઇ તો ત્યાં સામાન બહારગામ જવા માટે પેક કરેલો હતો. મેં જાણ્યું કે કાશ્મીર જવાનું હશે છેવટે હું બોલી શું આજે જ કાશ્મીર જવાનું છે ? ત્યારે તે 'હા' કહી રહી ગયો. મને તેના બોલમાં કંઇક ગંભિરતા લાગતી, થોડીવાર પછી તેણે મને કહ્યું 'આપણે એકની ગાડીમાં જવાનું છે, તમે

કે નાસ્તો લેશો. ' તેના આ શબ્દોમાં ફરેબતા લાગી ને હું અબોલ જ રહી. તેટલામાં તે જોડેની હોટેલમાંથી ચાહ તથા ખાવાનું લઇ આવ્યો. મેં જાણ્યું કે સમાન બાંધી દીધો છે એટલે તે બહારથી લાવ્યો હશે. મેં પણ ચહા વગેરે લીધું, અને થોડી-વાર થઈ એટલે અમે સામાન ઓરડી બહાર કાઢ્યો તે ગાડી લાવ્યો હતો તેમાં બેગી અમે સ્ટેશને પહોંચ્યાં તે ટીકીટ લઇ આવ્યો. દશેક મિનિટ પછી ગાડી આવી તેમાં બેઠાં. તે ગાડી અમદાવાદ જવાની હતી. મેં પૂછયું આપણે દિલ્હી જવા વડોદરાથી ગાડી બદલવી પડશે ને ? તેણે હા કર્યું. તે બહુ જ ટુંકો ઉત્તર આપતો. તેણે કહ્યું ' મને ગઈ રાતનો પણ ઉજાગરો છે માટે હું જરા ઉંઘ લઉં.' મેં તેને રજા રજા આપી. હું કૈં કૈં તરંગો કરતી. કાસ્મીરની કલ્પનાઓ કરતી જાગતી બેસી રહી.

× . × ×

વડોદરા આવ્યું અને અમે ગાડી બદલી. ' આપણે દીલ્હી પાંચ છ દિવસ રહીને પછી આગળ જઈશું ઠંડી ઉપર આધાર છે. ' કહી તેણે મારો પગ તેના પગ વડે દબાવ્યો. આ વખતે મને દુનિયા મઝાની લાગી દુનિયાના વાતાવરણમાં મને આનંદના રંગ જણાતા હતા. એવી રીતે પ્રેમની જુદી જુદી ચેષ્ટા કરતાં અમે દીલ્હી પહોંચ્યાં ત્યાં એક સરાઈમાં એક રૂમ રાખી ને ત્યાંજ મુકામ કર્યો. પતિ-પત્નિ તરીકેનું જીવન શરૂ થઈ ગયું. સંસારના લાવા ધરાઈ ધરાઇને લેવા માંડયા. પાંચ દિવસને બદલે પંદર દિવસ રહેવાનું દીલ્હીમાંજ તેને મેં કહ્યું. તેણે તેની ખુશી બતાવી. આમ પંદર દિવસને બદલે દોઢેક મહીનો અને તેણે રાખી હશે. દોઢએક મહીનાના સહવાસથી હું ગર્ભવતી થઈ હતી. મે તેને વાત કરી. દીલ્હીથી પાછા ફરવાનું કહ્યું ને તેના કારણમાં તેણે મને જુદી જુદી રીતે સમજાવી મેં તે માની પણ લીધેલી. અમે પાછાં ફર્યાં. હું જાણતી હતી કે મુંબઈ જવાનું હશે પણ વડોદરા આવ્યાં ને ગાડી બદલી. ત્યાંથી અમદાવાદ જતી ગાડીમાં બેઠાં. બોરીયાવી સ્ટેશને ઉતર્યાં મેં પૂછયું કેમ બોરીયાવી કોને ત્યાં જવું છે. ' આપણે ઘેર જઈશું ને હવે તમારે ખાટલો આવવાનો તેથી મુંબઈ નહિ ફાવે. ત્યાં હવાપાણી પણ ઠીક નહિ માટે તમારે અહીં રહેવું વધારે ઠીક છે. ' એમ કહી તે મજુર બોલાવવા ગયો. મજુર માથે સામાન ઉપડાવી અમે ચાલવા માંડયાં.

બોરીયાવી ગામમાં ફળીયામાં આવ્યાં બધાં પાડોશીઓ ભેગાં થઈ ગયાં બધાં મને ધારી ધારી જોવા લાગ્યાં તો કોઈ મને જુદી જુદી જાતના સવાલ પૂછવા માંડયા. તેણે ઘર ઉઘાડયું. હું તરતજ બધું સમજી ગઈ મને એજ વખતે લાગ્યું કે હું ફસાઈ છું. મને મારી જાત ઉપર તિરસ્કાર આવવા લાગ્યો. બ્હેન મને પરણનાર કશુંજ ભણેલો નથી.

પરણવા માટે તેણે સોએક રૂપીઆનો, મેં કહ્યું એ રીતે, ખર્ચો કર્યો હતો. ઘરમાં કશુંય ન હતું. તમે જુઓ છો કે ઘર કેવું છે. તેમાં કોઈ જાતની સવડ નથી. એક બે દિવસ તો મેં રડી રડી કાઢયા. પછી આજુબાજુના પાડોશીઓને પૂછતાં અને વાતે વાતે હું જાણી ગઈ કે તે એક લફંગો અને બદમાશ હતો. તેને માથે દેવાના ગઢ ગાજતા હતા. ત્રણ ચાર વીઘાં ફક્ત જમીન હતી જે એની મિલકત હતી. અને દાગીનામાં તો તેની પાસે એક જ ઘડિયાળ હતી જે એણે એના મિત્ર પાસેથી માંગી આણી હતી. બ્હેન ! આ રીતે હું જાહેર ખબર વાંચી ફસાઈ. પછી તો તે નજીવી ભૂલ માટે પણ મને ગાળો દેવા લાગ્યો ને ધીમે ધીમે માર મારવા પણ માંડયો. હું નાઈલાજ બની હતી. મને એ સમયે બીજે

મહિનો ઉતરવા આવ્યો હતો. કોઈ ઉપાય ન રહ્યો. મારા નસીબનો વાંક કાઢતી દિવસો વિતાવવા લાગી. મુંબઈ છોડી દિલ્હી ગઈ અને ત્યાંથી પાછી આવી ત્યારથી કરીને ગાડીમાં બેઠી નથી. ને કયાંય બહાર જવાનું પણ મળ્યું નથી. ત્યાર પછી મને ખુબ માર વારંવાર પડવા માંડ્યો, કારણ કે તેના દુરાચારી મિત્રોને ઘેર બોલાવતો તે મેં ના પાડી. તેનામાં એક રૂપિયો કમાવાનુંયે ગજુર નથી. ખેતીની ઉપજ આવે તેમાંથી, કે કદિ કદિ કોઈનાં ગજવાં કાતરી લાવે તેમાંથી ગુજરાન ચલાવતો. માસ્તરને કહેલું કે એને ઘરમા આવવા ન દે ને કોઈ જાતનો સંબંધ રાખે નહિ. ઉછીના પૈસા માંગે તોયે આપવા નહિ.

આજે આ વાતને ત્રણ વર્ષ થઈ ગયાં. બ્હેન ! આટલો મારો કાન્તિ ઉછરી જાય તો બધાંય મારાં દુઃખનો અંત આવે. મારા ધણીની મને જરાયે પડી નથી. પણ આ મારા કાન્તિને લીધે જ એને વળગી રહી છું. એને હું સરસ રીતે ભણાવી ગણાવી હોશિયાર કરીશ. ફક્ત આ જ મારા જીવનની આશા છે અને......

આમ વાત કરે છે ત્યાં લક્ષ્મીએ એના પતિને દૂરથી આવતો જોયો એટલે વાત પડતી મૂકી ' આવજે ' કરી બાજુના બારણે થઈ તેના ઘેર જતી રહી.

જાહેર ખબરની ઝાળ હજીએ મારા મગજમાં ફરે છે.

# સંતતિ નિયમન કયારે
અને
# શા માટે



લેખક : યોગીરાજ ઉમેશચંદ્રજી

આજે જ્યાં ત્યાં સંતતિ નિયમન પરત્વે અનુરોધ અને વિરોધ જાગી ગયો છે. અનેક પત્રોની કટારોમાં રોજ ને રોજ એ પ્રશ્ન ચર્ચાતો પડયો છે. એક એને લગતી નવીજ દિશા રજૂ કરતી વિચારસરણી એક નિસર્ગોપચારી આ લેખમાં રજૂ કરે છે. અને એને લગતી તુલનાનો માર્ગ ચિંધે છે.

એક વખતે આપણી (ભારતની) પ્રજા કલા કૌશલ્યથી, શરીર બળથી, વીર્ય તેજથી, માનસિક શક્તિથી, મહાન ઓજસ તથા આત્મવિદ્યાથી સંપન્નશાલી હતી. એજ પ્રજા આજે વિર્વીર્ય, નિ:સ્તેજ, રોગ-ગ્રસ્ત, માનસિક નિર્બલતા તથા નાસ્તિકતાને સેવી રહી છે.

દુર્ભાગ્યની વાત એ છે કે જેમ જેમ પાશ્ચિમાત્ય રીત રિવાજને વધારે પ્રમાણુમાં અનુસરતા જેવામાં આવે છે તેમ–તેમ અહીંની પ્રજા વધારે દુ:ખી થતી જાય છે.

સંતતિ નિયમન વિષે મેં અનેક માસિક પત્રોમાં લેખો વાંચ્યા છે. હિંદુસ્તાનમાં હાલ સંતતિ નિયમન અમલમાં મુકવાની જરૂર છે. જે ભાઇઓ તથા બ્હેનો સંતતિ નિયમાનુંસાર નથી ચાલતા તેઓ સુખી નથી, પરંતુ દુ:ખી છે.

પરંતુ હાલ જે સંતતિ નિયમનના માટે સાધનો ઉપયોગમાં લેવામાં આવે છે તે લાભ કર્તા નથી કિન્તુ અનહદ હાનિકર્તા છે. પાશ્ચિમાત્ય દેશોથી જે સાધનો સંતતિ નિયમન માટે આવ્યા છે તે સાધનોથી સ્ત્રીઓ તથા પુરુષો ખરાબ માર્ગે ચડી ગયા છે. આ સાધનો આવતાં પહેલા કંઇક અંશે બ્રહ્મચર્યને માટે માન હતું.

સંતતિ નિયમન ઇંદ્રિઓની સાથે સંબંધ ધરાવનાર બહિર સાધનો વડે થઈ શકે નહિ. તેને માટે પ્રથમ મનના વિચારોને વશીભૂત કરવા પડે છે. આહાર ઉપર કાબુ મેળવવા પડે છે, કુસંગ ત્યાગ કરવો પડે છે, ચિત્તને ચંચલ બનાવનાર બીભત્સ વાંચનોને મુકી દેવા પડે છે, સતશાસ્ત્ર, યોગસાધન, સત્સંગ તથા સાત્વીક આહારથી સંતતિ નિયમન થઈ શકે છે.

સુધરેલી પ્રજાને આધુનિક જમાનાના અકુદરતી સાધનો વધારે પ્રિય લાગે છે. તેનું કારણ આજકાલ કૌલેજમાં મેળવેલી અંગ્રેજી વિદ્યાનો લાભ. અંગ્રેજી વિદ્યા ભણનારી પ્રજાને વધુ પ્રમાણુમાં એશ આરામની જીંદગી જ ગમે છે. પરિશ્રમની નહિ. એશ આરામની જીંદગીની સાથે આધુનિક સાધનો નજદીકનો સંબંધ ધરાવે છે. એકંદરે તપાસ કરતા પરિશ્રમ કરનાર પ્રજાઓ જેટલી સુખી છે તેટલી સુખી એશ આરામથી જીવન વ્યતીત કરનાર પ્રજા નથી. આ નિર્વિવાદ વાત છે. પહેલાના જમાનામાં બ્હેનો પણ અત્યંત પરિશ્રમ કરતાં હતાં, કુવામાંથી પાણી કાઢવું, ઘઉં, બાજરો, ચણા, મગ વગેરે દળવા, કપડાં ધોવા, ભરતકામ, સીવવાનું, સંગીત, ગાયન, વિદ્યાભ્યાસ વગેરેમાં પ્રવીણ હતા. હાલના જમાનામાં આહાર, નિદ્રા, કુવિચાર, બ્રહ્મચર્ય બીલકુલ નહી પાલવું,

નાટક, સીનેમામા સર્વ સુખ સમજવુ, આનસ્ય વગેરે અદીક ગુણ જોવામા આવે છે. પુરુષોકદાચ ખગળ માર્ગે ગયેલ હોય તો તેઓને બ્હેનો સમજાવીને ખરે રસ્તે લઇ આવવા જોઇએ તેને બદલે અજ્ઞાન વિપરીત કાર્ય ચાલી રહેલુ છે

જો બ્હેનો ધારે તો ગઇ શક્તિ પાછી આવે એમ છે, રોગમુક્ત થઈ શકે છે, યથેચ્છ સુખની ભાગીદાર થઇ શકે છે, સસારિક સુખ મેળવી શકે છે અને તન, મન ધનથી સપૂર્ણ આનદ પ્રાપ્ત કરી શકે છે.

ગુહ્યેન્દ્રિઓમા અમુક સાવચ રાખીને મનની ઇચ્છા પૂર્ણ કરવામાં આવે છે, પરન્તુ તેમ કરવાથી વિષય ઇચ્છા વધે છે, વીર્ય તથા રજ પાતળુ બને છે, આપની દષ્ટિ ઘટે છે, નપુસક પ્રાપ્ત થાય છે, નાની ઉમરમા વૃદ્ધત્વના ચીહ્નો દેખાય છે, વાળ ધોળા નાની ઉમરમા થવા માંડે છે ગળાનો અવાજ કર્કશ બને છે, અને અસાધ્યરોગો શુ થાય છે

માટે વ્યાધિ વધારનાર સાધનોને સદતર ત્યાગ કરીને શરીર, મન તથા આત્માનો ઉદ્ધાર થાય અને સંતતિ નિયમન યોગ્ય રીતે પાલન કરવા જો તમારે તમન્ના હોય તો અવશ્ય મેર યોગના આસન તથા પ્રાણાયામનો અભ્યાસ કરો.

યોગ સાધનાથી વીર્ય ઘટે બને છે મનોવશમા રાખી શકાય છે, યોગની અમુક એવી ક્રિયાએ છે કે ગૃહસ્થાશ્રમનુ સુખ ભોગવતી વખતે જો ઇચ્છિત પુત્ર સતાન કરવાની હોય તો જ થઈ શકે નહી તો નહી થાય તે ક્રિયાઓને શીખી લેવાની જરૂર છે આ ક્રિયાઓથી શરીરને કે મનને બીનકૂળ હાનિ નથી

સતતિ નિયમન કરવા માટે યોગના ખાસ અમુક આસનો છે તે આસનોને દરરોજ પોતાના ઘરમા સવારે ૫ થી ૧૫ મિનિટ કરી લેવાથી ઘણો જ ફાયદો થશે તે આસનોના નામ નીચે દર્શાવ્યા મુજબ છે—

પાદાગુષ્ટાસન, શિર્પાસન, મત્યેન્દ્રાસન, ગોરક્ષાસન, વિસ્તૃત પાદાસન, વિપરીત કરણી (ઉર્ધ્વ સર્વાગાસન), વાતાયનાસન, મત્સ્યાસન, ગરૂડાસન, સિદ્ધાસન અને ગોમુખાસન

## યોગક્રિયાઓ

નૌલીક્રિયા, અગ્નિક્રિયા, ત્રાટકક્રિયા, ખેચરી મુદ્રા, ઉન્મનીમુદ્રા, વજરોલી મુદ્રા, પ્લાવિની પ્રાણાયામ અને ભસ્ત્રિકા પ્રાણાયામ

ઉપરોક્ત યોગસાધન બ્હેનોને તેમ જ પુરુષોને પણ અત્યત અનુકૂળ છે, નિર્ભય છે બુદ્ધિમાન સ્ત્રી પુરુષોએ યોગના પુસ્તકો વાચીને તથા આસનોના ફોટા જોઇને પોતાના ઘરમા અભ્યાસ કરી શકે છે જો ભાઈ તથા બહેનને યોગસાધન વિષે સલાહ જોઇએ તો "ગુણસુન્દરી" માસિકમા આ લેખ પ્રગટ થયા પછી એક મહિના સુધી મફત સલાહ યોગ એફીસ મળશે અને દરેક રવિવારે સવારે ૬ા થી ૧૦ (સ્ટા. ટા.) સુધી મફત આસનો, પ્રાણાયામ, ક્રિયાઓ, મસાજ, સૂર્ય કિરણ ઈલાજ હીપ્નોટીઝમ અને માનસિક ઈલાજ વગેરે આપવામા આવશે હરિ ૐ તતસત

# કયે રસ્તે ?

*આપણા સમાજજીવનના અનેક પ્રશ્નો ઉકેલ માગે છે. ઠેર ઠેર નજરે પડતા આવા છાના છુપા નિઃશ્વાસો. કંઇ શિયળવંતીઓનાં શિયળ ભંગ કરાવાતા હશે? ખુલ્લે ખુલ્લા નજરે નથી પડતા તેવા કેટલાક પતિદેવો સ્વપત્નીને બળાત્કારે વ્યભિચારને માર્ગે દોરતા હશે સમાજસેવકો! સાવધાન

લેખક : શ્રી. કનૈયાલાલ જ. રાવળ

અચાનક એક દિવસ સવારના પો'રમા હજી તો મારા હાથમા ચ્હાનો પ્યાલો હતો ત્યા રોહિતે મારે ત્યા આવીને કહ્યુ, "સાંજે તૈયાર થઇ રહેજે, રજની, બહાર જવાનુ છે."

"કેમ? 'જીન્દગી' જોવા કે પછી 'વડિલોને વાંકે' જોવા? પણ નાટક જ હોય તો પછી રાતે રાખજેને?"

"અરે, આ પણ એક નાટક જ છે એમા તુ જીન્દગીની પરેશાની જોઇશ, અને વડિલોનો નહિ પણ વ્યક્તિનો વાંક દેખીશ."

"તો પછી સડેનગાડે ઉપડવુ છે કે રાતે 'મિક્સ'મા? કંઇક ચોખવટ કરવી જોઇએ એ વગર મારે તૈયારી શુ કરવી?"

"હવે તુ ગણુમાર સજીશ ત્યા પારણુ ઉતરી જશે, મારી જાનમા થોડુ જ જવાનુ છે? કશુ તેવુ કારવાનુ નથી ભાઇ, અહીં જ છે"

રોહિત જાણતો હતો મારે સ્નાનગૃહમા અરધી પોણી કલાક સહેજે થતી. અને કપડા પહેરતા પણ તેટલો જ વખત થતો મુસાફરીએ જવુ હોય તો અરધુ ઘર સાથે ફેરવવાની મને આદત હતી આ કુટેવ ઉપર રોહિત ઘણુ ગો કરી ખૂબ બખાળા કાઢતો.

પણ હુ તો મોટી વિમાસણમા ઝીંકાઇ ગયો, આવુ નાટક જેવુ તે અગત્યનુ શુ હશે? રોહિતની રગેરગ હુ પારખતો તેનો હસમુખો ચહેરો, ચપળ આંખો, અને મીઠાશ વરતી જીભ તેને આકર્ષણનો ઓપ આપતા હતા રેશમના એક અદના ડોરકીપરની જગ્યાએ તે હતો ભણવામાં તેનુ ચિત્ત ચોંટેલુ નહિ મિત્રવર્તુલ વધારવામા તેમજ તેમના ઘરના ઉંબરા ઘસી નાખવામા તે પાવરધો હતો તે મંડળો સ્થાપતો, વ્યાખ્યાનો ગોઠવતો, આનંદ બજાર કે પર્યટનો યોજતો. આવી અનેક પ્રવૃત્તિઓ ઉભી કરી તે વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓમા અજબ ઉત્સાહ પ્રગટાવતો. પુરુષ મિત્રો જેટલા જ બલ્કે તેથી વિશેષ તેને સ્ત્રી મિત્રો હતા તેનું કારણ તેના હૃદયની બિલોરી કાચ જેવી નિખાલસતા હતી તે મસ્કરો ખરો, વિનોદી વિશેષ, અને વાચાળ ગજબ. દરેક વિષયમા તેને રસ હતો, અને પ્રેમાનંદની જેમ અનાયાસે એક રસમાથી બીજા રસમાં સામાની પસંદગી ને વૃત્તિ જોઇને વાત વાળી લેતો.

સામાન્ય માણસ પ્રથમ નજરે તેનામા વિલાસપ્રિયતા જુએ અથવા તેને પાજી માની લે. પણ તે સાફ દિલનો હતો એ તો અનુભવે જ જણાતુ સ્ત્રીમિત્રો સાથે તે છૂટથી વર્તતો, તેમને હસાવતો અને વ્યવહારિક શિખામણો પણ આપતો તેથી સૌ તેને ચાહતા પણ જે જે સ્ત્રીઓ તેના સંપર્કમાં આવતી

તેમના અંતરની પાતાળ સરવાણીઓનો તે પાણીકળો હતો. માનસશાસ્ત્રના સ્વભાવ જન્મ પરમથી તે એવી સિફતથી વાત કઢાવી લેતો કે તેણે વકીલાત માંડી હોત તો તે માતબર થઇ જાત એમ સૌ કહેતા.

સાંજે રોહિત આવ્યો કે તરતજ મારાં શ્રીમતિએ તેને ઉધડો લીધો,

" કેમ રોહિતભાઇ, તમે મ્હાપાર્ટી કે જલસામાં જાઓ, તો અમે શું ગુનો કર્યો ?"

" રજની આવે એટલે તમે આવી ચૂકયાં એમ આર્યધર્મની પ્રણાલિકા કહે છે."

" એટલે વહેવાર સાચવવો અમારે અને જલસો કરવો તમારે, એમજ ને ? "

" જુઓ, ભાભી, આ જલસો ય નથી કે નથી મહેફીલ. વાત એમ છે કે રજની એક છાપાનો પ્રતિનિધિ થઇને અને હું છૂપી પોલીસનો માણસ થઇને જવાના છીએ, સમજ્યાં ? "

રોહિત વાતનું સ્વરૂપ પલટી નાખી તેની ઉપર યથેચ્છ રંગની પીંછી ફેરવવામાં કુશળ હતો.

અમે બહાર નીકળ્યા; પણ મારા મનની ગડભાંજે હજી સંકેલાયા વગરની ઉખળી રહી હતી. વગરપિછાણે, વિના નોતરે અને ખાસ કરીને ઠેકાણાની ખરખબર વગર હું જાઉં તેવો ન હતો. માર્ગમાં મેં જીદ કરી અને કહ્યું કે, " તારે સાચેસાચું કહી દેવું પડશે, નહિતર હું છાપાનો પ્રતિનિધિ છું. તને ઉઘાડો પાડી દઇશ. તું દુનિયાની આંખે બહુ ચડયો છો ! " મેં સહેજ કટાક્ષ કર્યો.

" હવે રાખ રાખ; તને હાથકડી પહેરાવી દેતાં મને વાર નહિ લાગે. બાતમી દઉં એટલીજ વાર છે ! પણ આ તો દુનિયાનો રંગઢંગ બતાવું છું. " એ કંઇ ગાંઠ્યો જાય તેવો ન હતો.

" આ નિર્દોષ રંગ-રાગે ય તને કેટલા ... ઉડાડયા છે. માટે પહેલા અથ ઇતિ કહે. " એટલું બોલી હું રસ્તાની એક બાજુએ તેને લઇ ગયો.

" સાંભળ ત્યારે. આપણે જેને ત્યાં જઇએ છીએ તેનું નામ ગણેશ છે. હું જ્યારે સ્ટેશનને દરવાજે ઉભો હોઉં ત્યારે તેને દરરોજ જોઉં છું. તે પ્લેટફૉર્મ ટિકિટ વિના આવતો એટલે તે મને લળી ઝૂકીને નમન કરતો. હું તેને ટપારતો નહિ. બે ત્રણ-વાર તેની સાથે એક યુવતી પણ આવી હતી. તે જરા શરમાળ ને ઉદાસ લાગી; કદાચ ચકમ હોય ! એ યુવક કેટલીક વાર દરવાજા પાસે ઉભો રહી મારી સાથે વાતો કરતો. સામાન્ય રીતે એ વાતો રેલ્વે ટાઇમની, ગાડીની અનિયમિતતાની અને ગીરદીની હોય. મને સંશય પડતો કે તે દરરોજ સ્ટેશન પર શા માટે આવતો હશે ? એક વાર એ વિશે મેં પૂછ્યું એના જવાબમાં તે કહે, ' મારા એક ઓળખીતા જવાના છે.' બીજી વાર કહે, ' મારો મિત્ર આવવાનો છે.' વળી એકવાર કહે ' મારે સંપેતરૂં મોકલવું છે.' હમણાં થોડા દિવસ પહેલાં કહ્યું, ' મારા મિત્ર પાસેથી લીધેલા ઉછીના રૂપિઆ આપવા છે.'

" પણ મેં ઝીણી નજરે જોઈ લીધું કે તેને કશું જ કામ ન હતું ફક્ત પ્લેટફૉર્મના એક છેડાથી બીજા છેડા સુધી તે ચક્કર લગાવતો. જો કે તેની આંખો ચકળવકળ ફરતી હતી ખરી, જાણે કોઇની તલાશમાં હોય એમ લાગતું. તે કોઇ કોઇની સાથે વાતો પણ કરતો હતો એટલે મને તેનામાં કંઈ રહસ્ય જણાયું.

" ત્યાર પછી તેણે બે-એકવાર મને પાન તમાકુ પણ આપ્યા, ચા પાઇ, અને ટિકિટ રૂમમાં બેસતાં એવામાં તેણે એકવાર મારી પાસે થોડા રૂપિઆ ઉછીના માગ્યા. તે કહે, ' એક અઠવાડિયામાં આપી દઇશ. મકાન ભાડાના આપવાના છે..' મને અનુકંપા આવી; પણ મારી પાસે તાંકડા ન હતા તેથી મેં પગારે વાત ઠેલી.

" ત્યાર પછી બીજે દિવસે તેણે મને આમંત્રણ આપ્યું. તેણે કહ્યું, 'ચાલોને આજે મારે ઘેર. મારું ઘર તો પાવન કરો ? 'મારે મોડું થશે,' મેં કહ્યું. ત્યારે તે કહે, 'મારું ઘર રસ્તામાં છે. ચ્હા પીતાં વાર નહિ લાગે. ઘડી આનંદ આવશે, ચાલો.'

" મને થયું કે હવે રહસ્યની ચાવી મળશે જ."

" તેને ઘેર જતાં મેં પેલી યુવતીને જોઈ. તે ઘર વચ્ચે બેઠી હતી. હું ગયો એટલે તે ઊભી થઈ અને રસોડામાં ચાલી ગઈ–અને જતાં જતાં પાછલી એક દયાર્દ્ર નજર ફેંકતી ગઈ, જે નજર મારા હૈયા સોંસરવી નીકળી ગઈ. મેં તે યુવતીની ઓળખાણ પૂછી.

'મારી પત્ની છે.' ગણેશે જવાબ આપ્યો.

" મેં એમને એકબેવાર તમારી સાથે જોયેલાં ખરાં."

" હા, તેને ગમતું નથી એટલે આવી હતી." પછી તેણે તેની પત્નીને સંબોધી કહ્યું, 'કેમ બોલતી નથી ? ભાઈને આવકાર તો આપ.'

" પણ તે યુવતીએ રસોડામાંથી બહાર પગ ન મૂક્યો" ગણેશે કહ્યું, 'બહુ શરમાળ છે. કોઈ બોલાવે તો જ બોલે એવી તેની પ્રકૃતિ છે. ઠીક લ્યો, જરા હું દૂધ લઈ આવું' આટલું કહી તે રસોડામાં ગયો. કંઈક છાની પણ ગંભીર રીતે વાત કરીને નીચે ગયો.

" મને વિચાર આવ્યો કે પુરુષો–ઘણાં પુરુષો–રસોડામાં અને શયનખંડમાં મુલાયમ થઈ જાય છે એવું સાંભળ્યું છે; તેને બદલે અહીં આમ કેમ હશે ? તેને ગયાને બેએક મિનિટ થઈ હશે ત્યાં તો રસોડામાંથી ધીમા ડૂસકાંનો અવાજ કાને પડયો. હું કંઈ સમજી શક્યો નહિ; મારા મનનો ગૂંચવાડો ઉલટો વધ્યો. તંદ્રામાં હોઉં એમ હું બેસી રહ્યો. નહિ તો તું જાણે છે કે તે યુવતીને હું પૂછ્યા વગર ન રહું. પાંચેક મિનિટમાં ગણેશ આવ્યો મને હિંડોળે બેઠેલો જોઈ તેને આશ્ચર્ય થયું.

" તે કહે, 'કેમ બેઠા છો ને ! સારું થયું. દૂધવાળાની દૂકાન દૂર છે; અને દૂકાનદારો કંઈ ફાટયા છે ? જરા ઉતાવળ કરવાનું કહીએ તો 'લગામ ખેંચી રાખો કામમાં છીએ' એમ કહી છણકો કરે. માફ કરજો, હમણાં ચ્હા થઈ જશે. તમે પાણી લીધું કે ?' એમ પૂછતાકને તે રસોડામાં ગયો; અને કંઈક ઊંચા પણ અસ્પષ્ટ સ્વરો આવ્યા. હું બીલ્લીપગે ઉંચે કાને બારણાની આડશે ઉભો.

" 'કહ્યું હતું તોય પાણીબાણી આપવા કેમ ન ગઈ ?' એ વાક્ય મેં સાંભળ્યું. તે નક્કામો તેની પત્ની ઉપર ગુસ્સો કાઢી રહ્યો હતો. તરત જ ફટાક કરતો કંઈ થપાટ જેવો અવાજ સંભળાયો; અને એના પરિણામ રૂપે રૂદન. હું કકળી ઉઠયો ને હિંડોળે બેસી ગયો. તેણે રસોડામાંથી બહાર આવીને મને કહ્યું, 'બૈરાની જાત તે અવળચંડી જ રહી. કહીને ગયો હતો કે ભાઈને પાણી આપજે; પણ ગણકારે કોણ ? મારા મિત્રનું મારા ઘરમાં અપમાન ! પણ ભાઈ, માઠું લગાડશો નહિ આ ઘર તમારું છે.' એમ કહી તેણે એક અર્ધવ્યક્ત નિસાસો મૂક્યો. તેના મોં પર અણગમો તરી આવ્યો હતો. તેના મોં પર નિષ્ફળતાની રેખા છવાઈ ગઈ. મને વધુ અને વધુ સંદેહ પડતો ગયો. આ છે શું બધું ?

આ ગણેશ કોણ હશે ? ચોર, ઠગ ? લફંગો હશે ? દગાબાજ તો નહિ હોય ને ! તેના હાવભાવને જોતાં, ઘરમાં કશું જ ગૃહચિહ્ન ન જોતાં મને વિચાર આવ્યો કે તે મવાલી-ગમ હશે કે બેકાર ? લાગે છે તો બહારથી ફક્કડગેમ. કપડાં ઉજળા છે. મને પહેલી જ વાર ભય લાગ્યો કે હું છું એકલો, તેથી કદાચ તે મને હેરાન કરે તો ! તેના મોં પરે કાળાશેરી છાયા મેં જોઈ, ચહેરામાં કરડાઈ હતી; આંખમાં લાલાશ તરી આવી હતી. ચ્હા પીને હું ઉપડતે શ્વાસે, બહાર નીકળ્યો ત્યારે જ શાંતિ વળી. ગેલ્રે એ જ વિચાર ઘોળાતો હતો. સવારમાં ઉઠયો ત્યારે સર્વમતીનો દમ લીધો. હું, પણ ત્યાંથી નીકળ્યો ત્યારે તેણે મને કહ્યું, "સાહેબ, કાલે જરૂર આવજો. કાલે મારો જન્મદિવસ છે. સાંજે હું રાહ જોઈશ, મારા સમ, સ્ત્રીના દોષ સામે ન જોશો."

મેં જતાં જતાં કહ્યું, 'ના રે, કશો દોષ નથી, એ તો તમને વહેમ છે.'

"પણ રજની, સાચું કહું ? હું તેને ના ન પાડી શકયો આજે સવારમાં તને લઈને જવાનો મનસૂબો ઘડ્યો. કંઈક છે ખરું !" એમ કહી તેણે મને ખીસ્સામાંથી એક કટાર કાઢી બતાવી.

"સાધન સારું, જરૂર વખતે કામ લાગે."

મેં કહ્યું, "તું માને છે કે એ માણસ સારો છે છતાં આમ કેમ ?"

"મારે જ કહું છું કે કંઈક ભરમ છે. વાતનો તાગ લેવો જોઈએ."

મને આમાં કશું મહત્વનું ન લાગ્યું, છતા તેણે મારી જિજ્ઞાસાને ઉત્તેજી હતી. થોડી જ વારમાં અમે તેને ઘેર પહોંચી ગયા, ગણેશ બારણામાંજ ઉભો હતો. તેણે અમારું સ્વાગત કર્યું. મને અજાણ્યાને જોઈ તે સહેજ ઝંખવાણો પડી ગયો, પણ પછી તે ઝાંખપ ચાલી ગઈ. મારા કાયામાં કશું ન આવ્યું. દાદર પર જઈ અમે હિંચકે બેઠા. ઓશરીની મધ્યમાં હિંચકો હતો એક બાજુ રહોડું અને બીજી બાજુ રહેણનો ઓરડો હતો. ભભકો તો શું પણ કશું સામાન્ય નૂર-તેજ પણ ઘરમાં ન હતું. દેખાવે ઠીક ઠીક લોકો આટલી સાદાઈથી અને ઓછી જરૂરીઓતે વસતા હશે એ મારા ધ્યાનમાં ન આવી શક્યું.

ગણેશે તેની પત્નીને બોલાવી, "પેલો નાસ્તો લાવજે, ને ભાઈ માટે ચ્હા બનાવજે." એટલું કહી તે અમારી તરફ ફર્યો અને બોલ્યો, "ભૂલ્યો, સાહેબો, નાસ્તો તો હમણાંજ બે ત્રણ મિત્રો આવ્યા હતા તે ચટ કરી ગયા ઉભા રહો હમણાં લઈ આવું."

એટલું કહી તે રસોડામાં જઈને પછી નીચે ગયો. પેલી યુવતી તો આજે રસોડાના બારણામાં થોડી દેખાય તેમ બેઠી હતી, તે મેં જોયું. તેનું મોઢું અમે જોઈ શકતા હતા. તેના ચહેરા પર મૂંઝવણની રેખાઓ સ્પષ્ટ તરી આવેલી દેખાતી હતી. તેના સ્ટવ સળગાવતાં એક હિબકું અમે સાંભળ્યું. રોહિત ઉભો થઈને તરત તેની પાસે ગયો, ને પૂછ્યું, "કેમ, બેન, રડો છો ? સાચું કહેજો." તે યુવતીએ આસુ લૂછી નાખ્યા, અને સ્વસ્થ થઈ પરાણે હસતી બોલી, "કંઈ નથી એ તો. આપ બેસોને ! પાણી આપું ?"

રોહિતે ત્યાં જ જમાવ્યું અને મને ત્યાં જવા ઈશારો કર્યો. તે યુવતીએ આંખો નચાવવાનો કૃત્રિમ પ્રયાસ કર્યો, તેના હાસ્યમાં પણ કૃત્રિમતા હતી, મનમાં મૂંઝવણ હતી; હૈયે થડકો હતો.

"તમને અહીં નથી ગમતું ? તમારા પતિ તમને દુઃખ દે છે ?"

રોહિતે સીધો જ ધડાકો કર્યો. હું તો સાંભળી જ રહ્યો. પણ રોહિતનું અનુમાન બિનપાયાદાર ન હતું. તે યુવતી રોહિતની સામે તાકી રહી, પછી બોલી.

" દુ:ખ ? ના ના કશું નથી ખાસ ! પણ તમારે કશું જોઈતું હોય તો કહેજો."

રોહિતને લાગ્યું કે આજ ખાતરબરદાસ્ત કંઈ વિશેષ થતી હતી; અને હજુ આગલે દિવસે તો તે મૂંગી હતી. રોહિતે ધીમેથી પૂછ્યું,

" કહો ન કહો પણ તમે કંઈ દુઃખમાં છો, બહેન."

" વાહ ! દુ:ખ કોને નથી હોતું ? પણ બીજું થાય શું ? જુઓને એમને નોકરી નથી. ક્યાંક કામ ધંધો શોધી આપોને !"

મને લાગ્યું કે હવે આ સ્ત્રી એના અંતરના દ્વાર ખોલી નાખશે.

" કેટલા વખતથી નોકરી નથી ?"

" અહીં આવ્યા ત્યારથી–૭ માસથી."

" તો અત્યાર સુધી જીવન નિભાવ કેવી રીતે કર્યો ?" તે યુવતી શરમાઈ– તે સાથે મોઢું લેવાઈ ગયું,

" આમને આમ !" કહી તેણે મારી સામે મીટ માંડી. મને તેમાં ચેષ્ટાની દર્દમય છાંટ લાગી. એની આંખોમાં અરસપરસ વિરોધી ભાવો ઘુંટાયે જતા હતા.

" તમારું મૂળ ગામ કયું ?"

" અમે આમ તો અમદાવાદની નજીકના."

" ત્યારે અહીં આવવાનું પ્રયોજન શું ?"

" કાંઈ નહિ. ફક્ત સાસુસસરાથી જુદા થઈને આવ્યા છીએ. ને બેઉ બિચારાં પ્રભુનાં માણસ છે. પણ આમને ન ગમ્યું. વડિલો એમ કંઈ પૈસા વેડફી નાખવા દે ? નોકરી કરવી ગમે નહિ, પછી એના દોસ્તની સાથે અહીં આવ્યા. દોસ્ત ચાલ્યો ગયો. નોકરી ધંધો ન અપાવ્યો. થોડા રૂપિઆ સાથે લાવ્યા હતા તે ય સાફ થઈ ગયા, ને..."

એટલું કહેતાં તે રડી પડી. વળી પાછું કંઈક સાંભરી આવતાં તેણે આંખ લૂછી; દાદરા તરફ તે વારંવાર જોતી હતી.

" તો તમે પૈસા વગર હવે કેવી રીતે ચલાવો છો ?"

" આમ ને આમ દિવસો ગુજરે છે. તમે જેવા બેચાર પાસેથી ઉછીના લઈને જ. અને બદલામાં..."

એમ કહી તેણે છાતી ઉપરથી ખસી જવા દીધેલ ઉત્તરીયના છેડાને સંકોર્યો ને પછી ચૂપ થઈ ગઈ. તેની આંખમાં ચમકારો હતો. પણ તે ચમકારાની પાછળ રુદનના પડઘા હતા. અંતરમાં ગ્લાનિનો મેઘ ઘટાટોપ જામ્યો હતો.. રોહિત આ વાતનો તાગડો સાંધવા માગતો હતો. મને વાત સમજાઈ ગઈ.

" અને બદલામાં તમારે શું શું તમે કહેવા માગો છો ? સ્પષ્ટ વાત કરો." મને લાગ્યું રોહિત હવે નકામી વાત ચૂંથે છે.

તે યુવતીને લજ્જા ઉપજી; અને બીજી પળે ડુસકાં સાથે તે રોઈ પડી. રોહિતે કહ્યું,

" તો તમે વિરોધ કરતાં કેમ નથી ?"

" એ મારાથી થઈ શકતું નથી; મને ઈજ્જતની બીક લાગે છે."

અમે ઘણું આશ્વાસન આપ્યું; છતાં તેના દિલમાંથી દર્દનો પુકાર સરી પડતો હતો. જરા શાંત થતાં તે બોલી.

" મરદ માણસ કમાય નહિ અને અમારે આટલો જુલમ સહન કરવો ! આ તો સહન નથી થતું."

" કેટલા વખતથી આમ ચલાવો છો ?"

" છેલ્લા બે માસથી. પણ એમાં તો હું મરી રહી છું. તમે દયા કરી બચાવો તો તમારો ઉપકાર !"

" તો તમે તમારે પીયર ચાલ્યા કેમ નથી જતાં ?"

" કેમ જવું, ક્યારે જવું, એ જ સૂઝતું નથી. પરદેશમાં બધું ય અજાણ્યું."

રોહિતે એકાએક નિશ્ચય કર્યો હોય તેમ લાગ્યું. તેણે તે યુવતીના માબાપના અને સાસુસસરાના નામ ઠેકાણાં લઈને ખીસામાંથી રૂપિઆ દસની એક નોટ તેને આપી; અને પેલો બહારથી આવે તે પહેલાં અમે રવાના થઈ ગયા.



કેટલું સુંદર બાળક ? કેવી સરસ નિદ્રા લે છે?

કારણ કે

**'મીરા ટીથીંગ નેકલેસ'** એના ગળામાં છે;

મા ચિંતામાં રહેવા માંડે છે; કારણ કે એના પ્રિય બાળકને દાંત આવવા માંડયા છે—એ દાંત આવવાના સમયે બાળકને કેટલાયે ગંભીર દર્દો થઇ જવાનો સંભવ હોય છે—એટલે 'મીરા ટીથીંગ નેકલેસ' બાળકને પહેરાવવાની દરેક માતા ભલામણ કરે છે—કારણ કે 'મીરા ટીથીંગ નેકલેસ' સિવાય કોઇ પણ દવા કે વસ્તુ આટલી અસરકારક નથી. ટૂંક સમયમાં એ સારીયે દુનિયામાં લોકપ્રિય બનવા પામી છે.

બાળક માટે ચમત્કારી **મીરા ટીથીંગ નેકલેસ**

તમામ દુકાનદાર પાસે મળશે.

સોલ એજન્ટસ્—**ટી. એમ. ઠાકોરની કુાં૦** ૪૭, ચર્ચગેટ સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ

---

## —સ્ત્રીઓના—

પ્રદર, લોહીવા, ઋતુદોષ, વંધ્યત્વ તથા ગર્ભાશયના રોગો માટે

# સુંદરી સંજીવની

હાથીના છાપ

અકસીર છે. કિં. શીશી એકનો રૂ. ૧) તથા શીશી ૩ ના રૂ. ૨-૧૦-૦.

દરેક સ્થળે વેચાય છે.

**ઊંઝા ફાર્મસી**— સોલએજન્ટ : મેસર્સ એસ. રમણ એન્ડ કુાં. ગાંધી રોડ, અમદાવાદ, તથા લક્ષ્મીરોડ, પુના સીટી

૧ દરેક સ્થળે એજન્ટો લઇએ છીએ—

દરેક જાતની દેશી દવાઓ માટે સૂચિપત્ર મફત મંગાવો.

આપણા આજના દવાખાનામાં ડોકિયું કરાવતી નવલિકા

# ડિસ-મિસ

—મામલતદારનાં બાઇસાહેબની સારવાર માટે નર્સ સરલાને મોડું થયું; કારણ, ગામની આમપ્રજાની ગણાય તેવી, સગુણાના પુત્રની સારવાર માટે એ પ્રથમ ગઇ. મામલતદાર સાહેબે 'બેદરકારી'નો રિપોર્ટ ડૉક્ટર પર મોકલ્યો અને ડૉક્ટરે સરલાને પરખાવી દીધું: "ડિસ-મિસ" ! !

લેખક :
શ્રી. બાલકૃષ્ણ જોષી

સરલા બીલકુલ હળવે હાથે પણ ચપળતાથી રૂખીના જખમ ધોતી હતી. સવારથી દર્દીઓની સારવાર કરતાં કરતાં તેનું શરીર તદ્દન થાકી ગયું લાગતું હતું. છેવટે રૂખીના જખમ ધોતાં ધોતાં તેણે પૂછયું "કેમ બેન, આ માથામાં ક્યાંથી વગાડી લાવી ?"

"બા, શું કરું ? તાવે પગ લથડતા હતા ને તેવીને તેવી પાણીનો દેગડો લાવતી હતી–તે પડી ગઇ."

"ત્યારે તાવ આવેલો હોવા છતાં–શું કામ પાણી ભરવા ગઇ ?"

"શું કરીએ બા ? અમે મજુરીઆત માણસ, ધણીને છોકરાંને પીવાં પાણી તો લાવવું જ પડે ને ? છોકરાં ખાઉં ખાઉં કરતાં હતાં–ધણીને મીલમાં જવાનું–રાંધવાની ઉતાવળ—"

સરલાનો ચહેરો ખિન્ન બન્યો; ને તેણે પાછું પોતાનું કામ ચાલુ કર્યું; તેને વિચાર આવ્યો, "વખતે દર્દી પ્રત્યે વધુ પડતી સહાનુભૂતિ બતાવતાં ડૉક્ટર સાહેબની તબીઅત ખસી જશે !"

"સરલાબાઇ," ડૉક્ટર કૃષ્ણલાલે કર્કશ સ્વરે હાંક પાડી. "આ ફોજદાર સાહેબનાં વિદ્યાબેનને કેમ ખોટી કરો છો ? તમે જાણો છો–એ તો કાનનાં માણસ–તમને સામાન્ય બુદ્ધિ નથી ! પહેલાં એમનું પતાવી એમને છૂટાં કરો."

"હાઉ–આવી !" કહી રૂખીનું ડ્રેસિંગ અધૂરું મૂકી સરલા ઉતાવળી ઉતાવળી બહાર ગઇ; તેણે વિદ્યાનો હાથ પકડી ડ્રેસિંગ રૂમમાં આણી. ડૉક્ટર પણ તેના ડ્રેસિંગ વખતે જાતે હાજર રહ્યો. ફોજદાર સાહેબનાં પત્ની વિદ્યાબેન કાલે ખેતરોમાં ફરવા ગયાં હતાં અને ત્યાં ચાલતાં ચાલતાં પગે ઉઝરડો થવાથી લોહી આવ્યું હતું–આટલા ગંભીર (?) સ્વરૂપનો જખમ હોવ છતાં સરલા પેલી રૂખી –ભીખારણનું ડ્રેસિંગ કર્યા કરે એટલે શું ? એવી અર્થસૂચક મુદ્રાથી ડૉક્ટરે તુચ્છતાથી એકવાર રૂખી સામે જોયું–અને પછી સરલા સામે નજર કરી–તત્કાળ તેણે હુકમ છોડયો "આમ લાવો, પેલી આયોડિનની શીશી અને પાટો—"

વિદ્યાબેનનો પાટો બંધાઇ રહ્યો. તે ગયા બાદ રૂખી તે નર્સ સામે એટલી ગરીબડા અવાજે બોલી "બેન, મારે હજી ચાર ગાઉ ચાલીને જવાનું છે—"

(૨)

"હા, હા, હવે પહેલાં તારોજ પાટો બાંધી દઉં છું હોં–તું દૂર ગામ જવાની –ને માથામાં આવી લોહી લુહાણ થયેલી એટલે જ હું તારી પાસે આવી હતી—" સરલાએ પ્રેમાળપણે કહ્યું, અને રૂખીનો અધૂરો રહેલો પાટો પાછો બાંધવા માંડયો. એટલામાં ગામના શ્રીમંત શેઠ કલ્યાણદાસનાં ચોથીવારનાં પત્ની સુશીલા અને તેની દીકરી

શાંતા આવ્યાં એટલે તેમને રૂપીના પહેલાં જ વિદાય કરવાની જરૂર હતી; પણ સરલાએ સહજ સ્મિત કરી તેમને બેસવાની ઈશારત કરી અને પાછું પોતાના કામમાં ચિત્ત પરોવ્યું. બિચારી સરલા ! તે વ્યવહાર જેવી વસ્તુ જ સમજતી ન હતી ! શ્રીમંત લોકોને મહત્વનાં જરૂરી કામો હોય છે, તેમને એક ક્ષણ પણ ગુમાવવી પાલવે નહિ–એ કાંઈ સરલાના ધ્યાનમાં આવ્યું નહિ. તે તો ભોળા ભાવે એમ જ માનતી કે ગરીબોને પેટને ખાતર મજુરીએ જવાનું હોય છે–તેમને વધુ રોકીએ તો તેનો રોજ બગડે–ને ભૂખે રહેવું પડે ! જ્યાં ત્યાં તેની આવી જ ભૂલ થતી હતી ! તેના ભોળા અને સરળ સ્વભાવનો લાભ લઈ સાસુએ તેના પતિના કાન ભંભેરી તેને ઘરમાંથી કઢાવી મૂકી હતી. મનને શાંતિ મળે અને બીજાનું દુ:ખ મટાડવામાં પોતાનું દુઃખ વીસરવાના હેતુથી તેણે આ નર્સિંગનો કોર્સ લઈ પૂરો કર્યો હતો. ભણતાં ભણતાં જ્યારે વૉર્ડમાં કામગીરી પર ી ત્યારે ત્યારે તે દરદીની સાચા દિલથી ારવાર કરતી. બીજી નર્સો મશ્કરીમાં હસતી .ચુ ખરી " કેવી નફરખંદી છે ? એકેક દરદી પાછળ પહોરના પહોર કરે છે ! ને મેટ્રન પણ હમેશાં તાકીદ આપતી; ક્વચિત્ શિક્ષા પણ કરતી, અને કહેતી, દરદીઓનો જલદી નીકાલ લાવો; પણ દયાની દેવી સરલા એ સર્વ વેઠી લેતી. તેની બરદાસથી આરામ પામતા દરદીઓના હસતા ચહેરા જોઈ તે પોતાના પર આવતા બધા ઠપકા, તાકીદ, મહેણાં, મશ્કરી ભૂલી જતી.'

આમ ભણતર તો ખલાસ થયું પણ હવે સરકારી દવાખાનામાં નોકરી કરવા માંડ્યા પછી તો તેને પગલે પગલે વ્યાવહારિક જ્ઞાનના પાઠ મળવા લાગ્યા. 'શ્રીમંતોને હાજી હા કરવું, ગરીબોને તુચ્છ ગણવા અને પોતાનાં ખીસાં ગમે તેમ કરી ભરવાં–એ ડૉ. કૃષ્ણલાલનો પ્રિય વ્યવસાય અને વ્યવહારિક સમજુત હતાં.

( ૩ )

સવારના દસેક વાગ્યા હતા. તાલુકાના ગામે આ એક જ દવાખાનું હોવાથી આજુબાજુનાં ગામડાંના ગરીબ મજૂરીઆત લોકોની ચિકાર ગરદી હતી. તેમાં મામલતદાર સાહેબનો સીપાઈ પણ લાલ પટો પહેરી રૂવાબમાં ઉભો હતો. બધાંની પૂછપરછ કરતાં કરતાં સરલા પટાવાળા તરફ વળી "કેમ, કોને માટે દવા જોઈએ ?" તેણે પૂછ્યું.

"બાઈ સાહેબને માટે" સીપાઈએ નસકોરાં ફુલાવતાં કહ્યું.

"વારૂ, ઉભા રહો; હમણાં ડૉક્ટર સાહેબ આવશે એટલે દવા આવશે." એટલું કહી તે અંદર કામ પર ચાલી ગઈ.

થોડીવારે ડૉક્ટરના બૂટનો ખટખટ અવાજ સંભળાયો. આશામાં ને આશામાં આંખો વિકાસી બેઠેલી ભૂતાવળ ( તેના મનને ગામડીઆઓ બધા ભૂત જ હતા. ) પર ધ્યાન ન આપતાં ડૉક્ટર સીધો સીપાઈ તરફ ગયો. તે જોઈ સલામ ભરતાં સીપાઈએ કહ્યું. "બાઈ સાહેબને સવારથી સળેકમ થયો છે; ને બેચાર છીંકો પણ આવી ગઈ. તેથી મને, દોડતાં દવા લઈ આવવા મોકલ્યો છે."

"એમ કે ?" ડાક્ટરે ગંભીર ચહેરે કહ્યું; અને તત્કાળ ટેબલ આગળ જઈ પ્રીસ્ક્રીપ્શન લખવા માંડ્યું.

પછી સહજ ડોકું ઉંચું કરી તેણે હાંક મારી "સરલાબાઈ, એ નર્સ, મામલતદાર સાહેબને ત્યાં ટેમ્પરેચર લઈ બરાબર સ્પંજીંગ કરી આવો." બારણામાં ઉભેલી સરલાને તેણે હુકમ કર્યો.

સરલા મનમાં ધુંધવાઈ. ગામમાં ને ગામમાં રહેતા મામલતદારને ત્યાં પછી જવાએ. તો ચાલે–પણ આ દૂરના લોકોને પહેલાં છૂટા ન કરાય તો તેમને બહુ રોકાઈ રહેવું પડે–બિચારા હેરાન થાય–એવો તેને વિચાર આવ્યો.

"અરે, આમ જોયા શું કરો છો ? મેં કહ્યું તે સાંભળ્યું ને ?" ડૉક્ટરે તપી જઈ કહ્યું "આ સીપાઈ અહીં ક્યારનો ઉભો છે ?

લોકોને જો વખતસર દવા ન મળે તો સરકારે દવાખાનું ખોલ્યાનો ઉપયોગ શો ? "

( ૪ )

સરલા ભારે ગોટાળામાં પડી. " લોકોને ઉપયોગ–તો અહીં ઉભેલા બીજાઓ લોકો નહિ કે ? " એમ તેના મનમાં થયું; પણ તત્કાળ શુદ્ધિમાં આવતાં તેણે ઝટપટ સ્પંજીંગની તૈયારી કરી, થર્મોમીટર લીધું અને બહાર નીકળી. નીચી નજરે તે મામલતદારના ઘર તરફ જવા લાગી, એટલામાં " બેન, એ સરલાબેન ! " એવી બૂમ તેના કાને સંભળાઈ. પાછું ભાળી જોયું તો આંસુભીની આંખે ચાલી આવતી સગુણા દેખાઈ. " કેમ, સગુણા ? કેમ આમ ગભરાયલી લાગે છે ? " તેણે પૂછ્યું.

" બેન, મારા બાબુની છાતી કફથી ભરાઇ ગઇ છે. તમે ગમે તેમ કરી હમણાં જ ઘેર ચાલોને. " સગુણા કરગરીને બોલી.

હકીકત સાંભળી સરલાને ધ્રાસકો પડયો. મામલતદારને ઘેર જવાનું તે બીલકુલ ભૂલી જ ગઈ. અને સગુણાને કહ્યું " ચાલ બેન ! પણ તારો રમતો જમતો છોકરો એમ એકાએક શાથી માંદો પડી ગયો ? " અને જવાબની રાહ ન જોતાં તે સરસરાટ સગુણાની સાથે તેને ત્યાં જવા નીકળી.

ઘેર પહોંચતાં સરલાએ બાળકને ખોળામાં લીધો અને શેક, લેપ, દવા વગેરે તાત્કાલિક ઉપાયો શરૂ કર્યા. ચાર વાગ્યા તો પણ તેને ખાવાપીવાનું યે ભાન ન રહ્યું; તેમ મામલતદાર સાહેબને ત્યાં જવાની પણ યાદ ન આવી.

પાંચ વાગે બાળકનો તાવ કંઇક ઓછો થયો. શ્વાસ બરાબર ચાલવા લાગ્યો અને આંખ ઉઘાડી ચોમેર જોવા લાગ્યો. સરલાને પારાવાર આનંદ થયો. સગુણા તો આનંદ અને કૃતજ્ઞતાના આવેશમાં સરલાના પગમાં જ આળોટી પડી ! હવે સરલાને મૂળ પરિસ્થિતિનું ભાન થયું. પોતે કયા કામ માટે નીકળી હતી તે યાદ આવ્યું; અને તે ઝટપટ મામલતદાર સાહેબના બંગલે દોડી આવી.

એટલા પર આરામ ખુરસીમાં સાહેબ પડયા હતા. સરલા નર્સને આવેલી જોતાં તેમના નાકમાંથી અગ્નિની જ્વાળા ભભુકતી લાગી.

( ૫ )

" કેમ ? સવારના બોલાવ્યાં હતાં, ને અત્યારે આવો છો ? આવી જ લોકોની સારવાર કરો છો ને ? "

" જી, પેલી સગુણાના છોકરાને ન્યૂમોનીઆ થઇ ગયો હતો—"

સરલાનું વાક્ય પૂરું થતા પહેલાં જ મામલતદારે કંઈક રૂવાબથી કહ્યું " એ મારે તમારાં બહાનાં કાંઇ સાંભળવાં નથી–પણ એનો જવાબ તમારા ડૉક્ટર તરફથી મળી જ જશે."

" હું હમણાં બાઈસાહેબની તબીઅત—" સરલા પુનઃ ગભરાટથી બોલી.

" હવે ? કાંઇ જરૂર નથી ! બાઇસાહેબને હવે આરામ થઈ ગયો છે—અમે બીજા ખાનગી દવાખાનેથી દવા મંગાવી લીધી હતી."

સરલા નાઇલાજ થઇ. તે મૂંગીમૂંગી દવાખાના તરફ વળી. ત્યાં ડૉક્ટર સાહેબ ઓટલાપર હાથમાં એક કાગળ લઇ ઉભા હતા. કંપાઉન્ડર પણ તેના ગુસ્સામાં કાંઇક ઉમેરો કરતો હતો. " બધી કામની ચોરાઈ જ છે— "

સરલા બ્હીતાં બ્હીતાં કંપાઉન્ડમાં પેઠી. દવાખાનાનાં પગથીઆં ચઢતાં તેના પગ ધ્રૂજવા લાગ્યા.

" આ લો, તમારી બેદરકારીનું પરિણામ–કે પ્રાયશ્ચિત્ત ? " સામો કાગળ ફેંકી ડૉક્ટરે કહ્યું.

ધ્રૂજતા હાથે સરલાએ કાગળ ઉપાડી લીધો. દવાખાનાની કામગીરી બરાબર ન બજાવવા માટે તેને ડિસમિસ કરવાનો સિવિલ સરજનની ભલામણનો રીપોર્ટ હતો.

સરલાની આંખે અંધારાં આવ્યાં, " અરે રામ રામ હવે ઘેર મારી વૃદ્ધ માને શું મોં બતાવીશ ? એવો વિચાર મનમાં આવ્યો અને લથડતા પગે તેણે ઘરનો રસ્તો લીધો—પણ ડિસમિસ શબ્દ તેના હૃદયમાંથી જીંદગીભર ન ભૂંસાયો.

# : : : : ફેશનના પ્રવાહ વચ્ચે

લેખિકા : શ્રી.

ફેશન વિનાના જગતની આપણે કલ્પના કરી શકીએ તેમ છીએ ? બદલાતી જતી ફેશન વિનાનું જગત કેવું નીરસ અને કંટાળા ભરેલું બની રહે ! વૈવિધ્ય એ જીવનનો અર્ક છે, અને ફેશન એ વિવિધતા પૂરી પાડી રહે છે. ફેશનના પ્રવાહની સાથોસાથ તરતા રહેવું એ મોટા ભાગના લોકો માટે જીવનનો મોટામાં મોટો આનંદ બની રહે છે, કપડાંની ફેશન બહુધા ' આળસુ શ્રીમંતો ' દ્વારા શરૂ થાય છે. સામાન્યતઃ તેઓ બુદ્ધિશાળી ન હોઇને એવી નવી ફેશનો શરૂ કરવામાં તેમને દરજીઓ તથા પોશાક બનાવનારાઓની સહાય લેવી પડે છે; અને જેઓ એમ માને છે કે ફેશનેબલ કપડાંથી પોતે સુંદર અને આકર્ષક દેખાય છે એવાઓ હમેશાં નવી ને નવી ફેશનોનો ભાગ થઈ પડે છે.

## ફેશન અને સૌન્દર્યવૃદ્ધિ

સવાલ એ છે કે ફેશનેબલ કપડાં ખરેખર સૌન્દર્યમાં વૃદ્ધિ કરે છે ? મને તો એમાં શંકા છે. સ્ત્રીઓની કેટલીક હેટો દેખાવે જ એવી હાસ્યપ્રેરક રહી હોય છે કે એ પહેરનારનો દેખાવ પણ હાસ્યજનક જ બની રહે છે. એ ઉપરાંત બીજી કેટલીક ફેશનો તો નિઃશંક હાનિકારક ગણી શકાય—જેવી કે સ્ત્રીના સ્વાભાવિક ગતિલાવણ્યને બેડોળ બનાવતાં ઊંચી એડીનાં બૂટની ફેશન એવાં બૂટ ન પહેરનારી હિંદી સ્ત્રી પશ્ચિમની સ્ત્રી કરતાં અધિક લાવણ્યવતી દેખાય છે.

## પુરુષોના અનુકરણની ફેશન

પશ્ચિમની સ્ત્રીઓને ઘણીવાર આપણે પુરુષોના પોશાકમાં સજ્જ થએલી જોઇએ છીએ. પુરુષોનું આવું અનુકરણ શા માટે ? લાઘવગ્રંથીનો એમાં સ્ફોટ નથી થતો ? કોઈ પુરુષે એ રીતે સ્ત્રીનો પોશાક અપનાવ્યાનો ઘડીભર ખ્યાલ કરો. કેટલો બેહૂદો દેખાવ લાગે ? એજ રીતે સ્ત્રી પણ પોતે પુરુષનાં કપડાંમાં બેહૂદી દેખાય તે એ ભૂલી જાય છે.



[ 'પ્રેમબંધુ'ના સૌજન્યથી ]

અહીં મને એક પ્રસંગ યાદ આવે છે. ટેનીસની રમત જોતા એક પ્રેક્ષકે પોતાની પડોશમાંના એકને રમતમાંનો એક છોકરો સરસ રમતો હોવાનો અભિપ્રાય આપ્યો. ' અરે, એ છોકરી છે, છોકરો નથી ' પડોશીએ તેની ભૂલ સુધારી. ' ઓહ ત્યારે આપ તેના પિતા લાગો છો. ' ' ના જી, હું એની માતા છું ' પેલી પુરુષ વેશધારિણી પડોશણે જવાબ આપ્યો.

## સાચી વય છુપાવવાની ફેશન

પશ્ચિમના દેશોમાં બીજી એક ફેશન પોતે વયમાં હોય તેથી નાના દેખાવાની છે. અકાળે વૃદ્ધત્વ બેશક ઇચ્છનીય નથી જ, અને પોતે

છે છતાં એ રીતે પાર્ટીઓ આપી આપીને પણ ઉંચા સરકારી હોદ્દાથી માંડીને ઠેઠ વાઇસરોય-ની કારોબારી સુધીનો પ્રવેશ મેળવી શકાય છે. આવી મિજબાનીઓમાં સૌથી રમૂજની વાત એ હોય છે કે કોઈક ત્રીજાના જ પૈસે તે થતી હોય છે.

### જુદા જુદા વ્યાસંગની ફેશન

કેટલાક લોકો પ્રચલિત ફેશનની હારોહાર રહેવા માટે જુદા જુદા વ્યાસંગ કેળવે છે, જેમાંનો એક ફોટોગ્રાફીનો છે. અમારા એક મિત્રને ખૂબ ભારે કીમતના કેમેરા ખરીદતા રહેવાની જ ધૂન લાગેલી, જો કે એમને હાથે કોઈ સારો ફોટોગ્રાફ ભાગ્યે જ પડતો. આ દેશમાં કેટલાક લોકો તો વળી અપ-ટુ-ડેટ ગણાવા ખાતર જ ધૂમ્રપાન અને મદ્યપાનનો આશરો લે છે.

### શ્રીમંતોની કેટલીક ફેશનો

કેટલાક શ્રીમંત લોકો પોતાના મકાનની આસપાસ મોટું ઉદ્યાન રાખે છે, કારણ આજકાલ એ ફેશનેબલ પ્રથા ગણાય છે. ઉદ્યાન રાખવા છતાં એમને ભાગ્યે જ એમાં કશો રસ હોય છે અને જૂઈ કે કેતકી વચ્ચેનો તફાવત પણ તેમનાથી સમજી શકાય તેમ નથી હોતું ! વળી ઉદ્યાનમાં ખીલતાં પુષ્પો છતાં શ્રીમંતોનાં ઘરમાં કૃત્રિમ ફૂલોથી શણગારેલાં વાઝ અનેક સ્થળે જોવામાં આવે છે. યુદ્ધ શરૂ થયું ત્યાર પહેલાં શ્રીમંત હિંદીઓમાં બીજી એક ફેશન હતી અને તે યુરોપની સફરની. એવા પણ હિંદીઓ હતા, જેમણે કલકત્તા તથા લંડન સિવાય બીજું કશું જોયું ન હતું.

### મેચો જોવાની ફેશન

રેડીઓ વસાવવાની, અને પોતાને ત્યાં રેડીઓ છે એ દર્શાવવા માટે વધુમાં વધુ અવાજ પર તે મૂકવાની જેમ ફેશન છે એ રીતે ટેનીસ, ટૂર્નામેન્ટો તથા ક્રિકેટ મેચો જોવાની પણ ફેશન છે. એ રમતોમાં ભલે કશો રસ ન હોય પણ વસ્ત્રાલંકારોનું મન-ગમતું પ્રદર્શન ત્યાં થઈ શકે છે. કોલેજમાં



[ 'પ્રજાબંધુ'ના સૌજન્યથી ]

ભણતી વખતે એક વાર હું ઇન્ટર-કોલેજ ક્રિકેટ મેચ જોવા ગયેલી. એક ફેશનેબલ યુવતી પણ એ મેચ જોવા આવેલી. રમતમાં એને કશી સમજ પડતી નહોતી. લગભગ અડધી રમત રમાઇ રહેવા આવી ત્યારે તે બોલી ઉઠેલી, 'અરે, આમાં તો બે પાર્ટી સામસામી રમે છે !'

### અભિપ્રાયોની પણ ફેશન

અભિપ્રાયની બાબતમાં પણ એક પ્રકારની ફેશન પ્રવર્તે છે એમ કહીએ તો ખોટું નથી. એક કાળે અંગ્રેજી બાવા ભડોળમાંનું કોઈ પણ ખરાબમાં ખરાબ વિશેષણ કોમ્યુનિસ્ટો કે બોલશેવિકો માટે વધારે પડતું નહોતું ગણાતું. રક્તપિપાસુ, લૂટારા, બહારવટિયા, કૌટુંબિક જીવન તથા પાવિત્ર્યનો નાશ કરનારા વગેરે તરીકે તે ઓળખાતા, પણ આજે એ ફેશન બદલાઈ ગઈ છે. કોમ્યુનિસ્ટોને માનની નજરે જોવામાં આવે છે. કેટલાંક વર્ષો પહેલાં ઇંગ્લંડે જ્યારે સાંત્વનનીતિને પોતાનું ધોરણ બનાવ્યું હતું ત્યારે હિટલર એ બોલશેવિક જંગલી-

પણાને અવરોધની અડીખમ દીવાલ તરીકે અને મુસોલિની ઇટલીના ઉદ્ધારક તરીકે ઓ-



[ 'પ્રજાબંધુ'ના સૌજન્યથી ]

ળખાનો. એ વખતે હિંદનાં દેશી રજવાડાંના કેટલાક દીવાનોને પણ સામર્થ્યપૂજા અને સમર્થોની નેતાગીરીનો નાદ લાગેલો. પરંતુ એ ફેશન હવે બદલાઈ ગઇ છે અને ફાસિસ્ટો હવે જંગલીઓ તરીકે ગણાઇને સંસ્કૃતિસંરક્ષણ માટે તેમનો નાશ અનિવાર્ય મનાયો છે ત્યારે આપણાં દેશી રજવાડામાં પણ લોકશાહીનો આદર ફુટી નીકળ્યો છે !

## જીવનનું સાચું પૂજાર્હ તત્ત્વ

આ રીતે સમયે સમયે ઉપસ્થિત થતી ફેશનને વશ થવાને બદલે તેનો પ્રતિકાર કરે છે એ જ વ્યક્તિ સાચું જોતાં જીવનમાં સાચી પ્રગતિ સાધી શકે છે. પ્રતિકારમાંથી જ સામર્થ્ય જન્મે છે. ચાલુ પ્રવાહની સામે થવામાં જ ખરેખરાં હિંમત અને મનોબળ જોઇએ છે. પ્રવાહની સાથેસાથ વહેતા રહી, પ્રચલિત અભિપ્રાયોનો પોપટિયો પાઠ ભણતા રહીને ચાલુ પ્રણાલિકાઓનો અંગીકાર કરતા રહેવું એ તો તદ્દન સહેલું છે. પરંતુ આજે જેમના નામ ચિરસ્મરણીય બન્યાં છે એ સ્ત્રી–પુરુષોને આપણે એટલા માટે જ યાદ કરીએ છીએ કે માનવજાતને ઉચ્ચ ભૂમિકા પર લાવવા માટે એમણે સ્વતંત્રપણે ચિંતન ચલાવેલું અને સઘળા વિરોધનો સામનો કરવાની હિંમત પૂર્વક એ ચિંતનને અમલી બનાવેલું. કલાના ક્ષેત્રમાં શું કે વિજ્ઞાનના ક્ષેત્રમાં, રાજકારણના કે સમાજકારણના યા ધર્મના ક્ષેત્રમાં એ વ્યક્તિઓએ જીર્ણ પરંપરા કે રૂઢ પ્રણાલિકાનું અવલંબન નથી કરેલું. બર્નાર્ડ શૉ કહે છે તેમ, ' કલામાં સુવર્ણ નિયમ એ છે કે કશા નિયમ સોનેરી નથી ! ' આપણી મૂળભૂત વફાદારી તો આપણા અંતરાત્મા પ્રત્યે હોવી જોઇએ, કારણ એક કવિએ કહ્યું છે તેમ, જે વ્યક્તિ પોતાની જાત પ્રત્યે સાચી છે તે બીજાઓ પ્રત્યે કદી જૂઠી થઇ શકતી નથી.

[ અમૃતબઝાર પત્રિકા ]

# અતુલ આત્મબલ ધરાવતી અન્ય દેશોની અબળાઓ

લેખિકા: શ્રી. વિનોદીની દેસાઇ

એક ચાણક્ય અને વિચક્ષણ પુરૂષ ભાખી ગયો છે કે આ જગતમાં ત્રણ વસ્તુઓ એવી છે જેના પ્રસંગથી કોઈ પણ પુરૂષ નાસી શકતો નથી. એ ત્રણ વસ્તુઓ તે જન્મ, મરણ, અને દૃઢ નિશ્ચયી અબળા છે. એ વાત તો શંકા વગરની છે કે દરેક સ્ત્રીમાં કોઇ પણ વસ્તુને એના ખરા અને અસત્ય સ્વરૂપમાં ઓળખવાની એક વિચિત્ર પારદર્શક શક્તિ રહેલી હોય છે અને તે શક્તિથી પુરૂષ બિચારો હંમેશાં વંચિત હોય છે. હું અબળા જાતિ પ્રત્યે પક્ષપાત ધરાવું છું એવો આરોપ મારા ઉપરોક્ત મંતવ્યથી મારી ઉપર મુકશો નહિં કારણ કે નીચે જણાવેલી વાતો ઉપરથી મારા મંતવ્યનુ પ્રતિપાદન એની મેળેજ થઇ જાય છે. આ વાર્તાઓ અહિંતહિંથી લીધેલી સાચી બનેલી ઘટનાઓ છે અને તેમના દરેક પુરાવાઓ મોજુદ છે.

૧. ચીન ઉપરના શરૂઆતના આક્રમણ વખતે જંગલી જાપાનીઓએ ચીની વિરાંગનાઓના ઉગ્ર સામનાની બીલકુલ દરકાર કરી નહિ અને તેમની એ મુર્ખાઇ માટે તેમને હવે ભારે કિંમત ભરપાઈ કરવી પડે છે. કેટલાક પ્રાન્તોમાં જાપાની સૈનિકોએ ચીની સ્ત્રીઓની ઉઘાડે છોગે લાજ લુંટી એટલુંજ નહિ પરંતુ તેમની રંજાડ કરવામાં કોઇ બાકી રાખી નહિં. એ વેરનો પ્રબળ અગ્નિ ચીની સ્ત્રીઓના હૃદયમાં ધીખી રહ્યો એટલે જ્યારે તેમને બરાબર લાગ મળી ગયો ત્યારે ગામડાની વૃદ્ધ સ્ત્રી-માતાઓ અને સાસુઓએ તેમના પ્રદેશમાં પગ મુકનાર અન્ય જાપાની દળો ઉપર કુહાડીઓ અને છરીઓ ચલાવીને તેમનો બાપ-બોનો સત્કાર કર્યો.

૨. ૨૪૦ માઇલ વિસ્તારનો ડાંસુ, મેચુઆનનો રસ્તો આજે પણ કાંસુની ચીની અબળાઓનું અજોડ આત્મબળ અને તેમના લોખંડી નિશ્ચયની જીવંત સાક્ષી પૂરે છે. એ રસ્તો બાંધવા માટે હજારો સ્ત્રીઓએ દીલોજાનથી મદદ કરી છે.

૩. સને ૧૯૪૦ ની જ્વલંત આત્મબલિદાનની આ ઇતિહાસપ્રસિદ્ધ કથા છે. ગર્વિષ્ટ ગોરીંગે ઉત્તર ફ્રાન્સની હરિયાળી ભૂમીમાં એના નાપાક પગલાં પાડયાં હતાં અને ઇંગ્લેન્ડનાં શહેરો ઉપર કાળો કેર વર્તાવવાની એણે પોતાનાં જર્મન હવાઇદળોને નિષ્ઠુર આજ્ઞા ફરમાવી હતી. એ આજ્ઞા આપનાર રાક્ષસમૂર્તિ ગોરીંગ જ્યાં હોય ત્યાં પછી પૂછવું જ શું? સર્વનાશ, ભડકે બળતી આગો અને મૃત્યુની મૂશળધાર વૃષ્ટિ ઇંગ્લીશ શહેરો ઉપર-રોજ-બ-રોજ વરસી રહી. આખું જગત આ મહાભયંકર અને પ્રલયકારી ઘટનાને ફાટી આંખોએ જોઈ રહ્યું પરંતુ એનું પરિણામ શું આવ્યું! લંડનની વજ્રહૃદયી કોમળાંગીઓ દાહક અને સ્ફોટક બોમ્બોની અગ્નિવૃષ્ટિ અને મશીનગનોના ધગધગતા ગોળાઓ માટે તૈયાર જ હતી. સવાર ઉગતાં જ તેઓ તો આખી રાતના ઉજાગરાથી લાલ બનેલી આંખો સાથે અને તેમના મોહક મુખડા ઉપર મીઠું સ્મિત રમતું રાખીને તેમની હાથથેલીઓ બગલમાં મારીને બસમાં બેસી જતી હતી અને પોતાની ઓફીસો અને દુકાનોમાં ફરજ ઉપર ગોઠવાઈ જતી હતી. આ બહાદુર રમણીઓએ ગોરીંગના એ બોમ્બો અને મશીનગનોની તો ક્રુર મશ્કરી કરી હતી. હજી પણ આ વીરાંગનાઓની કાર્યવાહી હંમેશ સુજ્જની છે પરંતુ હવે સંયુક્ત રાષ્ટ્રોના સભાસદો તેમનાં કાંડામાં બેવડુ જોર આવ્યું છે.

૪. રશિયાની સુંદરી તાનિયાની શૌર્યભરી

કથા તો અમર બની રહી છે. આ વીરાંગના જ્યારે જીવનના છેલ્લા શ્વાસો લઈ રહી હતી ત્યારે એક જર્મન કેદીએ જે હૃદયભેદક દશ્ય જોયું એનો આબેહુબ ચિતાર આ રહ્યોઃ "અમારી છાવણીમાં શોરબકોર મચી રહ્યો હતો. પહેરેગિરોએ એક છાપામાર સુંદરીને પકડી હતી. એ સૈનિકો એ છોકરીને લાવ્યા. મે પૂછ્યું–એ છોકરીએ શું ગુન્હો કર્યો હતો? સૈનિકોએ જણાવ્યું કે એક ઘરને આગ લગાડવાની એ તૈયારી કરી રહી હતી અને–ગૅસોલીનની બે બાટલીઓ એની જડતી લેતાં મળી આવી હતી. અમારા દળનો કર્નલ આવ્યો ત્યાંસુધી અમોએ એ છોકરી સામુ કિંકર્તવ્ય વિમૂઢ બનીને જોયા કર્યું, કર્નલ આવ્યો અને એણે એક દુભાસિયા મારફત એની પાસેથી સઘળુ કબુલ કરાવવાનો અને એના સહાયક ગોઠિયાઓનાં નામો કઢાવવાનો મહાપ્રયત્ન કર્યો પરંતુ એ છોકરીએ મ્હોડામાંથી એક શબ્દ પણ કાઢ્યો નહિ, કર્નલે એનાં કપડાં કઢાવી નાંખ્યાં અને નિર્દય માર મારવાનુ ફરમાન કર્યું, પરંતુ એક પત્થરની પ્રતિમા સમી ઉભી રહી. મેરૂ જેવી નિશ્ચલ અને મહામાયા જેવી અટંકી, પત્થર બોલે તો એના મ્હોડામાં શબ્દ નિકળે. કર્નલે એને અર્ધનગ્ન કરવાનો હુકમ કર્યો અને ત્યારપછી એક બરફની શીલા ઉપર એને બેસાડીને એની ઉપર જુલમની ઝડીઓ વરસાવવા માંડી. ઠંડીથી એનું શરીર બ્લુ થઇ ગયું હતું અને એના જખમોમાંથી લોહીની ધારાઓ વહી રહી હતી. પરંતુ તાનિયા બોલે તો પડી થઇ રહ્યું ને? એણે તો સિંહણનું દૂધ પીધુ હતું. એના મ્હોડામાંથી એક હરફ પણ નિકળે તો એની જનેતા

લાજે ? બીજે દિવસે બરફની ઠીમશીર્ણ ઠંડીથી સીજવાઈ ગયેલા એના શરીરને ફાંસીને લાકડે લટકાવવામાં આવ્યું પરંતુ મૃત્યુ સમય-ની કારમી વેદના સહન કરતાં કરતાં પણ એ સૌમ્ય સુંદરીએ મૌન રહેવું ઉચિત ધાર્યું. ”

૫. સૈન્યોને મોરચા ઉપર લડતું રાખવા માટે મોરચા પાછળ કાળી મજુરી કરતી લલનાઓ, યુદ્ધ સમયની પારાવાર મુશ્કે-લીઓ અને અનહદ વિટંબનાઓ વચ્ચે કુટું-બનો ભાર વહન કરતી જગદંબાઓ ખેતર ખેડવાની તૈયારી કરતી, ખાતર અને બીયાં નાંખવા માટે ઉત્સુક બનતી, ઘરનો ચૂલો જલતો રાખતી અને જીવનમાં અગાઉ કદી પણ ન કર્યાં હોય એવાં કામો હસતાં હસતાં કરતી આપણી જોગમાયાઓ; સુધારા અને સંસ્કૃતિના શિખર ઉપર બિરાજેલી દુનિયાના મોટા ભાગનું આજનું આ રોમાંચક ચિત્ર છે.

પરંતુ ભારત વર્ષનું શું ?' આ સવાલ હિન્દના ઇતીહાસની ઘૃણાત્મક અજ્ઞાનતા બતાવે છે. થોડાં જ દૃષ્ટાંતો જો યાદ કરીએ તો ચિતોડની પદ્મીની, બેગમ સાહેબ, નુરજહાં, વીરાંગના ચાંદબીબી અને ઝાંસીની રાણી હિન્દની દૃઢ નિશ્ચયી રમણીઓનાં જવલંત દૃષ્ટાંતો છે. બીજા દેશોમાં જે કાર્યો સ્ત્રીઓ કરી શકે છે તે કાર્યો આર્યાવર્તની આર્યાઓ પણ કરી શકે છે.





## [ ૧ ] મનુષ્ય જીવનના વિભાગો

મનુષ્યના જીવનના મુખ્ય ત્રણ વિભાગ પડે છે (૧) ભિક્ષા, (૨) ધંધો, (૩) ચોરી

ભિક્ષા એટલે—સમાજની વધારેમા વધારે સેવા કરી સમાજ પાસેથી ફક્ત શરીર પોષણ થાય એટલુજ ઓછામા ઓછુ વેતન લેવુ એ પણ ન છુટકેજ અને ઉપકૃત ભાવનાથી લેવુ

ધંધો એટલે—સમાજ વિશિષ્ટ સેવા કરી સમાજ પાસેથી તે બદલ યોગ્ય બદલો માગી લેવો

ચોરી એટલે—સમાજની ઓછામા ઓછી સેવા બજાવી અથવા સેવા કરવાનો ડોળ કરી, અથવા તે અંગે આડંબર તથા ઢોંગ કરી, અથવા સેવા કરીએ છીએ એવુ નાટક ભજવી, અથવા સુદ્ધાંમા સેવા ન કરી અને કેટલીક વખત જાણીબુઝીથી પ્રત્યક્ષ સમાજને હાની પહોંચાડી, સમાજ પાસેથી બળજબરીથી વારેમા વધારે વેતન અથવા ભોગ પ્રાપ્ત કરવો

( આચાર્ય વિનોબા ભાવે )

## [ ૨ ] સત્યના સ્વરૂપો

પરમ સત્યના બે સ્વરૂપો છે એક સ્થિતિશીલ અને બીજુ ગતિશીલ, યુરોપના કેટલાક વિચારકો માને છે કે પૌર્વાત્યો સ્થિતિશીલ રૂપના ઉપાસક છે અને તેઓ ગતિશીલ રૂપના ઉપાસક છે પણ હુ જ્યારે જોઉ છુ કે તેઓ ગતિશીલ વિજ્ઞાનની મદદથી આદિ માનવના જેવી પોતાની શારીરિક મનોવૃત્તિઓનીજ પૂજા કરે છે, ત્યારે તેમનુ ભાગ્ય પણ મ્હને આશાજનક નથી જણાતુ આદિ માનવના હાથના કાષ્ટ, લોખંડ અને પત્થરના હથિયારોએ આજે વિજ્ઞાનની મદદથી મશીનોનું રૂપ લીધુ છે, પણ માણસ માણસને ખાવાની વૃત્તિ તો જીવત રહી છે મનુષ્યભક્ષી માણસો પહેલા વ્યક્તિગત રીતે માણસોને ફાડી ખાતા, આજે તો મનુષ્યભક્ષીપણાનો વારસો રાષ્ટ્રોનાં રાષ્ટ્રોએ લીધા છે અને વિદ્વેષ અને રક્તશોષણની વૃત્તિને રાષ્ટ્રીયતાનો સભ્ય લેબાશ પહેરાવ્યો છે. આ સભ્યતાની રક્તપિપાસા અતૃપ્ત છે યુરોપનો સારો સમાજ આવો છે, એમ મ્હારુ કહેવુ નથી પણ ત્યા આજે તેમની સભ્યતાનું જે રાક્ષસી સ્વરૂપ પ્રગટ થયુ છે તે વિરે જ્ઞાની થયા વગર કોઇને પણ ન ગ્રહે

( આચાર્યશ્રી ક્ષિતિમોહન સેન )

## [ ૩ ] દિપક બનો,!

મનુષ્યના મહાત્મ્યની વાત સમાજને કોણ યાદ દેવડાવશે ? બુદ્ધદેવ હમેશા કહેતા કે બીજા ઉપર અવલંબન ન રાખો, પોતે જ દીપક બનો. ઉપનિષદમા પણ આ જ વાત કહી છે, માનવ પોતે જ વિજ્ઞાનમય છે, પોતે જ સ્વયંજ્યોતિ છે, તો ભય શા માટે ?

અંતરમા જે વિજ્ઞાનમય પરમજ્યોતિ છે, તેનું આવાહન કરો, અંતરમા રહેલા આ મહાગુરૂ સિવાય બીજુ કોઈ એવુ નથી કે જે પરમ કલ્યાણની પ્રાપ્તી કરાવી શકે માનવનો અંતરાત્મા એ જ અંતીમ વેદ છે ઉદ્યમી અને જાગૃત લોક તેને ઓળખાવી શકશે અતંદ્રિત અને ઉત્સાહશીલ લોકો જ આનંદ લોકના અધિકારી છે કલિયુગમા આમ ન બને એ કહેનારા અજ્ઞાન છે સુતેલાને કલિયુગ લાગુ પડે છે જાગેલાને દ્વાપરની પ્રાપ્તિ થાય છે, ઉઠીને ઉભો થનારને ત્રેતાયુગ છે, અને અગ્રેસર થનારને સત્યયુગ છે, માટે આગે બઢો, જાગતા રહો, એ સાદો પરમ હિતકારી મંત્ર છે શક્તિના અભાવની કદી ચીન્તા ન કરતા સારા સંસારમાં પ્રકાશ ફેલાવનાર સૂર્યને કોઇ દિવસ શક્તિનો અભાવ અનુભવવો પડયો છે ?

( આચાર્યશ્રી ક્ષિતિમોહન સેન )




**કસ્તુરબા** લેખક શ્રી. દયાશંકર ભ. કવિ, પ્રકાશક. ઠક્કર પબ્લીશર્સ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨.

ભારતજનની કસ્તુરબાના અવસાનકાળે એમનું સળંગ-સૂત્રાત્મક ચરિત્રનું પુસ્તક આપણી ભાષામાં એકેય નહોતું, એ ખરે જ આપણા સાહિત્યની એક ખામી ગણાય

મહાત્માજીનાં સહધર્મચારિણી તરીકેના એમના છૂટાછવાયા જીવન પ્રસંગો, મહાત્માજીની આત્મકથામાંથી તેમ જ ઇતર કોઈ કોઈ પુસ્તકોમાંથી મળી આવે છે. પરંતુ એક જ પુસ્તકમાં, એમના જીવન પ્રસંગો સંગ્રહાયા હોય તેવું એકેય પુસ્તક આપણે ત્યાં આ જ સુધીમાં બહાર પડયું નથી. આ પુસ્તક આપણા સાહિત્યમાંની એ ખોટ પૂરી પાડે છે

પુસ્તકમાં, લેખકે, સ્વ. કસ્તુરબાના વિવિધ જીવન પ્રસંગો—તેમના બાલ્યકાળથી લઇને અવસાન પર્યંતના જીવન પ્રસંગોને આ પુસ્તકમાં સાંકળી લીધા છે. એથી, એમનું સળંગ જીવન ચરિત વાચવા માગનારને માટે એ એક સરસ પુસ્તકની ગરજ સરે છે.

જેમ મહાત્માજીની જીવનકથામાં, આપોઆપ જ કસ્તુરબાના જીવન પ્રસંગો વણાઈ ગયેલા મળી આવે છે તેમ આ પુસ્તકમાં પણ ચરિત્ર નાયિકાના ચરિત્ર પ્રસંગો સાથે સાથે ગાંધીજીના જીવન પ્રસંગો પણ મળે છે. એથી વાચકને સહજ જ ખાતરી થશે કે એ દંપતીનું જીવન પરસ્પર ઓતપ્રોત હતું.

આપણા સાહિત્યની આ ઉણપ વખતસર પૂરી પાડવા માટે મુંબઇના ઠક્કર પબ્લિશર્સનો ગુર્જર વાચક જનતાએ આભાર માનવો જોઇએ.

પુસ્તકનું મૂલ્ય રૂા. દોઢ છે.

**ભારતનાં સંતો**—લેખક શ્રી. રસૂલભાઈ ન. વહોરા, પ્રકાશક પુસ્તકાલય સ. સ. મંડળ લિ. રાવપુરા, વડોદરા. મૂલ્ય રૂા. દોઢ.

આપણાં કિશોરો, જુવાનીમાં પગ માંડતા કિશોરો સમક્ષ ભારતના આગેવાન સંતોનાં ટૂંક જીવન ચરિત્રો રજૂ કરવાનો લેખકે આ પુસ્તકમાં પ્રયાસ કર્યો છે.

આજના કિશોરોની વાચનભૂખ અને તે માટેની તાલાવેલી ખૂબ જ હોય છે. એઓ જે કંઈ હાથ આવે તે વાચવા મંડી પડે છે. તેમની સામે આવા ચરિત્ર પુસ્તકો રજુ થાય એ ઇચ્છનીય છે.

લેખકે આ પુસ્તકમાં ગુજરાતના ભક્તકવિ નરસિંહ મહેતા, દક્ષિણના સંત સ્વામી રામદાસ, પૂર્વ હિંદના વૈષ્ણવ સંત ચૈતન્ય મહાપ્રભુ તેમ જ દક્ષિણના સંતો તુકારામ અને રામદાસનાં ચરિત્રો આપ્યાં છે.

ચરિત્ર નિરૂપણની શૈલી કિશોર વાચકો માટે સુગમ્ય હોઇને તેઓ આ પુસ્તક વાચવા પ્રેરાય તેવી છે. ચરિત્ર નિરૂપણમાં લેખકે, આજના વૈજ્ઞાનિક યુગમાં ન માની શકાય તેવા વા અસંભવિત લાગતા ચમત્કારોની વિશિષ્ટતા ન મૂકી હોત તો એ ચરિત્ર નાયકોને તેમના અસલ સ્વરૂપમાં ઓળખવા માટે તે ઠીક આનંદદાયક થઇ પડ઼ત.

લગભગ અઢીસો જેટલાં પૃષ્ઠવાળું પાકા પૂઠાનું આવું સચિત્ર પુસ્તક દોઢ રૂપિયાની કિંમતમાં સસ્તું જ લેખાય.

---



# સ્ત્રી જગત

—ભગિની સમાજ ક્લબ-મુંબઈ તરફથી દર વર્ષની માફક આ વર્ષે તા. ૩-૩-૪૪ થી બેડમીંગ્ટન ટુર્નામેન્ટ રમાઈ હતી. સભ્યોએ સારી સંખ્યામાં ભાગ લીધો હતો. ને ઉપરાંત એક આંતર-ક્લબ ટુર્નામેન્ટ ગોઠવવામાં આવી હતી. આમાં આર્ય મહિલા સમાજ ક્લબ, ન્યુ ફ્રેશ જીમખાનાનાં સભ્યો, ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ, સાન્તાક્રુઝ ક્લબ અને ભગિની સમાજ ક્લબ—આટલી ક્લબોએ ભાગ લીધો હતો.

બેડમીનટન ટુર્નામેન્ટમાં જીતેલાં બ્હેનોને ઈનામ આપવાનો મેળાવડો શુક્રવાર તા. ૨૪ મીને દિવસે શેઠી કુસુમબ્હેન હ. કણીયાના પ્રમુખપણા નીચે યોજાયો હતો.

—મુંબઈના ૩ બજારમાં જાણીતા શ્રી માણેકલાલ ચુનીલાલે પોતાને હયાત પત્ની અને ૭ બાળકો હોવા છતાં ફરી લગ્ન કર્યાં છે.

—અખિલ હિન્દ મહિલા પરિષદની વાર્ષિક પરિષદ આ વર્ષે મુંબાઈમાં ભરાવાની છે. અસાધારણ સંજોગોને લીધે આ પરિષદ ગયે વર્ષે ભરી શકાઈ નહોતી.

આ પરિષદમાં સ્ત્રી હિતને લગતા તેમજ કેટોકટીના મામલાને પહોંચી વળવાના વિષયો પર ચર્ચા થશે. એ ચર્ચા મુખ્યત્વે હિન્દીમાં થશે. પરિષદની બેઠકની તારીખો ૭-૮ અને ૯ મી એપ્રીલ નક્કી કરવામાં આવી છે. આ પરિષદની વ્યવસ્થા કરવા સ્વાગત સમિતિ તરફથી આઠ પેટા સમિતીઓ નીમવામાં આવી છે.

(૧) પ્રકાશન સમિતિ, (૨) સ્વાગત સમિતિ, (૩) વાહન સમિતિ, (૪) મનરંજન સમિતિ, (૫) ભોજન સમિતિ, (૬) પ્રદર્શન સમિતિ, (૭) ઉતારા સમિતિ, (૮) સ્વયંસેવિકા સમિતિ.

સ્વાગત સમિતિના પ્રમુખ શેઠી પ્રેમલીલા ઠાકરશી છે.

રંજન સમિતિ તરફથી શનિવાર તા. ૮મી એપ્રીલે સુંદરબાઈ હોલમાં સાંજે સાડા છથી સાડા આઠ રંજન કાર્યક્રમ રાખવામાં આવ્યો છે.

—ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળની દ્વિવાર્ષિક સામાન્ય સભા તા. ૨૪-૧-૪૪ ને રોજ શેઠી તારાબ્હેન મહેતાના પ્રમુખપણા નીચે મળી હતી. તેમાં નીચે પ્રમાણે ચુંટણી થઇ હતી.

પ્રમુખ—શેઠી તારાબ્હેન મહેતા

મંત્રીઓ:—શ્રી. રસિકમણી બી. દેસાઈ

શ્રી. કુસુમગૌરી મંગળદાસ મુનશી

શ્રી. તિલોત્તમા સુંદરલાલ પાઠક

—પૂજ્ય કસ્તુરબા સ્મારક ફંડમાંથી કોઇ પણ મોટાં શહેરમાં દા. ત. દિલ્હી અથવા આગાખાન પેલેસમાં એક પીક્ચર ગેલેરી તૈયાર કરવામાં આવે જેમાં આધુનિક હિન્દની સ્ત્રી વિભૂતીઓનાં ચિત્રો મુકવા, એવી સૂચના મહારાષ્ટ્ર હિન્દુ મહાસભાના પ્રમુખ શ્રી. એસ. એલ. કરન્ડીકર તરફથી પૂજ્ય મહાત્માજીને કરવામાં આવી છે.

વધુમાં તેઓ જણાવે છે કે ભારતવર્ષમાં પૂજ્ય કસ્તુરબાનું નામ પતિના જીવનમાં પોતાનું જીવન વણી લેનાર સતી તરીકે જ જીવંત રહેશે. એટલે કોઈ કેળવણીની સંસ્થા માટે ફંડ વપરાય તેના કરતાં ઉપર કરેલી સૂચના માટે વપરાય તે વાસ્તવિક છે.

—મુંબઈ-બોરીબાગ-કાંદાવાડીમાં તા. ૫-૪-૪૪ ના રોજ સાંજે ૪ વાગે સ્વદેશી કલા કૌશલ્ય પ્રદર્શનની ઉદ્‌ઘાટન ક્રીયા શ્રી. વિજ્યાલક્ષ્મી પંડિત કરશે.

# ગોષ્ઠિ



### આગામી અ. હિં. મહિલા પરિષદનાં વરાયેલાં પ્રમુખ :

અખિલ હિંદ મહિલા પરિષદનું આગામી અધિવેશન મુંબઇ મુકામે તા. ૬ થી ૧૦ તારીખો દરમિયાન જાણીતાં દેશસેવિકા શ્રીમતી કમલાદેવી ચટ્ટોપાધ્યાયના પ્રમુખપદે મળનાર છે. આ અધિવેશનનાં વરાયેલાં પ્રમુખ, ગયા અધિવેશનનાં પ્રમુખ શ્રીમતી વિજ્યાલક્ષ્મી પંડિતની જેમ સ્ત્રીઓના પ્રશ્નોમાં ઊંડો રસ ધરાવે છે, સ્ત્રીઉન્નતિ અને દેશોદયના પ્રશ્નોમાં ઝીણવટભર્યો એમનો અભ્યાસ છે. માત્ર ભણીગણી સ્ત્રીઓના વિસ્તાર પૂરતો જ તેમનો સેવાવિસ્તાર સીમિત નથી, પરંતુ દેશની હજારો બહેનોની અજ્ઞાનતાનો ખ્યાલ તેમને છે. આ અધિવેશનને મળેલાં આવાં સેવાભાવી પ્રમુખની રાહબરી નીચે પરિષદ જરૂર કંઇક સક્રિય કામગીરી સાધશે, એ નિર્વિવાદ છે. એની સામે આજે અનેક પ્રશ્નો પડેલા છે. દેશ આજે ભયંકર કટોકટીમાંથી પસાર થઇ રહ્યો છેઃ જ્યાં ને ત્યાં દુઃખદાવાનળની સર્વભક્ષી જ્વાળા પસરતી નજરે પડે છે. ક્યાંક ભૂખમરો તો ક્યાં અસહ્ય મોંઘવારી, ક્યાંક રોગચાળો તો ક્યાંક દુશ્મનઆક્રમણની આગાહીઓ, ક્યાંક રાજકીય આંધીનાં ઘેરાતાં વાદળો તો ક્યાંક સામાજિક રૂઢિબંધનો-ભારતભરમાં આજે ચારે તરફ આવી પરિસ્થિતિ પથરાયેલી છે. એવા સમયે અ. હિં. મ. પરિષદનાં આ મુકામની પરિષદ સમક્ષ દેશનાં અસંખ્ય ભાઇ-બહેનોને એક યા બીજારૂપે સહાયભૂત થાય એવી કંઇક કાર્યદિશાની રાહબરી દાખવશે એવી આશા રાખવી અસ્થાને નહિ લેખાય.

દેશમાં નિરક્ષરતા અને ભૂખમરો ખૂબજ છે; સ્ત્રીઓને, રેલવેઓમાં પણ ભોગવવી પડતી હાલાકી ઓછી નથી. મુસાફરીનાં સાધનો પણ દિવસે દિવસે મુશ્કેલ બનતાં જાય છે.

આવા આવા તો અનેક પ્રશ્નો પરિષદ સમક્ષ પડેલા છે.

પરિષદ તરફથી નિરક્ષરતાનિવારણાર્થે અને ગ્રામ બહેનોને શિક્ષણ આપવા માટે સેવાભાવી બહેનોને તાલીમ આપવાના વર્ગો પણ ચલાવવામાં આવ્યા હતા. તેમાં તાલીમ પામેલી બહેનોએ પરિષદના ગયા અધિવેશનથી હવે મળતા અધિવેશન દરમિયાન પોતાનાં ક્ષેત્રોમાં કેટલી કામગીરી બજાવી તેનો પણ ખ્યાલ-સરવાયું આ અધિવેશન પ્રસંગે કઢવામાં આવશે તો પરિષદે એ દિશામાં કેટલી પ્રગતિ સાધી છે તે સહેજે જણાઈ આવશે.

આશા રાખીએ, પરિષદ આ તબક્કે પોતાની કામગીરીનું સરવાયું કાઢી આગામી કાર્યની રૂપરેખા દોરશે.

*

### દેશનેતાઓની મુક્તિ :

આજે દુશ્મન દેશના પૂર્વદરવાજા

ઊખડાવી રહ્યો છે. ચોમેર અનાજ સંકટ, ભૂખમરો, મોંઘવારી વગેરે વગેરે ગૂંચવણભર્યા પ્રશ્નો દેશ સામે ખડા છે, તે પ્રસંગે, એવાં કાર્યોમાં તન-મનથી લાગી જનાર દેશના આગેવાનો અને ગાંધીજી સરખા દેશહિતસ્વીઓ જનતાના સંપર્કમાં હોય તો એ પરિસ્થિતિમાં સારો જેવો સુધારો થાય એ નિર્વિવાદ છે. એવા સમયે, સરકાર દેશના એ માનીતા નેતાઓને બંધનમુક્ત કરી પરિસ્થિતિને હળવી બનાવવા માટે તેમનો સહકાર સાધે, એ અત્યંત ઇચ્છનીય છે. સરકારે એ દેશનેતાઓને મુક્ત કરવાનો વખત હવે પાકી ગયો છે. તેમનો સક્રિય સહકાર સાધવા માટે અમે ફરીવાર સરકારી મોવડીઓને વિનંતિ કરીએ છીએ કે એ નેતાઓને સત્વર મુક્ત કરો.

*

### સ્વ. કસ્તુરબા સ્મારક ફાળો :

ભારતજનની-જગદંબા કસ્તુરબાની યાદગીરી કાયમ રાખવા અને તેમને અનુરૂપ એક સ્મારકની યોજના કરવા ફાળો ઉઘરાવવા માટે એક મધ્યસ્થ સમિતિની સ્થાપના થઈ છે. તેના મંત્રી તરીકે જાણીતા સમાજસેવક અને ગાંધીજીએ જેમને "દેશના ગોર"ના બિરુદથી નવાજ્યા છે તે ઠક્કર બાપાની નિમણુક થઇ છે. હિંદનાં મુખ્ય મુખ્ય નગરોમાં આ ફાળો ઉઘરાવવાની પ્રવૃત્તિ ચાલુ થઇ ગઈ છે અને તેમાં મોટી રકમો ભરાતી જાય છે.

આ ફાળામાં નાનાથી મોટા સૌએ—સ્વ. કસ્તુરબાના આદર્શનાં પ્રશંસક તમામ સ્ત્રી પુરુષોએ—પોતાનો ફૂલ નહિ ને ફૂલની પાંખડી મોકલી આપવી જોઇએ. અને એમાં જે મંજાવર રકમ એકઠી થશે તેના વડે ભારતવર્ષમાં એ આદર્શ માતાનું એવું અમર સ્મારક રચાશે કે જેથી હિંદનાં બાંધુઓ માટે એક યા બીજા રૂપે ચિરસ્મરણીય રહી જશે.

"ગુણસુંદરી"નાં વાચકોને પણ અમો આ નોંધ દ્વારા એ સ્મારક ફાળામાં પોતાનો યથાશક્તિ ફાળો મોકલી આપવા વિનંતિ કરીએ છીએ.

*

### આરોગ્ય, ગૃહ, સમાજસુધારણા પ્રદર્શન :

ગયા જાન્યુઆરીના છેલ્લા અઠવાડિયામાં અખિલ હિન્દ મહિલા પરિષદની મુંબઈની શાખા તરફથી એક સુંદર પ્રદર્શન યોજવામાં આવ્યું હતું, જેમાં આરોગ્ય, ગૃહ અને સામાજિક એ ત્રણે પ્રશ્નો લક્ષમાં રાખવામાં આવ્યા હતા. સમાજ અને જીવનનાં ઘડતરમાં આવાં પ્રદર્શનો મહત્ત્વનો ભાગ ભજવે છે, કારણ, જે દેશનું આરોગ્ય સુંદર તે દેશનો સામાજિક પાયો સદ્ધર બને છે. દેશનો આધાર સમાજ, સમાજનો આધાર કુટુંબ અને કુટુંબનો આધાર ઘર. અને તેનાથી પણ વધુ–ઘરનો આધાર સ્ત્રી. જો સ્ત્રીઓ આરોગ્યગૃહ અને સમાજસુધારણાના આવા પ્રશ્નો હાથ ધરે તો જરૂર પોતાના દેશને સમૃદ્ધ બનાવી શકે. આ જાતના પ્રશ્નો મોટાં શહેરોમાં નહિ પરંતુ ગામડે ગામડે અને ગલીઓએ ચર્ચાય તો જરૂર આપણે પ્રગતિ સાધી શકીએ.

પ્રદર્શનમાં પુસ્તકાલય, ભરતગૂંથણ, આરોગ્યદર્શક વિભાગો, ચિત્રો ખોરાક વિભાગ વગેરેનો સમાવેશ થતો હતો; જેમાં ભારતીય વિદ્યાભવન, મુંબઈની આગેવાન સંસ્થાએ નેશનલ કોમર્શીયલ મ્યુઝિયમ તેમ જ અન્ય સંસ્થાઓએ ભાગ લીધો હતો.

આવું સુન્દર પ્રદર્શન શ્રીમતી લીલાવતી મુન્શી અને તેમનાં મદદનીશ બ્હેનોના પ્રયત્નથી ખરેખર સફળ થયું હતું. તેઓનો આ પ્રથમ પ્રયત્ન દર વર્ષે ચાલુ રહે તેમાં બીજા શહેર ગામડાંઓ પણ ભાગ લે અને આથી પણ

સુંદર પ્રદર્શનો આવતા વર્ષોમાં યોજાય અને જનતાને જીવનની મદદરૂપ સૂચનાઓ આવાં પ્રદર્શનો દ્વારા મળ્યા કરે તો ખરેખર સમાજનો મુખ્ય પ્રશ્ન આપણે હાથ ધરી શકીએ.

*

### સ્ત્રીઉપયોગી સહકારી મંડળો :

મુંબઈ પ્રાન્તિક કો-ઓપરેટિવ ઈન્સ્ટીટ્યુટના આગરા હોલ તા. ૨૧-૩-૪૪ ને રોજ ભરાયેલી પરિષદમાં નીચે પ્રમાણેનો ઠરાવ રજુ થયો હતો:

" સહકારી ધોરણે રસોડાં ચલાવવાં, સહકારી સ્ટોરો સ્થાપવા, સ્ત્રીઓના હસ્તઉદ્યોગો અને બીજા ઉદ્યોગોને ઉત્તેજન મળે તેમ જ વેચાણનું સાધન મળે, કરકસરની ટેવ એમને પડે અને એવાં બીજાં સહકારી ધોરણે કાર્યો કરવાને માટે યોજનાઓ પ્રાન્તિક કો. ઓપરેટિવ ઈન્સ્ટીટ્યુટે હાથ ધરવી જોઈએ એમ આજની આ સભા અભિપ્રાય દર્શાવે છે, અને અરજ કરે છે કે આ બધાં કાર્યો પદ્ધતિસર અને ફતેહમદ ચલાવવાને માટે સ્ત્રીકાર્યકરો તૈયાર કરવાને, એ જાતનું શિક્ષણ પૂરૂં પાડવાને સગવડ કરી આપે એમ વિનતી કરે છે. "

હાલની મોંઘવારી જોતા તેમ જ મોટા શહેરોમાં નીચલા મધ્યમ વર્ગ તેમ જ ગરીબ વર્ગને એક જ ઓરડામા બધી જ સગવડ -રસોડાની, સુવા બેસવાની અને બાળકોને રાખવાની વગેરે-કરવાની હોવાથી આ જાતની યોજના ઘણી ઉપયોગી થઈ પડશે. બળતણ, ઘાસતેલ અનાજ તેમ જ બીજી ઘરઉપયોગી ચીજો મેળવવાની હાડમારીને લીધે આ યોજનાથી ગરીબ વર્ગની સ્ત્રીઓને ઘણી મદદ મળી શકશે. ગરીબ સ્ત્રીઓ આખો દિવસ રસોડ, બાળકોને સંભાળવામાં ને ચીજો લાવવાના કાર્યમાં રોકાયેલી રહેવાથી એમના ઉત્કર્ષ અર્થે એમના લત્તામાં ચાલતા શિક્ષણવર્ગોનો લાભ જોઈએ તેવો લઈ શકતી નથી. ન્હાના બાળકો માટે પણ સહકારી ધોરણે " ઘોડીયાખાતુ " ચલાવવામાં આવે તો જરૂર આશિર્વાદરૂપ થઈ પડે.

સહકારી ધોરણે બ્હેનો તરફથી ભંડારો ચલાવવામાં બ્હેનોને ઘણા ફાયદા થાય તેમ છે. એક તો એક જ જગ્યાએથી અથડામણ વેઠયા વિના તથા છેતરપીંડીની બ્હીક વિના ઘરગથ્થુ બધી ઉપયોગી ચીજો ખરીદી શકે છે. વેપારીઓનાં છણકાં કે અપમાન સહન કરવાં પડતાં નથી તેમ જ આવા ભંડારોમા બ્હેનોની મુડીનું જ રોકાણ હોવાથી જે કાંઈ નફો થાય છે તેમાં બ્હેનોનો હિસ્સો રહેલો હોય છે. આવાં ભંડારો જો ફતેહમંદ નીવડે તો બ્હેનોને એમની મુડીનું વ્યાજ મળે છે એટલું જ નહિ પણ ખરીદી પર વળતર પણ મળી શકે છે.

સ્ત્રીઓનાં હસ્તઉદ્યોગો વધારવા માટે સહકારી ધોરણે વ્યવસ્થા થવાની જરૂર છે. મુંબઈમા ભગિની સમાજ તરફથી સહકારી ધોરણે સ્વદેશી સ્ટોર ચલાવવામાં આવે છે, તેમાં દરવર્ષે પ્રદર્શન ભરવાથી ઘણી બ્હેનોનાં ન્હાનાં મ્હોટાં હસ્તઉદ્યોગોના વેચાણ માટે સગવડ થઈ શકી છે. આવા પ્રદર્શનો છેલ્લાં પંદર વર્ષથી આ સંસ્થા યોજે છે. અને સ્ત્રીસંસ્થાઓમાં કામ કરતી સ્ત્રીઓમાં ઉદ્યોગને જ નહિ પરંતુ વ્યક્તીગત હુન્નર-ઉદ્યોગ કરતી સ્ત્રીઓને પણ આ લાભ આપી શકયા છે. તે ઉપરાંત ભગિની સમાજ સહકારી સ્ટોર તરફથી " ઘરમાં કલા ", " ઘરમાં બાળક ", " સ્ત્રીઓની હસ્તકલા અને હસ્તઉદ્યોગો ", એ નામનાં ત્રણ મ્હોટા પ્રદર્શનો યોજાયેલા જેમાં ઘણી સ્ત્રીઓની હસ્તકલાને ઉત્તેજન મળી શકયું હતું અને આ રીતે બીજી સંસ્થાઓને આ

દિશામાં કાર્ય કરવાને માર્ગસૂચક થઇ શકયાં. આથી બ્હેનો ઘરની આવકમાં ઉમેરો કરી શકે, અને એમની કલાશકિતને પ્રોત્સાહન પણ મળે.

કરકસરની ટેવ પાડવાને માટે સહકારી મંડળીઓ, ક્રેડીટ સોસાયટીઓ—ની ખૂબ જ જરૂર છે. કારણ ગરીબ લોકોને પઠાણો પાસેથી સો ટકાથી ત્રણસો ટકા વ્યાજે ઉધાર પૈસા લેવાં પડે છે, પરિણામે તેઓ મુડી તો શું પણ વ્યાજ પણ ભરી શકતાં નથી. વ્યાજનું વ્યાજ ચડવાથી આ રીતે ઘણાં કુટુંબો દેવાદાર રહે છે અને તેથી કુટુંબની દુર્દશા થાય છે. આ લોકોને ઓછે વ્યાજે લોન આપવાની સગવડતા કરવાને તેમજ બચાવવાની ટેવ પાડવાને માટે સહકારી મંડળીઓ સ્થાપવી જોઇએ.

આ બધા કાર્યક્રમો ફત્તેહમંદ ચલાવવાને માટે ને આ યોજનાઓનો પૂરેપૂરો અમલ કરાવવા માટે પ્રમાણિક ને લાગવગવાળાં તેમજ તેની પદ્ધતિનું શિક્ષણ પામેલાં સ્ત્રીકાર્યકરોની જરૂર રહે છે, ને તેથી તેવું શિક્ષણ પૂરું પાડવા માટે આવા શિક્ષણકેન્દ્રો કહાડવાની આજની આ સભા ઇન્સીટયુટને વિનંતી કરે છે.*

* ઉપરની મતલબનો ઠરાવ ફ્રી-આપરેટીવ કોન્ફરન્સમાં શ્રી હંસાબહેન મહેતાએ રજુ કર્યો હતો અને શ્રી. લીલાવતી બેન્કરે તેને અનુમોદન આપ્યું હતું.

## લીલુડો લીમડો

મારા ફળિયા વચ્ચે ઉભેલો એક
લીલુડો લીમડો.
દાદીમાએ છે વાવેલો એક
લીલુડો લીમડો.

બા, ને બાપુએ પાણી સીંચીને
ઉછેરી મોટો કીધેલો છેક
લીલુડો લીમડો.

એની તે ડાળીએ બાંધીને હીંચકો
હીંચતાં ગામનાં બાળ અનેક
લીલુડો લીમડો.

એવો એ લીમડો છે ગુણકારી,
ઔષધના કામમાં લેતાં સહુ,
લીલુડો લીમડો.

કડવો ખાધે પણ મધુરો છાંયડો,
મીઠી લીંબોળી ચખાડતો બહુ;
લીલુડો લીમડો.

મારા ફળિયા વચ્ચે ઉભેલો એક,
લીલુડો લીમડો.

શ્રી, કિશોરકુમાર

# નિર્દોષ-બાલજીવન

[ ઝુલણા ]

બાલજીવન અહા ? સુખ ભરેલું મહા
પારણું મંદ શું હાસ્ય કરતું:
દોરડી કર ગ્રહી માત ઝુલાવતી
સદન ભાસે મને લાસ્ય ભરતું.

માત મીઠી કરે હેત આ બાલને
ઊર્મિઓ ઊમળકા આજ લાવે:
ચશચશી ચૂમતી માત વાત્સલ્યથી
હૃદય સુખ સ્વર્ગસમ આજ લાગે.

ચંદ્ર શા વદનને, કમળ શા કરથકી
સ્પર્શ કરતી વળી સુખ માણે:
પારણું પ્રીતથી શીઘ્ર નહી ઝૂલતી
ગીતડાં મીઠડાં ગાતી ગાણે.

ઊડતી રેણુનો રોધ કરવા વળી
વસ્ત્ર કંઇ ઢાંકતી સ્નેહથી તે.
સફળ સ્વપ્નો થવા વાંછના રાખતી
બાળકર જોઈ હસતિ રહી છે.

તાપની તીવ્રતા ટાળવા હરખથી
કંઈક ઉપાય કરતી હજારો:
મધુરવા' મોર શાં વેણુ સુણાવતી
થાય ઉત્સુક જુએ કંઈ મજાઓ.

ધન્ય આ જીવન છે બાળ તારૂં અહો
રમત રમવા જીવન જે સૂજાયું:
મીઠડા રુદનમાં જીવન 'ખુલ્લું' દીસે
અકળ લીલા પ્રભુ હું પ્રમાણું

શ્રી. લાભશંકર વિશ્વનાથ રાજ્યગોર

# બોધો

બોધાએ બે દિવસ તો આમતેમ કાઢયા. આખરે નોકરીનું ઠેકાણું પડ્યું. તે ફરતો ફરતો એક દુકાનદારને ત્યાં ગયો અને પૂછયું: 'શેઠ નોકર જોઇએ છે?' શેઠે તેની સામે જોયું. તેનું દયામણું મુખ જોઇ શેઠને દયા આવી. શેઠે તેને નોકર તરીકે રાખી લીધો.

દુકાન હતી ચોપડીઓની. બોધો નવરો પડે ત્યારે ચોપડીઓ વાંચે. શેઠ પણ સારા હતા. એક દિવસ દુકાન પર એક વિદ્વાન આવ્યો. શેઠ અને વિદ્વાન વાતોએ ચડયા વિદ્વાન કોઇ કોઈ વખત બેવડા શબ્દો બોલતો હતો. આ રીત શેઠને ખૂબ ગમી વિદ્વાનના ગયા પછી શેઠે કહ્યું:

'બોધા, જ્યારે જ્યારે હું બોલું ત્યારે ત્યારે કોઇ કોઈ બેવડા શબ્દો બોલવા.'

શેઠ અને નોકર વચ્ચે વારંવાર બેવડા શબ્દોનો ઉપયોગ થતો.

એક દિવસ શેઠે બોધાને કહ્યું: 'જા, હજામ-બજામને બોલાવી લાવ.' બોધાએ કહ્યું: 'વારૂં શેઠ, ટોપી-બોપી પહેરી જાઉં છું.'

બોધો તો ઉપડયો હજામને બોલાવા. રસ્તામાં વિચાર કર્યો કે શું કહું? હજામ-બજામ કહું? કે નાવી-બાવી કહું? કે વાળંદ-સાળંદ કહું? કે ઘાંયજો-ફાંયજો કહું? બસ વાળંદ-સાળંદ કહીશ.

શેઠનું નામ હતું લાલાજી.

બોધો તો હજામના ઘર આગળ આવી પહોંચ્યો અને બૂમ પાડી: 'વાળંદ-સાળંદ છે કે?'

હજામ બોલ્યો: 'કોણ?'

બોધો બોલ્યો: 'એ તો હું-બોધો. ચાલો બોલાવે છે.' હજામે પૂછયું: 'કોણ?'

બોધાએ કહ્યું: 'કોણ તે વળી લાલા-સાલા બોલાવે છે.' હજામે પૂછયું: 'શું કામ છે?'

બોધાએ કહ્યું: 'બાલ-ફાલ બનાવવાના છે.'

બોધો હજામને લઇ આવી પહોંચ્યો. હજામ શેઠની હજામત કરવા લાગ્યો.

તેણે ધીરેથી શેઠને કહ્યું: ' શેઠ, બોઘાએ તમને ' સાલા ' કહીને ગાળ દીધી. '

શેઠે પૂછ્યું: ' કે અલ્યા બોઘા ? '

બોઘાએ કહ્યું: ' શેઠ, હજામ–બજામ ગધેડા–ફધેડા છે. મેં કહ્યું, હતું કે લાલા–સાલા બોલાવે છે. બાલ–ફાલ બનાવવાના છે. ' શેઠે કહ્યું: ' કોઇપણ વખત કોઈ પણ શબ્દ એવડો નહિ બોલવો. સમજ્યો ? બોઘાએ કહ્યું; ' વારૂ શેઠ સાહેબ ! '

' બોઘા, દુકાનનું ખાસ કામ છે. તું સુરત જઇશ ? ' શેઠે એક દહાડો બોઘાને પૂછ્યું.

બોઘાએ પૂછ્યું: ' શું કામ કરવાનું છે ? '

શેઠે કહ્યું: ' તારે કાંઈ જ કરવાનું નથી, ફક્ત હું બતાવું તે ઠેકાણે જઈ ચિઠ્ઠી આપવી અને ત્યાંથી જે માલ આપે તે લઈ આવવો. '

બોઘાએ કબુલ કર્યું. બોઘો સુરત આવી પહોંચ્યો. શેઠનું કામ કર્યું અને પાછો આવવા સ્ટેશન પર આવી પહોંચ્યો. ગાડી આવી ગઈ હતી. ટિકિટ લીધી. એક હાથમાં ટિકિટ અને બીજા હાથમાં માલનું પોટલું. જેવો તે પ્લેટફોર્મમાં દાખલ થયો તેવી જ ગાડી ઉપડી. બોઘો દોડયો પણ ગાર્ડે એને રોકયો અને કહ્યું ! ' એઇ, ચાલતી ગાડીમાં ચઢવાનો નિયમ નથી. તું હવે નહિ બેસી શકે. '

ગાડીના ડબ્બા એક પછી એક પસાર થતા હતા, બોઘો ગાર્ડની પાસે જ ઉભો. ગાર્ડનો ડબ્બો ધીરે ધીરે પાસે જ આવતો હતો. ગાર્ડના ડબ્બા પર ગાર્ડ ચઢવા જાય છે તેવો જ બોઘાએ ગાર્ડ પકડી લીધો અને ડબ્બામાં ચઢવા ન દીધો અને પૂછયું. ' ચાલતી ગાડીમાં ચઢવાનો નિયમ નથી તો પછી તમે શું કરવા ચઢો છો ? '

ગાર્ડે લાલ વાવટો બતાવી ગાડી ઉભી રખાવી.

ગાડીની બારીમાંથી ડોકાં બહાર નીકળ્યાં અને જોવા લાગ્યાં કે ગાડી કેમ ઉભી રહી. પોલીસ તેમજ પ્લેટફોર્મ પર ઉભેલા માણસો ત્યાં આવી પહોંચ્યા. પોલીસ બોઘાને દબડાવવા લાગ્યો. ગાર્ડ ભલો હતો. તેણે બોઘાને ગાડીમાં બેસવા દીધો. બોઘો પાછો પોતાના શેઠને ઘેર આવ્યો.

હર્ષદ પટેલ

# રાજકુંવરનો ફોટો

એક દિવસ દીનુના મિત્રો,
આવ્યા તેને ઘેર;
ભીંતે ટાંગેલા ફોટાને,
જુએ ચારે મેર

એક બાજુએ હતા શિવાજી,
અને પ્રતાપ રાણા,
બીજી બાજુ ભારત માતા,
આવે નવલા આણા.

ત્રીજી બાજુ ભગતસિંહ ને,
કંઇક શહીદના ફોટા;
એમને જોઇ ઘડીભર તો,
આંસુ વ્હેતા ખોટા.

ચોથી બાજુ મોટા વાળનો,
હતો કોઈનો ફોટો;
કપડાં શિકકલ પરથી લાગે,
હશે કુંવર કોઈ મોટો

" દીનુ ! આ છે કયા રાજના,
રાજકુંવરનો ફોટો ? '
" આજ ઘરના રાજાના એ,
રાજકુંવરનો ફોટો "

—શ્રી જયંતિલાલ બાલાભાઇ શાહ

# હાથીનો ભાર

એક દિવસ હું સરકસ જોવા,
ગયો દીનુ સાથ;
ટેનીસ, ચડી પહેરીને એ,
ચાલ્યા ખુલ્લે માથે.

વાઘ-બકરી ને વાનર, ઘોડા,
ચિત્તાના ત્યાં ખેલ થયા;
મોટર-સાયકલ, ઝુલા કેરા,
જમ્પે સૌએ દંગ બન્યા.

એવે હાથી ઉપર બેસી,
તારા આવી કરતી ગેલ;
સાયકલ, પડઘમ સાથે તેણે
કીધાં તેની સાથે ખેલ.

છેલ્લે તેણે ભોંયે સુઈ,
હાથી રાખ્યો છાતી પર;
પાટલી ઉપર બેઠાં અમને,
લાગ્યો તેના મૃત્યુ ડર.

" જોયું કેવા જીવ સટોસટના,
અહિ ખેલાયે છે મૃત્યુ-ખેલ;
છાતી પર હાથીને રાખે,
લાગે શું બચ્ચાની ગેલ ? "

દીનુ કહેઃ " એક હાથીનો છે,
એવો તે શું મોટો ભાર ?
મારી બેન તો કાનની બુટે,
લટકાવે હાથી બે ચાર. "

શ્રી. જયંતિલાલ બાલાભાઇ શાહ

# મૂર્ખ ઉકો

એક ગામમાં એક ડોસી રહેતાં હતાં તેમને એક છોકરો હતો. તેનું નામ ઉકો હતું. ઉકામાં અક્કલ નહતી તેમજ કંઇ બોલતાં પણ આવડતું નહિ સ્થિતિ મધ્યમ હતી.

એક વખત પાસેના ગામથી ઉકાની સગાઈ કરવા માટે ચાર માણસો આવ્યા. આ વખત ઉકો પડોસીને ત્યાં બેઠો હતો. ડોસીએ ચારે જણને આવકાર દીધો. જાજમ નાખી બેસાડ્યા. પછી બધી વાતચીત કરી. ડોસીને ખાત્રી થઇ ગઇ કે " મારા ઉકાની સગાઈ થઇ જશે." પછી તરતજ ડોસી પડોસીના ત્યાં ગઈ અને ઉકાને સમજાવ્યું કે ".આપણા ત્યાં ચાર માણસો તારી સગાઈ કરવા આવ્યા છે. તે કંઇ બોલીશ નહિ."

ઉકાએ કહ્યું, " સારૂ."

પડોસીને ત્યાંથી સારાં કપડાં સજાવી ઉકાને પેલા માણસો પાસે બેસવા કહ્યું. ઉકાભાઈ કંઈ જેવા તેવા ન હતા. તે તો બધાની વચમાં જઇને બેઠા. ડોસીમાએ રિવાજ પ્રમાણે કંકુ, નાડાછડી, નારિયેળ, ચોખા વિગેરે ચીજો મૂકી.

હવે એવું બન્યું કે એક ચકલી આવી ચોખાનો દાણો લઈ ગઈ. આ જોઇ ઉકો બોલ્યો, એ " બ્હા, બ્હા, સકલી સોખો લઇ જઈ."

આ સાંભળી દરેકને હસવું આવ્યું. અને ઉકાને મૂર્ખ ધારી ચાલતા થયા.

બાલકૃષ્ણ સુરજરામ ઠાકોર

# દરેક લાયબ્રેરીમાં ખાસ વસાવવા લાયક ઉપયોગી પુસ્તકો

૧ હિંદી રાષ્ટ્રીય મહાસભાનો ઇતિહાસ ભા. ૧-૨-૩ ૧૧- ૦-૦
૨ રાજયોગી યાને પરમાર ધારાવર્ષદેવ ભા. ૧-૨ ૮- ૦-૦
૩ બલહઠ બંકા દેવડા ભા. ૧-૨ ૬- ૮-૦
૪ મહાત્મા ગાંધીજીનું જીવન ૪- ૦-૦
૪ વિશ્વભારતી ૧- ૦-૦
૫ ફૂલવાડી ૦- ૪-૦

## શ્રી સયાજી સાહિત્યમાળા

શ્રી. સયાજીરાવ ગાયકવાડનું જીવનચરિત્ર ભાગ ૧-૨ (સચિત્ર) ૩-૧૨-૦
૧ ઋગ્વેદ સંહિતા ભા. ૧ થી ૫ ૧૦- ૪-૦
૨ વેપારની ચાવી ૧-૧૨-૦
૩ વિદ્યુત ૧-૧૨-૦
૪ વિજ્ઞાનના વિધાયકો ૧-૧૨-૦
૫ મારું જીવન અને કાર્ય ક્ષેત્ર ૧-૧૨-૦
૬ ઇત્સીંગના સમયનું હિંદ ૧-૧૦-૦
૭ જુવાનીની ચાવી ૧- ૮-૦
૮ કેનેડાનું જવાબદાર રાજતંત્ર ૧- ૮-૦
૯ કેળવણી ૧- ૮-૦
૧૦ ભારતીય સમાજશાસ્ત્ર ૧- ૬-૦
૧૧ આપણું પ્રાચીન રાજતંત્ર ૧- ૪-૦
૧૨ ઉદ્‌ભીજોની ઉત્ક્રાંતિ ૧- ૪-૦
૧૩ ફળ ઝાડનો બગીચો ૧- ૨-૦
૧૪ ભાષા વિજ્ઞાન પ્રવેશિકા ૧- ૧-૬
૧૫ મહીપતરામ ૧- ૧-૦
૧૬ નેલ્સનનું જીવન ચરિત્ર ૧- ૦-૦
૧૭ વલ્લભ ૧- ૦-૦
૧૮ ઇંગ્લાંડ અને હિંદુસ્તાન ૦-૧૫-૦
૧૯ ખેતીના ઉપદ્રવો ૦-૧૪-૦
૨૦ સરોવરના જીવો ૦-૧૩-૦
૨૧ ગર્ભ વિદ્યા ૦-૧૨-૦
૨૨ સૂર્ય ૦-૧૨-૦
૨૩ મનુષ્ય શ્રમણ ૦-૧૨-૦
૨૪ પ્રાચીન પૂર્વ ૦-૧૨-૦
૨૫ હિંદુસ્થાનમાં જુદા જુદા શક ૦-૧૨-૦
૨૬ નરસિંહ મહેતા ૦-૧૧-૦
૨૭ સામાજીક સુપ્રરૂપતા ૦-૧૧-૦
૨૮ નૌકાબળ ૦-૧૧-૦
૨૯ ધન વિદ્યા ૦-૧૧-૦
૩૦ હિંદથી સફરે નીકળેલા વહાણવટીઓ ૦-૧૧-૦
૩૧ પરિવર્તનવાદ ૦-૧૦-૦
૩૨ હિંદુસ્તાનના લોકો ૦-૧૦-૦
૩૩ પ્રાણીઓનાં શુભાશુભ લક્ષણો તથા વય વિજ્ઞાન ૦-૧૦-૦
૩૪ સ્થાનીકસ્વરાજ્યની સંસ્થાઓ ૦- ૯-૦
૩૫ જગતની રાજનીતી અને હિંદ ૦- ૮-૦
૩૬ મેગેસ્થીનીસના સમયનું હિંદ ૦- ૮-૦
૩૭ રેડીઓ અને ટેલીવીઝન ૦- ૮-૦
૩૮ કળા વિષે પ્રવચન ૦- ૭-૦
૩૯ તરવાની કળા ૦- ૭-૦
૪૦ વડોદરા ૦- ૮-૦
૪૧ સુરત ( ભાગ ૧-૨ ) ૧- ૯-૦

## શ્રી સયાજી બાલજ્ઞાન માળા

૧ પંચતંત્ર વાતો ભા. ૧-૨ ૧- ૦-૦
૨ સૂર્ય નમસ્કાર ૦- ૮-૦
૩ સીતા ૦- ૬-૦
૪ બુદ્ધ ભગવાનની વાતો ૦- ૬-૦
૫ મહમદ બેગડો ૦- ૬-૦
૬ વાઘેલાઓનું ગુજરાત ૦- ૬-૦
૭ આર્યોનું આદિ નિવાસ સ્થાન ૦- ૬-૦
૮ કરોળીઆનાં કાવત્રાં ૦- ૬-૦
૯ મીલની મુલાકાત ૦- ૬-૦
૧૦ પચાસ પ્રેરક પ્રસંગો ૦- ૬-૦
૧૧ છોડવાનું જીવન ૦- ૪-૦

આજેજ લખોઃ—

**વ્યવસ્થાપક : લુહાણામિત્ર પ્રેસ, રાવપુરા—વડોદરા**

આ માસિક વડોદરા-રાવપુરામાં શ્રી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કરે પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૧-૪-૪૪

ડાળે ડાળે ડોલન

ફુલડે ફુલડે યૌવન

એવી

ફુલવાડીયે ગયેલી

રસસુંદરીના દિલની

કથા

હીરાલક્ષ્મી સુનગી

ડી. એ. ૧૧૨૯૭

રેકડ પર

રજુ કરે છે

*

રા જ ક મ લ

ક લા મં દિ ર

નું

નવું સર્જન

## માલતી

ચિત્રના ગાયનોની

રેકર્ડ્ઝ

" યંગ ઇન્ડિયા "

પર

સાંભળવા

તૈયાર રહો

★

## યંગ ઇન્ડિયા

નો

નવો ફાલ




આ કેસરી દુધ

અને

આ શીરો પુરી

જ્યાં

રોટલો મળતો ન હતો

ત્યાં

આ મિષ્ટાન્ન ?

તેનો ભેદ

જાણવા

ડી. એ. ૧૧૨૯૮

જેના પેર

ચંદુ દરૂ અને પાર્ટી

વિમળે વીમો ઉતરાવ્યો

ભા. ૧–૨ (કોમીક)

રજુ કરે છે.

★

: વધુ વિગત માટે લખો :

**ધી નેશનલ ગ્રામોફોન રેકર્ડ**

**મેન્યુ. કંપની લિ૦**

૧૧૦, મેડોઝ સ્ટ્રીટ, મુંબઇ, ૧

નવા વરસમાં તમારી ... ...

નીચેનાં પુસ્તકો વસાવી લ્યો

ગુજરાત અને એના સીમાપ્રાંતોના

અને ચૌહાણોના વીરતા અને

'ઇતિહાસનું' મૂર્ત સ્વરૂપ હુબહુ રીતે

કરતો વાર્તાનો અનોખો ઐતિહાસિક

## પરમાર ધાર

ભાગ ૧–૨ ] 卐 [ મૂલ્ય રૂ

## બલહઠબંકા દેવડા

ભાગ ૧–૨ મૂલ્ય રૂ. ૬

આ ઐતિહાસિક નવલને દરેક પુસ્તકાલયે

વસાવવી જ પડશે.

*

હિંદી રાષ્ટ્રીય મહાસભાનો ઇતિહાસ

જાણવા માટે વસાવો

## મહાસભાનો ઇતિહાસ

ભાગ ૧–૨–૩

મૂલ્ય ત્રણે ભાગના રૂા ૧૧)

*

ગુજરાતનાં બે મહાનગરો

## વડોદરા અને સુરત

મૂલ્ય ૦–૮–૦ ભા. ૧–૨ મૂલ્ય રૂ. ૬

બાળકો અને મોટેરાંને આ બે મહાનગરો-

નો પરિચય રસમય શૈલીએ આપે છે

મંગાવવા માટે આજેજ લખોઃ

**લુહાણામિત્ર પ્રિ. પ્રેસ–**

**રાવપુરા, વડોદરા.**

# ગુણસુન્દરી

અને સ્ત્રીહિતોપદેશ

:: મહિલાપરિષદ અંક :: મે : ૧૯૨





શ્રી. કમલાદેવી ચટ્ટોપાધ્યાય

તંત્રી : સૌ. જયવતી દેસાઈ

સહતંત્રીઓ . કુ. વનમાળા દેસાઈ, બી એ
સૌ. રમા ઠાકોર, બી એ

પુ. — આદ્યતંત્રી અને સ્થાપક : સ્વ. જયકૃષ્ણ ના. વર્મા — અંક ૪



# નામાંકિત ડૉકટરો

શક્તિ માટે

# નામાંકિત દવા જ

બતાવે છે

ઝંડુનું નામાંકિત રકતો-ફોસ્ફો-મૉલ્ટ નબળાં સબળાં બધાંને ઉપયોગી છે. સાજાં માણસોની શક્તિ એનાં સેવનથી સચવાઈ રહે છે, અને માંદાને, માંદગી પછીની નબળાઈ નાબુદ કરી, નવજીવન આપે છે.

ઝંડુનું રકતો-ફોસ્ફો-મૉલ્ટ સ્વાદિષ્ટ અને તાજીદે તાઝગી આપનાર છે. અને તેથી નાનાં બાળકો તેમજ મોટા સૌ કોઈ સહેલાઈથી લઈ શકે છે પોષણ આપનાર, સ્ફુર્તિ આપનાર અને ખાસ કરીને લોહીની લાલી વધારનાર—

ઝંડુ રકતો ફોસ્ફોમાલ્ટ




## ઝંડુ

## રકતો-ફોસ્ફો-મૉલ્ટ

એક વાર અવશ્ય અજમાવો !

**ઝંડુ ફાર્મા. વર્કસ લી. મુંબઈ-૧૪**

વડોદરાના એજન્ટો.—

(૧) વૈદ ભવાનીશંકર અને હરીશંકર કું;
(૨) મેસર્સ બી. એમ. ઠક્કરની કું.
ટાવર પાસે, વડોદરા.

આદ્યતંત્રી અને સ્થાપક : સ્વ. જયકૃષ્ણ ના. વર્મા.

તંત્રી
સૌ. જયવંતી દેસાઈ

# ગુણસુન્દરી

સહતંત્રી :
કુ. વનમાળા દેસાઈ બી. એ.
સૌ. રમા ઠાકોર બી. એ

વ્યવસ્થાપક : નટવરલાલ ઠક્કર : લુહાણામિત્ર પ્રેસ, વડોદરા

પુ. ૪૨ મું ] મે : ૧૯૪૪ [ અંક ૩

## અનુક્રમણિકા



### બાલવિભાગ

તંત્રી : નાગરદાસ ઇ. પટેલ



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂા ૪-૮-૦ · વિદેશ માટે શિલીંગ દસ · છુટક નકલ દશ આના

# સોનાના સુંદર અલંકાર

સોની ઘડે છે તેવી જ રીતે 'બાલવિનોદનું બાલસાહિત્ય'
બાલકોના સંસ્કાર ઘડે છે. તમારાં બાલકો માટે

## 'બાલવિનોદનું બાલસાહિત્ય' વસાવો.

* 'બાલવિનોદ'ના બે સેટમાં ૭૦૦ ચિત્રો,
૧૫૦૦ પાનનું વાંચન ને ૪૨ પુસ્તકો છે.

દરેક સેટના સુંદર બોક્સના રૂ. ૫–૧૨–૦ વી. પી. ખર્ચ ૦–૧૨–૦
બેઉ સેટના બે બોક્સના રૂ. ૧૧–૮–૦ વી. પી. ખર્ચ ૧–૪–૦

* 'અશોક'ના આઠ સેટમા ૧૦૦૦ ચિત્રો,
૩૭૦૦ પાનનું વાંચન ને ૮૩ પુસ્તકો છે.

દરેક સેટના મનોહર બોક્સના રૂ. ૩–૮–૦ વી પી. ખર્ચ ૦–૮–૦
આઠ સેટના આઠ બોક્સના રૂ. ૨૮–૦–૦ વી પી. ખર્ચ ૨–૮–૦

* બાલવિનોદનું બાલસાહિત્ય સર્વોત્તમ છે.

એકંદર દસ બોક્સના રૂ. ૨૯–૮–૦
વી. પી ખર્ચ રૂ ૩–૮–૦

+ તમારા બુકસેલર પાસે માગો

અથવા આજેજ લખો—




## બાલવિનોદ કાર્યાલય

૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ.

વડોદરાના એજન્ટ—બાલજીવન કાર્યાલય, બાજવાડા–વડોદરા.

મહિલા પરિષદ અંક



પુસ્તક ૪૨મું · મે : ૧૯૪૪ · અંક ૩ જો

## હજારોની સંખ્યામાં જોડાઇ જાવ

૧૭ વર્ષ થયાં અખિલ હિંદ મહિલા પરિષદે શિક્ષણ વિષયક, સામાજીક, તેમજ કાયદેસરનાં સુધારાઓની બાબતમાં પ્રયત્નો કર્યા છે. આ સમય દરમિયાન તેને સારા તેમજ માઠા દિવસો જોવા પડયા છે. એણે એનું બાળપણ વટાવી અનેક મુશ્કેલીઓનો સામનો કરી પાકટ વય પ્રાપ્ત કરી છે. ધીમે ધીમે એણે એક નાના મંડળમાંથી આગળ વધીને હિંદી સ્ત્રીઓની સ્ત્રીસંસ્થા તરીકે દેશપરદેશમાં સારી નામના મેળવી છે.

પરંતુ જે પ્રશ્નોને માટે એ પ્રયત્નશીલ રહી છે તે ભિન્ન ભિન્ન પ્રકારના અને અનેક છે. સુધારાના ક્ષેત્રમાં હંમેશાં પ્રગતિ ધીમી હોય છે અને સતત ઉત્સાહ અને એકધારી કામગિરી હોય તો જ એ પરિસ્થિતીમાં પલટો લાવી શકે છે.

હિંદભરની તમામ સ્ત્રીઓને હું વિનંતી કરૂં છું કે તેઓ વિશાળ સંખ્યામાં આ પરિષદ સાથે જોડાઇ જાય અને સ્ત્રી તેમજ પુરુષના જીવનના દરેક ક્ષેત્રમાં લોકમત કેળવવાનાં કામ કરતી થઇ જાય. આ પ્રમાણે નહીં બને ત્યાં સુધી ખરી પ્રગતિ અશક્ય છે. અને કોમ, જાતિ કે માન્યતાઓથી પર રહીને ન્યાય અને સમાનતા નહીં સ્થપાયે ત્યાં સુધી સ્વરાજ્યનો કશો અર્થ નથી.

શ્રી. વિજયાલક્ષ્મી પંડિત
(નિયુક્ત પ્રમુખ)

# ❖ અ. હિં. મહિલા પરિષદના ૧૭મા અધિવેશનનાં

પ્રમુખ મહોદયા, પ્રતિનિધિ બહેનો અને સજ્જનો,

આજે આપનું સ્વાગત કરતાં મારું હૃદય હર્ષથી ઉભરાઈ આવે છે. મારી ભાષા ગુજરાતી છે અને ગુજરાતી ભાષામાં જ આપનું સ્વાગત કરવાની ઇચ્છા હતી, પરંતુ કેટલીક બહેનોના આગ્રહથી હિંદી ભાષામાં જ મારી સ્વાગતાંજલિ અર્પણ કરવા ઇચ્છું છું. એ પ્રયત્નમાં ભૂલચૂક થાય તે સ્વાભાવિક છે. અંગ્રેજીનો મોહ તો સર્વથા ત્યાજ્ય જ છે. હિંદુસ્તાનના ભિન્ન ભિન્ન પ્રાંતોમાંથી અહીં પધારેલી બહેનો જે એક ભાષામાં સારી રીતે સમજી શકે એ ભાષાની અતિ અગત્યતા માટે બે મત હોઈ શકે જ નહિ. અને તે હિંદુસ્તાની સિવાય બીજી કઇ ભાષા હોઈ શકે ! હિંદુસ્તાની ભાષાનો એક વાર સારો પરિચય મેળવી લીધા બાદ અન્ય ભાષાના ચુંગાલમાંથી સરળતાપૂર્વક આપણે બચી શકીએ.

### મોખરે રહેતું મુંબઇ

આજે ચૌદ વર્ષ બાદ મુંબાઈમાં ફરીવાર અખિલ હિંદ મહિલા પરિષદ ભરવાની આ યોજના થઈ છે. એ ચૌદ વર્ષો દરમિયાન તો સમયરૂપી સરિતામાં અનેક ઉછાળા આવી ગયાં છે. સમસ્ત જગતમાં આજે જે પ્રચંડ આંધી ઉછળી રહી છે તેનાથી મુંબઈ અસ્પૃષ્ટ નથી રહ્યું. મુંબઇને હિંદુસ્તાનનું પાટનગર બનવાનું સદ્‌ભાગ્ય નથી મળ્યું તો પણ ભારતવર્ષના જીવનો પ્રાણવાયુ તો મુંબઈ જ છે. હિંદુસ્તાનના કોઇ પણ પ્રાંત ઉપર આપત્તિ આવી પડતાં મુંબઈ પોતાનો ભોગ આપવા માટે હંમેશાં તત્પર રહે છે—પ્રત્યેક પ્રવૃત્તિમાં એ આગલી હરોળમાં ઊભું છે—અહિંની પ્રજા પચરંગી છે—અહીં ધાર્મિક સંકુચિતતા નથી, અહીં જીવનનો ઉલ્લાસ છે—હિંદુસ્તાનની પ્રત્યેક પ્રવૃત્તિને, સંસ્કૃતિને અને સભ્યતાને એ પોતે

*મહિલા પરિષદનાં સ્વાગતપ્રમુખ આવકારત. એની સામે આવી ઊભેલા પ્રશ્નોની સમસ્યા રજૂ કરે છે. તેમાં તાત્કાલિક ઉકેલ માટે એ દિશામાં જ્યારે મધ્યમ વર્ગના પ્રશ્નને પણ એ કામ કરતી બીજી સંસ્થાઓને એક થવા

છે અને એમાં પાણીની માફક પૈસા ખર્ચે છે.

આજની મહિલા પરિષદની ઉન્નતિમાં પણ મુંબઇએ ભારે મહત્ત્વનો ફાળો આપ્યો છે. આ પરિષદની સ્થાપના સને ૧૯૨૬ માં થઈ; જો કે એના મજબૂત પાયાનું આરોપણ થયાનું તો ૧૯૩૦ થી માનવામાં આવે છે. તે વખતે પણ એનું અધિવેશન પણ મુંબઇમાં જ મળ્યું હતું. આ પ્રસંગે મ્હને સ્વ. લેડી દોરાબ તાતા જેઓ એનાં સ્વાગત પ્રમુખ હતાં તેમનું સ્મરણ તાજું થાય છે. આપને જાણીને આનંદ થશે કે સૌ. હંસા મહેતાની સેવાઓ હજુ પણ પરિષદને મળી રહી છે. સંયોગવશાત્ તેમનું કામ શ્રી. જયશ્રીબહેને પોતાના ખભે ઉપાડી લીધું છે—તેમના સરખી સતત કામ કરનાર બહેન કોઈક જ હશે. એટલે પરિષદને યશસ્વી બનાવવાનો સઘળો યશ મુખ્યત્વે તેમને ફાળે જાય છે. એ અધિવેશનની સંપૂર્ણ સુંદર વ્યવસ્થા એમની આગેવાની નીચે સફળ થઈ હતી. આજની પ્રગતિના પ્રમાણમાં તે વખતની સ્ત્રીજાગૃતિ આટલી બધી નહોતી. એટલે તે સમયે એ અધિવેશનને સંપૂર્ણ સફળ બનાવવામાં લેડી તાતાને કેટકેટલી મુશ્કેલીઓનો સામનો કરવો પડયો હશે એની સહજ કલ્પના થઇ શકે છે. આ પરિષદનું વય અત્યારે ૧૭ વર્ષનું છે. આજે તે યુવાન છે. અને એ

# સ્વાગતપ્રમુખ લેડી ઠાકરસીનું સ્વાગત વ્યાખ્યાન ::

**લેડી પ્રેમલીલા ઠાકરસી પરિષદને અને ઉકેલવા જેવા અનેક જટીલ પણ ગામડે વસતી બહેનોના પ્રશ્નના કાર્યારંભ કરવાની પ્રેરણા રજૂ કરે છે, ભૂલનાં નથી. ભિન્ન ભિન્ન દિશામાં તેમની હાકલ છે.**

તત્કાલિન ઉત્સાહ તેમ જ પ્રગતિનું જોશ પણ આજે એટલું જ છે. એ ઉત્સાહ અને પ્રગતિના સંપૂર્ણ વિકાસનું ક્ષેત્ર મુંબઈ પ્રાંત સિવાય બીજે ક્યાય નજરે પડતું નથી. મને આશા છે કે એનો રૌપ્ય મહોત્સવ પણ મુંબઈને આંગણેજ ઉજવાશે. ગયે વર્ષે આ અધિવેશન ભરવામાં નિષ્ફળતા મળી છે તેનું કારણ હિંદુસ્તાનમાં ચાલતા રાજનૈતિક તોફાનને લેખી શકાય.

### પૂજ્ય બાને નિવાપાંજલિ

આપણા વિશ્વમાન્ય, વિશ્વવંદ્ય અને આગેવાન નેતાઓને કારાવાસમાં હડસેલી મૂકવામાં આવ્યા છે. આજે પણ આપણે શોકના વાદળોની કાળી છાયા નીચે મળીએ છીએ. જગતનાં નારીશ્રેષ્ઠ કસ્તુરબાની ચિતાની ભસ્મ હજી તો ઠરી નથી. પૂ. મહાત્માજીનાં પત્ની તરીકે જ નહિ પરંતુ આદર્શ ગૃહિણી અને કર્તવ્યપરાયણ સહધર્મચારિણી તરીકે પૂજ્ય બાનું સ્થાન જગતભરમાં અજોડ છે. તેમણે આર્ય મહિલાનું સંપૂર્ણ સત્ય સ્વરૂપ જગત સામે ખડું કર્યું છે. અને અનેક યુગો સુધી એમના જીવનમાંથી આપણને પ્રેરણા મળતી રહેશે. મહાત્માજી માટે એમનું ખાલી સ્થાન ફરી પુરાશે નહિ પરંતુ વિશ્વભરના સ્ત્રી-સમાજે એક અપૂર્વ રત્નને હમેશને માટે ગુમાવ્યું છે. હિંદુસ્તાનના મહિલા જગતમાં આજે જે નવજીવનની આશારેખાની ઝાંખી થઇ રહી છે તેનો સંપૂર્ણ યશ પૂજ્ય મહાત્માજીને જ છે. એટલે મહાત્માજીને પડેલી ખોટ આપણી પણ ખોટ જ છે. બાની ગેરહાજરીમાં બાપુની સ્થિતિની કલ્પના કરવી અસહ્ય છે.

### સ્વ. રણજિત પંડિતના અવસાન માટે શોક

આ ઉપરાંત આપણી પરિષદના પ્રાણતુલ્ય અને ગઈ પરિષદના પ્રમુખ શ્રી. વિજયાલક્ષ્મીના પતિ-રાષ્ટ્રના રત્ન શ્રી. રણજિત્ત પંડિતના અકાળે થયેલ અવસાનની યાદ હજુ તો તાજી જ છે. આ પંડિત દંપતિએ દેશને માટે આપેલાં બલિદાન તો સર્વપરિચિતજ છે. ભારતને સ્વતંત્ર બનાવવા તેમ જ તેની મૃતપ્રાય અવસ્થામાં નવચેતનનો સંચાર કરવામાં આ બન્ને મહાન આત્માઓએ પોતાનું સર્વસ્વ હોમી દીધુ છે. પંડિત દેવી-વિજયાલક્ષ્મીનું સ્થાન ખરેખર આગળ પડતું છે. અને જાણે એમને દેશસેવાના સંગ્રામમાં આગલી હરોળ આપીને પંડિતજી સ્વર્ગસ્થ થયા. મરીને પણ જીવવાનો મંત્ર એમણે જાણ્યો, અમરપદ પ્રાપ્ત કરનાર એ દૈવી આત્માઓને હું મારા અંતરની શ્રદ્ધાંજલિ અર્પણ કરૂં છું. તેમનો જીવનસંદેશ પ્રત્યેક હિંદવાસીને પ્રેરણા આપતો રહે એવી પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે. આપણી પરિષદ સાથે અત્યંત નિકટનો સંબંધ ધરાવનાર અને મંડળની પ્રગતિમાં સંપૂર્ણ રસ લેતાં રાણી અમૃતકુંવર આજે સરકારની મહેમાની ભોગવે છે તેમની ગેરહાજરીથી પરિષદને ઉણપ લાગે એ સ્વાભાવિક છે.

### પ્રમુખનો પરિચય

આપણા સદ્ભાગ્યે આજના અધિવેશનનું પ્રમુખસ્થાન શ્રી. કમળાદેવીએ લીધું છે. એમનો

પરિચય ક્યા શબ્દોમાં આપું ? તેઓ જગતભરનાં નારીત્વના આદર્શરૂપ છે; એટલું જ નહિ પરંતુ તેમણે જગતભરમાં ભારતના ગૌરવને ફેલાવ્યું છે. આ પરિષદની ઉન્નતિમાં તેઓ હરહંમેશ ઉત્સાહભર્યો ભાગ લે છે–પરિષદનાં આ પ્રથમ મંત્રીએ વિદ્યુતવેગે ભારતભરમાં પરિષદની શાખાઓ ઉઘાડી અને સભ્યોની યાદી તૈયાર કરી. મંત્રીપદે રહ્યાં રહ્યાં તેમણે મંડળની જે અનન્ય સેવા ઉઠાવી છે તેના પરિણામે મંડળે તેમને ત્રણ ત્રણ વાર મંત્રીપદે નિયુક્ત કરીને તેમની સેવાઓનું યથોચિત સન્માન કર્યું છે. સને ૧૯૩૦ માં જ્યારે મંડળનું પહેલું સંમેલન મુંબાઇમાં મળ્યું અને જ્યારે તેનો દૃઢ પાયો નંખાયો ત્યારે પણ તેમણે એ મંત્રીપદ શોભાવ્યું હતું અને આજે જ્યારે પરિષદની સામે અનેક ગૂંચવણભર્યા પ્રશ્નો ખડા છે ત્યારે તેમણે આ પ્રમુખપદ શોભાવ્યું છે. ચતુરવિદુષી, કર્તવ્યપરાયણ, સંગઠન સાધવામાં સતત પ્રયત્નશીલ રહેનાર, સેવાવ્રતધારી, માયાળુ અને મધુરભાષી કમળાદેવી આજની, ભારતીય સ્ત્રીઓનાં પ્રતિનિધિ છે. બર્લિન, જીનેવા પ્રેગ અને એલ્સીનોરમાં મળેલી આંતર રાષ્ટ્રીય પરિષદોમાં તેમણે હિંદના પ્રતિનિધી તરીકે ભાગ લીધો હતો. અને તેમાં એમણે ભારે યોગ્યતા દેખાડીને સ્ત્રીસમાજને લગતા તમામ પ્રશ્નોની ચર્ચા કરી હતી. તેઓ એક પ્રખર લેખિકા હોઇને સરસ વકતા પણ છે. સમસ્ત રાષ્ટ્રોના સ્ત્રીઓના ક્ષેત્રમાં જ નહી પરંતુ રાજકીય પ્રવૃત્તિથી પણ તેઓ પૂરા વાકેફ છે. અને એટલેજ અમેરિકામાં હિંદુસ્તાન સંબંધી જે દૂષિત વાતો ફેલાવવામાં આવી છે તેને દૂર કરવામાં તેમણે અત્યંત મહત્ત્વનું કાર્ય કર્યું છે. દેશને ખાતર કોઇપણ બલિદાન આપવામાં તેઓ પાછાં પડયાં નથી. આથી મને સંપૂર્ણ વિશ્વાસ છે કે હાલના વિષમ સમયમાં આપણને એમની જે નેતાગીરી પ્રાપ્ત થઇ છે તેનાથી આપણને સીધું યથાર્થ માર્ગદર્શન મળશે.

"શ્રી. કમળાદેવીજી ! હું મુંબાઇ શહેર તરફથી તેમ જ સ્વાગતમંડળ તરફથી આપનું સ્વાગત કરૂં છું. અમારા સ્વાગતમાં કોઈ પ્રકારની કંઇ ઉણપ હોય તો આપ ક્ષમા કરશો અને તેના વિના ચલાવી લેશો. ગોરસ અપૂર્ણ છતાં પંચામૃત પામવાનો અમને લાભ છે.

## આજના વિકટ સંજોગો

સૌથી વધુ આનંદની વાત તો એ છે કે શ્રીમતિ સરોજીનીદેવી આજે લાંબે ગાળે રોગ અને સરકારની મહેમાનગીરી ભોગવ્યા છતાં કુશળતાપૂર્વક આપણી વચ્ચે બિરાજે છે. હજી પણ તેઓ અસ્વસ્થ છે તો પણ તેમનો અતુલ પ્રેમ તેમને અહીં ખેંચી લાવ્યો છે. શબ્દોનાં એ જાદુગરનું અમે કયા શબ્દોમાં સ્વાગત કરીએ ! આભાર માનીએ ! શ્રીમતિ સરોજિનીદેવી ! આજે અમે અમાગ મુગા સ્નેહ અને ગદ્‌ગદ્ હૃદયથી આપનું સ્વાગત કરીએ છીએ. આજે આ પ્રસંગે–અખિલ હિંદની મહિલાઓ તરફથી આપને માનપત્ર અર્પણ કરીને કૃતકૃત્ય થવાની અમે આશા રાખીએ છીએ. આપે હિંદી મહિલાઓની તેમ જ હિંદી સંસ્કૃતિની વિશ્વભરમાં ઉન્નતિ કરી છે. આપની પ્રેરણા અમારૂં બળ છે–આપની હાજરી એજ અમારો ઉત્સાહ છે. આપે ભારતવર્ષને ઉન્નતિના દરેક ક્ષેત્રમાં ઉજ્જ્વલ બનાવ્યું છે તેમ જ તેને વિશેષ ઉજ્જ્વલ બનાવવા પ્રભુ આપને દીર્ઘાયુ અર્પણ કરો. આજે અમારી સામે અતિમહત્ત્વપૂર્ણ અનેક પ્રશ્નો ઉભેલા છે. સત્તાભૂખ્યા મહારથીઓએ સળગાવેલો યુદ્ધાગ્નિ હજી પણ શાંત થયો નથી. પરંતુ અનેક પ્રકારનો ભોગો મેળવવાં છતાં અતૃપ્ત રહેલી આ જ્વાળાઓ વધુ ને વધુ ઉગ્ર રૂપ ધારણ કરતી જાય છે. પ્રત્યક્ષ રીતે તો આ મહાયુદ્ધ સાથે દરને કોઇ

સંબંધ ન હોવા છતાં એને એમાં જોડાવું પડ્યું છે. અને એ રીતે હિંદે અસંખ્ય પ્રાણીઓ અને અતુલ ધનનો આ યુદ્ધાગ્નિમાં હોમ કર્યો છે અને કર્યે જાય છે. આ યુદ્ધના કારણે હિંદીઓને રેલ્વે મુસાફરી વગેરેમાં અનહદ મુશ્કેલીઓ તેમ જ ખાધાખોરાકીની ચીજો અને નિત્ય ઉપયોગી વસ્તુ મેળવવામાં અનેકાનેક અડચણોનો સામનો કરવો પડે છે,—પ્રજાને ઉપયોગી એવા અનેક પ્રશ્નોને તો આજે કોઇ સંભારતુ પણ નથી. ભવિષ્યના રમણીય એવાં મધુર સ્વપ્નોની કાલ્પનિક આશાઓને એક બાજુ પર રાખી વર્તમાન પરિસ્થિતિ ઉપર આપણે વિચાર કરીએ તો બંગાળનો ભયંકર દુષ્કાળ આપણી સામે કરુણાભર્યું અને અત્યંત દારુણ દૃશ્ય ખડું કરે છે. વાસ્તવિક રીતે હિંદુસ્તાન જેવા ખેતીપ્રધાન દેશમાં દુકાળ પડવો એ રાજકર્તાઓ માટે ભારે શરમજનક છે. હાલની પરિસ્થિતિનું અવલોકન કરતાં જણાય છે કે હિંદભરમાં આવી ભયંકર સ્થિતિનું પુનરાવર્તન થાય એ અસંભવિત તો નથી જ. એટલે એવે વખતે આપણું શું કર્તવ્ય હોઇ શકે તે આપણે સમજી લેવું જોઇએ. હું આશા રાખું છે કે આ બાબતમાં આપણને માર્ગદર્શન પ્રાપ્ત થશે.

## સર્વ બેનોની એકતા સાધો

હિંદ એક મહાન રાષ્ટ્ર હોવા છતાં આપણી મુશ્કેલીઓને પાર નથી. હિંદુસ્તાન અનેક ભાગોમાં વહેંચાયેલો છે—એટલે સુધી કે હું એમ કહેવાનું સાહસ કરું " અહીં જેટલા ભાગો અને ભેદો છે. તેટલા ભાગ્યે જ કોઇ દેશમાં હશે. " તો અતિશયોક્તિ નહિ લેખાય. પ્રાંતભેદ, ભાષાભેદ, ભાવનાભેદ વગેરે ભેદો આપણી ઉન્નતિને આડે આવે છે. ખરેખર! આ અત્યંત કઠિન સમસ્યા છે. આ વિધિતાઓને એકતામાં ફેરવીને આપણે બધાં " ભારતીય " બનીને ભારતની ઉન્નતિને જ આપણું પરમલક્ષ માની કાર્ય કરીએ તો આપણે દેશની મહાન સેવા કરી શકીશું એ વાત નિઃસંદેહ છે. ધર્મવિમુખ અને કલહ-કંકાસી પંથવાળાઓને પ્રેમધર્મનું સિંચન કરવાનું કાર્ય આપણે કરવાનું છે; એ મુશ્કેલ છે. પરંતુ આપણે આપણી સ્વાભાવિક કર્તવ્ય-પરાયણતા, ઉચ્ચતા, સ્નેહધાર્મિકતા, શ્રદ્ધા અને આત્મવિશ્વાસ વડે આ દુષ્કર કાર્યને સફળતા-પૂર્વક અવશ્ય પાર પાડીશું.

## ગ્રામોન્નતિ માટેના પ્રયાસો

આપણે હિંદનાં ગામડાંઓમાં પણ મહત્ત્વ-પૂર્ણ કાર્ય કરવાનાં છીએ. અનેક મુશ્કેલી-ઓના કારણે આપણે આ દિશામાં વિશેષ પ્રગતિ કરી શક્યા નથી. આપણે ગામડાંઓનાં સુખી અને સંતોષી જીવનની પ્રસંશા કરીએ છીએ, પરંતુ ત્યાંની સ્ત્રીઓ હજી પણ અશિક્ષિત છે. જીવનની મુશ્કેલીઓનો સામનો કરવાની તેમની શક્તિનો હજી વિકાસ નથી થયો. બીજા શબ્દોમાં કહીએ તો "કૂપમંડૂક" કહી શકાય. જો કે પૂ. ગાંધીજીના રાજ-કારણ દ્વારા ગામડાઓમાં નવચેતનનો સંચાર થઇ ચૂક્યો છે તો પણ તેમને માર્ગદર્શનની આવશ્યકતા છે. હું કબુલ કરું છું કે મંડળે આ કાર્ય માટે સમિતિઓ સ્થાપી છે અને કેટલીક શાખાએ સુંદર કાર્ય કરી બતાવ્યું છે તેનું પણ મેં નિરીક્ષણ કર્યું છે; તો પણ તેનો સંપૂર્ણ અને સર્વાંગી વિકાસ સાધવા માટે આ પ્રવૃત્તિને સંગીન રૂપ આપવાની આવશ્ય-કતા છે. આ બાબતમાં ભાષાભેદનો એક મહાન અંતરાય આવી ઊભો રહેશે. પરંતુ તેને દૂર કરેજ છૂટકો છે.

## રાષ્ટ્રભાષામાં પ્રસિદ્ધ કરો

પરિષદ દ્વારા ' રોશની ' નામક માસિક પત્ર પણ નીકળે છે. આ પત્રનું પ્રકાશન

અંગ્રેજી ભાષામાં થતું હોવાથી અનેક બહેનો તેનો યોગ્ય લાભ ઉઠાવી શકતી નથી. ગામડાઓમાં રહેતી બહેનોના કાન સુધી તો એનું નામ પણ ભાગ્યે જ પહોંચ્યું હશે. આથી હું આશા રાખું છું કે એનું પ્રકાશન હવેથી હિંદી ભાષામાં જ થશે. અને આ બાબતમાં અહીં હાજર રહેલી બહેનો પોતાનો મત પ્રગટ કરશે.

## સાંસ્કૃતિક વિકાસ સાધો

આ મહાયુદ્ધના કારણે મધ્યમ વર્ગની સ્થિતિ અત્યંત શોચનીય બની ગઇ છે. યુદ્ધ અને એને અંગેની પ્રવૃત્તિઓમાં કામ કરવાનો અવસર સ્ત્રીવર્ગને મળ્યો છે અને જાગ્રત સ્ત્રીસમાજને પોષક એવાં શુભ પરિણામો આપ્યાં છે પરંતુ સાથે સાથે એ પણ કહી દેવું ઉચિત સમજું છું કે એથી એમનો નૈતિક વિકાસ અવરોધાય છે. એથી સંસ્કૃતિને હાનિ પહોંચી છે. દુર્બલ વિલાસિતા અને અનુકરણના વાતાવરણમાં સુસંસ્કૃતિનો વિકાસ થવો કદી પણ સંભવિત નથી—સ્ત્રીસમાજને માટે સુચારિત્ર્ય અને નીતિમત્તા એ જીવનના મુખ્ય અંગ છે અને એટલે જ જો આપણે એ બાબતની ઉપેક્ષા કરીશું તો મને ભય છે કે ભવિષ્યમાં એ વર્ણસંકરતા ઉત્પન્ન કરશે. એટલા માટે પ્રજામાં ઉચ્ચ સંસ્કાર પ્રેરવાની આવશ્યક્તા છે અને તે માત્ર ધાર્મિક શિક્ષા દ્વારા જ શકય છે. ઉચ્ચ સંસ્કાર વિના જીવનશુદ્ધિ કે જીવનસમૃદ્ધિનો સંભવ નથી. આપણે ત્યાં અનેક સ્ત્રીસંસ્થાઓ અલગ અલગ કામ કરી રહી છે. એ તમામના પ્રયત્નોને સંગઠિત કરવાની આવશ્યક્તા છે. એ સંગઠન સધાતાં આપણું કામ બહુ જ સરળ થઇ જશે. અને આ બાબતમાં આપણા પ્રમુખનું વ્યાખ્યાન બહુ જ ઉપયોગી નીવડશે. સ્ત્રી એ પુરુષની પ્રેરણામૂર્તિ છે, એ એની જીવનસાથી છે, સ્ત્રીની પ્રેરણા વિના મનુષ્ય જીવનની મુશ્કેલીઓનો સામનો કરવામાં કંપી ઉઠે છે. અને એવી પરિસ્થિતિમાં મનુષ્યને પ્રેરણા આપવી એ આપણું કર્તવ્ય છે. પુરુષ અને સ્ત્રી પરસ્પર એકબીજાનાં પૂરક છે. સ્નેહ અને સેવા એ આપણો દેવે દીધેલો ધર્મ છે. એનો સાક્ષાત્કાર આપણે વિશાળ અર્થમાં કરી શકીએ એ જ ઇચ્છા છે.

## આભારદર્શન

આ પ્રસંગે મુબઈની જનતા અને ખાસ કરીને મારાં સહકારી મંત્રીઓનો તેમણે આપેલા સહકારને માટે આભાર માનું છું. તેમાં પણ ખાસ કરીને શ્રીમતિ બહેન જયશ્રી રાયજી, અને શ્રીમતિ લીલાવતી બેંકરનાં નામ ખાસ ઉલ્લેખપાત્ર છે.

ફરી એક વાર સ્વાગત સમિતિ તરફથી હું આપ સૌનુ સ્વાગત કરું છું. પ્રતિનિધિ બહેનોને મુસાફરીના કારણે અનેક અડચણોનો સામનો કરવો પડયો હશે. ખાંડખોરાકીની મુશ્કેલી—રહેઠાણનો અભાવ વગેરે અનેક અડચણો આપે વેઠી હશે, અને અમારા તરફથી આપના આતિથ્ય સત્કારમાં ત્રુટીઓ પણ રહી હશે તેને આપ ઉદારતાપૂર્વક નિભાવી લેશો. હું આશા રાખું છું કે હવે પછીનું અધિવેશન ફરી મળશે ત્યારે યુદ્ધનાં વાદળો વિખરાઈ ગયાં હશે. જગતમાં ફરી એકવાર શાંતિનું સામ્રાજ્ય પથરાયું હશે અને આપણા હિંદુસ્તાને શાંતિના દેવદૂતની છત્રછાયા નીચે તેનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કર્યું હશે.

---

# અ. હિં. મહિલા પરિષદ

૧૭મા અધિવેશનનાં પ્રમુખ

# શ્રી. કમલાદેવી ચટ્ટોપાધ્યાયનું વ્યાખ્યાન

* આજની જગત આંધીના વંટોળમાં પણ પોતાના ધ્યેય પ્રતિ એકધારા પ્રમાણ માટે આ વ્યાખ્યાનમાં મહિલા પરિષદનાં વરાયેલાં પ્રમુખ આદેશ આપે છે. પરિષદની શાખા-ઉપશાખાઓદ્વારા દેશની તંદુરસ્તી, આરોગ્ય-શિક્ષણ અને તબીબી રાહત તેમજ બહેનોની સાર્વત્રિક ઉન્નતિ પ્રતિ લઈ જનારા પ્રયત્નો માટે માર્ગ ચીંધે છે.

મિત્રો,

આ સંમેલનના પ્રારંભકાળે હું, આપણાં નિવૃત્ત થતાં પ્રમુખ–શ્રી. વિજયાલક્ષ્મી પંડિતને જે ન પુરાય તેવી ખોટ પડી છે તે પ્રત્યે હાર્દિક સહાનુભૂતિ વ્યક્ત કરું છું અને આ સંસ્થાનાં જે સ્થાપક કહેવાય છે તે શ્રીમતિ કઝીન્સ જેઓ હાલ પથારીવશ છે તેમને સત્વર સાજાં થાય તેવો આશાસંદેશ પાઠવું છું. આજે સ્ત્રીપ્રવૃત્તિ સારા પ્રમાણમાં આગળ વધી છે અને પાકટતાને પામી છે છતાં આજે એનાં કાર્યની રૂપરેખા ફરીવાર રજૂ કરવાની હું જરૂર જોઉં છું. કારણ કે પુરુષોના મોટા ભાગથી તેમ જ કેટલીક સ્ત્રીઓમાં પરિષદ-પ્રવૃત્તિ સંબંધે જે ગેરસમજ ફેલાયેલી છે તે દૂર કરવાની જરૂર મને જણાય છે. સ્ત્રીઓની આ પ્રવૃત્તિ મુખ્યત્વે ખાસ કરીને સામાજિક પ્રવૃત્તિ છે. અને તેનો કેટલોક ભાગ નિત્ય પલટાતી સામાજિક અને આર્થિક પરિસ્થિતિની સમાનતા સાધવાના હોઈને તે પરત્વે પોતાની સાગરમ સગાઈ એકતા સાધવાનું છે.

આ પ્રમાણે સામાજિક બંધારણના આગળ-પડતા વિભાગમાં કામ કરી તેની વિશાળતા વધારવાની છે; અને નહિ કે કેટલાકો યાંત્રિક રીતે માને છે તેમ જાતીય વિસંવાદ વધારવાની. જે પ્રશ્નોની આસપાસ રહીને એ કાર્ય કરે છે–જેમ કે મતાધિકાર, વારસાહક્ક, ઉદ્યોગપ્રવેશ અને એવાં જ બીજાં–એવાં અનેક કાર્યક્ષેત્રોનાં અંશરૂપ હોઈને તેની કેટલાકો તરફથી જે અવગણના કરવામાં આવે છે એ સંબંધે પ્રયત્નો કરવાના છે: એટલે પરિષદની પ્રવૃત્તિએ પછાત વર્ગોને મદદરૂપ થવાનું તેમ જ દલિતો જેમના વારસાહક્કો છીનવાઈ ગયા છે તેમને તે મેળવી આપવાનું કાર્ય કરવાનું છે. આને ગમે તેવું નામ આપવામાં આવે અથવા તેના મૂળ વિધાનથી તેને દૂર લઈ જવામાં આવે એ ખરેખર સામાજિક રીતે નુકશાનકર્તા છે. મનુષ્ય સ્વભાવને સ્ત્રીઓની નિર્બળતાના કારણરૂપ લેખવું તે પણ એટલું જ નુકસાનકારક હોઈને સ્ત્રીઓની આ પ્રવૃત્તિને પુરુષવિરોધી કહેવા જેટલું જ બેહૂદુ છે. આમાં આપણા સમાજનાં કેટલાંક સ્વાભાવિક બળો જ કારણભૂત હોઈને આપણી પ્રવૃત્તિ દેખરી સામાજિક અનિષ્ટો પરત્વે છે.

એટલે સ્ત્રીઓની આ પ્રવૃત્તિ પુરુષો સાથે લડવાનું અથવા તેમનું અનુકરણ કરવાનું ઈચ્છતી નથી. એ તો પોતાનામાં પોતાની બુદ્ધિશક્તિની તુલના કરવામાં તેમ જ અન્ય જાતિનું માન જાળવવામાં માને છે. આ રીતે

સમાજ બન્નેને સમાન ધોરણે સ્વીકારશે. આ યોજનામાં વાસ્તવિક રીતે તેમ જ સૈદ્ધાન્તિક દૃષ્ટિએ સ્ત્રીઓને બંધબેસતી બનાવવાને તેમને મળેલી કુદરતી બક્ષીસો તેમ જ બુદ્ધિશક્તિનો વિકાસ સાધવો જોઇએ એટલે આ પ્રવૃત્તિનું મુખ્ય કાર્ય એ જ રહેશે.

સ્ત્રીઓની આ પ્રવૃત્તિઓ વિષેની કેટલીક ખોટી માન્યતાઓને લીધે સ્ત્રીઓના આર્થિક મૂલ્યાંકનમાં ખામી આવે છે. બંને જાતિઓનાં સામાજિક વિભાગીકરણ કે જે મધ્યમ વર્ગ તેમ જ ઉપલા વર્ગની સ્ત્રીઓથી ઘરગથ્થુ સામાજિક કાર્યો કરતી તરીકે ઓળખાવે છે, જે તેમના પતિઓથી વિમુખ રહીને કંઈ જ કરતી નથી તેમનાથી શરૂઆત કરવી જોઇએ. સ્ત્રીશક્તિ એ આપણો પાયો છે અને સ્ત્રીને સામાજિક કે આર્થિક દરજ્જાનું એક અંગ ગણવામા આવે અને નહીં કે પુરુષની એક મદદગાર.

ગૃહિણીની અનેક જહેમતોની કઇ કિંમત આંકવામા આવતી નથી અને મોટા ઔદ્યોગિક દેશોમાં તો ઘર સંભાળવું એ એક મહત્ત્વનો ઉદ્યોગ ગણાય છે. અને એ રીતે ગૃહિણી એનું વિશિષ્ટ સ્થાન જાળવી રાખે છે સ્ત્રીઓ માટે એ બાળકો ઉત્પન્ન કરે છે, એમને ઉછેરે છે, ખોરાક રાંધે છે, કપડાં ધુએ છે એટલું જ કહેવું એ બસ નથી ઔદ્યોગિક અર્થશાસ્ત્ર અનુસાર તો એ શક્તિનો સ્રોત છે. અને આ શક્તિનો સ્રોત એ મૂળભૂત કારણ છે. કારણ કે એના સિવાય બીજી કોઇ શક્તિ ઉત્પન્ન કરી શકાય નહિ. અને એટલું પણ પૂરતું નથી એક ગૃહિણી કારખાનામા કામ કરતી કોઇ પણ સ્ત્રી કરતાં ઓછું કામ કરતી નથી. કાયદાથી રક્ષાયેલી કારખાનામાં કામ કરતી એક સ્ત્રીના કરતાં ઘરમાં રહીને કામ કરતી સ્ત્રી પોતાની શક્તિનો વધારે પ્રમાણમાં વ્યય કરે છે, કારણ કે એના કામના કલાકોની હદ હોતી નથી, તેમ જ એનાં આન્તરો પણ અનેક હોય છે. ઘરમાં કામ કરનારની અને તેના ઉત્પાદન તેમ જ સેવાઓની કિંમત ઊતરતી આંકવામા આવે છે. આના કારણમાં કદાચ એમ કહી શકાય કે એની મહેનતના ફળો બજારમાં મુકાતા નથી એ તો માત્ર એનાં ઘરના માણસોના જ ઉપયોગમાં આવે છે. આમ છતાં ખરું કહીએ તો એક લેખકના કહેવા પ્રમાણે એ 'અમૂલ્ય' જ રહે છે. આનું બૂરું પરિણામ એ આવ્યું છે કે આવાં અનેક પાનની પ્રતિષ્ઠાને ઉતારી પાડવામા આવી છે, જે પતિઓ એમ કહે છે કે 'તેમની સ્ત્રીઓ પગારના ચેક લાવતી નથી માટે તેમનું પોષણ અમે કરીએ છીએ' તેઓ સમાજવિરોધી છે, અને એકતાયુક્ત સામાજિક સમાનતાનો ભંગ કરે છે. કારણ કે દરેક ગૃહિણી પોતે પોતાને જ પોષે છે એવું આજે સમાજ સમજતો થયો છે. જો કે ભલે એ ટેબલ ઉપર બેસી કામ જ કરતી હોય અથવા કોઇ યંત્ર ચલાવતી હોય પરંતુ એ સામાજિક મહેનત તો કરે જ છે અને એના દ્વારા એ પોતાના ઘર અને તેના સુખ માટે જે આપે છે તે અનેક હોય છે.

સ્ત્રીઓ ઘરની બહાર આવીને વિવિધ પ્રવૃત્તિઓમાં જોડાય એ આવકારદાયક છે; કારણ કે એથી એમની બુદ્ધિશક્તિ ખીલવવાને તેમને વિશાળ ક્ષેત્ર મળે છે. પોતાના સ્ત્રી તરીકેના જાતીય સંબંધો જાળવે છે. એના ઉપર મુકાયેલાં સંકુચિત બંધનોને એ દૂર કરે છે. સ્ત્રી જ્યાં સુધી એની ઘરગથ્થુ ફરજોમાં રોકાયલી રહે છે ત્યાં સુધી એ પુરુષ ઉપરના ભારરૂપ લેખાય છે, જ્યારે ઘર બહાર નીકળીને એ પોતાનો જીવનનિર્વાહ કમાઈ લે છે ત્યારે પુરુષની એક હરીફ તરીકે તેનો તિરસ્કાર કરવામાં આવે છે. રોબર્ટ ઈંગરસોલે સાચું જ કહ્યું છે કે "એક મન્ય અનેક ઢીંકનોમાં સમાઈ જશે પરંતુ એક ઝૂંપડું તેને જ અંગે તૈયાર

કરવામાં આવેલા જુદાણા સિવાય બીજે ક્યાંય સમાઈ શકશે નહિ. સ્ત્રીઓની પ્રવૃત્તિ સંબંધે માન્યું જ કહેવામાં આવ્યું છે કે એ વૈજ્ઞાનિક પાયા ઉપર રચાયેલી છે. જાતીય આદર્શોના આધારે એની રચના થયેલી છે અને સામાજિક યોજનાઓમાં એને તજી શકાય નહિ.

પરિષદ સામે જે પ્રવૃત્તિક્ષેત્ર પડેલું છે તે અત્યંત વિશાળ છે. વિવિધ પ્રવૃત્તિઓ અને એણે હાથ ધરેલાં કાર્યો મહાન છે. એક પરિચારિકા જેણે સેવાના સિદ્ધાંતને વિકસાવી અપનાવ્યો છે છતાં જેણે પોતાની જુવાન શક્તિઓ અને ઉત્સાહ ગુમાવ્યાં નથી તેની માફક આ પરિષદ એનાં કેટલાંક કાર્યો પર ધ્યાન આપશે અને સારી રીતે પાર પાડશે. પ્રથમ સ્થાન હું સામાજિક સેવાઓની તાલીમને આપું છું. તે અત્યંત અગત્યની છતાં તેના પ્રત્યે ખૂબજ બેદરકારી દાખવવામાં આવી છે. આ સંબંધે મેં એક નમ્ર પ્રયાસ પણ કરેલો છે. અન્ય સંસ્થાઓ, કાર્યકર્તાઓ અને જાહેર પ્રજા તરફથી તેને સારો આવકાર મળ્યો હતો અને તેથી પ્રેરાઈને પરિષદની પ્રાંતિક શાખાઓ દ્વારા આવતા વર્ષમાં આ કાર્યક્રમને ઉપાડી લેવા હું પરિષદને વિનંતિ કરું છું. એવી જ બીજી અગત્યની પ્રવૃત્તિ તે સ્ત્રીઓ માટેના ગૃહઉદ્યોગોને અપનાવવાની છે. આ દિશામાં આપણી જે શાખાઓ કામ કરી રહી છે તેમાંની એક પણ જો આનો અખતરો કરશે તો તેનાં સુપરિણામો સહેજે જણાઈ આવશે. આના ઉદ્યોગોથી અનેક અસહાય સ્ત્રીઓને જીવનનિર્વાહનું સાધન મળશે. અને એ રીતે આપણા દેશના ઔદ્યોગિક ઉત્પાદનમાં—જ્યારે એની અત્યંત જરૂર છે ત્યારે સારો—ફાળો આપી શકાશે. આથી દરેક પરિષદની શાખા જે પણ ગૃહઉદ્યોગ યોગ્ય લાગે તે હાથ ધરે. આમ કરવામાં આપણે અન્ય અનુભવી સંસ્થાઓ જેઓ આવાં કાર્યો કરી રહી છે તેમનો સહકાર મેળવવો

આવી જ અગત્યની બીજી પ્રવૃત્તિ—ખાસ કરીને સ્વાસ્થ્યસંરક્ષણની છે. મળેલા આંકડા પ્રમાણે એવો અંદાજ કાઢવામાં આવે છે કે આપણે ત્યાં દર ૫૬,૦૦૦ માણસે ૧ જ નર્સ છે. અથવા ૨૫૬ ચોરસમાઈલે ૧ નર્સ આવે છે. ૩,૫૦,૦૦૦ માણસોએ એક દાક્તરી સારવાર આપનાર હોય છે. પ્રસૂતિગૃહો અને બાળસંરક્ષણગૃહો એ આપણે ત્યાં માત્ર અઠવાડિયે એકાદવારનો જ પ્રયોગ છે. અને આખા દેશ આટલી વિશાળ પ્રજાને માટે માત્ર ૮૦૦ આવાં કેન્દ્રો ધરાવે છે. આ આપણું એક અતિ કરુણ ચિત્ર છે. હું કબૂલ કરું છું કે આ પરિષદ આખા દેશની જરૂરિયાતોને પહોંચી વળવા માટે આવાં આરોગ્યકેન્દ્રો સ્થાપી ન શકાય છતાં એ ધારે તો એકાદ નાનો સરખો પણ પ્રશંસનીય ફાળો આપી શકે. એ ધારે તો સ્ત્રીઓને આ ઉદ્યોગમાં જોડવા પ્રેરી શકે. અનેક બાળાઓને જાહેર સંરક્ષણના પાઠો ભણવામાં, માંદાઓની માવજતમાં, ઔદ્યોગીક તંદુરસ્તીનાં ક્ષેત્રોમાં જોડાવા ઉત્તેજન આપી શકે. તેમ જ આપણી શિક્ષણવિષયક તથા સામાજિક સંસ્થાઓમાં તેમને જોડી શકે. પરિષદ ધારે તો સારવારના સામાન્ય સિદ્ધાંતોના શિક્ષણક્રમો યોજી શકે કે જેથી દેશની અત્યારની કટોકટીના સમયને તેઓ પહોંચી વળી શકે. સાથે સાથે એણે સારાં મકાનોની, ભથ્થાંઓ માટેની તેમજ આવી કેળવણી અને નર્સિંગનું કામ કરનારાંઓને સારા પગારો મળે તેવી યોજનાઓ ઘડી તેનો વિશેષ પ્રચાર થાય અને આ એક ઉત્તમ ધંધો છે એવું બતાવી આપી શકે. પોતાની પાસે જે સાધનો હોય તેના વડે તે સહાયક એકમો સ્થાપી શકે અને તેના સહકાર વડે સેવાનાં કાર્યો ઉપાડી શકે. આવાં કાર્યોમાં આપણે સક્રિય સાથ આપવો જોઈએ. અને બંગાળની માફક અન્ય પીડાગ્રસ્ત પ્રાંતોમાં આવી સહાય આપી શકે. પરિષદની શાખાઓ અને ઉપ-

શાખાઓ બાળસંરક્ષક કેન્દ્રોનાં સંખ્યાબંધ ટપકાંઓ આપણા દેશમાં સ્થાપી શકે.

અત્યારના તબક્કે ખોરાકનો પ્રશ્ન આપણને ડરાવી રહ્યો છે અને એની આફતના પડછાયા અનેકો પર ઊતરી રહ્યા છે. એના ઉપાયો યોજવા એ પરિષદની શક્તિ બહારનું કામ છે. જ્યાં સુધી હિંદુસ્તાનની આર્થિક પરિસ્થિતિ પરદેશી હિતોના હાથમાં હશે ત્યાં સુધી આ ભર્યોપૂર્યો દેશની અંદર પણ ભૂખમરો પોતાનો પંજો પથરાયેલોજ રાખશે. જ્યાંસુધી સ્વતંત્ર હિંદી સરકાર સ્થાપશે નહીં ત્યાં સુધી એને આંગણે પડેલી વિશાળ સંપત્તિનો ઉપયોગ કરીને એ પોતાની જરૂરિયાતોને પહોંચી વળી શકશે નહિ. આમ છતાં આ બાબતમાં આ આપણો છેલ્લો શબ્દ હોઇ શકે નહિ. ઘરના ખોરાકને સંભાળનાર તરીકે હરકોઇ સ્ત્રીએ પહેલાં કરતાં અત્યારે બહુજ કાળજી રાખવાની છે. દરરોજ વપરાતા ખોરાક-માંથી બગાડો ન થાય તે જોવાનું છે. દર-રાજનો જરૂર પૂરતો જ ખોરાક તૈયાર કરવાનું રાખશે તો એણે ઉપયોગી કાર્ય કર્યું ગણાશે. આ કરુણ નાટકનો ભોગ આપણાં બાળકો બને છે. દરેક જવાબદાર સમાજમાં આ બાળકો જ જે કાંઇ મળે તેના પહેલા હકદાર છે—ખાસ કરીને દૂધની બાબતમાં. પરંતુ આપણા દેશમાં તો કમાણી કરનાર પુરુષ જ દૂધ પીએ છે—બાળકોને દૂધ મળતું નથી એટલે જેઓને એ પૂરતા પ્રમાણમાં મળે છે તેઓને એની દરકાર હોતી નથી અને કેટલીક વાર તો બેદરકારીભર્યો દુર્વ્યય પણ થાય છે; જ્યારે સાધનહીન માણસોના કુટુંબોમાં બાળ-કોને દૂધ વિના જ ચલાવી લેવું પડે છે. આમાં પલટો લાવવા માટેનાં સાધનો અને માર્ગો આપણે શોધવા જોઇશે અને જોવું જોઇશે કે આ આપણી ભવિષ્યની પ્રજા—આ બાળકોનો નિરાશાભર્યો વિનાશ કરવામાં આવતો નથી. આમાં જરૂરી સુધારો કરવામાં નહિ આવે તો આપણે ભયંકર ગુન્હેગાર ગણાઇશું.

આપણા નિત્ય વહેવારમાં પુરુષો સાથેનો આપણો સાંસ્કારિક સંબંધ પણ જતો કરીએ છીએ. ખાસ કરીને વાણી, સંગીત, અથવા મનુષ્ય જાતિના સ્વપ્નદર્શનમાં પરિષદે પોતાની સક્રીય કામગીરીનો પણ ખ્યાલ કરવો જોઇએ. એણે સ્ત્રીકલાકારોને ઉત્તેજન આપવું જોઇએ અને તેનો પરિચય જાહેર જનતાને કરાવવો જોઇએ. પરિષદે સ્ત્રીલેખિકાઓને આગળ લાવી પ્રકાશકો સાથે તેમનો સંપર્ક સધાવવો જોઇએ. તેમના લેખોનો પરિચય પત્રકારોને આપવો જોઇએ. એણે જાહેર પ્રયોગો અને પ્રદર્શનો યોજવાં જોઇએ અને નાટ્યકારોને તેમણે લખેલાં નાટકો સાથે પરિચય કરાવવો જોઇએ. આ રીતે કરીને સ્ત્રીઓમાં જે સર્જન-શક્તિનો સ્રોત વહી રહ્યો છે તેને ઉપયોગી નળી વાટે એના સ્થાને પહોંચાડવો જોઇએ અને એ રીતે આપણા દેશના સંસ્કારધનને વધારવું જોઇએ. આ ધનની તુલના, એના દ્વારા મેળવાતાં સુખો ઉપરથી આંકી શકાય.

હિંદમાં સ્ત્રીઓ સંબંધે બની ગયેલા બે બનાવોએ જાહેરજનતાનું ખુબ ધ્યાન ખેંચ્યું છે.

(૧) સ્ત્રીઓએ ખાણોમાં કામ કરવા વિષેનું (૨) મધ્ય ધારાસભામાં રજુ કરાએલ રાવ કમીટીનો મુસદો.

પહેલું આંતરરાષ્ટ્રીય કરારોનો ભંગ કર-નારું છે જેણે દેશની લાગણીઓને ઉશ્કેરી મૂકી છે—એનાથી દેશમાં તેમ જ પરદેશમાં એવો વિરોધી વંટોળ ઊભો થયો છે કે તેની સ્થળે સ્થળે અવગણના કરવામાં આવે છે.

આ સંબંધે સરકારની એવી દલીલ છે કે આ બળતી ફરજીઆત નથી, ઉલટ આવા-ઓને પગારમાં વધારો કરી આપવામાં આવે છે, તેમાં કંઇ જ તથ્ય નથી. ગરીબાઇ માણ-સને હરકોઇ જોખમ ખેડવાને પ્રેરે છે. જમીન ઉપર કામ કરનારાઓને દક્કો પણ આપવામાં

આવે છે–આટલોજ એનો ખુલાસો છે. પગારમાં આટલો વધારો છતાં પગાર તો રૂ. પંદરજ પડે છે. જ્યારે નજીકના ઔદ્યોગિક સ્થળે પચીસથી ત્રીસ રૂપીઆ પડે છે. આ ઉપરાંત ખાણોમાં કામ કરનારાંઓની સર્વસામાન્ય પરિસ્થિતિ ઘણી ખરાબ રહે છે–કોઈ પણ જાતની સગવડ વિનાના અને ભાગ્યા તુટ્યા ઘરોમાં એમને રહેવું પડે છે. આ પગલા સામે ઉપાડેલી ઝુંબેશ ઠીક થઇ હોવા છતાં પરિસ્થિતિમાં કંઇ સુધારો થતો નથી અને જ્યાં સુધી આ પરિસ્થિતિ ચાલુ રહે ત્યાં સુધી આપણે ઝંપીને બેસી શકીશું નહિ. સ્ત્રીઓના હિતો સાચવનાર સાધન તરીકે આ પરિષદને ઓળખાવવામાં આવતી હોય તો ખાણોમાં કામ કરતી એ સ્ત્રીઓને તત્કાળ બહાર ખેંચી લાવવી જોઇએ. હિંદુસ્તાનના પ્રગતિશીલ બળો સર્વ–સામાન્ય સમાન ધોરણે કામ કરતા રાષ્ટ્રીય કાયદો સ્થપાય એવાં સ્વપ્નો સેવે છે. હિંદુ કાયદાને રાવ કમીટીએ જે સ્વરૂપ આપ્યું છે તેને આ દિશા તરફના પગથીયા રૂપ લેખી શકાય અને નહી કે એના સીમાચિન્હ તરીકે. હું આશા રાખું છું કે આ પ્રયત્નોના શું પરિણામો નજીકના ભવિષ્યમાં આવશે, અને એ કાયદાના સંપૂર્ણ સ્વરૂપ અપાશે. આ પરિષદે વારસાહક્કના બીલને સંપૂર્ણ સ્વરૂપમાં નહિ છતાં ટેકો આપ્યો છે. કારણ કે સ્ત્રીઓના હક્કના સિદ્ધાંતોને માન્ય કરવાના તેના પ્રયત્નો છે. અહિં મારે દીલગીરી સાથે કહેવું પડે છે કે લગ્નના કાયદામાં આવતા જ્ઞાતિ–ગોત્રના બંધનો આધુનિક સમાજમાં તૂટતા જાય છે. તો પણ તેને પહોંચી શકાય નહિ. સમાજનાં કેટલાંક ઉદારતત્વોની સાથે મળીને આ પરિષદ લગ્નના કાયદાની પડખે ઉભેલ છે. આ સંસ્થા પ્રત્યેની તેની ફરજોની યાદ આપવાની ભાગ્યે જ જરૂર હોય, કારણ એ તો કહેવાયેલાં છે. તેઓ પોતાના સામાજિક હિતમાં સદા જાગ્રત રહીને કાંઇ હાજર રહેશે. પરંતુ હિંદુ સમાજ સહિત સઘળા સમાજોએ પોતાના કાયદાઓને સરખા કરવા શીખવાડયું છે. પલટાતી પરિસ્થિતિ જોતાં વખતોવખત કાયદાઓ પણ બદલાવવા જોઇએ.

આ પરિષદના રાજ્યકીય મત સંબંધે અજોડ વિવાદો ઉઠાવવામાં આવે છે. પરાધીન પ્રજા માટે રાજકીય પ્રવૃત્તિ જીવનશ્વાસ સરખી છે. એનો ઇન્કાર કરવો એ તેના જીવનથી વિમુખ કરવા બરોબર છે. આપણે બંધનથી બંધાયલા છતાં આપણે સદંતર સ્વપ્નાઓ અને વિચારધારાઓ ઉપર જીવીએ છે અને એ દિશામાં પ્રયત્નશીલ રહીએ છે. આ પરિષદ કુદરતી એવા આંતરિક તેમજ બાહ્ય બનાવોથી વિમુખ રહી શકે નહિ, પરિષદના સભ્યોના રાજદ્વારી મતો ભલે જુદા જુદા હોય પરંતુ હું નિઃશંક રીતે માનું છું કે આપણાં રાષ્ટ્રીય ધ્યેય પહોંચવા માટે જુદા જુદા માર્ગો ગ્રહણ કરે છે પરંતુ એ ધ્યેયથી દષ્ટિ હઠાવી લે એ તો જે ધ્યેયને માટે આ પરિષદ કામ રહી છે તેને છોડી દેવા સરખું છે. આમ છતાં તેના મુળ સ્વરૂપમાં એ તો છે જ કે તેણે કોઇ રાજદ્વારી પક્ષમાં પડવું નહિ. ભૂતકાળમાં આપણે એ ધ્યેય જાળવી રાખ્યું અને ભવિષ્યમાં એને જાળવી રાખીશું એ માટે આપણે ગૌરવ લઇ શકીશું. જેવો એની વિરૂદ્ધ વિચારતા હોય અથવા વર્તતા હોય તેઓ પરિષદના મિત્ર નથી એમ મારે ભારપૂર્વક કહેવું પડે.

આપણાં આંતરિક બળો હવે સંપૂર્ણ ગોળાર્ધ સુધી વિસ્તૃત થયેલ છે અને એ બાબત વધું કાળજી રાખીએ કે આપણે અને દુનિયાના અન્ય લોકો બધા એક પૃથ્વીના માનવીઓ છીએ, આપણા પરસ્પરના ગંતવ્ય સ્થાનો એક બીજા સાથે સંકળાએલા છે. અને આપણા રસ્તાઓ પરસ્પર

રૂંધાયેલા છે. એટલે દુનિયાની રાજનીતિઓ તેમ જ બનાવો આપણી પોતાની બાબતો જેટલા જ સંબંધકર્તા છે. અને જવાબદારીઓ તેટલી જ છે.

યુદ્ધ તેમજ શાન્તિ તો દર્શાવે છે કે આ જગત ગુલામ અને આઝાદ વર્ગોમાં વહેંચાઇ શકશે નહિ! એક પ્રજા બીજી પ્રજાને શસ્ત્રબળે દબાવી શકશે નહિ. પછી ભલે તેના ખુલાસાઓ ગમે તેટલા સુંવાળા હોય, એ તો દુનિયાને ભયને ચાહવા વાતાવરણ જકડી લેશે અને આખરે મનુષ્ય પ્રાણી અને નીતિનો નાશ ફેલાવશે. રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની માફક સામાજિક સ્વાતંત્ર માટે આ પરિષદ લડી રહી છે અને એના સિદ્ધાંતે અને એના સમાન હક્કના સિદ્ધાંતો સર્વત્ર સ્થપાય એવા પ્રયત્નો કરે છે. અત્યારની પદ્ધતિને દુર કરીનેજ નહિ પણ તેનો સંપૂર્ણ યોગ કરવા નહિ આવે તો આવી શાન્ત અને સ્વતંત્રતાની વોતો રુ અને અર્થહીન બનશે. કારણ કે શાન્તિ ન્ઇ શસ્ત્રવિજયોથી અથવા હથીયારબંધીથી આવવાની નથી ! એ તો એનાં મુળ કારણો દૂર કરવાથી આવશે. શાહીવાદ અને સંસ્થાનોની પ્રજાઓની શાંતીને સૌ અવરોધે છે. આજે આપણે દુનિયાની મહાન સત્તાઓને વિશાળ સ્વાતંત્ર્ય અને માનવજાતના મહાન સુખો માટે લડતી હોવાનો દાવો કરતી જોઇએ છીએ.પરંતુ તેઓ પોતાનાથી દબાએલોના સ્વાતંત્ર્યનો સ્વીકાર ન કરતાં શરમાતા નથી. કોઇ ઘરમાં જેમ એકાદ ભૂત તેના માણસોને મૂંઝવી રહ્યું હોય તેમ હિંદના લોકોને "હિંદનું શું?" એ પ્રશ્ન ખૂબજ મૂંઝવી રહ્યો છે. આના જવાબમાં આપણે કદાચ કહીએ કે "બધુંજ." કારણ કે જ્યાં સુધી હિંદ ઇંગ્લેન્ડના રાજકીય અને આર્થિક સકંજામાં સપડાયેલું છે, ત્યાં સુધી કોઇ સંયુક્ત રાષ્ટ્રો કાંઇ કરી શકે તેમ નથી. હિંદુસ્તાન એ તો પારાશીશી છે. હિંદુસ્તાન એક" આગ્મી છે, જેમાં દુનિયાના ભાવી બનાવોનો આકાર જોઇ શકે છે. આજે આપણે બે લડતા પક્ષોને જોઇએ છીએ. દરેક વિશાળ સ્વાતંત્ર્ય માટે અને મનુષ્ય જાતિના મહાન સુખ માટે લડતા હોવાનો, દાવો કરે છે. દરેક રાષ્ટ્ર પોતે પોતાનું સંભાળી, લે અને પરસ્પર સહકારપૂર્વક દુનિયાનો વ્યવહાર ચાલે એમ હિંદની તેમજ જગતભરની મહિલાઓ ઇચ્છી રહી છે; જો તેણે જગતમાંથી યુદ્ધો-નાબુદ કરવાં હોય.

હવે અંતે જે લાખો માણસો ઘરબાર વિનાના થયા છે અને જેમનો ભારે વિનાશ થયો છે તેમના પ્રત્યે હું સહાનુભૂતિ વ્યક્ત કરું છું. ખાસ કરીને મારા વિભાગે આપણા દેશમાં જેમણે દુઃખપીડિતોની ભારે સેવા બજાવી છે તેવી સંસ્થાઓ, સ્વયંસેવક મંડળો અને વ્યક્તિઓ જેમણે નિઃસ્વાર્થભાવે આ દુખીઓની સેવા કરી છે તેમના પ્રત્યે હું માનની લાગણી વ્યક્ત કરું છુ. આ પ્રસંગે આપણી અંગાળશાખાને, આવા ભયંકર દુઃખ વખતે તેણે જે કામગીરી બજાવી છે તે માટે તેને અભિનંદન આપું છું.

આજનું હવામાન ઘેરાયેલું છે, આકાશ દુઃખી હાયકારાઓથી ગાજી રહ્યું છે; આપણી પરિષદનું મુખ્ય અંગ શહેરી સ્વાતંત્ર્ય આજે, ધવાઇ રહ્યું છે અને અનેક શંકાશીલ પડછાયા આપણા જીવન ઉપર ઉભરી રહ્યા છે. આપણા ન પુરાય તેવા આગેવાન નેતાઓને પૂરી રાખવાનું હજી સરકારે છોડ્યું નથી. અને જેઓ આજની આંધીમાંથી આપણને મુક્ત કરી શકે તેવાઓ હજી જેલના સળીયા પાછળ છે. ત્યારે એ વાતાવરણ આપણા ઉત્સાહને નરમ પાડી દઈ હાથ જોડાવે છે. પરંતુ આ દુઃખદ વાતાવરણ એક મહાન કાર્યારંભને માગી રહેલ છે. કારણ કે અત્યારના સંજોગોમાં આપણી ફરજ બેવડાય છે. આજે કેટલાકો અત્યારની આંધીમાંથી બચવાને યુદ્ધ પછીની

પુનર્ઘટનાનો પ્રશ્ન હાથ ધરવાને રોકાઈ પડ્યા છે, કેટલાકો અત્યારની આંધીમાંથી બચવાને યુદ્ધ પછીની પુનર્ઘટનાનો પ્રશ્ન હાથ ધરવાને રોકાઈ પડ્યા છે, કેટલાકો મોટા પાયા પરના ઉદ્યોગો હાથ ધરવાને આજના ઉપાય તરીકે લેખે છે. જેમને આવી " પેટંટ ગોળીઓ "મા વિશ્વાસ હોય તેમણે મહાન ઉદ્યોગયુક્ત દેશો તરફ નજર ફેંકવી જોઈએ અને ત્યાંના ગ્થનિક કુદરતી ધનનો એનાથી જે નાશ થયો છે તે જોવો જોઈએ. ભૂખમરો, બેકારી, માનવહીનતા, આ બધાં આ દુષ્પરિણામોમાંના કારણો ગણાવી શકાય. અહિં એથી વધુ રજુ કરવાનો કાંઈ અર્થ નથી. અહીં તો માત્ર તેનું પ્રાથમિક સ્વરૂપજ દર્શાવ્યું છે જે ધંધામાં અનેકો ઉત્પાદન કરતા હોય અને તેના લાભો માત્ર મુઠ્ઠીભર માનવીઓનેજ મળતા હોય તેમાં જોડાઈ શકીએ નહી. જે સમાજમાં જીવન ધોરણ ઉંચું હોય અને પોતાની મહેનતનું સમપ્રમાણ જળવાતું હોય ત્યાંજ સ્ત્રીઓ પોતાની સ્વતંત્રતાને જાળવી શકે કે જે સમાજમા એક નાના બાળકને પણ પોતાની શક્તિઓના વિકાસનું સ્થાન મળે અને તેના- આર્થિક તેમજ સામાજીક હીતોનું સંરક્ષણ થાય અને તેની સંસ્કૃતિનો વિકાસ સધાય. આ ધ્યેય પ્રાપ્ત કરવા માટે મહિલા પરિષદે દેશના તમામ પ્રગતિશીલ બળોને સાથ આપવો જોઈએ. અને દલિતોને સાથ આપવો જોઈએ. અને દલીતોને તેમની શક્તિઓનો વિકાસ સાધવામાં મદદરૂપ થવું જોઈએ. આમ કરીનેજ તે અત્યારની પરિસ્થિતિનો સામનો કરી શકશે અને દેશની પુનર્ઘટનામાં પોતાનો વિશિષ્ટ ફાળો આપી શકશે.

# અ. હિં. મહિલા પરિષદના ૧૭મા અધિવેશનમાં

# : : : પસાર થયેલા ઠરાવો : : :

ઠરાવ ૧-૨-૩-૪-૫-૬—અનુક્રમે શ્રી. આર. એસ. પંડિત, શ્રી. કસ્તુરબા ગાંધી, શ્રી. બેગમ આઝાદ, શ્રી. મહાદેવ દેસાઈ અને કર્ણાટક શાખાના પ્રતિનિધિ શ્રી. શ્યામલાબાઇ બેલગાંવકરના અવસાન બદલ ખેદ પ્રદર્શિત કરતા અને તેમના નિકટનાં સંબંધીઓ પ્રત્યે સહાનુભૂતિ વ્યક્ત કરનારા પસાર થયા હતા. આ ઉપરાંત પુનાની હિંદી મહિલા યુનિવર્સિટીના પ્રિન્સીપાલ શ્રી. વી. એમ. જોશીના અવસાન બદલ શોક પ્રદર્શિત કરવામાં આવ્યો હતો.

ઠરાવ ૭—અખિલ હિંદ મહિલા પરિષદની બંગાલ શાખાએ ભૂખે મરતાં બાળકો માટે દુધનાં કેન્દ્રો સ્થાપવાની પ્રવૃત્તિ ઉપાડવા માટે તેમ જ અનાથ બાળકો માટે નિવાસસ્થાનો ઉભાં કરવાં બદલ તેને અભિનંદન આપે છે.

ઠરાવ ૮—આ પરિષદ મધ્યસ્થ કેળવણી સમિતિની પ્રાથમિક કેળવણીના હેવાલવાળા યુદ્ધોત્તર પુનર્રચનાના હેવાલને આવકારે છે. અને નિયત સમયમાં એના અભિપ્રાયો અને ભલામણો સ્ટેન્ડીંગ કમિટિ સમક્ષ રજૂ કરવા એક પ્રતિનિધિ મંડળ નિમવાની સત્તા આવે છે.

ઠરાવ ૯—કેળવણીના દરેક ધોરણમાં સામાજીક વિજ્ઞાનને સ્થાન આપવા ખાસ કરીને પ્રાયોગીક શિક્ષણ આપવા આ પરિષદ ભલામણ કરે છે.

ઠરાવ ૧૦—પ્રૌઢ શિક્ષણ પ્રચાર અને નિરક્ષરતા નિવારણની અગત્યતાને ધ્યાનમાં લઇને તેમજ ઇતર સામાજીક સેવાઓને અનુલક્ષને આ પરિષદ ઉચ્ચ કેળવણીની સંસ્થાઓને એવી યોજના રજૂ કરવા આમંત્રે છે. કે જેના વડે એના વિદ્યાર્થીઓ સામાજીક સેવાઓના ક્ષેત્રોમાં તેમને તાલીમ આપી સરટીફીકેટ અથવા પદક કે ખીતાબ એનાયત કરવાની યોજના કરે.

ઠરાવ ૧૧—આ પરિષદ એવા અભિપ્રાયની છે કે હિંદુસ્તાન સ્કાઉટ પ્રવૃત્તિને ઉત્તેજન આપવું અને એના સ્ત્રી વિભાગને વિશેષ ઉત્તેજન આપવું.

ઠરાવ ૧૨—દુષ્કાળપીડિત પ્રદેશોમાં સ્ત્રીઓ અને બાળકોના વ્યવસ્થા સંબંધમાં ભારે પ્રશ્ન ઉપસ્થીત થયો છે. અનાથ અબળાઓની પરાધીન સ્થિતીનો ગેરલાભ લેવાય છે. કે જેમને અનિતીના કારણો માટે લઇ જવામાં આવે છે. આ પરિષદ સ્ત્રીઓની આવી દશાને વખોડી કાઢે છે. અને આમાં ફુલ્યોના (અ) ગુનેગારોને સત્તાવાળાઓ દ્વારા સખતમાં સખત નસિયત પહોંચાડવામાં આવે. (બ) તથા પ્રમાણભૂત સંસ્થાઓ આવી સ્ત્રીઓના રક્ષણ માટે અને તેમને થાળે પાડવા માટે તાત્કાલીક પગલાં ભરે તથા સરકાર કાયદા દ્વારા તેમજ કારોબારી પગલાં વડે તેમના હિતોનું સંરક્ષણ કરે એવો ભારપૂર્વક આગ્રહ કરે છે.

ઠરાવ ૧૩—આ પરિષદ, વડોદરાના મહારાજાએ પોતાના રાજ્યમાં એક પત્ની હયાત છતાં બીજી પત્ની નહીં કરવાને લગતો કાયદો છતાં તેનો ભંગ કર્યો છે અને તેમના આ સમાજ વિરોધી પગલાંથી હિંદુ સમાજની પ્રગતિનો વિરોધ કર્યો છે તેને વખોડી કાઢે છે.

ઠરાવ ૧૪—અખિલ હિંદ મહિલા પરિષદની આ સભા શ્રી. બાજી રસિદા સતીફે પંજાબ

ધારાસભામાં જે સરિયત બીલ રજૂ કર્યું છે તેને ટેકો આપે છે.

ઠરાવ ૧૫—અખિલ હિંદ મહિલા પરિષદની આ સભા એવો અભિપ્રાય ધરાવે છે કે ટ્રેડ યુનિયનને સરખી સંસ્થાઓ સાથે સહકાર સાધીને સ્ત્રી મજૂરોને તેમના પ્રસુતિ હક્કો તેમને બરતરફ કર્યા સિવાય મળતા રહે તે માટે પ્રયત્નો ચાલુ કરવા જોઇએ. અને વધુમાં ઠરાવવામાં આવે છે કે હિંદી કારખાનાના કાયદામાં સુધારો કરી તેમાં નીચેની કલમો દાખલ કરવી.

(अ) સ્ત્રીઓ માટે ઇલાયદા સ્નાનગૃહો વાળાં તેમજ નળ જાજરૂની સગવડવાળા મકાનો

(ब) કારખાનાઓમાં કલાકો સુધી જેમને કામ કરવાનું છે તેવી સ્ત્રીઓ માટે ઉંચી ગાદીઓની ગોઠવણ કરવી.

ઠરાવ ૧૬—હિંદમાં દાકતરી મદદ માટે જે કાયદાઓ છે તે સંબંધે આ પરિષદ સરકારને આગ્રહ કરે છે કે હિંદના દરેક શહેરીને ફરજિયાત આરોગ્યનો વિમો મળે તેવી એક યોજના કરવી.

ઠરાવ ૧૭—અખિલ હિંદ મહિલા પરિષદની આ સભા મધ્યસ્થ સરકારે સ્ત્રીઓને ખાણોમાં કરતી અટકાવવાની જાહેરાત પાછી આંતરરાષ્ટ્રીય કાયદાનો ભંગ કર્યો છે તેને આ સભા વખોડી કાઢે છે. કોઇપણ સંજોગોમાં સ્ત્રીઓને ખાણોમાં કામ કરવાનું ન્યાયયુક્ત લેખી શકાય નહિ. આ પરિષદ સરકારને ફરીવાર સદર જાહેરનામું બહાર પાડવા આગ્રહ કરે છે.

ઠરાવ ૧૮—(अ) આ પરિષદ ફરીવાર સ્થપાયેલી હિંદુ લૉ કમીટીને આવકારે છે અને એનું કામ પુરૂં થતાં જ તેને સંપૂર્ણ કાયદાનું સ્વરૂપ મળે એમ ઇચ્છે છે. સાથે સાથે દિવાન બહાદુર વી. વી. જોશી જેઓ સ્ત્રી હિતોના પ્રખર હિમાયતી છે. તેમને એ કમીટીમાંથી દુર રાખવા માટે દીલગીરી વ્યક્ત કરે છે.

(ब) લગ્નને લગતું બીલ જે જોઇન્ટ સીલેકટ કમીટીને વગર વિરોધે સોંપાયું છે તેની આ પરિષદ સંતોષપૂર્વક નોંધ લે છે તેમ છતાં ખાસ સંજોગો માટે છુટાછેડાને સ્થાન હોવું જોઇએ એમ માને છે. આથી તે હિંદુ લૉ કમીટીના સભ્યોનું એને લગતી કલમ દાખલ કરવાને માટે ધ્યાન ખેંચે છે.

(क) પુરુષો અને સ્ત્રીઓના સમાનહક્ક જાળવનાર વારસા બીલને તેને અસલ સ્વરૂપમાં ટેકો આપે છે. અને વારસદારના હક્ક સંબંધે સીલેકટ કમીટીએ જે ફેરફારો જણાવ્યા છે આગ્રહ રાખે છે.

ઠરાવ ૧૯—દેશમાં અત્યારે પ્રવર્તતી પરિસ્થિતિ મુખ્યત્વે રાજકીય કટોકટી અને ચાલુ રાજ્યવહીવટ પ્રત્યે જનતાના અસંતોષના કારણે હોવાથી આ પરિષદ મક્કમપણે એવો અભિપ્રાય ધરાવે છે કે આનો એક માત્ર ઉકેલ જવાબદાર રાજતંત્રનો જ છે.

ઠરાવ ૨૦—અખિલ હિંદ મહિલા પરિષદની ૧૬ મી બેઠકમાં પસાર થયેલા શહેરી સ્વાતંત્ર્યને લગતો ઠરાવ આ પરિષદ ફરીવાર અપનાવે છે. અને હિંદી પ્રજાના મૂળભૂત હક્કો પર કાપ મુકવાનું ચાલુ રાખવા માટે વિરોધ વ્યક્ત કરે છે ખાસ કરીને જેમનું વાણીસ્વાતંત્ર્ય ખૂંચવી લેવામાં આવ્યું છે. આથી આ પરિષદ

(अ) જેલમાં અટકાયતમાં રાખવામાં આવેલા તમામ શહેરીઓને બીનશરતે અને તાત્કાલીક મુક્ત કરવા, અને

(ब) શ્રીમતિ સરોજિની નાયડુ સામે જે હુકમો બજાવવામાં આવ્યા છે તે પાછા ખેંચી લેવા.

ઠરાવ ૨૧—આ પરિષદ સ્ત્રીઓ અને પુરુષોના સમાન મતાધિકારમાં માને છે અને

પંજાબ સરકારે આવતી મ્યુનિસિપલ ચૂંટણી મા સ્ત્રીઓને તેમના મતાધિકારથી વંચિત રાખી છે તે માટે વિરોધ વ્યક્ત કરે છે અને આ પગલુ તાત્કાલીક પાછુ ખેંચી લેવા આગ્રહ કરે છે.

ઠરાવ ૨૨—ચિમુર, મીદનાપુર અને અન્ય સ્થળોએ ગુજારાયેલા સ્ત્રી પ્રત્યેના અત્યાચારો માટે—જે કેટલેક સ્થળે હજી પણ બને છે, સરકારે ધારણ કરેલી નીતિની આ પરિષદ સખેદ નોંધ લે છે અને ઈચ્છે છે કે ખાસ બનાવો સબધે સરકાર માહિતી પ્રગટ કરશે

ઠરાવ ૨૩—બંગાળ ઓરીસા અને અન્ય સ્થળોએ જે ખોરાક પરિસ્થિતિ ઉભી થઇ છે તેની ચેતવણીભરી નોંધ લે છે અને સત્તાવાળાઓએ એ સબધે ધારણ કરેલી નીતિ માટે ખેદ વ્યક્ત કરે છે પરિષદ દઢતાપૂર્વક માને છે કે મધ્યસ્થ સરકાર તેમ જ પ્રાંતિક સરકારો ચલણના ફુગાવા તેમ જ સંગ્રાહખોરી અટકાવવામા તથા હિંદનુ કાચુ ધન વહી જતુ અટકાવવામા નિષ્ફળ નીવડે છે

લોકોને જવાબદાર રાજતંત્રમા જ આનો ઉકેલ સમાયેલો હોવાથી અને કેટલેક દરજ્જે લોકોનો વિશ્વાસ ધરાવતી કામગીરીઓ દ્વારા એવો ઉકેલ શક્ય હોવાથી.

(अ) શહેરોને પોષવા માટે ગામડા ખાલી કરવા

(ब) શહેરોને પોષવા માટે સરકારે આયાત અને પૂરવઠા મારફત પ્રયત્ન કરવો

(क) ભાવ નિયમન અને આપનાર ધીની એક સરખી નીતિઓ

(ड) સ્થળે સ્થળે પ્રવર્તતી અનૈતિકતા સામે સરકારી સખ્ત પગલા

(इ) "વધુ અનાજ વાવો"ના વ્યવહારીક અને વિકસિત પ્રયાસો

(फ) બાળકો અને માતાઓ માટે દુધનો પ્રાથમિક પૂરવઠો

(ग) ખોરાકની તગીના કામમા એની નિકાશબંધી કરીને

ઠરાવ ૨૪—આ પરિષદ ડૉ. બિધનચંદ્ર રોયે બંગાળમા આદરેલા આરોગ્ય સહાયક કાર્યને આવકારે છે અને તેમના આ ગરિષ્ઠ કાર્યમા અંત:કરણપૂર્વક ટેકો આપે છે



# કાનો સતાવે

જમુનાને તીરે કાનો મારગ રોકે
મારગ રોકે મારા મનડા હરે ..
જમુનાને.

પનઘટ પર જાતી હુ જળ ભરવાને
આવીને કાનો મારી ગાગર ફોડે .
જમુનાને.

વાંકીશી ઢબે ઉભો જમના તીરે
બંસી બજાવે આશ ધારી ઉરે ..
જમુનાને.

ગોકુળીએ જાતી હુ મહી વેચવાને
મારગડે વ્હાલો મારા ગોરસ લુટે ...
જમુનાને

જસોદાની પાસ જઇ કહીએ સૌ આપણે
કાનો સતાવે મને વાટે ઘાટે...જમુનાને.

કુમારી નયના પંડયા

# અ. હિં. મહિલા પરિષદના ૧૭મા અધિવેશન પર

# ઉડતી ——— નજર

અખિલ હિંદ મહિલા પરિષદની પ્રવૃત્તિ એના સૌથી પહેલા અધિવેશનથી નિહાળવાનું મારી પેઠે જેને સુભાગ્ય પ્રાપ્ત થયું હશે તેણે જરૂર એક વસ્તુ સ્પષ્ટ જોઇ હશે–તેનું બદલાતું જતું સ્વરૂપ. પ્રથમ શિક્ષણ-વિષયક સુધારણા પરિષદ્ તરીકે શરૂ થયેલી આ સંસ્થાએ તરત જ જોઇ લીધું કે આપણા દેશમાં બધા જટિલ પ્રશ્નો એક બીજા સાથે એવા ગુંથાઈ ગયેલા છે કે એક જ સવાલને પકડીને બેસી રહેવાથી ઉન્નતિ થઇ શકે એમ નથી. તેથી સમાજસુધારાના વિષયો હાથ ધરાયા. તેમ કરતાં કામદાર સ્ત્રીઓનો પ્રશ્ન સામે ખડો થયો એટલે એના સંબંધી પણ વિચારણા કરવાનું શરૂ થયું. હવે તો માત્ર સ્ત્રીઓનાજ નહિ પણ સમસ્ત દેશના કલ્યાણના પ્રશ્નો વિષે પરિષદ્ વિચાર કરે છે, અને એ દિશામાં પ્રવૃત્તિ પણ કરે છે.

પરિષદ્‌નાં પ્રમુખ શ્રીમતી કમલાદેવીનું ભાષણ કોઇ પણ દેશની સ્ત્રીને ગૌરવ અપાવે તેવું હતું. નહોતી કોઇ પક્ષ વિષે એમા ખેંચાખેંચ કે નહોતા બુદ્ધિને ભોગે હૃદયને સ્પર્શ કરતા લાગણીવેડાઃ સરળ ભાષામાં, સતર્ક અને પ્રમાણયુક્ત દલીલો સાથે એમણે અનેક દિશામાં માર્ગસૂચન કર્યું છે. એમનું ભાષણ જ પરિષદના કાર્યપ્રદેશને સમેટી લે છે.

નવી નવી વ્યક્તિઓ અને નવાં કાર્યક્ષેત્રો પરિષદ્‌માં સમાતાં જાય છે છતાં એનાં જૂનાં સંબંધીઓ પણ હજી માનભર્યું સ્થાન સાચવી રહ્યાં છે તે જ પૂરવાર કરે છે કે પરિષદ્ એક એવી સંસ્થા છે કે જેમાં સમસ્ત દેશમાંથી સર્વ પ્રકારનાં પ્રગતિમાન અંશો દાખલ થઇ શકે છે. અમુક પ્રકારની વિચારસરણી લાવી એક પક્ષ બીજાને હાંકી કાઢે એવું અહીં બનતું નથી. કારણ કે પરિષદે કોઇ પણ બાબતમાં કોઇ જાતના પક્ષની સોડવામાં ભરાવાની વૃત્તિ સેવી જ નથી.

આ વખતના ઠરાવો જોતાં જ જણાઈ આવે છે કે પરિષદનું સ્વરૂપ હવે કેટલું વિશાળ અને વ્યાપક બનતું જાય છે. કોઈ પણ રાજકીય પક્ષ સાથે સંબંધ ધરાવવાનો સ્પષ્ટ ઇનકાર કરવા છતાં નેતાઓની મુક્તિનો, નાગરિક સ્વાતંત્ર્ય પર મુકાતા કાપ તરફ વિરોધ દર્શાવતો, અને જવાબદાર રાજતંત્રની માગણીનો એ સર્વ ઠરાવો કરી પોતાનું રાષ્ટ્રીય ધ્યેય પરિષદે સિદ્ધ કરી બતાવ્યું છે.

દરરોજ હજારોની સંખ્યામાં સ્ત્રીઓ હાજર રહેતી. " ઠાઠમાઠ " તો કશો જોયો નહિ. મુંબાઇની ફેશનેબલ ગણાતી સ્ત્રીઓ તો કોઇ દેખાઇ નહિ. આવી હશે તો પણ પરિષદ્ ખાતર સાદાં વસ્ત્રો પહેરી આવી હશે–એટલું સાદાઇની બાબતમાં પરિષદ્‌નું પ્રભુત્વ. ઝટપટ ઘરકામથી પરવારી દૂરનાં પરાંમાંથી પણ સ્ત્રીઓનાં ટોળેટોળાં આવતાં. એ બધી મધ્યમવર્ગની જ સ્ત્રીઓ હતી. ગરીબવર્ગના લોકો તો–પુરુષો કે સ્ત્રીઓ–કોઇ પરિષદોમાં જવા પામતાં જ નથી, કે એમાં રસ લેવા જેટલું જ્ઞાન પણ ધરાવતાં નથી, એ આપણા દેશનું કમનસીબ છે.

" ઠરાવો કરી પરિષદ્ વેરાઇ જાય " તેની ટીકા કરવી બહુ સહેલી છે. પણ વિવિધ

શાખાઓ પોતાના પ્રાંતોમાં કામ કેટલું કરે છે તે જોવાની ફુરસદ કોને છે ? શાખાઓના વાર્ષિક રિપોર્ટ વાંચવાની ક્યા ટીકાકારો તસ્દી લે છે ? બંગાળની શાખાએ ત્યાંના અન્નસંકટમાં અને ખાર–સાન્ટાક્રુઝ જેવી નાનકડી ઉપશાખાએ બીજાપુરની કારમી દશા માટે કેટલું સંગીન કાર્ય કર્યું છે તેનો હેવાલ તપાસવા ટીકાકારોને આમંત્રણ આપું છું. સ્ત્રીઓની એક મધ્યસ્થ અને બધા પક્ષો કે કોમી ભેદભાવોથી પર સંસ્થા હોય ત્યારે જ આવું કામ હાથમાં લઈ શકાય. દરેક સંકટ પ્રસંગે નવી સંસ્થા ઊભી કરવા ન જવાય. તેમ જ કોઈ ખાસ એવા પ્રસંગ ન હોય ત્યારે સ્ત્રીઉન્નતિના અનેક પ્રશ્ન વિષે મંત્રણા અને કાર્યસિદ્ધિ પણ આવી સંસ્થા જ કરી શકે, અને કરવા યત્ન કરે છે જ.

આપણા દેશનાં પ્રથમ સ્ત્રી ગણી શકાય એવાં શ્રીમતી સરોજિની નાયડુને માનપત્ર અને થેલી અર્પણ કરવાનો સમારંભ એક ભવ્ય દશ્ય હતું. અને મુંબાઈનાં સો ઉપરાંત સ્ત્રીમંડળોએ પોતાના તરફથી હારતોરા અર્પણ કરી એ સ્ત્રીરત્નને અંજલિ અર્પવા ઉપરાંત સરકારને બતાવી આપ્યું કે ભલે એ સત્ત્વતીના અવતારસમાંને તમે મોંએ તાળું લગાવો–અમારે મનથી તો એ પૂજ્ય જ છે.

શ્રી. સરોજિની મહેતા



# મહિલા પરિષદના આ સંમેલનની વિશિષ્ટતા

હિંદી મહિલાઓની બુદ્ધિ અવિશ્વાસ જન્માવે એવી તો નથી જ, છતાં અખિલ હિંદ મહિલા પરિષદે પોતાના સંમેલન માટે બીજો કોઇ દિવસ નહિ ને 'ગૂડ ફ્રાઇડે' જ કેમ પસંદ કર્યો એ પ્રશ્ન છે. દિવાળી, ઉત્તરાયણ કે બીજા કોઈ સપરમા દિવસો એ માટે પસંદ ન થઇ શકત ? અને 'ગૂડ ફ્રાઇડે' ના રોજ પણ સંમેલનનો સમય કેમ રાખ્યો ? બપોરે ૩ વાગ્યાનો–એટલે કે ઈશુ ખ્રીસ્તના ક્રૂસારોહણનો સમય !

પોર્ટુગાલની એક રાજકુમારીના દાયજામાં બ્રિટનને મળેલા મુંબઇના ટાપુમાં એકાદ બે મહિના પહેલાં હિંદી મહિલાઓની રાષ્ટ્રીય સમિતિનું અધિવેશન એક મહારાણીના પ્રમુખપદે સરાઈ ગયા પછી એ બીજું સંમેલન તેને આંગણે ભરાયું. સત્તર વરસના પોતાના ઈતિહાસમાં મહિલા પરિષદે પોતાનું આ બીજું સંમેલન મુંબઈ મુકામે ભર્યું. એ સંમેલનથી પ્રજાએ કે સરકારે ગભરાવાની જરૂર નહોતી કારણ કે કોંગ્રેસની માફક 'કરેંગે યા મરેંગે' એ કંઇ મહિલા પરિષદનો મુદ્રાલેખ હતો જ નહિ. જાહેર જુસ્સો ધરાવતી કેટલીક સ્ત્રીઓને પોતાના જાહેર જીવનનો ઉત્સાહ તેમાં પ્રદર્શિત કરવાનો હોય છે અને તે ઉત્સાહ તેમણે સામાજિક, રાષ્ટ્રીય, આર્થિક, આરોગ્ય, કાપડ, અનાજ, નાગરિક સ્વાતંત્ર્ય, રાષ્ટ્રીય સરકાર, ટૂંકામાં–પૃથ્વી પર અને ખાસ કરીને આ દેશમાં પ્રવર્તતા સઘળા પ્રશ્નો પર ઠરાવો કરીને પ્રદર્શિત કર્યો.

માત્ર જોવા જનારની આંખોને ઉજાણી મળે તેવું સંમેલનનું દૃશ્ય હતું. વય અને સૌન્દર્યનો સઘળો ક્રમ ત્યાં ઉપસ્થિત હતો. કપડાંમાં પણ એટલું વૈવિધ્ય હતું. સપ્રમાણ દેશી પોશાકથી માંડીને કોટ પાટલૂન સુધીનો પ્રકાર તેમાં નજરે પડતો હતો અને પારસિયન હલક ધરાવતી કેટલીક અદ્યતન મહિલાઓ સિગારેટના રૂપેરી ધુમાડાથી વાતાવરણ હળવું બનાવી રહી હતી: જો કે આમે વાતાવરણ તો વિનાપ્રસંગે મહિલાઓના ગોખાંથી ખરતા હાસ્ય અથવા તો અકારણ ઓપતા સ્મિતને લઇને હળવું જ લાગતું હતું. હિંદે પોશાકોમાં, પગરખાંમાં, કેશરચનામાં અને દાગીના–ઘરેણામાં કેટલી પ્રગતિ કરી છે તેનું સાચુ માપ અહીંથી નીકળતું હતું.

મહિલા પરિષદનું આ ૧૭ મું અધિવેશન હોઇને એટલી વયની એકાદ અદ્યતન મુગ્ધા જેવું તેનું સ્વરૂપ બની રહ્યું હતું, હિંદનું સ્ત્રીત્વ તો એમના ક્યૂટેક્સ લગાડેલાં નખની અણીએ રમતું હતું. કેટલીક મહિલાઓએ પૌર્વાત્ય પદ્ધતિનો પુરસ્કાર કરેલો અને પહેરવાં શોધ્યાં ન મળતાં એવાં ડિઝાઇનો એમનાં કપડાં પર દીપતાં હતાં; જ્યારે કેટલીક તો અજંતાનાં ભિત્તિચિત્રોની જ જાણે હરીફાઈમાં ઊતરી હતી. પરંતુ એથી રખે કોઇ એમનામાં પ્રાચીનપૂજા આરોપે. એમ હોત તો તેઓ નાકમાં નથની અથવા પગમાં ઝાંઝર વડે જ એમણે એની પૂજાની પ્રતીતિ આપી હોત. નારીનિંદકો ભલે એને પૂર્વ–પશ્ચિમની પ્રથમ 'મેનેક્વીન પેરેડ' તરીકે ઓળખાવે; પણ નાનું મસ્તક મોટું દેખાય ને ચપટું મસ્તક પહોળું દેખાય એ રીતે મહિલાઓએ અપનાવેલું કેશવિધાન, બેઠેલા ગાલ ઉપસેલા દેખાડવા અપનાવેલું 'રૂજ' ચહેરામાં સર્વસ્વ જેવા હોઇને અવિસ્મરણીય બનાવવાને ... નાવેલી લિપ–સ્ટિક કે કુદરતે બેડોળ ... ખાંધામાં ડોલન પ્રેરતા ઊંચી એડીના ...

પ્રદર્શનની બારીના નમૂનાઓને બદલે અપ્રતન્તતાનાં પ્રતીકો જ કહી શકાય.

*

સાંજે ૫-૩૦ વાગ્યે વિજયાલક્ષ્મી પંડિત તથા કમલાદેવી આવી પહોંચ્યા. શ્રી. વિજયાલક્ષ્મીએ મહિલાઓને તથા મોટા ભાગના આમંત્રિત પુરુષોને સંબોધીને હિંદુસ્તાનીમાં ભાષણ કર્યું અને પ્રમુખપદનો તાજ કમલાદેવીને માથે મૂક્યો. શ્રીમતિ ઊર્મિલા મહેતાએ સ્ત્રીપુરુષોએ ઘર આંગણેથી તેમ ઘર બહારથી મોકલાવેલા સંદેશાઓનું વાચન કર્યું, જેમાં મહિલાઓના ઠેઠ અંતર સુધી ઊતરી જવા પામેલો સંદેશ શ્રી. જી. ડી. બિરલાનો હતો. શ્રી. બિરલાએ બહાદુર સંતાનો ઉપજાવવા માટે વધુ સુશિક્ષિત અને પ્રગતિશીલ માતાઓની અપેક્ષા વ્યક્ત કરી હતી. એમને ફુરસદ હોત તો એવી બહાદુર સંતતિ માટેની એક પંદર વર્ષીય યોજના પણ ઘડીને તેઓ કદાચ પરિષદ પર મોકલાવી આપત!

મેયર મસાનીએ લગભગ ક્ષમાપ્રાર્થી પરિષદને જણાવ્યું કે પોતે અવિદ્યમાન એવી અખિલ હિંદ પુરુષ પરિષદના પ્રતિનિધિ તરીકે આ સંમેલનમાં ઉપસ્થિત થયા હતા. શ્રી. ભૂલાભાઈ દેસાઈએ સ્ત્રીઓ આટલી અનાક્રમક રહી હોવા બદલ આપીને પૂરું જોતાં પુરુષજાતિની પ્રશંસાનો જ લ્હાવો લીધો હતો. જસ્ટીસ ચાગલાએ મહિલાઓને જાતીય યુદ્ધ (sex-war) પર ન ઊતરવાની શિખામણ આપી હતી; જ્યારે યુનિવર્સિટીના વાઇસ ચેન્સેલર શ્રી. બી. જે. વાડીઆએ પણ સ્ત્રીઓની પરિષદમાં ખુદ પુરુષોના વધતા આ વર્ચસ્વ વચ્ચે જણાવી દીધું કે, સ્ત્રીઓએ એવી સંપૂર્ણ સ્વતંત્રતા માટે ન મથવું જોઇએ કે જેથી પુરુષ સાથેના પરસ્પરાવલંબનનો અંત આવી જાય.

*

શ્રીમતિ કમળાદેવીએ માંગલોરી મહિલાને શોભે એવા લાક્ષણિક અને ગણકાભર્યા અવાજે પોતાનું ભાષણ કર્યું જેમાં રસોડાથી માંડીને કાયદા સુધીના ક્ષેત્ર પર દૃષ્ટિપાત કરીને તેમણે આજની સમાજરચનાની દૂષિતતા સાબિત કરી બતાવી.

'જનગણમન'થી પરિષદની પૂર્ણાહુતિ થયા બાદ ત્રણ ફૂટ પહોળા વેના દ્વારમાંથી બહાર પડવા માટે પડાપડી થઈ. સ્ત્રી અને પુરુષ સંમેલનો જેવાં જ ખેંચતાણ, ધક્કામુક્કી વગેરે ચાલવા લાગ્યાં. પરિષદે કરેલા ઠરાવો તો સર્વક્ષેત્રલક્ષી છે એ ઉપર કહેવાઇ ગયું છે અને એ ઉપર કેટલાંક છાપાંમાં થોડોક ઊહાપોહ પણ ચાલી ગયો છે. પરંતુ બપોર વખતે વનિતાવિશ્રામના કમ્પાઉન્ડમાંથી છૂટેલી મહિલાઓએ નજીકના ઈરાની રેસ્ટોરાંના માલિકને ગભરાવી નાખેલો તેનો ઊહાપોહ કોઇ છાપામાં વાંચવામાં નથી આવ્યો. 'ચા', 'ઠંડા સોડા', 'મસકા પાઉ' વગેરે તરાહ તરાહના હુકમો સાથે ધસ્યે જ આવતી એ ફોજને ઈરાની માલિક તો ચકિત અને મૂઢ બનીને તાકતો જ રહ્યો હતો; કારણ કે એકસામટો સ્ત્રીઓનો આવો ધસારો એણે આ ભવમાં જોયો જણાતો નહોતો. હિંદની સ્ત્રીશક્તિનો સાચો પરચો પણ સઘડી પરની કીટલી અને ચૂલા પરના તાવડાનો કબજો કરીને કેટલીક મહિલાઓએ દર્શાવી આપ્યો.

("ફોરમ"—"પ્રજાબંધુ")

# ચિત્રોમાં કલાદૃષ્ટિ

લેખિકા :
કુ વનમાળા દેસાઇ, જી. એ.

Painting is like a frozen poetry. સુંદર ચિત્રો એ ખરેખર કાવ્ય જેવાં જ હોય છે. કાવ્યમાં ધ્વનિ હોય છે તેવી જ સુંદર ચિત્રોમાં પણ કંઇક ધ્વનિ–તેની પાછળનું રહસ્ય હોય છે જ.

કાવ્યો જેવાં સુંદર ચિત્રો જોવાનુ સદ્‌ભાગ્ય મને મહિનાએક પહેલાં અમદાવાદમાં શ્રી. રવિભાઇ રાવળની ચિત્રશાળામાં થયુ. એક બંગાળના પ્રખ્યાત ચિત્રકાર મનિષી ડેનાં આ પ્રદર્શનમાં ચિત્રો હતા. શ્રી. મનિષી ડે અવનીન્દ્રનાથ ટાગોરનાં શિષ્ય છે. તેમની પાસેથી તેમણે આ કળા સાધ્ય કરી છે.

સાહિત્યની અંદર ખાસ કરીને નવલકથા અને નવલિકામાં અર્થાત્ કહોનકે નાટકમા પણ વસ્તુ અને પાત્રાલેખન બન્ને અગત્યનો ભાગ ભજવે છે અને પાત્રો દ્વારા જ કર્તા પોતાની સિદ્ધિ મેળવે છે તેવી રીતે રંગો દ્વારા ડો. ચિત્રકાર તેમાં ચિત્રની સિદ્ધિ મેળવે છે. તેનાં રંગોની મિલાવટમાં તેના મોટા ભાગનુ કાર્ય સમાપ્ત થાય છે. આ કળાકારને તો હમેશા દૂર રહીને જ એનાં ચિત્રનાં નાયક નાયિકાનાં મનોભાવો આલેખવાનાં છે. તેની પીંછી વડે તે તેની વસ્તુને ચેતનવંતી કરે છે. તેની પ્રત્યેક રેખામાં કઇ ને કંઇ ભાવો કળાકાર તેમાં મૂકે છે. કેમ જાણે તેની રેખામા જ ચેતન ભર્યું ન હોય ! રંગ તો ચિત્રનાં પ્રત્યેક અંગને ભાવપૂર્ણ કરે છે.

આ ચિત્રપ્રદર્શનમાં ઘણાં ચિત્રો હતાં. તે બધાં જ ચિત્રો શ્રી. મનિષી ડેનાં જ હતાં. ' આશ્વાસન ' ' રૂમઝુમ ' ' હૃદયની વાત ' ' સુનેરી પંખી ' ' રૂપગર્વિતા ' ' ગિરિકન્યા ' તથા લીલોતરી વગેરે ઉત્તમ ચિત્રો હતાં.

' સુનેરી પંખી ' એ ચિત્રમાં કોઇ યુવતીના ખભા ઉપર કળાકારે એક પક્ષીને બેસાડ્યું હતુ. એ યુવતી પક્ષીને જોવામાં જાણે તેનું સર્વસ્વ દુ:ખ ભૂલી જતી હોય તેમ જણાતુ હતુ. તેની વાંકી ડોકથી કરેલી નજરમાં તેની કુતૂહલતા ,અને તેનો પક્ષી પ્રત્યેનો ભાવ સ્પષ્ટ જણાતાં હતાં. એ મિશ્રિત લાગણીઓ બતાવવામાં કળાકારે જે ખૂબી બતાવી છે તે તેની રેખા ને રંગને જ આભારી છે.

' રૂપગર્વિતા ' અને ' ગિરિકન્યા ' બન્ને ચિત્રો સ્ત્રીનાં સૌન્દર્યનાં પ્રતિકરૂપે હતાં. ' રૂપગર્વિતા 'વાળા ચિત્રમાં કળાકારે સ્ત્રીનું સૌન્દર્ય તેની અતિશય પાતળી કમ્મરમાં બતાવ્યું છે. ન્હાનકડી કેળના નાજુક છોડાની માફક તેની કમ્મર પણ પાતળી અને સુંદર ચીતરી છે. એ ચિત્રનો ઉઠાવ પણ તેને શોભે તેવો જ છે. એ રૂપગર્વિતાની સામે એક અરિસો મૂકીને કળાકારે તેનો ગર્વ ખૂબ સરસ રીતે બતાવી દીધો છે. માત્ર તેની પાતળી કેડ જ નહિ પણ તેના વાળની અપ્રતિમ શોભા તેના પરનું આભૂષણ આ બધુ જ ગર્વિલાને પુષ્ટિ આપનારાં છે. કળાકારે એમાં તેનો ગર્વ બતાવવામાં સારી સિદ્ધિ મેળવી છે. પણ ' ગિરિકન્યા ' એ તો એની આંખોમા જ જોનારને મુગ્ધ કરી નાખે છે. સાચુ સૌન્દર્ય શેમાં રહેલું છે એ માત્ર આંખો દ્વારા જ બતાવી રહી છે. એની આંખોમાં નરમાશ છે. આખો ચહેરો નમણો છે; છતાં આખા મોઢા ઉપર નિર્દોષ ગાંભીર્ય છવાઇ રહ્યું છે. છતાં તે જેટલું આકર્ષક અને સુંદર છે તેટલુ બીજા કોઇ પણ ચિત્રની સુંદરીઓમા નહિ હોય ? તેની નજર મીઠી છે. કો સરોવરને તીરે તેની અંદર ખિલેલાં આછાંશાં ગુલાબી કમળની તરફ નજર કરતાં આંખને જેવો આનંદ થાય, મનને જેવો

સંતોષ થાય અને હૃદયમાં કો લાગણી ઉદ્‌ભવે તેવું સર્વાંગ સુંદર આ 'ગિરિકન્યા'નું ચિત્ર છે. નમ્રપણે કહેતાં 'રૂપગર્વિતા'નાં ચિત્ર કરતાં કળાકારે આમાં તેની કળા વધારે સારી રીતે બતાવી છે, એમ મને લાગે છે. 'રૂમઝુમ' એ ચિત્રમાં બે સ્ત્રીઓનાં શરીરના પાછલા ભાગનો જ–પીઠનો જ ભાગ દેખાય છે. તેના રંગો ઘેરા છે. પીઠના ભાગમાં પણ સ્ત્રીઓનો ઝમઝમાટ આંખ આગળ તરવરે છે. અને માથે બેડાં લઇને રૂમઝુમ કરતી પનિહારીઓ કલ્પી શકાય છે. મોઢાના ભાવો ચીતરવા કદાચ સહેલા હશે, પણ પાછળનો ભાગ આખોએ ચિત્રને ઝગમગાવી નાખે એવું બનાવવું તે ખરેખર કઠિન છે. કળાકાર તેના રંગોને લીધે જે પગલીઓ દેખાય છે તેને લીધે આખા ચિત્રને સંપૂર્ણ બનાવી શક્યા છે.

' હૃદયની વાત ' અને ' આશ્વાસન ' એ બન્ને ચિત્રો કંઇક અંશે સરખાવી શકાય. ' હૃદયની વાત ' એ ચિત્રમાં બે યુવતીઓ એકબીજાની તદ્દન પાસે બેઠી છે. તેમની થોડેક દૂર એ જ પ્રમાણે તેમના ઘડા આડા પડ્યા છે. બન્ને યુવતીઓ એક ઝાડની નીચે બેઠી છે. ચિત્રમાં રંગ નથી, માત્ર રેખાઓ દ્વારા જ ચિત્રકાર ' હૃદયની વાત ' કહે છે. કેમ જાણે શાન્ત વાતાવરણ ઊભું કરવામાં કળાકારને કોઇ પણ રંગ અનુકૂળ ન આવ્યો હોય અને આછીશી રેખામાં જ તેને ચિત્રનો ધ્વનિ રજૂ કર્યો હોય તેવું લાગે છે. સાંભળનાર અને કહેનાર બન્ને યુવતીઓની ભિન્ન ભિન્ન વૃત્તિઓ તેમના મોઢા ઉપર સ્પષ્ટ જણાય છે. એકમાં ઉત્સુકતા છે જ્યારે બીજામાં સંતોષ છે. બન્ને વાતોમાં કેવા મશગુલ છે. એકબીજામાં ઓતપ્રોત છે. ખરેખર હૃદયની વાતોનું એ આલેખન હું કેવી રીતે લખું ? તેની શાન્તિ, સંતોષ ને મિઠાશ એ બધું તો ચિત્રકારે તેમાં બતાવી જ દીધું છે.

આ સુખદ ચિત્ર પછી ' આશ્વાસન ' એ દુઃખદ ચિત્રનું આલેખન કરું. આ ચિત્ર ' હૃદયની વાત ' કરતાં તદ્દન અનોખું છે. યુવતીઓની બેસવાની રીત તેમનાં વસ્ત્રો, વાતાવરણ, અને રંગો અને એ બન્નેના ભાવો બધું જ ભિન્ન પ્રકારનું છે. નામ ન આપ્યું હોત તો પણ એ ચિત્રના રંગો અને તેના મોઢા પરના ભાવોથી સહેજે સમજી શકાય કે યુવતીઓમાં ઊંડો ખેદ છે. શોકસાગરમાં ડૂબેલી કોઇ મુગ્ધાને પ્રૌઢા આશ્વાસન આપે છે. કળાકારે તેનો હાથ ખભે મૂકાવીને ચિત્રને વધુ જીવંત બનાવ્યું છે. કેમ જાણે કો વિરહિણીનાં અશ્રુ લૂછવા માટે કળાકારની પીંછી હમણાં ફરી વળી લાગે છે. તેમની પાછળ ન્હાનકડાં ઘરનો ઉમ્બરો છે. એ અર્ધ બારણીયામાં કો એકલી યુવતીઓને બેસાડવી તે જ કળાકારની શું ખૂબી નથી ? જેવી રીતે નવલિકા કે નવલકથામાં લેખક વાતાવરણ ઊભું કરે છે–તેનાં વર્ણનોથી, પ્રકૃતિમાં ભાવારોપણથી, તેવી રીતે ચિત્રકાર પણ ચિત્રના મધ્યવર્તી કેન્દ્રને વધારે પ્રકાશમાન કરવા તેની આસપાસ કો વસ્તુઓ ચીતરે છે. અથવા કોઈ સ્થળ બતાવે છે. ' હૃદયની વાત ' ઝાડની શીતળ છાંયડીમાં એકાન્તે થાય છે. ત્યારે આશ્વાસન ઉમ્બરે અપાય છે. આ ચિત્રમાં બંનેનો ખેદ સ્પષ્ટ દેખાય છે. યુવતી એટલી બધી શોકાગ્રસ્ત છે કે તેની આંખ પણ તેના ભારથી નીચી નમી ગઇ છે. તેની ડોક પગનાં ઘૂંટણ ઉપર નંખાઇ ગઇ છે, ને તે નીચી નમેલી ડોકેથી ધણું સાંભળે છે ને કહે છે. એ વાતોમાંથી તે ઊંડુ આશ્વાસન મેળવે છે. અને લાગે છે કે આપણી પાસે માત્ર આ બે જ ચિત્રો હોય તો જીવનની અનેક લીલી સુકીમાંથી સહેજે પાર ઊતરી જઇએ.

' લીલોતરી ' એ ચિત્ર તો Pure beauty–નર્યા સૌન્દર્યનો જ ખ્યાલ આપે છે.

નવું સૌન્દર્ય એટલે કોઇ પણ જાતના માનવી ભાવોથી કલુષિત થએલું નહિ એવું સૌન્દર્ય બસ અમર સૃષ્ટિને લીલા રંગે જ રંગી દીધી છે. એ સૌન્દર્યદર્શન વેરાન નથી. ત્યાં ગોવાલણીનો પગસંચાર કરીને સમગ્ર સૃષ્ટિને ચેતનવંતી કરી મૂકી છે. જેવી આલ્હાદિત સૃષ્ટિ છે તેવી જ આનંદી ગોવાલણો પણ છે. કળાકારે લીલોતરી બતાવવા લીલા રંગને ગમે તેમ ઢોળી નથી દીધો. તેમાં સપ્રમાણતા છે, છતાં પણ તેના નૈસર્ગિક સૌન્દર્યમાં જરા પણ આંચ આવતી નથી.

આ ઉપરાંત બીજાં ચિત્રો પણ છે. 'પ્રવાસ' ચિત્રમાં વૃદ્ધ દમ્પતી જાય છે. એ વૃદ્ધ હસ્તી ખેતરોની પગથી પરથી પસાર થતાં દેખાયછે, કે તેમના મોઢા પરથી જીવનની અનેક લીલીસૂકી જોઇ હવે શાન્તિ અર્થે જાણે કો વનમાં પ્રસ્થાન કરતાં ન હોય તેવું લાગે છે. અને આ ચિત્ર એ જ શાન્તિથી જોતાં આપણા જૂના સુંદર આશ્રમોની યાદ આપે છે. ' શ્યામા ' –રાધા કદમ્બના ઝાડ નીચે શ્યામા કૃષ્ણનો વિચાર કરતી ઊભી છે. તેની ભક્તિમાં તે લીન બની ગઇ છે. કળાકાર માત્ર સૃષ્ટિના ને ગૃહજીવનના ભાવો જ આલેખી બેસી નથી રહ્યા. તેમની કળા રાજકીય રંગે પણ રંગાઇ છે. તેમાંથી પણ કંઇક સદેશ આપે છે. પૂ. ગાંધીજીના અપવાસની વાતો સાંભળવા કરતાં તેનું ચિત્ર જોવું તે વધુ આકર્ષક ને અસરકારક લાગે છે. ' શિયાળનું રૂદન ' એ આ પ્રકારનું ચિત્ર છે. એ પૂ. ગાંધીજીના છેલ્લા અપવાસ વખતનું ચીતરેલું છે. શિયાળનું રૂદન એ આપણામાં ખૂબ ભયંકર અને અપશુકનિયાળ ગણાય છે. ચિત્રકારે આમાં હિન્દના ભાવિનું સૂચન કર્યું છે. શું થશે ? જેવો પ્રસંગ ગંભીર છે, તેવું જ ચિત્ર પણ તેના લાલ અને કાળા રંગોથી ગંભીર બને છે. એ બે રંગોની મિલાવટ જ કંઇક અણધરતા બનાવનો આગાહી આપે છે ખરેખર, ચિત્રકારની ઝીણામાં ઝીણા રંગની મિલાવટ અદ્ભુત છે. એમનો હાથ કંઇ અનેરો કરે છે.

આ પ્રમાણે તેમનાં પ્રત્યેક ચિત્રો તે એકએક ન્હાનકડી કવિતા જેવા–lyrical poetry જેવાં છે, ઉર્મિકાવ્યો જેવાં છે. આ બધાં ચિત્રોમાં કળાકારે ટેપેરા કલર વાપર્યા છે. આ પ્રકારના રંગોને લીધે ચિત્રકાર ધારે તે ભાવ તેના ઉપર આલેખે છે. આ ટેપેરા કલર તે વૅાટર કલર, અને ઓઇલ કલરની વચ્ચેના–મધ્યમ રંગો જેવા છે.

તેમની કળાની વિશિષ્ટતા તેમના રંગોમાં છે. તેમ જ બીજી વિશિષ્ટતા એ તેમની ભાવનાઓમાં છે. તેમની કળા પશ્ચિમના રંગે રંગાએલી નથી. પશ્ચિમનાં ચિત્રો બિલકુલ વાસ્તવદર્શી હોય છે–Realistic Typeનાં હોય છે. જ્યારે મનીષી ડેનાં ચિત્રો પૂર્ણ ભાવનાત્મક છે. આપણા હિન્દની જૂની કળાનો પ્રાણ એ ભાવના છે. શ્રી. દે પોતે ઘણો વખત શાંતિનિકેતનમાં રહ્યા છે, અવનીન્દ્રનાથ ટાગોર પાસેથી પ્રેરણા લીધી છે અને હજી પણ પોતાની કળાને નવા નવા રૂપો આપીને ખિલવ્યાજ કરે છે. તે પોતાનાં ચિત્રો લઇને આખા હિંદમાં કલાનો પ્રચાર કરવા નીકળ્યા છે. આજે તેમનાં માત્ર ચાળીસ જ ચિત્રોનું નાનકડું પ્રદર્શન હતું; પણ આવા તો તેમણે અનેક ચિત્રો ચિતર્યા છે. આ ચિત્રોનાં મૂલ્યો પણ ઘણા વધારે છે પણ તે યોગ્ય જ છે.

આપણા દેશમાં સદ્‌ભાગ્યે આવા ભેખધારી કલાકારો ઉત્પન્ન થયા છે; અને તેમની ભવ્ય ભાવનાઓ તેમની કળા દ્વારા આલેખે છે ને પ્રજાને જાગ્રત કરે છે. એ જ દેશનું ભાવિ ઉજ્જવળ છે તેનો આગાહી કરે છે.

# ક્રાન્તિકાર કમલાદેવી

અખિલ હિંદ મહિલા પરિષદનું સુકાન જેમણે સંભાળી લીધું છે તે—એનાં સુયોગ્ય પ્રમુખની ટૂંક છતાં ક્રાન્તિકારી ઝલકભરી જીવનઝરમર

અખિલ હિંદ મહિલા પરિષદનાં વરાયેલાં પ્રમુખ શ્રી. કમલાદેવી ચટ્ટોપાધ્યાયનો પરિચય આપવો એ તો પ્રકાશમાન સૂરજને ઓળખાવવા જેવું છે. સ્ત્રીસમાજની એમની વીસ વર્ષની સતત સેવાઓથી હિંદની ભાગ્યે જ કોઈ શિક્ષિત મહિલા અપરિચિત હશે.

બાલવિધવા કમલાદેવીએ જ્ઞાતિબંધનો ને રૂઢિમસ્ત રિવાજોને ફગાવી દઈ સ્નેહલગ્ન કર્યું હતું; એમણે કોંગ્રેસ સ્વયંસેવિકા તરીકે મીઠાના કાયદાનો ભંગ કર્યો હતો; એ જેલનિવાસ એમને સદી ગયેલો છે; એમણે કોંગ્રેસની વ્યાસપીઠ પરથી સમાજવાદી સિદ્ધાંતોની હિમાયત કરી છે; એમણે (અગાઉ) એમના પતિ હરિન ચટ્ટોપાધ્યાય સાથે રંગભૂમિ પર સફળ પ્રયોગો પણ કર્યા છે; રૂઢિચુસ્ત અને 'માનનીય' ગણાતા લોકોને આઘાત ઉપજાવતાં 'વસંતસેના' અને 'ખીખરે મોતી' સરખાં ચિત્રપટોમાં અભિનયના અંબાર પાથર્યા છે. અને કાયદાની કોર્ટમાં હાજર થઈ છૂટાછેડા લેનાર એ પહેલાં હિંદુ રમણી હતાં.

*

એમના વિષે વધુ જાણવાનું તો મળે છે એમના રાજકીય ક્ષેત્રમાંથી. ૧૯૪૦ની એમણે અમેરિકામાં ખેડેલી વ્યાખ્યાનસફર દરમિયાન, જ્યારે લૉર્ડ હેલીફાક્સ અને ડફ કુપર હિંદમાંના બ્રિટિશ શાહીવાદ પર ચૂનાનો હાથ મારતાં ભાષણો ફેંકતા હતા ત્યારે, કમલાદેવી જો એ ભાષણોવાળાં ગામોમાં હાજર હોય ત્યારે, વ્યાખ્યાનો આપીને આ શાહીવાદના પ્રચારકોને જડબાંતોડ જવાબ આપતાં હતાં. એમના આ જવાબોથી શ્રોતાઓ વાહવાહના પોકારો પાડતા, ન પૂછવા જેવા પ્રશ્નો પ્રચારકોને પૂછતા, અને એના જવાબો આપતાં લૉર્ડ હેલીફાક્સ અને ડફ કુપર મૂંઝવણમાં મુકાઈ જતા.

એક પ્રસંગે, એમણે એમના વ્યાખ્યાનમાં ડફ કુપરની એવી ખબર લીધી હતી કે તેમને પાછલા બારણેથી ત્યાંથી ભાગી જવું પડ્યું હતું. આ બનાવથી અમેરિકન પત્રકારોએ ડફ કુપરને 'મદ કુપર'નું ઉપનામ આપ્યું હતું.

*

ભારતીય દેશભક્તો અને હૃદયશીલ માણસો માટે, રાજકીય પ્રવૃત્તિ અનિવાર્ય થઈ પડી છે. અને એટલે જ એકેએક બીનરાજદ્વારી માણસ આ રાજકીય ક્ષેત્રની જાળમાં ઝડપાઈ ગયું છે. પચાસ વર્ષ પૂર્વે - જો હિંદુસ્તાન એક સ્વતંત્ર રાષ્ટ્ર હોત તો, અત્યારના વખતે, મહાત્માજી નિર્દોષ એવા કંઈક સત્યના પ્રયોગો અને ખોરાકના અખતરાઓ પાછળ જ લાગ્યા રહ્યા હોત; જવાહરલાલ નેહરુએ કંઈક સાહિત્ય (અથવા વૈજ્ઞાનિક) દિશા પકડી હોત; અને સરોજિની નાયડુએ એક માત્ર કાવ્યો રચવાનું અને તેમાં જ રાચવાનું સ્વીકાર્યું હોત; જ્યારે કમલાદેવીએ કંઈક કલાત્મક પ્રવૃત્તિને ઉપાડી હોત—રંગભૂમિના સંગીતનિયોજનને અપનાવ્યું હોત અથવા ચિત્રપટતારિકા તરીકે ખ્યાતિ મેળવી હોત યા તો કલાવિવેચનને પોતાના પ્રિય વિષય તરીકે અપનાવ્યો હોત. કારણ કે

એમનું માનસ રાજદ્વારી પ્રવૃત્તિ કરતાં કલાના ક્ષેત્રમાં વિશેષ વિહરે છે. સંગીત એમના જીવનમાં છુપાયેલું પડયું છે. એમના કલા-પ્રિય આત્માએ બળ્યાઝળ્યા રાજદ્વારી ક્ષેત્રમાં ખાદીની સાડીઓના નવનવીન નમૂનાઓ સર્જવામાં તેમ જ કલા પ્રદર્શનો યોજવામાં અને કલાકેન્દ્રો સ્થાપવામાં વિશેષ આનંદ અનુભવ્યો છે.

આમ છતાં તેઓ એક સરસ લેખિકા પણ છે; અને એટલે જ એઓ સરળ ભાષા દ્વારા પોતાને જે કહેવું હોય તે કહી શકે છે. એમ કહેવાય છે કે, તેમણે આ પુસ્તકો લખ્યાં છે—"હિંદમાં સ્ત્રીપ્રવૃત્તિ" (Women's Movement in India), યુદ્ધકાળનું ચીન (War-time China), જાપાન-એનાં બળાબળો (Japan-Its Weakness and Strength) અને "શામ કાકાનું સામ્રાજ્ય" (Uncles Sam's Empire); અને મને લાગે છે કે હજી બીજાં પણ હશે.*

* તા. ૧૬-૪-૪૪ ના "બૉમ્બે ક્રોનિકલ" ના The Last Page પરથી.



# सच्चिदानंद जोवा दो*

[ ગઝલ ]

પ્રભુના પ્રેમની પ્યાસી, વિભુનું નામ જપવા દો,
મળી હરી નામની નૌકા, મને ભવપાર તરવા દો.
જગત સાગર ભર્યો ખારો, પીતાં એ ઝેર વ્યાપે છે,
તજી બદસ્વાદ ખારાને, મને અમૃત પીવા દો.
જગત મિથ્યા કહે છે સૌ, છતાં એ સત્ય ભાસે છે,
ચરાચર છે ભર્યો સૌમાં, બધી પંચાત રહેવા દો.
ગમે ના મહેલ મન્દિરો, ગમે ના મોતીની માળા,
બધી છે સ્વાર્થની જાળો, મને હરિ ધ્યાન ધરવા દો.
સગા સ્નેહી સહુ મારા, ઘણા છે દાસ-ને દાસી,
છતાં સાથે ન આવે કોઈ, મને સંસાર તરવા દો.
'કનક' સાચું મળ્યું શરણું, કાળા કૃષ્ણને ભજવા,
હૃદય દર્પણ બન્યું મારૂં, સચ્ચિદાનંદ જોવા દો.

કનકકુંવર

નં. સ્વ. શ્રી રાણીસાહેબ, માણાવા.

* નં. સ્વ. કનકકુંવરબાએ જે ભક્તિભાવભર્યાં કાવ્યો આજ સુધીમાં અવારનવાર લખ્યાં છે તેમાં આ કાવ્યથી એક સુંદર ઉમેરો થાય છે. તેઓ આવાં અનેક કાવ્યોનો રસથાળ ગુણસુંદરીને પીરસતાં રહે એમ અમે ઈચ્છીએ છીએ.—તંત્રી.

# આદર્શ અર્ધાંગના

લેખિકા : કું. ભાનુમતી તારાચંદ્ર અડાલજા

'ધીરજ ધર્મ મિત્ર અરૂ નારી
આપદ્કાળ પરખિયે ચારી.'

મહાત્માશ્રી તુલસીદાસજીની આ ઉપદેશ-વાણીની કસોટીએ ચડનાર સ્વ. કસ્તુરબા એ કસોટીમાંથી સાંગોપાંગ પાર ઉતર્યાં હતા, એટલું જ નહિ, પરંતુ એ કસોટીમાં મોટચના શુદ્ધ કુંદન સમા સાબિત થયા હતા.

જગતવંદ્ય મહાત્મા ગાંધીજીના એ જીવનસખીએ પતિપરાયણ પત્ની તરીકે પતિના આચારવિચારને અનુકૂળ થઇ, સુખદુઃખના ભાગીદાર બની, પતિના જીવનઆદર્શો ઝીલીને 'આદર્શ અર્ધાંગના 'નું' આદરણીય બિરૂદ પ્રાપ્ત કર્યું છે, અને હિંદના સમસ્ત નારી–સમાજને આર્યસન્નારી તરીકે કેવું જીવન જીવવું જોઇએ તેનું જીવંત દૃષ્ટાંત પુરૂં પાડયું છે.

૧૩ વર્ષની વયે તેમનું લગ્ન થયું ત્યારે જમાનો જુદો હતો. એ વખતે બાળલગ્ન પ્રતિબંધક કાયદો નહોતો. ન્હોતી એ કાયદાથી દંડાવાની બીક, કે નહોતી પસંદગી કરીને પરણવાની પદ્ધતિ. કસ્તુરબા મહાત્માજી કરતાં વયમાં ૬ મહિને મોટાં હતા એમ કોઇ કહે ત્યારે એ દાંપત્યજીવન આવું સ્નેહ, સંપ અને સેવાના સદ્ગુણોથી અંકિત બન્યું એ જોઇને ખરેખર કોઇપણ ચકિત થાય.

માત્ર ગૃહકાર્ય અને નીતિધર્મનું વ્યવહારૂ જ્ઞાન મેળવનાર કસ્તુરબાએ કેવળ પતિપરાયણતાના સદ્ગુણથી ગાંધીજીને જીવનભર સહકાર અને સાથ આપ્યો છે.

એમના દાંપત્યજીવનના અનેક કડવા મીઠા પ્રસંગો ગાંધીજીની આત્મકથામાં આપેલાં છે, પરંતુ એમાં પણ સ્વ. કસ્તુરબાની અડગ પતિપરાયણતા અને અર્ધાંગનાનાં ઉચ્ચ આદર્શો નજરે પડે છે.

'હિંદુનારીને પતિ એ જ સાચું શરણ' એ ભાવના સિદ્ધ કરતો ડરબનમાં બનેલો પ્રસંગ ચિરસ્મરણીય બન્યો છે. ડરબનમાં જ્યારે પારકાનાં મુત્રનું વાસણ ઉપાડવાનો પ્રસંગ આવ્યો ત્યારે એ વસ્તુ કસ્તુરબાને ભારે પડતી લાગી. ગાંધીજીએ રોષ દર્શાવ્યો, "આ કંકાસ મારા ઘરમાં નહિ ચાલે." અકળાયલા કસ્તુરબા બોલી ઉઠયા, "ત્યારે તમારૂં ઘર તમારી પાસે રાખો. હું આ ચાલી." ગાંધીજી કસ્તુરબાનો હાથ પકડીને દરવાજા સુધી ખેંચી ગયો. કસ્તુરબાની આંખમાંથી શ્રાવણ ભાદરવો વહેવા લાગ્યો. તેઓ બોલી ઉઠયા, "તમને તો લાજ નથી, મને છે. જરા તો શરમાવો. હું બહાર નીકળીને ક્યાં જવાની હતી ? હવે લજ્વાવ ને બારણું બંધ કરો. કોઇ જોશે તો બેમાંથી એકે નહિ શોભીયે." આવા પ્રસંગોમાં પણ પોતાની અદ્ભુત સહનશક્તિથી 'બા' એ સદાય જીત મેળવી છે.

આફ્રિકામાં તેમજ હિંદુસ્તાનમાં, સુખમાં કે દુઃખમાં કસ્તરબા વૃક્ષને વેલી વીંટાઇ રહે તેમ ગાંધીને વળગી રહ્યાં છે, અને પ્રકાશ તથા પડછાયાની માફક દરેક કાર્યમાં તેમને હૃદયપૂર્વક સંગીન સાથ આપ્યો છે. ચાલીસ કરોડની પ્રજા જેને 'બા'નું વાત્સલ્યભાવ ભર્યું બિરૂદ આપતી–એમનો પડતો બોલ ઝીલી લેવા ખુશી બતાવતી તેવાં આ 'બા' એ ધાર્યું હોત તો પોતે આરામભર્યું જીવન ગાળી શકેત. પરંતુ તેઓ તો બીજાની સેવા કરવામાં જ જીવનની સફળતા માનતા, જાને

રસોઈ કરી બીજાઓને જમાડતાં, અને શરીરની આળપંપાળ અળગી કરીને કામમાં જ રચ્યાંપચ્યાં રહેતાં.

'સંગનો રંગ લાગે' અથવા 'સોબત તેવી અસર' એ કહેવત તેમની બાબતમાં સાચી પડી છે. ઓછું ભણ્યાં હોવા છતાં ગાંધીજીના સહવાસથી તેમનામાં અજબ આત્મસમર્પણની ભાવના, અડગ શૌર્ય, અસીમ સેવાભાવના સદ્ગુણોએ સંચાર કર્યો, અને પૂ. કસ્તુરબાએ એ સદ્ગુણોની છુટા હાથે લ્હાણી કરી. એ સેવાભાવનાનો એમણે અનેક બહેનોને રંગ લગાડ્યો છે, અને અનેક સન્નારીઓને એમણે નારીના ઉચ્ચ આદર્શોના પિયૂષ પાયાં છે. એમની ધર્મભાવના પણ અજબ ઉચ્ચ કોટીની હતી. ડરબનમા તેઓ જીવલેણ માંદગીમા સપડાયાં હતાં ત્યારે પણ ડૉકટરના દબાણભર્યા આગ્રહને પણ નકારીને તેમણે પોતાનો નિશ્ચય જણાવ્યો હતો કે "મારે માંસનો સેરવો નથી લેવો. મનખાદેહ વારેવારે નથી આવતો! ભલે તમારા ખોળામાં હું મરી જાઉં પણ મારાથી આ દેહ વટલાવાશે નહિ."

દક્ષિણ આફ્રિકામાં હિંદીઓનાં લગ્ન પણ કોર્ટમાં નોંધાવા જોઈએ એવો કાયદો નીકળ્યો. ત્યારે ગાંધીજીએ કસ્તુરબાને સત્યાગ્રહ કરવા—જેલમાં જવા—ફળાહાર ન મળે ત્યાં સુધી ઉપવાસ કરવા સૂચવ્યું ત્યારે કસ્તુરબા હસી પડયા, અને ટકોર કરી, "તમે પણ ઠીક મને મરવાનો રસ્તો બતાવો છો! મને લાગે છે કે હું જેલમા મરી જઈશ." ગાંધીજીએ એ વખતે જે જવાબ આપ્યો હતો એ જવાબ આજે અમર બનવા પામ્યો છે. તેમણે ખડખડાટ હસીને કહ્યું હતું, "તું જેલમાં મરી જઈશ તો હું તને જગદંબા માફક પૂજીશ." આજે આપણે સૌ જાણીએ છીએ તેમ કસ્તુરબા જેલમાં મૃત્યુ પામ્યા છે, અને હિંદી જનતાના મુખે તો ખરું જ, પરંતુ પોતાના સૌભાગ્યમણિ મહાત્માજીના મુખે પણ 'જગદંબા'ની મહાન ઉપમા પામી ગયા છે.

ગમે તેવા નાના કે મોટા, ગૃહજીવનના કે સમગ્ર ભારતના પ્રશ્નોમા એકનિષ્ઠાપૂર્વક તેમણે ગાંધીજીની આજ્ઞાને શિરસાવદ્ય ગણી છે. દરેક વાતમાં તેમનો પડતો બોલ ઝીલ્યો છે. શારિરીક કે માનસિક ઉપાધીઓ ને કષ્ટો તેમણે વેઠ્યાં છે. નાની કે મોટી લડતને મોખરે રહીને અનેકને પ્રેરણા આપી છે. ગાંધીજીની માન્યતાને તેમણે સદૈવ પોતાની માન્યતા તરીકે અપનાવી લીધી છે.

ગાંધીજીએ જ્યારે બ્રહ્મચર્ય વ્રતનો સ્વીકાર કર્યો ત્યારે જરાપણ કચવાટ બતાવ્યા કે વાદવિવાદ કર્યા વગર તેમણે પણ એ વ્રતનો શ્રદ્ધાપૂર્વક આદર કરી લીધો હતો, અને એ વ્રતના સ્વીકાર પછી બીજાઓની માફક, ગાંધીજી પણ તેમને 'બા'ના નામથી સંબોધતા એ તેમની મહત્તા સૂચવે છે.

ગૃહકાર્ય અને વ્યવહારમાં કુશળ 'બા' પતિસેવા અને પતિભક્તિમાં લીન રહેતા. 'બા' વીરતામા એકે પ્રસંગમાં પાછા પડ્યાં નથી. સેવાભાવમાં નમ્રતા સેવનાર 'બા'માં જોખમો ઉઠાવવાની વીરતા પણ અપૂર્વ હતી. તેઓ એક **વીરાંગના** તરીકે જીવી ગયા છે અને બીજાને તેવું જીવન જીવવાનો સંદેશ આપતા ગયા છે.

મોટા માણસ ગણાવું એ એક વાત છે, અને મોટા માણસના સદ્ગુણો જીવી બતાવવા અને આચરણમા મૂકવા એ જુદીજ વાત છે. કસ્તુરબાએ આ-બને વસ્તુઓને દીપાવી છે. પોતાના સાદા આડંબરરહિત સ્નેહાળ અને સૌજન્યભર્યાં તથા સેવાપરાયણ જીવનદ્વારા એમણે આજની હિંદની સન્નારીઓ સમક્ષ સાદાઈના સિદ્ધાંતો રજુ કર્યા છે અને સાથે સાથે સેવાનો આદર્શ પણ રજુ કર્યો છે.

'આ'ની ખરી મહત્તા તો શ્રી. નિહાલસિંહ-ના નીચેના ઉદ્‌ગારોમાં સ્પષ્ટ તરી આવે છે, "શ્રીમતી ગાંધી રામાયણમાંથી જ જાણે ઉતરી આવેલ છે. એ પ્રાચીન મહાકાવ્યમાં આપેલા વર્ણનનો જ એ આદર્શ છે. મને કદી એવું નહોતું લાગતું કે હું સો વર્ષ જીવીશ તો પણ આ જમાનામાં આવી આદર્શ સ્ત્રી હું જોવા પામી શકીશ."

ફેશનમાં ફસાઈ પડેલી, કૃત્રિમ શ્રૃંગારમાં રાચતી, શારીરિક કોમળતાને કેળવતી, પોતાનું જ સુખ સાચવવામાં રચી પચી રહેતી, મિથ્યા આડંબરને અપનાવતી અને આર્યસન્નારીનાં સ્વભાવને ભૂલી જઈ અર્વાચીન અબળા ગણા-વામાં મોટપ માનતી બહેનોએ કસ્તુરબાના જીવનમાંથી ઘણું ઘણું શીખવાનું છે. એ તેઓ શીખે તો જરૂર તેમની કાયાપલટ થઈ જાય તેમાં સંદેહ નથી,

'ગુણસુન્દરી' વાંચનારાં બહેનો આ 'આદર્શ અર્ધાંગના'–સ્વ. કસ્તુરબાના આદર્શોને ઝીલે અને એ આદર્શો પોતાના જીવનમાં ઉતારે તો તેઓએ સ્વ. ને સાચી માનાંજલિ આપી ગણાશે. પ્રભુ સ્વ. કસ્તુરબા–એ આદર્શ અર્ધાંગનાના આત્માને અમર શાંતિ અર્પો!

# દરેક ઘરમાં વસાવવા લાયક સંસ્કારી પુસ્તકો

ડુંગરશી ધ. સંપટનાં
ગ્રન્થરત્નો.

જર્મનીની રૂા.
આત્મકથા ૪- ૪-૦
ઘરની રાણી ૧-૧૨-૦
સંસ્કારલક્ષ્મી ૧-૧૨-૦
જીવનસખી ૪-૪-૦

## ભવિષ્યવાણી

રૂા. ૧।।। વી. પી. દસ આના
તમારૂં ને તમારાં કુટુંબી-
ઓનું કિસ્મત આ પુસ્તક
દ્વારા ઘેરબેઠાં જાણી લ્યો.

ભારતજનની

# કસ્તુરબાનું

## સંપૂર્ણ જીવનચરિત્ર

બા અને બાપુની છ તસ્વીરો

તથા ગાંધીજીના મનોમન્થનને તાદ્રશ્ય કરતાં શ્રી. કનુ દેસાઇના ચિત્રો અને સ્વ. પૂ. કસ્તુરબાના સંપૂર્ણ જીવનની રૂપરેખા રજૂ કરતી આ અલભ્ય પુસ્તિકા આજે જ વસાવી લ્યો.

## ભાગ્યોદય
યાને
## વ્યાપારી ભવિષ્ય

રૂ. ૫-૦-૦ વી.પી. દસ આ

તમારા ભાગ્યમાં શું છુપાયું છે? તે આ પુસ્તકદ્વારા જાણો. ૧૯૪૪ની સાલની માસવાર વરતારો. રૂ, સોનું, ચાંદી, શેર, અળશી, બીયા વિગેરે બજારોની તેજીમંદી ની સાચી રૂખ ઉપરાંત વેપારીને ઉપયોગી એવા જ્યોતિષના દરેકે દરેક વિષયો આ ગ્રન્થમાં આપવામાં આવ્યા છે.

## છેલ્લાં બહાર પડેલાં પુસ્તકો

| | | | | | |
|---|---|---|---|---|---|
| કસ્તુરબા | ૧-૮-૦ | આંસી બોળો | ૨- ૮-૦ | બંગાળી જીવન અને સાહિત્ય | ૧- ૦-૦ |
| સાધના | ૨-૦-૦ | જર્મનીની આત્મકથા | ૪- ૪-૦ | વ્યાપારી ભવિષ્ય યાને ભાગ્યોદય | ૫- ૦-૦ |
| ચુન પ્રવાસ | ૩-૦-૦ | ધર્મોનું મિલન | ૫- ૦-૦ | ભવિષ્યવાણી | ૧-૧૨-૦ |
| રસ્ય મંઝીલ | ૩-૦-૦ | ગાંધીજીને જગવંદના | ૨-૧૨-૦ | હાથની ભાષા | ૫- ૦-૦ |
| ન્યા | ૨-૦-૦ | ભક્તિપ્રભા યાને તે કોણ | ૩-૦-૦ | શરીર સામુદ્રિક | ૩- ૦-૦ |
| ક્ષી | ૫-૮-૦ | શ્રી લક્ષ્મીસાધના | ૧- ૪-૦ | પ્રમાનો બાપ | ૩- ૦-૦ |
| | ૩-૮-૦ | શ્રી શક્તિમહિમા | ૧- ૮-૦ | રતની અને બીજી વાતો | ૧- ૪-૦ |
| પ્રભુતામાં પગલાં અને બીજી વાતો | ૩-૮-૦ | પ્રભુનાં પ્યારા | ૧- ૪-૦ | વ્રતોત્સવ | ૩- ૦-૦ |
| મિલન | ૨-૦-૦ | તારામતી | ૧- ૪-૦ | વનિતા વિનોદ | ૩- ૮-૦ |
| વારસદાર | ૩-૦-૦ | જીવનસખી | ૪- ૪-૦ | ભાઇબહેન | ૩- ૮-૦ |
| શ્રીમતી સીતા | ૩-૮-૦ | ઘરની રાણી | ૧-૧૨-૦ | ભાભી | ૩- ૮-૦ |
| અભિમાન | ૩-૦-૦ | સંસ્કારલક્ષ્મી | ૧-૧૨-૦ | એને ચરણે | ૧- ૪-૦ |
| શરદવાણી | ૨-૦-૦ | ભાતભાતનું ભરતકામ | ૧- ૦-૦ | લગ્નનો આનંદ | ૩-૧૨-૦ |
| ભારતી | ૨-૮-૦ | આગ્રપાર્થ. ભા. ૧-૨ | ૬- ૦-૦ | માનવદેવા | ૧- ૮-૦ | વાત્સ્યાયન કામસૂત્ર | ૬-૧૨-૦ |

આજના કપરા કાળમાં જ્યારે કાગળની અતિ દારૂણ ખેંચ અને મોંઘવારી ચાલી રહી છે ત્યારે પણ આવાં ઉત્તમ કોટીનાં નવા પ્રકાશનો રજુ કરવામાં આવેલ છે તે ખરેખર પ્રશંસા અને અભિનંદનપાત્ર છે.

— આપનો સેટ આજે જ વસાવી લ્યો. લખો યા મળો —

# એન. એમ. ઠક્કર એન્ડ કું.

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ
૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ,

# કુમુદિની

*એનું નામ તો હતું કનુભાઈ, પણ દેખે વાને અને ગુણે હતા કથીર સરખા—કહેવાતા કુળવાન એટલે ઉપરા છાપરી કન્યાનાં માગાં આવતાં; કન્યાને એ ન ગમતા છતાં કનુભાઇ 'નથી ગમતી' કહી એ માગાં પાછાં વાળતા. એવાય કનુભાઈ આખરે કુન્દન સરખી કુમુદને પરણ્યા; એના જીવનપગથારને પહેલે પગથિયેથી જ એના પગ ડગમગવા લાગ્યા, એણે એ જીવનનો ત્યાગ કર્યો અને સ્વયંસ્વીકૃત કૌમાર્ય ગ્રહણ કર્યું; બાળ-વિહોણી એ અનેક બાળકોની કલાદાતા માતા બની અને આખરે એ ખરી કલિકા—કલાકારિણી બની.

લેખક : શ્રી. બાળકૃષ્ણ જોશી

કનુભાઇનું લગ્ન લગભગ કાયદાબાજ જ થયું હતું ! શીળીના ચાઠાથી છવાયેલો ચહેરો, ભયભીત નજર, કાળા ધોળા મિશ્રણ થયેલા વાળની વધતી જતી દાઢીની હજામત, લાંબી હડપચી, બેઠેલા ગાલ—એ બધા પર કલશની જેમ માથે શોભતી લાંબી ચોટલી એ બધું તેના લગ્નની વાત સુધી બહાર કાઢી નાખવાને માટે જવાબદાર હતું.

પ્રથમ કેટલીક વાર કન્યાઓનાં માગાં આવતાં, કેમકે કુલ ગમે તેવું તોયે કનુભાઇ માસિક અઢાર રૂપીઆનો પગારદાર હોઇ ઘરમાં ગણાતો. અને હિંદુસ્થાનમાં ગરીબ કન્યાઓ અને તેમનાં ગરજીલા માબાપ ઓછાં પડેલાં છે ?

પાડોશમાં જ એક પોસ્ટ માસ્તર રહેતા હતા. તેની પત્ની સુલભાને આ કનુભાઇની બાબતમાં કોણ જાણે કેમ—પણ બહુ રસ પડતો. જ્યારે જ્યારે તે ઉપલા માળની બારીમાં ઊભી રહેતી ત્યારે ત્યારે કનુભાઇના ઘરમાં થતી દરેક હીલચાલ તેના જોવામા આવતી.

કોઇ કાળી તો કોઇ લૂલી લંગડી, કોઇ તદ્દન બાઘા જેવી દેખાતી—એવી એવી કન્યાઓ કનુભાઇની પસંદગી માટે આવતી. વખતો-વખત લાલ ચટક ચહા બનતી, મેલી દાટ શેતરંજી ઝાપટીને પથરાતી; દરેક વખત પતાસાં, ખારેકો કે ગોળના પડીઆ હાજર થતા. દીકરાનું ઘર ઊભું રહે એવી આશામાં કનુ-ભાઈની વૃદ્ધ મા હરકોરની આંખમાં આનંદનાં આંસુ ઉભરાતાં; અને તે પૂરાં ટપકી રહે તે પહેલાં તો 'કન્યા પસંદ નથી' એવો ઉત્તર સાંભળતાં તે જ આંસુ પાછાં દુઃખનાં બની જતાં.' હરકોરવહુ ચીડાઈ જતી ને કહેતી, "ત્યારે તું શું મોટો રૂપનો કટકો છું ? ગરીબ ઘેર તો એવી કાળીકુબડી કન્યા જ સોનાની—શરીરે સારી, હોય એટલું જોઇએ."

હંમેશાં સંભળાતા આ શબ્દોથી સુલભાના કાન ટેવાઇ ગયા હતાં.

કનુભાઈ પણ લગ્નનું કાંઈ ચોક્કું નહિ પડતું જણાતાં બ્રહ્મપ્રતિજ્ઞા લઇ બેઠા હતા કે મારી બહેન શાંતાનું લગ્ન નક્કી ન થાય ત્યાં સુધી મારે લગ્ન જ નથી કરવું અને એ રીતે તે પોતાની ઉણપ ઢાંકવાનો યત્ન કરતો હતો.

સુલભાએ આ વાત સાંભળી ત્યારે તે એકલી બેઠી હતી તો પણ તેને હસવું આવ્યું.

" ગરીબાઈને લીધે બિચારાના લગ્નનું લંબાતું જાય છે ! એ વિષય પર તો લેખો લખાવા જોઈએ–વાર્તાઓ, નવલિકાઓ લખાવી જોઈએ ત્યારે સમાજને ખબર પડે કે ગરીબાઈ કેટલી ભયંકર વસ્તુ છે ?–આવા આવા વિચારોથી તેનું મન ભરાઈ જતું છતાં કાગળ લઈ લખવા બેસતી ત્યારે એક અક્ષર પણ લખાતો નહિ !

એવામાં સુલભાના પતિ વિનુભાઈની થોડા વખત માટે બદલી થવાની વાત સંભળાઇ. પોસ્ટમાસ્તરની નોકરીનું શું પૂછવું ? દર ત્રણ વરસે નવી નવી દુનીઆ ને નવા નવા પાડોશ જોવાના મળે ! વિનુભાઇનો સ્વભાવ પણ બહુ મજાનો હતો. પોતાના ગાંઠના પૈસા ખર્ચીને પણ ચહાપાણીની મીજલસ તેને ત્યાં હંમેશાં જામેલી જ રહેતી. તેથી તેને મિત્ર-મંડળની ખોટ ન હતી ! અને વિનુભાઈ બદલી થતાં જવા તૈયાર થાય એટલે સૌને માઠું લાગતુ.

કનુભાઈની આ હરકોર ગરીબ સ્થિતિની હતી તેથી સર અવસરે સુલભા તેને પોતાને ત્યાં બોલાવતી અને એ પણ તેને આનંદથી કામકાજમાં મદદ કરતી આથી તેમની વચ્ચે સારો સબંધ બંધાયો હતો, એટલે તેણે પણ એ લોકોના જતાં પહેલા એક દિવસ અગાઉ સુલભાને પોતાને ત્યાં ચહાપાણી માટે બોલાવી !

તેણે મેલી દાટ શેતરંજી ઝાટકીને પાથરી દીધી અને સુલભા તેના પર ગોઠવાઇ જતાં હરકોર પાસે આવી બોલી " બહુ સારૂં થયું, સુલભાબેન ! તમે આવ્યાં તે. "

૨

સુલભાએ સ્મિત કરી ઉભાં જ રહી આભાર માન્યો પણ હરકોરનું હૃદય ઉછાળા મારી રહ્યું હતું. તે બોલી " હમણાં જ મારા કનુ માટે એક કન્યા આવવાની છે–તે તમે તમારી ભાભીને જોઇ લેજો બા–કહે છે તો ખરા કે છોકરી સારી રૂપાળી છે—"

સુલભા હસી. " પણ કનુભાઇ પસંદ કરશે તો ને ? એમને તો જાણે રંભા–ઉર્વશી જોઇએ. "

કનુભાઇ પાસે જ બેઠો હતો. તેના લાચાર મો પર હાસ્ય તરવર્યું. મોટા મોટા દાંત બહાર દેખાવા લાગ્યા. ભયભીત નજરમાં પણ સહજ આનંદની છાયા ભળી. તે બોલ્યો, " ના, ના, સુલભાબેન ! એમાં તમારી સમજફેર છે. હું બહુધા નાપસંદ કોઇને જ કહેતો નથી– ને તે શા પર કહું ? મારી પાસે કાંઈ પૈસો છે ? જમીન જાગીર છે કે મોટી અમલદારી છે ? આપણા નસીબમાં તો કારકુનીનો ઘસડ-બોરો જ તાણવાનો લખ્યો છે–હાં પણ કહેવાની મતલબ એવી કે ઘણી વાર સામા પક્ષની જ ના આવે છે ! "

એવામાં દાદર પર, પગરવ સંભળાયો. એક વયોવૃદ્ધ ડોસો એની ભુખરી નજરે જોતો પ્રથમ અંદર આવ્યો; પછી મોટર ડ્રાઇવર શાઇ ટોપી અને મેલાં કપડાં પહેરેલો બીજો એક શ્યામવર્ણો યુવક અંદર દાખલ થયો– અને પાછળ પાછળ એક છોકરી પણ આવી.

સુલભાની નજર આખાં સરઘસ પર જવા છતાં તે છોકરી પર ખાસ ચોંટી ગઇ. " વાહ, કેવી સરસ ઉજળીદટક છોકરી છે ! આંખ, નાંક, કાળા ચળકતા વાળ–કેટલાં આકર્ષક છે ! શરીરે દાગીના લગભગ નહિ જેવા જ છે તો પણ સાચા સૌન્દર્યને કાંઇ સજાવટની જરૂર હોય ખરી ? "

સુલભાએ વિચારમાં જ બીજી બાજુએ નજર ફેરવી તો કનુભાઇની ભૂખાળવી નજર કન્યા પર ચોંટી ગયેલી જણાઇ ! સુલભાને મનમાં કાઇ કાંઇ થયું હતું. તાસકમાંથી એક લવંગ લઇ મોમાં નાખતાં તેણે પૂછ્યું, " તમારૂં નામ શું છે ? "

"કુમુદ—કુમુદિની?"

"ક્યાં સુધી ભણ્યાં છો? નામ તો સરસ છે હોં!"

"ગુજરાતી છઠ્ઠી ચોપડી."

"ઉંમર કેટલી?"

"સોળ."

"ભાઈબેન છે કે? ઘરમાં બીજું કોણ કોણ છે? બાપા શું કામ કરે છે?"

"બાપા અને ભાઈ છે. બીજું તો કોઈ નથી. બાપાને વીસ રૂપીઆની નોકરી હતી, પણ હમણાં કમી થયા છે—ભાઈ મોટર ડ્રાઈવર છે—"

"બાપા કેમ કમી થયા છે, વારૂ?"

તેની નજરમાં તિરસ્કાર અને દુઃખની છાયા તરવરી. તે કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના નીચું જોઈ રહી.

સુલભાને જરા પોતાની જાત પર ક્રોધ ચડ્યો "બિચારી સકંજામાં સપડાઈ એટલે મારાથી તેના પર વાઘણની માફક પ્રશ્નપરંપરાની તરાપ મરાય?—"

તેણે મૃદુ સ્વરે તે પ્રસંગ ટાળતાં પૂછ્યું "વારૂ બેન, તમને ખાસ શોખ શાનો છે?"

"ગાવાનો."

"સારૂં ગાતાં આવડે છે?"

"સાધારણ, પેટી પર ઠીક આવડે છે."

"ક્યા શીખ્યાં હતાં?"

"ખાસ શીખી નથી; પણ મારી એક બહેનપણી સરલાને ત્યાં ફોનોગ્રાફ, રેડીઓ અને વાજાની પેટી બધું છે. ત્યાં હું ઘણી વાર જતી. તેથી આવડવા માંડ્યું. અને થોડું સરલાએ શીખવ્યું."

સુલભાએ કનુભાઈ સામું જોઈ કહ્યું, "કેમ, પેટી મંગાવું આપણે ત્યાંથી?"

મનમાં આનંદનાં ગલગલિયાં થતાં હોય એમ કનુભાઈ હસતાં હસતાં બોલ્યા, "હા, હા વળી."

સુલભાને ચીડ ચડી છતાં સ્વસ્થ બેસી રહી. વાજાની પેટી આવી. ખોલીને કુમુદે સૂર મીલાવ્યા અને શાસ્ત્રીય પદ્ધતિએ આ—થી શરૂઆત કરી—સ્વર મીઠો હતો.

૩

વીજલડી રે હમાં ન્હે રહો તો,
હરની પૂછું એક વાતલડી રે—
કોયલડી રે હમાં ન્હે રહો તો
દિલની પૂછું એક વાતલડી રે—
દીનના દીનાનાથે અજવાળાં આપીઆં,
અંધારી કેમ કીધી રાતલડી રે—વીજલડી રે.

× × ×

સુલભાનું ચિત્ત આકુળવ્યાકુળ થઈ ગયું! કેટલીક વાર સુધી તો કુમુદિનીની ગમગીન સ્વરમાળા તેના કાનમાં ગુંજી રહી. કેટલો કોમળ કંઠ! કેવા સરસ ભાવ! આવી ગુણવતી અને રૂપવતી કુમુદનાં કનુભાઈ સાથે લગ્ન—હર, હર! કાગડાની કોટે દહીંથરૂં! એ વિચારેજ સુલભાને ચીડ ચડી. ફાવે તેમ કરી આ લગ્ન તોડી નાખવાનો સાહસિક વિચાર પણ એક વાર તેના મનમાં આવી ગયો! તેણે ઉંચું જોયું તો કુમુદિનીની નીચી વળેલી આંખમાંથી અશ્રુ ટપકી તેના ગાલ પર ચળકતાં જણાયાં. સુલભાને મનમાં ઘણો ચણચણાટ થયો!

બીજે દિવસે સુલભાએ તે ગામ છોડ્યું. કનુભાઈ વિદાય આપવા આવ્યો હતો, પણ તેની ગરીબડી, બેડોળ મુખમુદ્રાની આડમાંથી આરીસાની જેમ સુલભાને કુમુદિનીનું કરમાયલું નિસ્તેજ મુખકમળ ચોખ્ખું જણાતું હતું!

મોટર ઉપડવાની તૈયારી થતાં ડ્રાઈવરે મશીન ચાલુ કર્યું. સુલભાએ કનુભાઈ સામે જોઈ કહ્યું, "કનુભાઈ!..."

પણ આગળ તેનાથી કાંઈ બોલાયું નહિ, કનુભાઈ પાસે આવતાં બોલ્યા "સુલભાબેન, લગ્ન પર જરૂર આવજો હો—કંકોત્રી

આવશેજ-કાલવાળી કન્યાનુંજ નક્કી થઇ ગયું છે, આવજો હો-જરૂર—"

મહેશ્વર સુલભાને કુમુદિની સાથે શો સંબંધ હતો છતાં આ વધામણી તેને કુમુદના લ્ગ્નના સમાચાર સમીજ લાગી ! મનમાં જાણે વજ્રપાત થયો. તે જેમ તેમ લાગણીઓ દબાવી બોલીઃ " ઉપરથી પાછી પરઠણ લેવાની કે ? તમારો વાંકડો ? "

" હેં હેં—" કનુભાઇ દાંત બહાર કાઢતાં હસ્યો.

" તે તો ક્યાંથી આપે ? મારા કરતાં તો એ લોકો વધારે ગરીબ છે—બાપ બેંકમાં કારકુન હતા ત્યાં પૈસાની અફરાતફરી કરી—પણ થોડામાં પતી ગયું એટલે માત્ર નોકરી ગઇ—ઘરમાં જે કાંઇ હતું તે વેચીસાટી પૈસા તો ભરવા પડ્યા ! મારો સાળો છે તે કલીનર છે. તેને પંદર રૂપીઆ માંડ મળે છે, પણ તેનામાં અઠ્ઠાવીસ અવગુણ છે એટલે બંને તરફથી બધો ખર્ચ મારે જ ઉપાડવાનો છે—આવજો હોં—

મોટરનો ભરૂરૂરૂ અવાજ થયો. મશીન ચાલુ થતાં પૈડાં ચક્કર ચક્કર ફરવા લાગ્યાં ને તે સાથે સુલભાનું માથું પણ ફરવા લાગ્યું. " મારો નાનો ભાઇ હોત કે દીઅર હોત તો હું કુમુદિનીને ખાસ મહેનત કરી પરણાવી દેત—પણ આ કનુભાઇ અને ગંકડી કુમુદ—હર, હર! આ જોડી બિચારાના નસીબમાં વિધાતાએ લખી ?—

વીજળી તે હજાં જો રહો તો
હરની પૂંછ એક વાતલડી રે.

મોટરના પૈડાંના ચરચરાટમાંથી એ કુમુદના ગાયેલા કરુણ ગીતનાં આંદોલનો નીકળતાં સુલભાના કાને ગુંજવા લાગ્યાં—"

" શો હિંદુ સંસાર— " તે ઉંડા વિચારમાં ઉતરી પડી.

૪

લગભગ સાત આઠ વરસે સુલભાને એજ ગામમાં બદલી થતાં પાછું આવવાનું થયું. તેનાં ઓળખીતાં ઘરો અને પરિચિત ચહેરા જોતાં તે પ્રસન્ન થઇ ગઇ ! પહેલાં જે ત્રણ માળનું મકાન રાખ્યું હતું તેનું તે જ મકાન તેમને આ વખતે પણ મળવાનું હતું, આથી ઘણે દિવસે તેને જાણે પોતાના પીઅરમાં જ આવી હોય એમ લાગ્યું. કનુભાઇ હજી તેજ ઘરમાં રહેતો હશે ! ને પેલી કુમુદ ?

તેણે પોતાના મકાનમાં મેડા પર જઇ બડોબડ બારીઓ ઉઘાડી—તો કનુભાઈ એક બાળકને રમાડતો હતો ! એ દૃશ્ય જોઇ સુલભા ચકિત થઇ ગઇ, તેની આજુબાજુ ચારપાંચ છોકરાં કુદાકુદ કરતાં હતાં. બધાંય કાળા કાળાં—સીસમના કકડા—ને પેટેલાં નાક—ચીબાં ચટકાં—મેલાં ઘેલાં કપડાં—અને કનુભાઈ પર આવી પહોંચી વૃદ્ધાવસ્થા સ્પષ્ટ દેખાતી હતી ! આ બધું જોતાં સુલભાના મનમાં વિચારોની દોડાદોડ થઇ રહીઃ " શું ? સુંદર રૂપાળી કુમુદનાં આ ભોગઠા જેવાં છોકરાં ? પણ કુમુદ તો કાંઇ દેખાતી નથી—" ડોશીમા તો મરી ગયાં એમ સાંભળ્યું હતું.

પણ કુમુદિની ? એ સુખી થઇ હશે ? કનુભાઇ તો કૃતકૃત્ય થયેલા જણાય છે, પણ આવો અવ્યવસ્થિત સંસાર ? આવી અવ્યવસ્થા કુમુદ જેવી ગૃહિણીને ગમે ખરી ? ઢેર ઢેર કચરો, છોકરાનાં ગેલાં ફાટલાં તૂટલાં કપડાં એ સર્વ અસ્તવ્યસ્તતાની સાક્ષી પૂરે છે ! વળી સરસામાનથી ખીચોખીચ ભરેલા ખૂણા, ધૂમાડીઆ ચૂલો ! શું કુમુદ જેવી દેખાવડી અને સ્વચ્છ સુઘડ છોકરીએ સંસારની આવી અવકળા કરી હશે ?—"

બારી બંધ કરી સુલભાએ તે કરુણ દૃશ્ય

પર પડદો પાડી દીધો. પણ તેના વિચારપર પર તો પડદો ન જ પડી શક્યો.

સુલભાને વૃંદા નામે છ વરસની છોકરી હતી. તેનો સ્વર બહુ મીઠો હતો અને ગાવાની તેને ઘણી હોંસ હતી! તેથી એક દિવસ સુલભાએ પતિ આગળ વાત છેડી " કહુ છું, આપણી વૃંદાને સંગીતની તાલીમ આપી હોય તો ? "

"ઘણું સારૂં," વિનુભાઇએ સંમતિ આપી.

સુલભાની સખી સુમિત્રાની દીકરી બિંદુ સંગીત ક્લાસમાં જતી હતી એ તે જાણતી હતી. તેથી એક વાર વૃંદાને લઇ સુલભા સુમિત્રાને ત્યાં એક જાડી બેડલ શ્યામળી સ્ત્રી બે ત્રણ છોકરાં લઇને બેઠી હતી તેને બતાવતાં સુમિત્રા બોલીઃ " આ તમારી પાછળ કનુભાઈ કારકુન રહે છે ને તેમનાં વહુ ચંચળબેન—ને ચંચળબેન ! આ હમણાં નવા પોસ્ટ માસ્તર સાહેબ આવ્યા છે ને—તમારી બાજુમાં જ રહે છે તેમનાં પત્ની સુલભાબેન—"

સુલભાએ સ્મિત કર્યું અને તેનો વિકટ સ્મિત હાસ્યથી ચંચળે જવાબ આપ્યો ! કેટલીક વારે તે તો પોતાનું લાવલશ્કર લઇ ત્યાંથી ચાલી ગઇ. પરંતુ ત્યાં સુધી મનમાં બળાત્કારે દબાવી રાખેલો ઉભરો બહાર કાઢતાં લાગલી જ સુલભા બોલી " કનુભાઇ બીજી વાર પરણ્યા એમ ? "

" હા વળી. "

" ને પહેલી વારની ? બિચારી મરી ગઇ કે શું ? છૂટી બિચારી—"

સુમિત્રા હસી " ના રે, એ તો રાં-નારી નીકળી તે તેને કાઢી મૂકી, કનુભાઇએ ફરીવાર લગ્ન કર્યું.

" કુમુદિની—નારી નીકળી ? " સુલભાને એ વાત અશક્ય લાગી. તે બોલીઃ " હમણાં એ ક્યાં છે ? "

સુમિત્રા મશ્કરીમાં બોલી " કેમ, તારે મળવું છે ? તો બહે, તપાસ કરીશું, સાંભળવા પ્રમાણે તો તેણે મુંબાઇ કે વડોદરા જેવા શહેરમાંજ દુકાન કાઢી છે, પણ તારી વૃંદાને તારે સંગીત ક્લાસમાં દાખલ કરવી છે ને—તો ચાલ ત્યાં તો જઇ આવીએ ?

કલિકાબેન બહુ ભલી અને ગુણિયલ બાઇ છે. કેટલું સરસ નામ છે, અને માત્ર છોકરીઓનેજ શીખવે છે—લગભગ વીસ છોકરીઓ અત્યારે એમના વર્ગમાં છે. "

" ફી કેટલી રાખી છે ? "

" અઢી રૂપીઆ—એ કાંઇ વધારે કહેવાય ?"

" નહિ રેતો. એકલી છોકરીઓ પર નભાવવાનું એટલે ? "

આમ વાતો કરતાં કરતાં ઉભય સખીઓ બહાર નીકળી સ્ટેશન રોડ તરફ જવા લાગી.

૫

કેટલુંક ચાલ્યા પછી સુલભા અને સુમિત્રા એક નાનકડા પણ ઘાટીલા મકાન આગળ આવી થોભી—બારણે પાટીઉં લટકતું હતુંઃ

" કલિકા " સંગીત વિભાગ

મીઆગામ.

ઉભય સખીઓ અંદર પેઠી, બહારના દીવાનખાનામાં એક બે સાદા બાંકડા તથા બેચાર ખુરશીઓ પડી હતી. ત્યાં જઇ તેમણે આસન લીધું અને ટેબલ પર પડેલી ઘંટડી વગાડતાં થોડીક વારે એક યુવતી બહાર આવી. વર્ણ ગૌર હતો; આંખો ઘેરી હતી, મુખમુદ્રા ચળકતી હતી.

સુલભાની પૂર્વસ્મૃતિ કંઇક તાજી થવા લાગી—ને આશ્ચર્યચકિત થઇ મનમાં જ બબડી " ઓ હો, આ તો કુમુદ ! સફેદ સાડી અને સુંદર સાદા બ્લાઉઝમાં પણ કેટલી મનોહર લાગે છે ! "

સુલભાએ ગભરાઇ જઇ પૂછ્યું. " કલિકા-બેન ક્યાં છે ? "

તે બોલી " હું જ કલિકા, કેમ સુમિત્રા-બેન ? એમની જ દીકરીને વર્ગમાં દાખલ કરવાની છે ને ? "

સુલભા દિંગ્મૂઢ થઇ ગઇ, તે જોઇ કલિકા બોલી, " કેમ બેન, બહુ ઉંડા વિચારમાં પડી ગયા ? આપણે તો ઓળખાણ છે હોં-યાદ કરી રાખજો-કાલે પાછલી યાદદાસ્ત તાજી કરાવવા હું તમારી પાસે આવીશ. " એટલું કહી તે મુગ્ધ મૃદુ હસી.

" અહા ! તે જ મિષ્ટ-મધુરું હાસ્ય ! " સુલભા મનમાં ગણગણી. તેણે મૂગાં મૂગાં કલિકાની ઇચ્છાને સંમતિ આપી.

બીજે દિવસે બપોરે ખરેખર કલિકા સુલભાને ત્યાં આવી પહોંચી ! ચહા નાસ્તો બધુ રીતસર ઉકલી ગયા પછી તે બોલી, " સુલભાબેન, આજ સુધીમા મારા પ્રત્યે સહાનુભૂતિ માત્ર તમારી નજરમાં જ મને દેખાઇ છે એટલે જ મને એમ થયું કે મારા સંબંધમાં બીજુ કોઇ ગમે તેમ તમને કહે ને મારા પરથી તમારું મન ઉતરી જાય તે પહેલાં જ તમને મળી લેવું—"

" પણ મેં સાંભળ્યું તે વાત સાચી ? તને કનુભાઇએ કાઢી મૂકી ! કુમુદ ? "

" કોણ ? એ કાઢી મૂકે ? " પાછલી બારીમાંથી કનુભાઇના ઘર સામે નજર કરતાં કલિકા ખડખડાટ હસતા બોલી " એને કાઢી મૂકે તો પણ મને અહીં શુ ગમે એવું હતું ? વળી ! પતિ એ સ્ત્રીનું સર્વસ્વ-એ વાત ખરી, પણ તેથી તેના પ્રત્યે પતિનો કાંઇ પણ પ્રેમ-મમતા તો હોવા જોઇએ ને ? મારા બાપાએ પોતાના હાથે એમના બાપનો ખાડો ખોદ્યો, મારો ભાઇ ખરાબ વ્યસને ચડી ગયો પછી મારે કોના મોં સામું જોવાનું રહ્યું ? પતિ માટે તો મને એવો તિરસ્કાર હતો કે તેના સામું જોવાનું પણ મને ગમતું નહિ ! શા એમના દિદાર ને શાં કપડાં ? કેટલો ગંડવાડ ! વિચારો પણ કેટલા પછાત ? મને તો એમની શિકલ જોતાં જ કમકમાં આવતાં. હાથ પગ બાંધી બાપ ને ભાઇએ મને આ ગલીચ માણસના ગળામાં બાંધી હતી !— એના કરતાં તો હું જિંદગીભર કુંવારી રહી હોત તો બહેતર હતું એવું મને ઘણીવાર થતું. કોઇવાર કોઇવાર તો કુવો હવાડો કરવાનું મન થઇ જતું-ગમે તેમ કરીને પણ, આ પાપી રાક્ષસની નજરમાંથી છૂટવા સારૂં મન તલપી રહ્યું હતું. તેને શ્વાસ ચડી જવાથી તે સહજ થોભી અને પાસે પડેલા ગલાસમાંથી એક પાણીનો ઘૂંટડો ગળે ઉતાર્યો.

૬

સુલભા છક થઇ ગઇ, તેણે કંઇક ઠપકા-ભરી સ્વરે છતાં વ્હાલસોયા ભાવથી કહ્યું " પણ પતિને માટે આવું હિંદુ-પત્નીથી બોલાય કે ? "

કલિકા દાંત વડે હોઠ કચડતાં બોલીઃ " એજ વાત છે ને બેન ! સનાતની હિંદુ લગ્ન એટલેજ સ્ત્રીજીવનનો વજ્રલેપ ! જીવ-નમાં તે એકવાર ચોંટી ગયો કે સ્ત્રીજીવનના ચૂરેચૂરા થઇ જાય તો પણ તે માંગલિક (?) અઘોરી ભાવ પ્રદેશમાંથી બ્રહ્મા પણ ભૂંસી ન શકે !-મેં એવાં શાં પાપ કર્યાં હશે તે દુનીઆભિ ખાતર કેરવી આ માયાવી મૂર્તિ સામે જ ઇશ્વરે મારૂં પાનું પાડયું ?-બેન ! એ પડેલું પાનુ ' ગોવર્ધનરામ 'ની કુમુદ ભલે સુધારી શકી હોય-પણ હું તો ન જ સુધારી શકી ! મારા એ કહેવાતા પતિનો સહવાસ સ્વીકારી કદિ પણ મારા દેહને મેં ભ્રષ્ટ કર્યો નથી-એક દિવસ પણ નહિ-પરણી તેને બીજેજ દિવસે હું મારી માશીને ત્યાં રહેવા ગઇ ને ત્યાંથી છાનીમાની મુંબાઇ નાસી ગઇ !

સુલભા આશ્ચર્યથી સ્તબ્ધ થઇ ગઇ. "શું

આ ગરીબડી દેખાતી કુમુદનું આટલું સાહસ, આટલી હિંમત ?"

"પછી મેં મહેનત મજૂરી કરવા માંડી" કલિકાએ પોતાની કરુણ કથા ચાલુ રાખી. "એક શેઠને ત્યાં ગવર્નેસ તરીકે રહી ત્યાં ત્યાં મારા આ આછાપાતળા રૂપને લીધે થોડોક ત્રાસ વેઠવો પડતો, પણ મન મજબૂત હોવાથી મેં જેમ તેમ નભાવ્યું. પછી મને ખબર પડી કે કનુભાઈએ ફરી લગ્ન કર્યું છે. મને બહુ જ સારૂં લાગ્યું કે મારૂં બગડયું તો ભલે,–પણ એમનો સંસાર સુખી થાય તેમાં પણ મને આનંદ છે."–એટલું કહી તેણે હસતાં હસતાં બારીમાંથી આંગળી કરી બતાવ્યું "જોયોને એમનો આદર્શ સંસાર! પત્ની બૂમો પાડે છે, કનુભાઈ લાચારીથી છોકરાને વાગરતી ઉંચકે છે અને આખું ઘર જાણે ખાઉં ખાઉં કરી રહ્યું છે."

"ગરીબ લોકોને તું આટલા તુચ્છ માને છે કુમુદ?"

સુલભાના શબ્દોમાં ચોખ્ખો ઠપકો જણાતો હતો.

"ગરીબને હું તુચ્છ માનું? એવું કોણ કહે છે? હું પોતે જ ક્યાં ગરીબ નથી? પણ છોકરો કન્યા પસંદ કરે તે વખતે તેની જ પસંદગીની–બધી વાતો જોવાય–અને તેની નાવે તેવી ખોડખાપણ હોય તે કન્યાએ નભાવી લેવી એમ? કનુભાઈમાં સહજ પણ રસિકતા જેવું હોત? દેખાવે રૂપે જરા પણ ઠીક હોત–વૃત્તિ અને વિચારો સહજ પણ આગળ વધેલા હોત તો હું તેમના ગમે તેવા ગરીબ સંસારને પણ નંદનવન સમ બનાવી દેત! પણ તેમનામાં તમે એવા ક્યા ગુણ જોયા કે તેમાં મારૂં ચિત્ત જરા પણ ચોંટે? મને તે જરા યે ગમતા નહિ." કલિકાએ છેલ્લા વાક્યની કોણ જાણે કેમ પુનરાવૃત્તિ કરી.

"તો પછી પરણી શું કરવા? તે જ વખતે ગમે તેમ કરી નાસી છૂટવું હતું ને? પાછળથી આવું કરવા કરતાં?" સુલભાએ સ્વાભાવિક વાત કરી.

"તે ન બની શક્યું, બેન! તે વખતે રડી રડીને મારી આંખો સૂજી ગઈ હતી! પણ બાપ અને ભાઈ બંને આંખમાં તેલ આંજી આ કઠોર વજ્રલેપ મારા કંકુ વિહોણા કપાળે લખવા ટાંપી રહ્યા હતા–તે તેમણે તેમનું ધાર્યું કર્યું." કલિકાના છેલ્લા ઉદ્‌ગારોમાં ચોખ્ખી નિરાશા જણાતી હતી.

સહજ વિચાર કરી સુલભા બોલી "પણ કનુભાઈનો સંસાર તો પાછો ઉભો થયો, તને તરછોડીને પણ તે તો આજ નિંદાને પાત્ર નથી ને? તું રખડી ગઈ–કેવળ મૂર્ખતા કરી કાયમનું નિર્માલ્ય જીવન હાથે કરી વહોરી લીધું!"

૭

કલિકાએ સુલભાના બંને હાથ પકડી લીધા અને વ્યાકુળતાથી તે બોલી "સુલભાબેન! ખરેખર, તમને એવું જ લાગે છે? પરંતુ એમણે મને નથી તરછોડી–મેં જ એમને તરછોડ્યા છે–એ માણસ વચ્ચે એમ કહેવાય નહિ પણ તમારા આગળ ચોરી છે?–એટલે વસ્તુસ્થિતિ આવી છે! આવો નિર્માલ્ય સંસાર ચલાવી જીવવા કરતા મારૂં અત્યારનું જીવન જરા પણ ખોટું નથી! નિર્માલ્ય જીવન કયું? તમે જ કહોને, હું માનપ્રતિષ્ઠાથી ચાલીસ પચાસ રૂપીઆ પેદા કરૂં છું, મારી લલિતકલા–સંગીતની આરાધના–સેવા કરી શકું છું–એમાં માઠું શું?"

"પણ સંસારસુખનો, આનંદ–વાત્સલ્ય, બાળક કે પતિપ્રેમ એ બધું તો તેં ગુમાવ્યું જ કહેવાયને?" સુલભાએ હવે મુદ્દાની રગ પકડી.

"હા, પણ હું એવી એકલી ઓળી જ

છું ? ઘણીએ બાળવિધવાઓ એવું જીવન નથી ગુજારતી ? ઘણીએ પ્રૌઢ કુમારિકાઓ આજન્મ કુંવારી રહે છે જ ને ! સંસારની એ દિશા આપણા ભાગ્યમાં નહિ જ હોય ? ગૃહિણીની ભૂમિકા જીવનમાં ભજવવાનું ભાગ્યમાં નહિ લખાયું હોય ! ક્ષયરોગવાળાં માણસો પણ રોગીષ્ટ ફેફસાં બંધ કરી જીવન વીતાવે છે ને ? તો પછી જીવનમાંથી આ જર્જરિત દુઃખદાયક ભાગ ભૂંસી જવામાં શી હરકત છે ? તે સુખની બાજુ આપણા માટે પ્રભુએ સરજી નહિ હોય એમ માનવામાં શું દુઃખ છે !

સુલભાની આંખમાંથી અશ્રુ સરી પડ્યાં. તે બોલી: " કુમુદ, હું એક ખાસ વાત પૂછું છું—જે ચીડાઈશ નહિ—પણ તારા જીવનમાં પ્રેમનું વાવટોળ કદિ જ ઉત્પન્ન નહિ થાય એમ તું માને છે ?,"

કલિકા ખિન્ન હાસ્ય કરતાં બોલી. "તેવો પ્રસંગ પણ ઉપસ્થિત થયો હતો ! પણ કનુભાઈ બીજી વાર પરણી શક્યા; પુનઃ સંસાર કરવા મળ્યા, પાણી પર પડતી રેખાની માફક તેમના પહેલા લગ્નની વાત લોકોના મનમાંથી ક્યારનીયે વીસરાઈ ગઈ. તો પણ આ જન્મમાં પહેલા લગ્નના વજ્રલેખથી મારો તો બચાવ જ નથી ! એક સુંદર યુવક હતો. કેટલો ગુણવાન, કેટલો મોહક ! અને તે મને ચાહતો હતો.—પણ ડામરથી રંગાયલા પાટીઆ પર બીજું ચિત્ર આલેખવાની આશા રાખી શકાય ખરી ?—અને તે શક્ય પણ થાય ?

નિષ્ઠુરતાથી મેં તેના હૃદયના ચૂરેચૂરા કરી નાખ્યા. બલ્કે તેમ કરવાની મને ફરજ પડી. કદાચ એ મારા મનની દુર્બળતા પણ હશે !—"

તેની સુંદર આંખમાંથીયે અશ્રુબિન્દુ નીકળી ગાલ પર પડ્યાં. તેનો કંઠ રૂંધાઈ જતાં તે બોલી: " બેન, બેન; લગ્ન એ કેટલીક અભાગી સ્ત્રીઓની બાબતમાં વજ્રઘાતની જ. ગરજ સારે છે.—તેમાંથી તેમના શેષ જીવનના ચૂરેચૂરા થઈ જાય છે. હું પણ તેમાંની જ એક છું ! પણ એક અભાગિની બહેન તરીકે મને તમારા હૃદયમાં કંઈક પણ સ્થાન આપશો ?—તો એટલી સહાનુભૂતિ પણ મને અમૃતની ગરજ સારશે ? કારણ કે તે અલભ્ય છે ! મેં મારી આત્મશ્રદ્ધા અને કાર્યશક્તિથી આ કારાવાસરૂપ-સંસારી જીવનનો છુટકારો મેળવ્યો તેના મને રૂદન માર્ગ ન મળી શકે !"

સુલભાએ તેના વાંસે હાથ ફેરવતાં કહ્યું. " માર્ગ તો મળ્યા જ ને ! આ ઘર તારી મોટી બેનનું છે એમ જ માનજે કુમુદ, અને કોઈ પણ વખતે બેચેની લાગે તો આવીને તારા સુખદુઃખની વાત કહી જજે ! હું તને જિન્દગીભર જોઈએ તેવી મદદ કરીશ. તારી મક્કમતા, આત્મબળ અને કાર્યશક્તિ મને બહુ જ ગમી ગયાં છે !

અશ્રુનું રૂપાંતર હાસ્યમાં થઈ ગયું. હસતાં હસતાં કલિકાએ કનુભાઈ તરફની પાછલી બારી બંધ કરી અને તુર્તજ ખૂણામાંથી વાજાની પેટી કાઢી સૂર મિલાવતાં મીરાંનું મસ્ત ગાયન શરુ કર્યું.

" કરના ફકીરી ક્યા દિલગીરી
સદા મગનમેં રહેના રે—"



## (૧) એ માર્ગ અધઃપતનનો છે !

અમદાવાદના લગ્નગાળાએ જે દુઃખદ પરિસ્થિતિ ઉભી કરી છે એ દેશકાળ સાથે સંપૂર્ણ રીતે અસંગત છે એમ સમજનારા વર્ગમાં એણે કેટલાંય વિચાર આંદોલનો જગાડ્યાં છે. લગ્નો અને જનોઇના કે બીજા એવા પ્રસંગોમાં સાદાઇના આદર્શને તરછોડી નાખીને નાણાંને જ જોરે કરાતા ભભકાઓ અને જમણવારોના ગુન્હાપાત્ર માર્ગે કેટલાંય નાણાંને જ જોરે કરાતા ભભકાઓ અને જમણવારોના ગુન્હાપાત્ર માર્ગે કેટલાંય કુટુંબો ચઢી ચૂક્યાં છે. સહુ જાણે છે કે જે બધું થઈ રહ્યું છે એમાં પ્રજાનું નૈતિક અધઃપતન જ દેખાય છે. અનિચ્છનીય રીતે અને તક શોધતી વ્યક્તિઓના હાથમાં નાણાંના ઢગલા પડવાના બનાવો આવા પ્રસંગોએ જ કંઇક છાને ખુણે બન્યા હશે અને એ ચશ્મપોશીનો ભેદ તો સહુ મનમાં સમજે છે. ખોટા ભભકા, સમાજમાં વટ પાડવાનું અભિમાન અને નાણાંનું સ્વચ્છંદી જોર, આપણાં કેટલાંય સારાં કુટુંબોને પણ શરમજનક રસ્તે ઢસડી જાય છે એ આપણે જોઇ રહ્યા છીએ. આવી સુંદર તકનો ઉપયોગ કરી, ધાર્મિક વિધિ માર્ગે તેટલાંજ સાધનો અને ખર્ચ કરીને સાદાઇમાં પ્રસંગો ઉજવીને અમદાવાદની પ્રતિષ્ઠા જાળવી શકાઇ હોત. પરંતુ, દુઃખી અને ધુંધવાતા હૃદયે કહ્યા વિના ચાલતું જ નથી કે, નાણાંનો છાકમછોળેજ અમદાવાદનું નૈતિક અધઃપતન આણ્યું છે અને શહેરના ઉજળા મ્હોંને શરમિંદુ બનાવ્યું છે.

## સામાજીક નફરતની હવા ઉત્પન્ન કરો

લગ્ન પ્રસંગોએ ભભકાઓ, ગેરકાયદે મિજબાનીઓ અને એ ખાતર સરકાવાતાં કહેવાતાં નોટોનાં બંડલોની તિરસ્કારપાત્ર અપ્રમાણિકતા અનિવાર્ય નથી જ. કોઇ ધર્મશાસ્ત્રો એવી ફરજ પાડતાં નથી, કોઈ સંજોગો એને મંજુરી આપતા નથી; લગ્નને માંડવે પોલિસનાં પગલાં અમદાવાદના સ્વમાની સહેરીઓ શા માટે નોતરે છે ? અમદાવાદના રાષ્ટ્રભાવનાથી ઉછળતા વિદ્યાર્થીઓ અને યુવાનોને શહેરનું આ કલંક વાસ કેમ નથી ઉપજાવતું ? સાદાઇ, પ્રમાણિકતા, સ્વમાન, એ બધુંય નેવે મુકીને પ્રજાનું અધઃપતન લાવનારા નાણાંના ઢગલાઓ પર લ્યાનત વરસવી જોઇએ છે. રૂશ્વતખોરી આદરીને પણ ભભકા અને ભોજનો પીરસનારા સામે સમાજની અંદરથી જ રોષ અને તિરસ્કારનો પ્રચંડ તાપ ભડભડવો જોઇએ છે. મહાજનો, પોળોના સંગઠનો, વિદ્યાર્થી મંડળો અને કોંગ્રેસના કાર્યકરો અમદાવાદનું આ નૈતિક અધઃપતન કેમ મુંગા મોઢે જોઇ રહ્યા છે એજ અમને તો સમજાતું નથી. સામાજિક નફરતની એવી હવા ઉત્પન્ન થવી જોઇએ છે કે કોઇ નાગરિકની મકદુર ન રહે કે નાણાં વેરીને એ જમાડવાના લ્હાવા લે. સરકારના કાયદાનાં બંધનોથી ડરવાની ગુલામીવૃત્તિ એમાં હરગીઝ નથી, એમાં તો નાગરિકના સ્વમાનનો સાચો માર્ગ, સામાજીક વ્યવહાર અને પ્રસંગોમાં સાદાઇની ભાવના રહેલી છે. અમદાવાદના નાગરિકોને આ ગંભીર અને કરૂણ

અધઃપતનને માર્ગેથી પાછા વળવા અમે, ફરીફરીને વિનવીએ છીએ.

---

## (૨) ત્હારૂં કર્તવ્ય

જ્યારે સમાજનું નાવ ખરાબે ચઢી જઈ મતભેદના વમળમાં અટવાય છે, જ્યારે સમાજમાં કલેશ-કંકાશની આંધીઓ ચઢી આવી સમસ્ત સમાજને આવળી દઇ તિમ અંધાધુંધી પ્રવર્તાવે છે—જ્યારે સમાજના સુકાનીઓ મુંઝવણમાં પડી જઈ દિશાઓ ભૂલી જાય છે—ત્યારે હે બન્ધુ, તારે જોઇ બેસી રહેવાનું નથી, તારે નિષ્ક્રીયતા સેવવાની નથી; તારૂં કર્તવ્ય છે—તારે કોઇની શેહમા અંઝાયા વગર, કોઈની ગોટપમાં તણાયા વગર, કોઇના પર અવલંબન રાખ્યા વગર—સત્વર આળસ તજી દઈ, એ મોહ, એ ભીરૂતા, એ વિશ્વાસ છોડી દઈ તારા દૃઢ અનુયાયીઓનો ટેકો લઇ બ્હાર પડવું, અને સમાજના એ સુકાનને હસ્તગત કરી લઈ, સમાજનાં નાવને ખરાબેથી શાંત, સરળ માર્ગે લઈ જઈ તેને સત્ય માર્ગ-દર્શન કરી, અનેક આંધીઓમાંથી બચાવી લઈ, સંપ અને એકતાની ઉજ્જ્વળ કૌમુદી પ્રસરાવી શિષ્ટ અને રચનાત્મક પ્રવૃત્તિઓ હાથ ધરવી. એમ કરતાં તારે અનેક આવરણો સહવાં પડે, અનેક મુશ્કેલીઓના ઝઝાવાતોમાંથી પસાર થવું પડે તો પણ તું ડગીશ ના—તાગ એ સત્ય માર્ગે તું ચાલ્યો જજે—સમાજને દોરજે ! જોજે રખે તું અટકી પડતો ! તે વેળા તું યાદ રાખજે, અનેક બન્ધુઓનો તું આધાર છો, તારક છો, ઉદ્ધારક છો ! એ ન વિસરતો.

'વિમલ'

---




—હિન્દી ચિત્રપટના ઉદ્યોગના એક માનનીય ઉદ્યોગપતિ સ્વ. રેવાશંકર પંચોળીના સ્મરણાર્થે એમના વતન હળવદમાં એક સ્ત્રી ઉદ્યોગાલય ઉભુ કરવા એમના ભાઇ શ્રી. દલસુખભાઇ પંચોલીએ રૂ. ૭૫૦૦૦ નું દાન આપ્યું છે. આ ટ્રસ્ટમાંથી "શ્રી. રેવાશંકર પંચોલી પ્રગતિગૃહ" નામનું ઉદ્યોગાલય શરૂ થયું છે.

—મુંબઇ, ફોર્ટ હિન્દુ સ્ત્રી મંડળમાં ચાલતાં સંસ્કૃત વર્ગની બાળાઓને સંસ્કૃત બોલતાં આવડે એ ઉદ્દેશથી 'નીતિશતક'માંથી પચાસ શ્લોકો શુદ્ધ ઉચ્ચારથી મોઢે ગાવાની તથા અર્થ કરી બતાવવાની હરીફાઇ ગોઠવવામાં આવી હતી.

—અખિલ હિંદ મહિલા પરિષદના ૧૭ માં અધિવેશન પ્રસંગે તા. ૯ મો એપ્રીલને દિવસે મુંબઇમાં શ્રીમતી સરોજિની નાયડુને અખિલ હિંદ મહિલા પરિષદ તરફથી માનપત્ર અર્પણ થયું હતું, તથા સ્ત્રીઓની પચામેક સંસ્થાઓ તરફથી શ્રીમતી નાયડુને પુષ્પહારો પહેરાવવામાં આવ્યા હતા.

તદઉપરાંત તેમને સાડીઓ તથા રૂ. ૧૫૬૧ ની થેલી અર્પણ કરવામાં આવી હતી.

—અખિલ હિન્દ મહિલા પરિષદના નવા વર્ષના ઓફીસરો નીચે પ્રમાણે ચૂંટાયા છે.

ઉપપ્રમુખ—લેડી રામરાવ, લેડી પ્રેમલીલા ઠાકરસી, મીસીસ મેન, શ્રીમતી હંસા મહેતા, મીસીસ મુકરજી અને મીસીસ હુમેન અલીખાન.

ઓનરરી ઓરગેનાઇઝીંગ સેક્રેટરી—કુ. મૃદુલા સારાભાઇ

ખજાનચી—શ્રી. માલીનીબાઇ સુખથનકર.

મહામંત્રી—શ્રીમતી કુસુમ સાયાણી.

—મુંબઇના જાણીતા કોંગ્રેસ નેતા અને આગલા મેયર શ્રી. કે. એફ. નરીમાન એમ. એલ. એ. નાં લગ્ન સર બમન બેહેરામનાં નજીકના સગા મીસ માને બમન બહેરામના બંગલામાં ખાનગી રીતે કરવામાં આવ્યાં હતાં.

—અખિલ હિંદ મહિલા પરીષદના લાભાર્થે તા. ૮ એપ્રીલને દિવસે શ્રીમતી શાંતાબહેન માધવલાલ ભટ્ટના પ્રમુખપદે એક સુંદર મનોરંજન સમારંભ ગોઠવવામાં આવ્યો હતો. જેમાં ગ્રુપ વિ. નાં નૃત્ય ઘણી કુશળતાથી રજુ કરવામાં આવ્યાં હતાં.

—બુધવાર તા. ૫ એપ્રીલને દિવસે શ્રીમતી કમલાદેવી તેમજ અખિલ હિન્દ મહિલા પરિષદની સ્ટેન્ડીંગ કમિટિના સભ્યોના માનમાં મુંબઈ મ્યુનીસીપલ કોરપોરેશન તરફથી સતકાર સમારંભ યોજવામાં આવ્યો હતો.

—અખિલ હિન્દ મહિલા પરિષદના ૧૭મા અધિવેશન અંગે યોજાયેલું ગૃહઉદ્યોગ અને કલા પ્રદર્શનનું ઉદ્ઘાટન તા. ૬ ઠ્ઠી એપ્રીલે શ્રીમતી વિજયાલક્ષ્મી પંડીતના હસ્તે થયું હતું.

—અખિલ હિન્દ મહિલા પરિષદનું ૧૭ મુ અધિવેશન આ વર્ષે મુંબઇ મુકામે તા.

૭–૮–૯ એપ્રિલ દરમિયાન શ્રીમતી કમળાદેવીના પ્રમુખપદે યોજાયુ હતુ. ઉદ્દ્ઘાટન પ્રસગે મી. એમ. આર મસાણી, શ્રી. ભૂલાભાઇ દેસાઇ, મી બી જે. વાડીયા મી. જસ્ટીસ ચાગલા, તેમજ મર સીતારામ પાટકરના ભાષણો યોજાયા હતા.

—અખિલ હિંદ મહિલા પરિષદના અધિવેશનમા આવેલા પ્રતિનિધિઓ તથા સ્વાગત સભ્યોને ' ફ્રેન્ડસ ઓફ સોવીયેટ યુનીયન ' તરફથી તા. ૭ મી એપ્રીલે સવારે ' She defends her Country ' નામનુ એક રશીયન ચિત્રપટ બતાવવામાં આવ્યુ હતુ.

—મુબઇમા તાજેતરમા લાગેલી ભયકર આગમા સપડાયેલા નિરાધારોને તાત્કાલીક અને અસરકારક રાહત આપવા અખિલ હિન્દ મહિલા પરીષદના પ્રમુખ શ્રીમતી કમળાદેવીએ મહીલાઓની સભા બોલાવી હતી આશ્રીતોને મદદ આપવાની દરેક પ્રકારની વ્યવસ્થા કરવાને જુદા જુદા ખાતાઓ માટે સ્વયસેવક મડળ ઉભુ કરવામા આવ્યુ હતુ જેની દેખરેખ ખાતાવાર લેડી ચુનીલાલ મહેતા, શ્રી હસાબેન મ્હેતા, લેડી નામરાવ, શ્રી જયશ્રી રાયજી, શ્રી ડોગરકરી, અને શ્રી મોરીયા ખાનને અનુક્રમે સોંપવામા આવી હતી

—શ્રી કમળાદેવી અને શ્રી. તારાબેન પ્રેમચદ સમીતીના પ્રમુખ અને ઉપપ્રમુખ તરીકે ચુટવામા આવ્યા હતા, શ્રી કમળાદેવીએ શહેરની હોસ્પીટલોની અને સકટગ્રસ્ત વિસ્તારોની મુલાકાત લીધી હતી.

# જોયું



**દિલગીરીભર્યું દૃશ્ય :**

અખિલ હિંદ મહિલા પરિષદનું ૧૭મું અધિવેશન મુંબઇ મુકામે શ્રીમતી કમલાદેવી ચટ્ટોપાધ્યાયના પ્રમુખપદે મળી ગયું.

પાછલાં અધિવેશનો કરતાં આ અધિવેશન એક યાદગાર અધિવેશન તરીકે લેખાશે. એના પ્રમુખપદેથી શ્રી. કમલાદેવીએ આપણા દેશ અને સમાજનો અનેક બળતા પ્રશ્નોનું નિરીક્ષણ કરાવ્યું છે. તેમાંય ખાસ કરીને આપણે ત્યાં જનતા–સ્ત્રીઓ બાળકોની તંદુરસ્તીનો પ્રશ્ન અત્યંત અગત્યનો છે, એ સ્પષ્ટ જણાઇ આવે છે.

દર ૫૬૦૦૦ માણસે એકજ સારવાર માટેનું એકમ આપણા દેશમા હોય એ સાચેજ આપણે માટે શરમજનક લેખાયું છે. તેમા પણ સ્ત્રીઓ અને બાળકોની તંદુરસ્તીનો પ્રશ્ન તો તાત્કાલિક વિચાર અને નિર્ણય માગી લે તેવો છે.

આપણા દેશમાં મોટાં મોટાં શહેરોમાં આનાં આરોગ્યકેન્દ્રો અને બાળસંરક્ષણાલયો હશે, પરંતુ હજારો નાનાં નાનાં ગામડાંમાં આ પ્રશ્ને હજી જોઇએ તેવું આપણા કાર્યકર્તાઓનું ધ્યાન ખેંચ્યુ નથી.

ગામડાંની જનતાને અનુભવવા પડતા રોગો અને તેના કેટલીકવાર અજમાવાતા ઊંટવૈદક જેવા ઉપાયોની જ્યારે આપણને જાણ થાય છે ત્યારે ખરેજ, એનાથી આપણામાં અરેરાટી ઉત્પન્ન થાય છે. એવાં ગામડાંઓના આરોગ્યનો પ્રશ્ન સૌ દેશહિતચિંતકોએ સત્વર હાથ ધરવા જેવો છે.

જ્યા સુધી ગામડાંનું આરોગ્ય સુધારવા માટેના શાસ્ત્રીય અને વૈજ્ઞાનિક પ્રયત્નો અને ઉપાયો નહિ યોજાય ત્યા સુધી શહેરોમાં લાખોના ખર્ચે બંધાતા ઇસ્પિતાલો કે પ્રસૂતિગૃહો એ માત્ર સાગરમા ખોબા જેટલુંજ કાર્ય કરી શકશે.

*

**બહેનોને તાલીમ લેવા પ્રેરો :**

આનાં ઘણાં કારણો પૈકી એક કારણ તો દીવા જેવું સ્પષ્ટ જણાય છે કે, આવી સંસ્થાઓમા કામ કરવા માટે આપણી પાસે પૂરતા પ્રમાણમા સેવાભાવી ભાઇબહેનોનો ભારે અભાવ છે. એ માટે, પરિષદનાં પ્રમુખે આપેલા આદેશ અનુસાર, પરિષદની શાખા–ઉપશાખાઓએ, સ્થળે સ્થળથી અનેક બહેનો એને લગતી તાલીમ લેવા પ્રેરાય તેવા પ્રયત્નો ગતિમાન કરવા જોઇએ.

*

**નિરક્ષરતા નિવારણ .**

પરિષદે ઉપાડી લેવા જેવું આવું જ બલ્કે એથી પણ વધુ અગત્યનું કાર્ય તે નિરક્ષરતા નિવારણનું છે. આપણે ત્યાં સંખ્યાબંધ બહેનો નિરક્ષરતાની અંધારગર્તામાં સબડયા કરે છે, શહેરોમાં વસતી અને કંઇક ઉચ્ચ શિક્ષણ પામેલી બહેનોની સંખ્યા તો માત્ર વિશાળ સાગરના પ્રમાણમાં અલ્પ બિંદુઓ સરખી જ છે. પરંતુ તેઓ ધારે તો એ ગણતરીના જ બિંદુઓ ધીમી ગતિએ વહેતા પ્રવાહઝરણામાંથી વિશાળ સરિતાનો સ્રોત નિર્માણ કરી શકે.

આપણી ભણેલી અને શિક્ષિત બહેનો ધારે તો અને અંતઃકરણપૂર્વક ધ્યાન પર લે તો, પરિષદનો આદેશ હો કે ન હો તો પણ સ્વયંપ્રેરણાથી પણ તેઓ આ દિશામાં સારાં પરિણામો ઉપજાવી શકે. દરેક શિક્ષિત બહેન પોતાની આસપાસ રહેતાં–દૂર શોધવા કર્યા જવું–અરે, પોતાના ઘરનાં અભણ નોકરો યા પડોશની અભણ બહેનોને અક્ષરજ્ઞાન આપવાની પ્રતિજ્ઞા લે. તેમને લખતાં વાંચતાં શીખવા પ્રેરણા આપે અને એક યા બીજા પ્રકારે તેમને મદદરૂપ થાય.

પરંતુ આપણી શિક્ષિત બહેનોમાં જ્યાં સુધી પોતાની કેળવણીનું ઘમંડ હશે, કે સમાનતાના સિદ્ધાંતોને તેણે અપનાવ્યા નહિ હોય તો પરિષદના હજાર આદેશો છતાં એવી બહેનો કંઇજ કરશે નહિ. જ્યારે સેવાભાવને વરેલી બહેનો તો પોતાની સમક્ષ પડેલા આ વિશાળ કાર્યક્ષેત્રમા થોડુંક પણ કાર્ય કરી બતાવી કૃતકૃત્યતા અનુભવશે. 'મ.'

* * *

આ વખતે મુંબઈમા અખિલ મહિલા પરિષદ ભરાઇ. સત્તર સત્તર અધિવેશનો થયા પરંતુ આ વખતની પરિષદનો સમય અને સ્થળ બન્ને કંઇક વિશિષ્ટતાત્મક બતાવતાં હતા.

આજ સુધીની પરિષદની ખ્યાતી માત્ર ફેશનેબલ થઈ મંડળમાં જવું, ઠરાવો કરવા અને પછી જૂદા પડવું. તે મંડળ માત્ર થોડાક મુડીવાદીઓની સ્ત્રીઓ માટે છે તેમ માનવું, આવી માન્યતાને લઇને પણ ઘણી બહેનો આ પરિષદની મેમ્બર થવા ગભરાતી.

વળી એમ પણ મનાતું. આ પરિષદના મેમ્બરો બધા પુરૂષો સામે જેહાદ જગાવે છે. તેમની સામે યુદ્ધ કરે છે. અને માત્ર તેમનું અનુકરણ છે. આવી જાતની એ સમજણાઓ આ વખતે પ્રમુખશ્રીએ તેમના સ્પષ્ટ શબ્દોમાં દૂર કરી છે. આ સંસ્થા તો સામાજિક છે. ને દેશની અનેકવિધ પ્રવૃત્તિમાં તેનો સંપૂર્ણ ફાળો હોવો જોઇએ.

હર વખત કરતાં આ વખતે પરિષદનો જુસ્સો અને રૂવાબ જુદાંજ લાગે છે. જે સંસ્થાને દેશની અનેકવિધ પ્રવૃત્તિ કરવી છે તે સંસ્થાને રાજકિય રંગે રંગાયા વિના રહેવાયજ કેમ ? એ સ્ત્રીઓ ઘડીભર પણ કેવી રીતે ભૂલી શકે કે આપણે ગુલામ છીએ. આઝાદીની તમન્ના રાખ્યા વિના કોઇ પણ કાર્ય આગળ કેવી રીતે ધપી શકે.

જ્યારે પરિષદનાં પ્રમુખ રાજકિય પ્રવૃત્તિને એક અંગ ગણે છે ત્યારે તેની જ શાખાઓમાં રહેજ પણ રાજકિય ઠરાવ જો કોઇપણ બહેન મુકે તો તે સામે વિરોધ ઉઠાવાય છે. અને P.rty Politics કહી તેને બાજુ પર મુકી દેવાય છે."

અમને ખાત્રી છે કે જે શાખાઓમાં આવી ગેરસમજુત હશે તે આ પ્રમુખશ્રીના ભાષણથી દૂર થશે અને એનો ધ્યેય ભૂલી નહિ જાય.

જો પરિષદને છે તેનાં કરતાં પણ વધુ પ્રગતિશીલ બનાવવી હોય તો તેને હુના બે પ્રમુખોનાં ભાષણોને અનુસરવુંજ જોઇએ.

અલબત્ત ગયે વર્ષે બંગાળીના દુકાળમાં તેમ જ આપણી સત્યાગ્રહની ચળવળમાં ઘણી બહેનોએ ભાગ લીધો છે.

તાલીમવર્ગો ઉઘાડીને પણ જે શિક્ષણ બહેનોને અપાયું છે તે પ્રશંસનીય છે.

— આ સમાજતંત્રને જ સુધારવાનું કામ જે પરિષદે હાથ ધર્યું છે તેને જ આગળ ધપાવી બહેનો તેમાં રસ લે તેવી જાતની અમે ઇચ્છા પ્રદર્શિત કરીએ છીએ.

કોઈ પણ જાતની ગેરસમજુતિ આ પરિષદ અંગે કોઇને રહી હશે નહિ એમ માની જ લઇએ છીએ.

આ પરિષદને ફતેહ મળી છે તેનો યશ ત્યાંની કાર્ય કરનારી બહેનોને જ ઘટે છે.

# "ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી : નાગરદાસ ઈ. પટેલ, મલાડ

## બાલુડાં

બાલુડાં, આંગણે ફરતાં ફરે,
રમત ગમ્મત એ કરે..........બાલુડાં૦

હરવું ફરવું બહારું બહુ ગમતું,
ઘરમાં ચિત્ત ના ઠરે..........બાલુડાં૦

નવી નવી રમતો રમતાં સઘળાં–
ખુશીથી ખેલ્યા કરે..........બાલુડાં૦

એક બીજાં બાલુડાંઓ હળીમળીને–
કલરવથી ઘર ભરે..........બાલુડાં૦

નાના શા હાથ ને ટચુકડા પગ છે,
નાનાં શાં વસ્ત્રો ધરે..........બાલુડાં૦

ગોરૂં વદન વળી ભુરિયાં લહુરિયાં,
કાલું કાલું વદતાં ફરે..........બાલુડાં૦

દુનિયામાં દેવોનાં દીધેલાં બાળકો,
સૌ ને વહાલાં ખરે ?..........બાલુડાં૦

શ્રી. વ્રજલાલ ગૌરીશંકર પંડ્યા

# કૌચિયાદેવ

વડાલીમાં હવાલદારનો ભારે ત્રાસ હતો.

બિચારા ઢેડલોક તેનાથી ત્રાહિ-ત્રાહિ પોકારતા હતા. મૂળ મિયાંભાઇ વળી હવાલદારી મળી એટલે શી મણા રહે ! એમના રુવાબનું પૂછવું જ શું !

એક દહાડો બહુ જરૂરી કામસર તાલુકાના ગામમાં જવાનું હતું તેથ હવાલદાર સાહેબ પોતે જ કોઇ ઢેડને વેઠે પકડવા ગયા.

હીરકીના વરનો વારો હતો, પણ તે બાજરી લણવા ગયો હતો, એટ હવાલદારે હીરકીને ધમકાવીને વેઠને માટે ઊભી કરી. હીરકીએ સહેજ આનાકા કરી, ત્યા તો મિયાભાઇએ અબે-તબે કહીને ધમકાવી. છોકરાને ઘોડિયામાં સૂવાડી હીરકી પાડોશીને કહેવા ગઇ કે પોતાનો વર આવે તો ખબર આપે કે એ વેઠે ગ છે. આંગણામાં તુલસી વાવી હતી એટલે જતાં જતાં તુલસીને પગે પડીને એ બોલી 'હે ! તુલસી માતા ! મારા ગગાની સંભાળ લેજે.'

હવાલદાર પૂછે: 'કયા કરતી હય ?'

હીરકી કહે: 'તુલસીમાને મારા ગગાની સંભાળ રાખવા કહું છું.'

હવાલદાર કહે 'ઐસા ! વો કયા સમાલને વાલી હય ! ઉસમે કયા જોર હ કે વો સમાલ સકે !'

એમ કહીને મિયાંભાઇએ તુલસીને ફાંસી નાખીને હાથથી મસળી-મચડી ફેંકી દીધી !

હીરકી તે વખતે બોલી નહિ, પણ એનો બરાબર બદલો લેવાની પોતાન મનમાં ગાંઠ વાળી.

હવાલદાર સાથે તે પોટલું લઇ ચાલવા લાગી. ગાઉ દોઢેક ગયા પછી એ વાડે કૌચના ફાફડા ખૂબ લટકતા હતા તે જોઇ હીરકી પાલવ પાથરવા અને પગે પડવા લાગી ને કહેવા લાગી: 'ઓ મારા કૌચિયાદેવ ! મારા ગગાની હંભા રાખજો ! એને રડાવશો નહિ.'

મિયા કહે· 'અબે ઢેડી ! ઓ કયા કરતી હય ?'

હીરકી કહે· 'મારા કૌચિયાદેવને લલામણ કરુ છું કે મારા ગગાને હંભાળે !'

મિયાં કહેઃ ' કયા દેવ-દેવ કરતી હય ! દેખા તેરા દેવ ! ઉસને તો કુછ નહિ કિયા ! '

એમ કહી મિયાંભાઇ કૌચને અડવા ગયા ત્યાં હીરકી બોલીઃ ' હવાલદાર સા'બ ! એ દેવ બહુ જબરા છે ! એમને ના છેડશો. '

મિયાં કહેઃ ' દેખા તેરા દેવ ! વો કુછ નહિ કર સકતા હય ! '

એમ કહીને મિયાંભાઇએ કૌચના ફાફડા તોડી નાખ્યા ને બે હાથે મસળી નાખ્યા. એટલામાં શરીરે ચળ આવી તેથી જરા ખંજવાળી લીધું વળી થોડા ફાફડા તોડીને મસળીને નાખી દીધા.

હવે મિયાંભાઇ સપડાયા ! જોતજોતામાં એમને ખૂબ કૌચ લાગી અને ભારે વેદના થવા માંડી. મિયાંભાઈ ઢીલા થઇ ગયા તે હીરકીને કરગરીને કહેઃ ' અબે ઢેડી ! તેરા દેવકુ મનવા લે ! વો તો બો'ત સતાતા હય ! મેને ભૂલ કીયા. તેરે પાઉં પડું. '

હીરકી કહેઃ ' મારા દેવ એમ નહિ મનાય. એ તો તમે મને મારે ઘેર જવા દો, મારા ગગાને લેવા દો, ને અમારી તુલસીમાને પાંચ શેર ઘી ધરાવો એટલે મનાશે.'

મિયાં કહેઃ ' વો મેં અભી કરતા હું, મગર તેરા દેવ બો'ત સતાતા હય ! તું મેરી મા લગે. તેરા દેવકું મનવા લે. '

તરતજ મિયાંભાઇ વડાલી પાછા ગયા. વાણિયા પાસેથી ઘી લીધું ને હીરકી પાસે તુલસીમાને ઘી ચઢાવી નાકલીટીઓ તાણી.

ઢેડી કહેઃ ' એમાંથી થોડું પરસાદીનુ ઘી લઇ ડીલે ચોપડો અને પછી શરીરે છાણુ ઘસીને તળાવમાં જઇ ખૂબ ચોળીને નાહી આવો. પછી તુલસીમાને પગે લાગશો તો અમારા કૌચિયાદેવ મનાઇ જશે. '

મિયાંભાઇએ એમ કર્યું ત્યારે એની પીડા શમી.

કૌચિયાદેવ કંઇ જેવા તેવા છે !

નાગરદાસ' પટેલ

★




રાત્રી સાથે લડત ચલવી,
ઉગીઉ પ્ર ભા ત રે.
કીધી પૃથ્વી અવનવી,
ને ઉઠાડી સૌ જાત રે.

પંખી કરતાં કલરવ કેવા !
જાતાં સર્વે ચારો લેવા.

ભાનુ આવી દીધાં કિરણો,
લીધાં સૃષ્ટિએ ઝાલી.
'ક્યારે ખીલુ' સુર્યમુખી તો,
રાહ જોઈ ઉભેલી.

સુર્યમુખીએ કિરણો ઝીલી
તરતજ તે નીકળી ખીલી.

સૌ લોકો ઉઠ્યા હર્ષિત થઈ,
આળસને તો વિસારી જઈ.
કેવા પ્રભાતના ચાળા !
કિરણોની છોડી શાળા !

બાલકૃષ્ણ સુગરરામ ઠાકર

# ઘોતલીનાં ઘોળ આગળ ગવાશે

૧ વાણિયા બડા ચતુર ! આંટી ઘુંટી રચી લોકને આંજવાની કળા એમના બાપની. રાતને ચોર દંડાઇ જાય પણ એ ધોળા દહાડાના નામીચા ચોર લહેર કરે.

અમથાશાના ઘરમાં રાતને વખતે એક ચોર પેઠો. ચકોર વાણિયાએ વાત જાણી ને ધીરે રહીને ખૂણામાં પડેલી ડાંગ ઉપાડીને ચોરને મારી.

કાગડાનું બેસવું ને ડાળિયાનું ભાગવું એ હિસાબે ભોગજોગે ડાંગ આબાદ વાગી, અને ચોર પડી ગયો. અમથાશા આમ બહાદુર, તે પડેલા ચોરને પૂરો કરી દીધો.

પછી ચોકીએથી ચોકિયાતને બોલાવી લીધો અને ચોરને મારવાનો જશ ચોકિયાત ખાટે એવી ગોઠવણ કરી.

બીજે દહાડે દરબારમાં વાત ગઇ. ચોકિયાતે જાણીતા ચોરને મારી નાખવાથી સૌ રાજી થયા. દરબારે તેને સેલાં પાઘડીનો શિરપાવ દીધો.

એ સાંભળીને ચંદન શેઠાણી કહેઃ ' જુઓ, તમે શિરપાવનો લાગ જવા દીધો. ચોરને તમે ઠાર કરવા છતાં જશ તો ચોકિયાત લઇ ગયો. દરબારે ઘોતલી તેને દીધી.'

શેઠ કહેઃ ' જોજે તો ખરી, ઘોતલીનાં ઘોળ આગળ ગવાશે. '

થોડા દહાડા પછી ચોરના ભાઇઓએ ચોકિયાતને મારી નાખીને પોતાના ભાઇનું વેર લીધું.

ચોકિયાતની બાયડી મોટી પોકે રડવા લાગી તે જોઇને અમથા શેઠ શેઠાણીને કહેઃ ' જોયું ને હવે, ઘોતલીનાં ઘોળ ગવાય છે તે ! મેં ઘોતલી લેવાનો લોભ કીધો હોત તો આજે તારે ઘોળ ગાવાનો વખત આવત. '

એ સાંભળીને ચંદન શેઠાણી ચૂપ થઇ ગયાં.

નાગરદાસ પટેલ



## કેવો ચતુર !

એક હતો વાણિયો. ભારે કંજુસ. કંજુસી કરીને તેને ઘણું ધન મેળવ્યું હતું. એક વખત તેના ઘરમાં ચોર પેઠો. વાણિયો તેની હીલચાલથી જાગી ઉઠયો. તેણે વિચાર કર્યો કે જો કાંઇ યુક્તિ નહીં કરીએ તો આ ચોર સર્વ ધન લઈ જશે. એટલામાં તેને એક યુક્તિ સૂઝી આવી, તેથી તેણે મોટેથી કહ્યુ " હે ભગવાન ! આજે મે મારા સર્વ પૈસા તો ભૂલથી આ કોઠીમાં મુકયા છે. જો કોઇ ચોર અથવા લૂટારો આવે તો તેનું તું રક્ષણ કરજે. " એમ કહી તેણે સુવાનો ઢોગ કર્યો.

ચોર એક ખૂણામાં સંતાયો હતો. તેણે આ સઘળી હકીકત સાંભળી, તેથી તે ઘણો ખુશી થયો. અને ધીમે ધીમે કોઠી પાસે આવ્યો. પછી તેણે કોઠીનું ઢાંકણું ઉઘાડયું અને કોઠીમાં ઉતર્યો. જેવો તે કોઠીમા ઉતર્યો તેવો જ વાણિયો ઉઠયો અને કોઠીનું ઢાંકણું બંધ કરી દીધું. આથી ચોર તો કોઠીમાં પૂરાઈ રહ્યો.

સવાર પડી. વાણિયાએ સિપાઈઓને તેડી મંગાવ્યા અને કોઠીમાંથી ચોરને કાઢી તેઓને હવાલે કરી દીધો. આ પ્રમાણે યુક્તિ કરી વાણિયાએ પોતાનો માલ સાચવ્યો. જોઇ એની કરામત !

અલ્લારખા યાકુબભાઇ મંડલી

★

## ચાંદની

મધુરૂં મધુરૂં હસતી, ચંદા !
ઉચે ઉચે ખસતી, ચંદા !
વાદળમાં છૂપાતી, ચંદા !
તેજ ફુવારા છોડે, ચંદા !
નભ પરસારે દોડે, ચંદા !
રૂપલા ઓઢણું ઓઢે, ચંદા !
ઝૂમઝૂમ ઝાંઝર ઝમકે, ચંદા !
કરનાં કંકણુ રણકે, ચંદા !
કલરવ કરતી મલકે, ચંદા !
રાત અંધારી થાયે, ચંદા !
સુરજ ડુબી જાયે, ચંદા !
ત્યારે તેજ છપાયે, ચંદા !

સૌ. કાન્તાગૌરી ચંદ્રકાન્ત ભટ્ટ

# પ્રેમજી પરોતનાં પાંચ કુટુંબી

આણુશંકર પંડિતજીના પિતરાઈ પ્રેમજી પુરોહિત અમારા ગોર થાય. એક દહાડો પરોતના બાપને મારા દાદા બોલાવતા હોવાથી હું તેમને ઘેર ગયો અને પૂછ્યું: ' ગોરમહારાજ ! નમસ્કાર ! તમારા બાપા ક્યાં છે ? '

ગોર સમજ્યા કે હું ઘોડી લેવા આવ્યો હઇશ એટલે કહે: ભાઇ નટુ, ખીંટીએ ચોકઠું છે જાળવજે: નહિ તો લાત મારશે. '

એવામા એમના ડોસીમા આવ્યાં. એમને ઘરડેરા જાણી મેં કહ્યુ: ' માજી ! જે શ્રીકૃષ્ણ. સારા તો છો ને ? '

માજી કહે: ' બેટા ! દર્શન કરવા ગયાને ઘણા દહાડા થયા '

ત્યાં તો પરોતની નાની બેન આવી. તેને એમણે પૂછ્યુ: બેટા દળી ઊઠી ? '

એ સાભળી તે બોલી: ' એવું કેવુ બોલે છે ? દિલ્હી લૂટી તેમાં તારૂં શું ગયું ? જુઓને નટુભાઇ, બા કેવું ગાડુ ગાંડુ બોલે છે ! '

પ્રેમજી પરોતના નાના ભાઇ આવ્યા. એમને મે કહ્યું ' કેમ છો પરોત ! રામરામ. '

પરોત સમજ્યા કે એમના હાથમા શુ છે તે હું પૂછતો હઇશ એટલે બોલ્યા: ' હા નટુભાઇ ! એ તો કાઇ નહિ,–રીંગણા છે ! '

પ્રેમજી પરોતના બાપ લાકડી લઇને એવામાં આવ્યા તેમને માથુ નમાવીને મે કહ્યુ: ' ગોર મહારાજ, શરીર કેમ ચાલે છે ? બહુ કાઢયા ! '

એ સમજ્યા કે શુ લઇ આવ્યા એમ હું પૂછતો હઇશ એટલે બોલી ઉટયા: ' ગગા, કપાસિયા છે. જોટડી વીઆઇ છે તેને સારૂં. "

' બા સભાળતા હતા, ' એટલે કહે કે. ' સવા રૂપિયે મણ. '

પછી ઘાંટા પાડીને મેં કહ્યું: ' તમને મારા દાદા બોલાવે છે. '

લોગ લોગે તે સમજ્યા અને કહ્યું: ' બપોરે આવીસ. '

જ્યારે જ્યારે પ્રેમજી પરોતને ઘેર જવાનું થતું ત્યારે ત્યારે આવાં અનેક કૌતુક જોવાનાં મળતાં.

નાગરદાસ પટેલ



## કક્કાની કરામત

કસ્તુરકાકાએ કાચના કબાટમાંથી કાચી કેરીનું કચુંબર કાઢવા કમેળા
, કાકીને કહ્યું.
ખાનદાન ખંભાતીએ ખરેડીમાં ખાટુખારૂ ખાધું.
ગાંડાલાલ ગાંભુ ગામે ગાડીમાં ગયો.
ચતુરભાઇ ને ચંદુલાલ ચમારડી ચાલ્યા.
છગનભાઇને છનાભાઇના છોકરાને છોડાવ્યો.
જડાવબેન જંબુસર જાય છે.
દાદાભાઇ દરબારમાં દોડયા.
નાનાલાલ નદીમાં નાહ્યા નથી,
પુરૂષોતમ પાસે પંદર પતંગ પડયા છે.
બાબુલાલે બંગલામાં બાગ બનાવ્યો.
ભાઇલાલ ભારતમાતાને ભજે છે.
મણીલાલે માલતીને મધુરાં મોકલી.
રામલાલ ને રવીશંકર રાણપુરમાં રાત રહ્યા.
લલ્લુભાઇ લલિતાને લડવા લાગ્યા.
વાડીલાલ વૈદ્ય વાજુ વગાડે છે.
સામળ સાજે સારો સોનાપુર સીધાવ્યો.
શકરીબેન સઘડી સળગાવી શકયા.

બાલકૃષ્ણ મુગટરામ ઠાકર

આ માસિક વડોદરા-રાવપુરામાં ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કરે પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૧-૫-૪૪

યુગ યુગ જુની સંસ્કૃતી કેરાં
આર્હીયાં છે મહારાજ્ય
રામરાજ્યની આ ભૂમિ પર
નથી ટક્યા સામ્રાજ્ય....




# યંગ ઇન્ડિયા

નો નવો ફાલ

ઉપરના સૂત્ર દ્વારા
પ્રિયાનીયાને
માતા ભારતી
ડી. એ. ૧૧૩૨૮
રેકર્ડ ઉપર
સાગરની મહારાણી
દ્વારા
આ પૂણ્ય ભૂમિનો
પરિચય આપે છે
રજૂ કરનાર
વિપીનચંદ્ર દેસાઇ

*

નટવર દવે અને પાર્ટી
મીલમજુર
ભાગ ૧–૨
મારફતે
ડી એ. ૧૧૩૨૯ રેકર્ડ પર
મજુરોની કરૂણ હાલત
રજુ કરે છે.

*

કમલ
કલા મંદિર
ચિત્ર
માલી
ના ગાયનોની
રેકર્ડઝ
" યંગ ઇન્ડિયા "
પર જ સાંભળો.

*

શ્રીમતી મધુરિકા
મજુમદાર
ડી. એ. ૧૧૩૩૦
રેકર્ડ પર
' આજ કાહની મેરી
પાણીડે જાય '
સંભળાવે છે.

*

*

વધુ વિગત માટે લખો :

ધી નેશનલ ગ્રામોફોન રેકર્ડ
મેન્યુ. કંપની લિ૦
૧૧૦, મેડાઝ સ્ટ્રીટ, મુંબઇ, ૧

નવા વરસમાં તમારી ...
નીચેનાં પુસ્તકો વસાવી લ્યો

ગુજરાત અને એના સીમાપ્રાંતોના પર
અને ચૌહાણોના વીરતા અને નેક–ટેક
ઇતિહાસનું મૂર્ત સ્વરૂપ હુબહુ રીતે
કરતો વાર્તાનો અનોખો ઐતિહાસિક ગ્ર

## પૃથ્વીરાજ પરમાર ધારાવર્ષદેવ

ભાગ ૧–૨ ] 卐 [ મૂલ્ય રૂ. ૮)

## અણહિલપુરના દેવડા

ભાગ ૧–૨ મૂલ્ય રૂ ૬॥

આ ઐતિહાસિક નવલને દરેક પુસ્તકાલયે
વસાવવી જ પડશે.

*

હિંદી રાષ્ટ્રીય મહાસભાનો ઇતિહાસ
જાણવા માટે વસાવો

## મહાસભાનો ઇતિહાસ

ભાગ ૧–૨–૩
મૂલ્ય ત્રણે ભાગના રૂ ૧૧)

*

ગુજરાતનાં બે મહાનગરો

## વડોદરા અને સુરત

મૂલ્ય ૦–૮–૦ ભા. ૧–૨ મૂલ્ય રૂ. ૧)
બાળકો અને મોટેરાંને આ બે મહાનગરો
નો પરિચય રસમય શૈલીએ આપે છે.

મંગાવવા માટે આજેજ લખો:

લુહાણામિત્ર પ્રિ. પ્રેસ–
રાવપુરા, વડોદરા.

# ગુણસુન્દરી
અને સ્ત્રીહિતોપદેશ

જુન : ૧૯૪૪




તંત્રી : સૌ. જયવતી દેસાઇ,
સહતંત્રીઓ · સૌ. વનમાળા દેસાઇ, બી એ
સૌ રમા ઠાકોર, બી એ.

પુ. ૪૨મું | આદ્યતંત્રી અને સ્થાપક : સ્વ. જયકૃષ્ણ ના. વર્મા | અંક ૪

આદ્યતંત્રી અને સ્થાપક : સ્વ. જયકૃષ્ણ ના. વર્મા.

તંત્રી:
સૌ. જયવતી દેસાઈ

# ગુણસુન્દરી

સહતંત્રી :
સૌ. વનમાળા દેસાઈ બી. એ.
સૌ. રમા ઠાકોર બી. એ

વ્યવસ્થાપક : નટવરલાલ ઠક્કર : લુહાણામિત્ર પ્રેસ, વડોદરા

પુ. ૪૨ મું ] જુન : ૧૯૪૪ [ અંક ૪

## અનુક્રમણિકા



### બાલવિભાગ

તંત્રી : નાગરદાસ ઇ. પટેલ



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂા. ૫-૦-૦ : વિદેશ માટે શિલીંગ દસ ; છુટક નકલ દશ આના



પુસ્તક ૪૨મું　　　　જુન : ૧૯૪૪　　　　અંક ૪ થો

# સ્વપ્નો દૂરનાં દૂર

સ્વપ્નો દૂર ના દૂર
　　　　મુસાફીર સ્વપ્નો દૂરનાં દૂર.
માતાને હસ્તે છે બંધન, નયને આંસુ પૂર
આઝાદીની આશ અધુરી, ખોયાં ગૌરવ-નૂર
　　　　મુસાફીર સ્વપ્નો૦

સોહન્તી સોનાની ધરતી, માનવતા ભરપૂર
એ સોનાની રજકણ ક્યાં છે? પૂછે ઉર આતુર
　　　　મુસાફીર સ્વપ્નો૦

ગંગા જમના પાપ ધુએ, પણ ના ધોવાયાં ઉર,
શૂન્ય હૃદયના ભારતબાળો, ગાવામાં ચકચૂર
　　　　મુસાફીર સ્વપ્નો૦

થનગન કરતું યૌવન ક્યાં છે? ક્યાં છે નાદ નૂપૂર?
ચેતન દીવડામાં કાં ખૂટ્યું, આશાતેજ મધુર?
　　　　મુસાફીર સ્વપ્નો૦

ના જાગે છે જડનાં હૃદયાં, સૂણી રણ રણતૂર
હિમાલય પુકાર કરે છે, ક્યાં છે અણનમ સૂર,
　　　　મુસાફીર સ્વપ્નો૦

કર્મયોગના ગીતાગાયક, છો બંસીધર દૂર
ક્યારે અવતરશો ભારતમાં, લઇને ચેતન સૂર...?
　　　　મુસાફીર સ્વપ્નો૦

શ્રી. પ્રબોધ દેસાઇ

# સ્નેહનાં સંસ્મરણો

: : છંદ-મંદાક્રાન્તા : :

આ પૃથ્વીના સકળ સુખને, ઊર્મિઓને વિચારો,
જે સંચારે જીવનનૌકા, નાશવંતા જનોની;
દેખાયે તે સકળ સુજને, સ્નેહની સાંકળોને,
તે પોષે છે - અમર દીવડો, પ્રેમનો જે પવિત્ર. ૧

એકાંતે ત્યાં વનગિરિતણા, માર્ગની મધ્યમાંહી,
ખંડેરો જે રમણીય દીસે, રાજવી મ્હેલના જ્યાં;
વ્હાલી સાથે ઘડી સુખ મહીં, ગાળી ત્યાં કૈંક વેળા,
તે સૌ આવે સ્મરણની મહીં, જાગતા સ્વપ્ન રૂપે. ૨

સંધ્યા કેરા મધુર સમયે, તે સ્થળે એક દિને,
ઝાંખી ઝાંખી રમણીય ખીલી, ચાંદની ત્યાં હતી ને;
મારી આશા! મુજ જીવન ને સ્નેહની જે સરિતા,
વ્હાલી મારી હૃદય રમણી, મારી સાથે હતી ત્યાં. ૩

રોળાયેલા રણ મહિં શૂરા, ક્ષત્રીની મૂર્તિ મોટી,
ત્યાં ઊભી છે સ્મરણ તણી એ, અંજલીરૂપ જે આ;
તેને ટેકી નિજ તન થકી, મારી સામે નિહાળી,
મારી વ્હાલી શ્રવણ કરતી, ગીત મારું પ્રીતિથી. ૪

હું ગાતો'તો મુજ બીન લઈ, ગીતડું એક મીઠું,
ને તેમાંથી કરુણ રસની, ઊર્મિઓ રેલતી'તી;
સંધ્યા કેરા સમય સરખું, શૂન્ય ખંડેર યોગ્ય,
ધીમા સૂરો મુજ બીન તણા, તે સ્થળે ફેલતા'તા. ૫

નાખી દૃષ્ટિ પૃથિવી ભણી ને ભાવ દેખાડતી કૈં,
શરમાઈને કંઈક વદને, વ્હાલી એ સૂણતી'તી;
આવી રીતે વિવશ થયલી, સ્નેહરંગે ભીંજાતી,
વ્હાલીને હું નિરખી નયનો, સ્નેહથી તૃપ્ત કરતો. ૬

શ્રી. અમૃતલાલ હ. પટેલ

# રંજન

*સત્ય પ્રેમના છતાં કાચા તાંતણે બંધાયેલાં બે કોડભર્યાં કૌમારો : વિરેન્દ્ર અને રંજન ! બન્નેને પરસ્પર પ્રીતિ હતી. લગનના દિવસની સુખભરી ઘડીની એ રાહ જોઇ રહ્યાં હતાં–તૈયારીમાં હતાં, ત્યાં વિરેન્દ્રને પિતાની માંદગીનો તાર મળ્યો. પિતાને મળવા જતાં સ્ટેશને ટ્રેનમાંથી ઊતરતાં પોલિસે વૉરંટ બજાવી- ભાંગફોડ પ્રવૃત્તિમાં સામેલ હોવાના આરોપસર એને ગિરફતાર કર્યો અને પછી........

લેખક : શ્રી. ડુંગરસી ધરમસી સંપટ

“વિરેન્દ્ર ! આમ હવે કેટલા દિવસ ચાલશે ? પિતાજીએ પણ આપણાં લગ્ન માટે છૂટ આપી છે. હવે શું વાંધો છે ?” ચોપાટીનાં એક રમણીય રસ્તા ઉપર ધીરે ધીરે ચાલતાં રંજને વિરેન્દ્રના ખભા પર હાથ મૂકતાં કહ્યું.

“તું તો બહુ ઉતાવળી, રંજન ! એટલી બધી ઉતાવળની શી જરૂર છે ?” વિરેન્દ્રે કહ્યું.

“પરંતુ જેમ બને તેમ જલ્દી થાય તો સારું.” રંજને કહ્યું.

“પણ પિતાજી બિમાર છે એવો આજે જ તાર આવ્યો છે. એટલે અમદાવાદ જવા સિવાય ચાલે તેમ નથી.” વિરેન્દ્રે રંજન તરફ જોતાં કહ્યું.

“પણ કાલે જ પિતાજીનો કાગળ આવ્યો તેમાં તો કંઇ બિમારીની વાત પણ લખી નહોતી અને આજે જ ઓચિંતો તાર કેમ આવ્યો ?” રંજને ઉત્સુકતાથી પૂછ્યું.

“એ ગમે તેમ હોય પણ ગયા વિના ચાલે તેમ નથી. રંજન ! તું મારે ખાતર એટલું ન કરી શકે ? તું તારા પિતાજીને એક માસ પછી આપણાં લગ્ન થાય તો સારું, એમ ન સમજાવી શકે ?” વિરેન્દ્રે પૂછ્યું.

“ભલે, જો આપ એમ કહેતા હો તો હું સમજાવીશ. પરંતુ એક માસથી વધારે સમય ન થવો જોઇએ. પિતાજીનો સ્વભાવ તો આપ જાણો જ છો. મનમાં આવ્યું એટલે પછી એ કરી જ નાખે.” રંજને કહ્યું.

“રંજન ! જો પિતાજીની બિમારીનો તાર ન આવ્યો હોત તો હું તૈયાર જ હતો. પરંતુ પિતાજી બિમાર હોય તેવે ટાણે આપણે લગ્ન કરીએ તો એ કેવું ખરાબ ગણાય ! પિતાજીને કેટલું ખોટું લાગે.” વિરેન્દ્રે કહ્યું.

* * *

ટ્રેનમાં ગીરદીનો પાર નહોતો. ત્રીજા વર્ગમાં તો માણસો ઘેટાં ને બકરાંની જેમ પુરાયાં હતાં. ચારે બાજુ શોરબકોર થઇ રહ્યો હતો. ગાંસડાં ને પોટલાં, બિસ્ત્રા ને ટ્રંક આમતેમ પછડાતાં હતાં.

ગાર્ડની સીટી વાગી.

“વિરેન્દ્ર ! એક માસથી વધારે એક દિવસ પણ ન થાય, હોં ! મેં પિતાજીને મહામુશ્કેલીએ એક માસ માટે સમજાવ્યા છે.” રંજને કહ્યું.

“અરે વીસ દિવસમાં જ, રંજન !” વિરેન્દ્રે કહ્યું. ગાડી ધીમે ધીમે ચાલુ થઇ.

“વિરેન્દ્ર ! એક માસથી વધારે એક કલાક પણ ન થવો જોઇએ.” રંજને કહ્યું.

ગાડી ચાલી ગઇ. રંજન એકી ટશે એને જતી નિરખી રહી. મોતી જેવાં ચળકતાં બે અશ્રુબિન્દુઓ તેણે રૂમાલથી લૂછી નાખ્યાં.

***

અમદાવાદનું સ્ટેશન આવ્યું. એક પછી એક ઉતારૂઓ ઊતરવા માંડયા. વિરેન્દ્ર પણ એક બે માણસો સાથે વાતો કરતાં નીચે ઊતર્યો. એક મજૂર પાસે સામાન ટ્રેનમાંથી ઉપડાવી તે ફાટક પાસે આવ્યો. તરત જ સામેથી બૂમ પાડીઃ

" મિ. વિરેન્દ્રકુમાર આપનું જ નામ કે ? " પૂછનાર સબઇન્સ્પેક્ટર હતો.

" જી, હા. " વિરેન્દ્રે પોતાના ખાદીના કોટના ખિસ્સામાંથી રૂમાલ વડે મોં લૂછતાં કહ્યું.

" આપના પર વૉરન્ટ છે. ગઇ તારીખ ૯ મી ઑગસ્ટના બનાવ પછી, આપે ભાંગ-ફોડ પ્રવૃત્તિઓ કરનાર ટોળીઓનાં કાર્યમાં ભાગ લીધો છે તેથી આપને ગિરફતાર કરવામાં આવે છે. " સબઇન્સ્પેક્ટરે જરા કડકાઇથી કહ્યું.

" ભલે. " વિરેન્દ્રે જરાય અચકાયા વિના કહ્યું. સબઇન્સ્પેક્ટર તેને લઇને બહાર મોટર ઊભી હતી ત્યાં લઇ ગયા.

***

" પણ પિતાજી, એમાં શું થઇ ગયું ? વિરેન્દ્રને બે માસની જેલ મળી છે. જેલમાંથી છૂટતાં જ તે લગ્ન કરી લેશે. " રંજને પોતાની સામે આરામખુરશી પર બેઠેલ પોતાના પિતાને કહ્યું.

" બે માસ પછી કે ચાર માસ પછી હું એની સાથે તારાં લગ્ન કરવાનો જ નથી. એ લોફર લફંગા સાથે ફરનારનો વિશ્વાસ શું ? કહે છે કે, તે ભાંગફોડ કરનાર ટોળીઓમાં સામેલ હતો તે માટે તો એને પકડવામાં આવ્યો છે. હું સરકારી વકીલ, મારી જ પુત્રીને એની સાથે પરણાવું ? એ કદી નહિ બને. " રમણલાલે ક્રોધ ઠાલવતાં કહ્યું.

" પણ એને લોફર શા માટે કહો છો ? એ એવું કૃત્ય કદી કરે જ નહિ. મને એનામાં સંપૂર્ણ વિશ્વાસ છે.

" ના, ના. હું એ કશું સાંભળવા માગતો નથી. પેલા ' રમેશ મિલ્સ 'વાળા શરદકુમાર આજે જ તને જોવા આવવાના છે. તેની સાથે જ તારું લગ્ન થવાનું છે.

" પણ પિતાજી ! શરદકુમારની બીજી પત્નીનું હજી એક માસ પહેલાં જ અવસાન થયું છે. ઉંમર પણ પિસ્તાળીસની છે. આપ સુધારક થઇને આવું કરશો ? " રંજને પિતા સામે જોતાં પૂછ્યું.

" શરદકુમાર ત્રીજી વેળા પરણે છે તો શું થઇ ગયું ? આટલી અઢળક દોલત હોવા છતાં શા માટે તે વિધુર રહે ? અને ઉંમર તો હજી બત્રીસ વર્ષની જ છે. એવાં જુઠાં બહાનાં મારી પાસે નહિ ચાલે, રંજન ! "

" પરંતુ..."

" પરંતુ બરંતુ કંઇ નહિ ચાલે. શરદકુમાર ભણેલગણેલ સુસંસ્કારી અને શાહુકાર છે, પછી તને શું વાંધો છે ?" રમણલાલે કહ્યું.

" મિ. રમણલાલ ઘરમાં છે ? " બહારથી બૂમ પડી.

રમણલાલ ઉઠયા. બારણું ઉઘાડયું. બે પુરુષો અંદર આવ્યા.

" પધારો, પધારો, મોહનલાલભાઇ ! આ ભાઇ મિ. શરદકુમાર જ ને ? " રમણલાલે મહેમાનોને સત્કારતાં એક સફેદ ટોપીવાળા વૃદ્ધ પુરુષને પૂછ્યું.

" જી હા. મિ. શરદકુમાર દેવ. 'રમેશ મિલ્સ'વાળા " રંજન બેઠી હતી તે ખુરસીની બાજુમાં પડેલ એક કોચ પર બેસતાં મોહનલાલે કહ્યું.

" આ મારી પુત્રી રંજનબાળા, એમ. એ.

માં ગયા વર્ષે જ પાસ થઇ. કલાની ખાસ શોખીન છે." રમણલાલે કોચની સામે ખુરશી પર બેસતાં રંજન તરફ જોતાં કહ્યું.

શરદકુમાર અને રંજનબાળાએ સામસામા નમસ્તે કર્યાં.

" રંજન, બેટા! જા તો મહેમાનો માટે ચા તો લાવ." કહેતાં રમણલાલે રંજન પ્રતિ એક અર્થસૂચક નજર ફેંકી.

રંજન ઊભી થઇ. થોડી વારમાં ચા લઇ આવી. બધાં ચા પીવા લાગ્યાં. થોડી વારે રમણલાલ બોલ્યાઃ

" મોહનલાલભાઇ ? આવો, હું તમને મારો અંદરથી લેખનખંડ બતાવું. શરદકુમાર! તમે જરા બેસજો; અમે આવીએ છીએ. કહેતાં બન્ને અંદરના ઓરડામાં ગયા. થોડી વાર ઓરડામાં નીરવતા વ્યાપી રહી. છેવટે શરદકુમારે એ નીરવતાનો ભંગ કરતાં કહ્યું:

" રંજનબાળા! આપને સંગીતનો શોખ ખરો કે નહિ. "

" જી, મને સંગીતનો ખાસ શોખ છે. પણ તે ફક્ત શાસ્ત્રીય સંગીતનો જ. ફિલ્મી-સંગીતને હું પસંદ કરતી નથી. " રંજનબાળાએ પ્રત્યુત્તર આપ્યો.

" આપ સંગીત કોની પાસેથી શીખેલાં ?"

" વિરેન્દ્રકુમાર જેઓ મારા પરમ મિત્ર છે એમની પાસે હું શાસ્રીય સંગીત શીખી છું, એઓ હાલ જેલમાં છે. "

" એમ કે, " શરદકુમારે અણગમો દર્શાવતાં કહ્યું. એક અતિ સ્વરૂપવાન યુવાન સ્રી પોતાની સામે જ કોઇ બીજા પુરુષનાં વખાણ કરે તે તેને ગમ્યું નહિ. તેણે પૂછ્યું:

" આપે હજી લગ્ન વિષે વિચાર નથી કર્યો ? "

" જી, માફ કરજો મિ. શરદકુમાર ! આપ આપના લગ્નની વાત કરો છો કે મારા લગ્નની ?–હું તો કહું છું કે હવે આપે લગ્ન કરવાનો ખ્યાલ છોડી દેવો જોઇએ. અથવા તો પુનર્લગ્ન કરવાં જોઇએ. અને મારું પૂછતા હો તો સાંભળી લો કે હું વિરેન્દ્રકુમાર સિવાય બીજા કોઇની સાથે લગ્ન કરવા માગતી જ નથી. માટે મહેરબાની કરી આપ મારા માર્ગમાંથી ખસી જશો. " રંજને મક્કમતા દાખવતાં કહ્યું.

શરદકુમાર ખસિયાણો પડી ગયો. તેટલામાં તો અંદરથી મોહનલાલ અને રમણલાલ આવ્યા.

" ચાલો મોહનલાલભાઇ !" શરદકુમારે કોચ પરથી ઊભા થતાં કહ્યું.

બન્ને જણા ચાલવા માંડયા. રમણલાલ તેમને જતા જોઇ રહ્યા.

" આ બધાં તારાં જ કારસ્તાન છે. " એક ક્રોધભરી નજર ફેંકતાં રમણલાલે રંજનને ધમકાવી.

***

" રંજન ! તારા જેવી મેં એકે હઠીલી છોકરી જોઇ નથી. બેશરમ, શરદકુમારને મેં મહામહેનતે સમજાવી ઘેર બોલાવ્યો ત્યાં તે બધું ઊંધું વાળ્યું. પણ એનાં ફળ તને બરાબર મળશે. હવે તો ગમે તેવા હું કોઇ પણ માણસ સાથે તારાં લગ્ન કરી દઇશ. અને તેનો બંદોબસ્ત આજે જ થઇ જશે..."

રમણલાલ આગળ બોલે તે પહેલાં એક નોકર વર્તમાનપત્ર લાવ્યો અને રમણલાલના હાથમાં આપ્યું. રંજનની નજર એ વર્તમાનપત્રના એક ખૂણા પર પડી. ત્યાં લખ્યું હતું:

" ભાંગફોડ પ્રવૃત્તિ કરનાર ટોળાઓમાં સામેલ હોવાના આરોપસર પકડાયલા મિ. વિરેન્દ્ર નિર્દોષ ઠર્યા છે. અને તેમને મુક્ત કરવામાં આવ્યા છે.

રંજનનું મન નાચી ઊઠયું. તેણે રમણલાલને એ બતાવ્યું. રમણલાલે તે વાંચ્યું. અને તેઓ બોલ્યાઃ

"વિરેન્દ્ર નિર્દોષ ઠર્યો ! ખરેખર, એ એક સારો યુવાન છે. હું તો પહેલેથી જ કહેતો હતો કે એ એવો નઠારો હોય જ નહિ......"

બહારથી બૂટનો ચમચમાટ સંભળાયોઃ વિરેન્દ્ર અંદર આવ્યો. રંજન બોલી ઊઠીઃ

"આવી ગયા ? કેમ છે પિતાજીને ?"

"હવે બેસવા તો દે," રંજન તરફ જોતાં રમણલાલે કહ્યું. "કેમ છે આપના પિતાજીની તબિયત ?" રમણલાલે પૂછ્યુંઃ

"પિતાજીની તબિયત હવે બહુ જ સારી છે." વિરેન્દ્રે ખુરશી પર બેઠક લેતાં કહ્યું.

થોડી વાર બધાંએ આમતેમ ટોળટપ્પા માર્યાઃ થોડીવારે વિરેન્દ્ર જવા માટે ઊભો થયો.

"ધર્મના કામમાં હવે ઢીલ ન હોય, વિરેન્દ્ર ! આજે જ તમારાં પિતાજીને તાર કરી નાખીએ કે લગ્નની તૈયારી કરે." રમણલાલે બારણા તરફ જતા વિરેન્દ્રને કહ્યું.

રંજને વિરેન્દ્ર તરફ મોહક સ્મિત કર્યું. વિરેન્દ્ર બહાર ગયો.

"કેવો સુશીલ અને સંસ્કારી યુવાન છે !" રમણલાલે રંજન તરફ જોતાં કહ્યું.

રંજન શરમથી નીચું જોઇ ગઇ.

* *

અને એક શુભ ઘડીએ રંજન અને વિરેન્દ્ર બન્ને પક્ષનાં વડીલોની હાજરીમાં સ્નેહભરી લગ્નગ્રંથિથી રંજન સાથે જોડાઈ ગયો.

# વ્હાલાજીના મહિના

( ગરબી )

કાર્તિકે ઉરનાં કુસુમ કરમે વ્હાલાજી,
રસ-માળીડા સમજે ન મર્મે મ્હારા વ્હાલાજી ?
માસાનાં માર્ગશીર્ષ માસ રે વ્હાલાજી,
ચકોરી ઉરે ચન્દ્રની પ્યાસ, મ્હારા વ્હાલાજી....૧

પોષે પ્રાણુ પ્રીતડીનો શોષ રે વ્હાલાજી,
ઉરે ઉર ચંપાયાનો ક્યાં સંતોષ મ્હારા વ્હાલાજી !
માઘે ગુલાબી અનિલની લ્હેરે રે વ્હાલાજી,
એવડાં શાં આળ, મળવાને આવે-આવો વ્હાલાજી...૨

ફોરે દેહ વસન્તાવતાર રે વ્હાલાજી,
દો દિને ફાગણુને રસ-દ્વાર સૂનાં વ્હાલાજી;
ચૈત્રે ચિત્ત મ્હારૂં ચિત્રેલ રે વ્હાલાજી,
ક્યાં મુજ ઉર કન્દર્પ ? સૂના ઉર મ્હેલ મારા વ્હાલાજી. ૩

વૈશાખે કોયલ ટહુકે ઉર કુંજ રે વ્હાલાજી,
ભમરા ! ત્હારી શી ઉરમર્દી ગુંજ, મ્હારા વ્હાલાજી.

× × × ×

આવ્યો જાદુગરો આ જેઠ મ્હારા વ્હાલાજી
આલી શું શમણુંના શાવાની ભેટ મ્હારા વ્હાલાજી
ઘમઘોર ગાજે અસાડિલા આજ રે વ્હાલાજી
બેઠા ક્યાં રે અસાડિલા રાજ મ્હારા વ્હાલાજી....૫

શ્રાવણે સરવાન શ્રવણો થાય રે વ્હાલાજી,
જીવને રસસરિતા ઉભરાય મ્હારા વ્હાલાજી;
ભાદરવે ભરદરિયે મુજ જહાજ રે વ્હાલાજી,
સુકાની ક્યાં રે ગયો રસરાજ, મ્હારા વ્હાલાજી !!...૬

આસો શરદ પૂનેમની રાત રે વ્હાલાજી,
છોને રઢિયાળી ! ના સગાથ મ્હારા વ્હાલાજી !
આવ્યાં આવ્યાં દીપોત્સવી પર્વ રે વ્હાલાજી,
ઉર પદ્મપાંખડી સળગે સર્વ તું વિણુ વ્હાલાજી....૭

કહેને વાદળ કેરાં વિહંગ ક્યાં રે વ્હાલાજી,
નવ સમજે પ્રસંગનાં રંગ મ્હારા વ્હાલાજી;
શાને મત્ત મનડાંના મયૂર રે હો વ્હાલાજી,
આઘે આઘે દૂર વિ-દૂર મ્હારા વ્હાલાજી....૮

ફોરે ફોરે દિલડાંની ફૂલવાડી રે હો વ્હાલાજી,
ભમરા ક્યાં ઉડયો દિલને દઝાડી મ્હારા વ્હાલાજી.
સૂનો સૂનો ભવનો પંથ રે હો વ્હાલાજી,
મ્હારો ક્યારે કોડિલો કંથ રે હો વ્હાલાજી....૯

ત્હમને અધરની અડકી બીજ રે હો વ્હાલાજી,
તેથી ખુદાઈ લીધી ખીજ મ્હારા વ્હાલાજી.

× × × ×

ઋતુર્નાં કુસુમાકરઃ

✶

# ભિખારણ

ચૌટે ચકલે ભટકતી ફરતી,
પાત્ર કર લંબાવી ધરતી;
મૃદુ કંઠે યાચના કરતી.
આપો કંઈ મા-બાપ. (૧)

વાળ એના માથે વિખરેલા,
વસ્ત્રો મેલાં ને ફાટેલાં;
ઢાંકવા મથતી અંગ-ખુલેલા,
હૈયે લજ્જા ભારે. (૨)

કોઈ આંગણેથી ધુત્કારે,
કોઈ વિકારી-ભાવે નિહાળે;
નાના બાળક પથરા મારે,
ગાંડી કહીને. (૩)

વ્યથા-દુઃખથી હૈયું ફાટે,
તોયે પાપી પેટને માટે;
રખડી રવડી વાટે-ઘાટે,
હીણી ભીક્ષા પામે. (૪)

શ્રી. નરહરિપ્રસાદ ભટ્ટ

# કુદરતને ખોળે

લેખક : શ્રી. મહીપત જોષી

"ગઢ ગરવો ગિરનાર !" એનું નિસર્ગદર્શન કોને ન ગમે ? અનેક—યાત્રાળુઓ–વિદ્યાર્થીઓ અને ભાવિક ભક્તો, ભટકતા બાવાઓ અને 'અહાલેક' જગાવનારાઓ–સૌ એના દર્શને જાય છે. એવા એક યાત્રાસંઘે કરેલું આ ગિરિવરની નિસર્ગલીલાનું અલ્પ નિદર્શન છે—

શ્રી ગંગાજળીઆનાં દરરોજનાં ગંગાસ્નાનથી પવિત્ર થયેલી, ભક્ત નરસિંહની નેહનીતરતી પ્રભુભક્તિનાં રસપ્રદ ભજનામૃતે ભીંજાયેલી અને ગિરનારથી ગૌરવાન્વિત થયેલી જુનાગઢ નગરીને ભાવભીની નજરે નિહાળવા, ગિરનારના યાત્રી બની જીવનને ધન્ય કરવા અમારો સંઘ કોઇ એક મંગલ પ્રભાતે કાઠિયાવાડના પર્વતરાજ ગિરનારની તળેટીમાં આવી પહોંચ્યો.

**ગિરનારને ચરણે માર્ગમાં :** ૧. ગિરનાર તરફ પ્રયાણ કરતાં તળેટીમાં આવી રહેલ બૌદ્ધ ધર્મપ્રેમી મહારાજા અશોકની ધર્મભાવનાનાં મૂર્તિમંત સ્વરૂપે અદ્યાપિ સચવાઇ રહેલ શિલાલેખનાં પ્રથમ દર્શને અમારાં હૃદયમાં ધર્માંકુરો સ્ફુર્યાં. આ શિલાલેખ ગોળ ઘુમ્મટ આકારનો છે. અને તેને યાત્રાળુઓના ગિરનાર તરફ જવાના મુખ્ય રસ્તા ઉપર જ એક દેવળના જેવા સ્વચ્છ અને સુંદર મકાનમાં મૂકવામાં આવ્યો છે.

ત્યાંથી આગળ વધતાં દામોદર કુંડનાં દર્શન થયાં. જેને જોતાં જ પવિત્રતાથી પાવનકારી એવી જૂની દંતકથાઓ યાદ આવતાં અમોએ સ્નાન કર્યું. આવા ભાવિક સ્નાનથી બે ઘડી અંતઃકરણની શુદ્ધિનો અનુભવ થયો. સાથે સાથે મારા એક મુ. શ્રી. લાલજીભાઈ એ ગાયું કે "ગિરિ તળાટીને કુંડ દામોદર... .." અહાહા ! કેવો દામો કુંડ ! સાન્નિધ્યમાંજ આવી રહેલું ભવ્ય દામોદરલાલજીનું મંદિર, અને મંદિરનાં ચરણપ્રક્ષાલન કરતો બીજો રેવતી કુંડ ! ! આ સઘળાં સ્થાનો" ક્ષણે ક્ષણે યન્નવતામુપૈતિ ......માફક યાત્રાળુઓને સન્માનતાં ઊભાં હોય તેવું જણાય છે.

**ગિરનારનાં દર્શને :** હવે યાત્રાની, અને પર્યટનની ઉત્કૃષ્ટ ઈચ્છાવાળો અમારો સંઘ ગિરનારનાં ચરણોમાં આવી ઊભો. સઘળાંએ ગિરનારની ચરણરજ મસ્તક પર મૂકી વંદન કર્યાં અને ઊંચે ચડવાની શરૂઆત કરી. પહેલે પગથીએ પગ મૂકતાંજ અમારા શરીરમાં જાણે કોઇ નવું જોમ આવ્યું અને સાંભરી આવ્યું કે

**"યાત્રા હજો શુભ હવે અમ ઉર્ધ્વગામી"**

( ન્હાનાલાલ )

ગિરનારરૂપી વૃદ્ધ યોગીના ખોળામાં માળાના મણકાઓ જેમ–પાસે પાસે આવી રહેલ પગથીઆંઓને અમો એક પછી એક વટાવતાં વટાવતાં, પરોક્ષ પડેલી પગદંડીઓને ધીમે ધીમે પ્રત્યક્ષ નિહાળતાં, રાજા ભર્તૃહરિની પહાડમાં આવેલી ગુફા પાસે આવી પહોંચ્યાં. અંદર જતાં જોયું તો એક વૃદ્ધ મહર્ષિ ધ્યાનસ્થ સ્થિતિમાં બેઠા હતા. પાસે જ ભર્તૃહરિ અને ગોપીચંદની આરસની પવિત્ર પ્રતિમાઓનું દર્શન થતું હતું. ઘીનો એક દીપક અંધારી ગુફામાં મહામુશ્કેલીએ પ્રકાશ પ્રસરાવતો ગહન સ્થિતપ્રજ્ઞ યોગીની જેમ સ્થિર થઈ ઝગી રહ્યો હતો.

ત્યાંથી આગળ વધતાં "સતી રાણકના માપક મારા આધાર ચોસલ કોણ ચઢાવશે"

નાં સ્વર્ગીય સ્નેહભર્યાં શાબ્દિક આધારે એક મોટું ગિરનારનું પહાડી ચોસલું ચડતા ઉતરતા યાત્રાળુઓનું ધ્યાન ખેંચતું, પડું પડું થતું માર્ગની ઉપરજ છત્રી માફક તોળાઈ રહ્યું છે. જાણે હમણાંજ પડશે! કેવી એ સતીના શબ્દોની સચ્ચોટ અસર! કેવી એ રહેમભરી રૂકાવટ! કેવી એ આડસો વર્ષપર્યંતની અખંડિત અટકાયત! હવે જોતજોતામાં તાજી હવા લેતાં, સ્વચ્છ મીઠાં પાણી પીતાં પીતાં, કુદરતમાં વિહાર કરતાં કરતાં, રમુજી ટુચકાઓની મઝા માણતાં માણતાં પહેલું જ શિખર "ઉપરકોટ"નાં પહાડી દ્વારે આવી પહોંચ્યાં, નવું નવું જોવાની ઇચ્છાએ ગાત્રો શ્રમિત થવા છતાં પણ કેમ જાણે તાજાંજ હોય તેમ લાગતું.

**ઉપરકોટમાં :** ઉપરકોટ એ ગિરનાર ઃ વસતા સઘળા સંતો, સાધુઓ અને યાત્રીઓ માટે જરૂરિયાતની તમામ વસ્તુઓ પૂરી પાડનારું કેન્દ્ર છે. તેમ જ ચડતાં ઊતરતાં યાત્રીઓ માટેનું વિશ્રામાલય પણ કહી શકાય. અમોએ પણ થોડો વિસામો લીધો. પછી ઉપરકોટમાં આવી રહેલાં જૈનોના પુણ્ય પવિત્ર દેવાલયોનાં દર્શને પ્રયાણ કર્યું. અહીંનાં નાનાં મોટાં અસંખ્ય દેવાલયો બાંધણીમાં, કારીગરીમાં, ભવ્યતામાં એકએકથી ચઢીઆતાં છે. જેમ જેમ જોતાં ગયાં, તેમ તેમ વસ્તુપાળ અને તેજપાળ અને તેજપાળ જેવા પ્રધાનોની કાર્યદક્ષતાનાં, તેમણે કરેલ દ્રવ્યના સદુપયોગનાં, અને ગુજરાતની અઢળક ધનસંપત્તિનાં સ્વપ્નાંઓ નજરે તરવા લાગ્યાં. કેવાં એ સંગેમરમરનાં ચકચકિત દેવાલયો, કેવાં એનાં ગગનચુંબી રૂપેરી, સોનેરી શિખરો, તેમાં વિરાજિત થયેલી કિંમતી શૃંગારોથી વિભૂષિત ભાવનાપ્રેરક મૂર્તિઓ! આ સઘળાં યાત્રાળુઓનાં પવિત્ર માનસમાં અનેરી ભાત પાડે છે. આ દેવળવાડાની મધ્યમાં લીલા રંગનાં મણિ જેવું "હાથીપગું" સુંદરતામાં વધારો કરતું હતું "કેમ જાણે ગિરિરાજે મોતીનો મણિજડિત હાર ગ્રિવા પર ધારણ કર્યો ન હોય!"

**જટાશંકરની ધર્મશાળામાં :** હવે ઉપરકોટથી આગળ ચાલતાં જટાશંકરની હિંદુ ધર્મશાળામાં અમોએ મુકામ કર્યો. અહીં એકાદ રાત્રિ રોકાયા. અહીંની નમુનેદાર સગવડતા યાત્રીઓને આશીર્વાદ સમાન છે.

**જુદાં જુદાં તીર્થસ્થળો :** ધર્મશાળામાં ભોજનવિધિ પતાવી લઇ અમો સમી સાંજે કેટલાંક સ્થળો જોવા નીકળી પડ્યા, જેનું વર્ણન ટૂંકમાં આપી શકું છું.

**નાગ ગંગા :** પથ્થરના નાગના મુખમાંથી પાણી આવે છે. આ પાણીને એક કરવામાં આવે છે. ભાવિક યાત્રાળુઓ અહીંના જળનું આચમન લે છે.

**ગૌમુખી ગંગા :** પથ્થરની ગાયનાં મુખમાંથી અહીં પાણી આવે છે. આ પાણી ક્રમશઃ બે કુંડમાં એકઠું થાય છે. શ્રદ્ધાળુઓ આચમન લઇ પવિત્ર થાય છે અને ક્વચિત્ સ્નાન પણ કરે છે.

**સેવાદાસની જગો :** આ જગો યાત્રાળુઓને ઊતરવાને સારી ગણાય છે. ત્યાં પાણી વગેરેની સગવડ સારી છે. એકંદરે સ્થળ રમ્ય છે.

**પથ્થર ચટ્ટી :** પાસે જ આવી રહેલ ભુગદાવાળી ઓરડીઓ યાત્રાળુઓનું પ્રાચીન નિવાસસ્થાન હોવાનો દાવો કરતી એકલી અટુલી ઊભી રહી છે.

**સેપાવન :** ગિરનારની તળેટી તરફ ઊતરતાં ઉત્તર દિશાએ. કરમદા, વાંસ, આંબા ને બીજી વનરાજીઓથી ભરચક સૌંદર્યથી ભરપૂર આ સ્થળ સઘળા યાત્રીઓને આકર્ષી રાખે છે અને ત્યાંની શાંતિનો ભોકતા થવા પ્રેરે છે. અમે પણ આ સ્થળે શાંતિ અનુભવી. માણસો કહે છે કે સતી સીતા માતાનો વાસ અહીં હતો અને છે.

**હનુમાનધારા :** સેપાવનથી સાંકડી કેડી દ્વારા પેરી ધરાઓ વીંધી ત્યાં જવાય છે.

યાત્રી આ સ્થળે પહેલવહેલો ભૂલો પડવા સંભવ ખરો. આ સ્થળ પણ કુદરતનું પ્યારું સંતાન હોય તેવું જ જણાય છે.

**ભરતવન :** ત્યાંથી આગળ ચાલતા ભરતવનની જગો આવે છે. અહીં પણ એવી જ વનસ્પતિઓ ચોમેર છવાઇ રહી છે. આ માધુર્યતા ભરેલી જગોએ દઢ વૈરાગી, ત્યાગી, ભરતમુનિ રહેતા હતા. તેવી દંતકથા છે.

" આ અને આવાં બીજાં રમણીય સ્થળો ખરેખર, ગિરનારનું સાચું ઘરેણું છે."

## ગિરનારનાં શિખરો પર

**અંબિકાનાં દર્શને** ઉપરનાં સ્થળો જોયા પછી ગિરિશૃંગોની સમૃદ્ધિ નિહાળવા બીજે દિવસે પ્રભાતે અમોએ ઊંચે જવાનું શરૂ કર્યું, પ્રભુની મહેરબાની માગતાં અમે આગળ વધ્યાં. તુરત જ એક દેવાલય નજરે પડયું. કેમ જાણે નવી દુલ્હનો ઘુંગટો ન હોય ! આ સ્થળ " સચ્ચાકાકાની જગો "ના નામથી જાણીતું છે. તેમના મોં પર નરી સચ્ચાઈ તરી આવતી હતી. આ જગોમાંથી કાયમને માટે, ખજૂર દાળીઆનું સદાવ્રત અપાય છે. આગળ વધી અમોએ, જગતજનની અંબિકાનું શ્વેતરંગી ભવ્ય દેવાલય પોતાની રક્તવર્ણી ધજા ફરકાવતું અમોને આમંત્રણ આપતું જોયું. દેવળના ઘુમ્મટમાં રહેલી દેવીની ભય પ્રેરતી પ્રતિમા સર્વ કોઈનાં હૃદયમા સબળ છાપ પાડે છે. એને અમોએ વહાલભર્યાં વંદન કર્યાં. અહીંથી જુનાગઢ પર આચ્છાદિત થયેલ ધુમ્મસના ગોટાઓ કોઇ ગર્વિત સાગરનાં મોજાંનો ખ્યાલ આપતા હતા. સર્વ સ્થળે જળજળાકાર જ જણાતું હતું. શહેરનો અણુમાત્ર ભાગ પણ નજરે પડતો ન હતો. કેમ જાણે રૂપેરી થર ન પથરાયો હોય !

**શ્રી ગુરુ ગોરખને રસ્તે :** આ સઘળા અવર્ણનીય દશ્યો પેખી પેખી સહર્ષ ઊંચી નીચી પગદંડીઓ દ્વારા ગુરુ ગોરખના છત્ર નીચે આવી પહોંચ્યાં. અહીં તેમની પવિત્ર પાદુકાઓને એક નાનકડી દહેરીમા પધારવામાં આવી છે. આ દહેરી યાત્રાળુઓથી જ્યારે ને ત્યારે છવાયેલી જ હોય છે. દહેરીની પાસે જ " પાપપુણ્યની ગરકબારી " આવેલી છે. યાત્રાળુઓ, પોતે પુણ્યાત્મા સમજી આ બારીની આરપાર નીકળે છે. આ બારીનાં પ્રવેશદ્વાર પર ગુરુ ગોરખનાં અસંખ્ય આદર્શ શિષ્યોની સખ્યાનું ભાન કરાવતા ચીપીઆઓ ધક્કામુક્કી કરતા સંકોડાઇ સ્થિર ઊભેલા, જણાય છે. આ દશ્યથી આનંદિત થતાં છેવટની મોટી ટુંક (શિખર) તરફ અમો સઘળાં ચડવા લાગ્યા.

**દત્તાત્રયનાં દર્શને :** આ સ્થળ ગુરુ દત્તના શાશ્વત સ્થળ તરીકે જાણીતું છે. અહિં પણ તેમની પાદુકાઓ છે, અને દહેરી છે અમો સૌ શ્રી ગુરુ દત્તના ચરણારવિંદમાં નમી પડયા અને વારંવાર વંદન કરી અમોને નિવાસસ્થાન તરફ પહોચાડવા પ્રાર્થના કરી. સૌએ સાનંદ ઊતરવાનું શરૂ કર્યું. દ્વાર પર લટકતો પેશીનના ઘંટના ભાઇ જેવો ઘંટ અમોએ વગાડયો અને જય ગુરુદત્તનો જયઘોષ કરી સફર શરૂ કરી. (અહિં સુધી માત્ર ગણ્યાં-ગાંઠયા જ સાહસિક યાત્રીઓ આવે છે. )

**સ્વસ્થાને :** જોતજોતામા ગુરુ દત્તની રજા લઇ અમો રસ્તામા આવેલા કમંડળ કુંડનું જળ આચમન કરી અમારે સ્થાને આવી પહોચ્યા. જમનાનો વખત થયો હોવાથી તેમ જ ક્ષુધાદેવીનું સામ્રાજ્ય અમારા શરીરમા સર્વાંગે પ્રસરી જવાથી સ્વાદિષ્ટ સાદુ ભોજન લેવા એક પંક્તિમાં બેસી ગયા. કોઇ ગાતા જાય, કોઇ ખાતા જાય, કોઇ કુદરતની લીલાને જોતા જાય, કોઇ ગિરનારની જય બોલાવતા જાય, અહાહા ! કેવું એ મધુરું સ્મરણ ! કેવી એ મઝા !

ભોજનવિધિ આરોપી ધીમે ધીમે ક્ષપાકરને ક્ષિતિજને ભેટવા જતો જોતાં જોતાં અમો પણ ગિરનારને ચરણે આવી પહોચ્યા. ૐ સ્તુ.

# પુત્રની ઝંખના

> —માતા થવાની ઇચ્છા હરકોઇ સ્ત્રીને હોય છે, પરંતુ તે પુત્રની, પુત્રીની તો કવચિત જ. એવી પુત્રઝંખતી અનેક પુત્રીઓની માતાના અંતરમાં જલતી જ્વાલાને ઠારવા એણે શું કર્યું ? પોતાનો પતિ અન્યને સોંપ્યો. અને પછી ?

લેખક ! શ્રી. 'તરંગી'

ચોકમાં મંડપ રોપાયો હતો. ચોરી બંધાઇ હતી. સાજનિયા અને માંડવિયા બધા મંડપમાં ખીચોખીચ આસપાસ ગોઠવાયા હતા. મંડપમાંથી બૈરાંઓના ગીતોનાં અવાજ આવતા હતા.

" એક ઉગ્યો તે વર નો ગોતરો રે વહુના હો દાદા
ઉગ્યો તે નત નેવાં ભાંગશે રે "

વહુ અને વર ચૉરીમાં આવ્યાં. કન્યાની ઉંમર આશરે પંદરેક વર્ષની હતી. વરની ઉંમર પીસતાલીસ વર્ષની હતી. વાળ સફેદ થવા આવ્યા હતા. ભપકો બહુ નહોતો કર્યો-કર્યો વગર તો નહોતો રહી શક્યો. ગોર મહારાજે વરઘોડિયાંને પરણાવી લીધાં. સાસુથી પોંખાયા અને પછી ઓરડામાં રૂપીએ રમવા ગયા.

મહેમાનો અને બીજા માણસો આનંદથી રમત જોતાં હતાં અને કિલકિલાટ કરતાં હતાં. આ જ વખતે પાસેના ઓરડામાં એક સ્ત્રી રડતી હતી; જો કે ઉતાવળું રડતી નહોતી. ડૂસકાં ભરતી હતી. કોણ સાંભળી શકે એવાં રુદન ! કોઇ જાણી પણ ન શકે એવાં ! તે બહાર જઇને હસવાનું ઘણું ઇચ્છતી, પણ વખતે રડી પડાય તો ? તેની આસપાસ ચારપાંચ છોકરીઓ ભરઉંઘમાં સૂતી હતી તેણે તે બધાંની સામે જોયું-માતૃત્વની આર્દ્રતાથી-અને તેમને કહેતી હોય એમ મનમાં જ બોલી: " હવે તમારો વીરો આવશે !".

* * *

તે રડતી સ્ત્રીનું નામ હતું ઉજમ અને પેલા પતિનું નામ હતું મેઘજી. તેમના પરિણીત જીવનની શરૂઆતમાં બંને વચ્ચે અગાધ પ્રેમ હતો. મેઘજી સાંતીએથી સહેજ મોડો આવ્યો હોય તો ઉજમનું હૃદય બળી ઉઠતું. તે સવારમાં વહેલી ઉઠતી. પતિને માટે જારના રોટલા કરી નાખતી, પછી ગાય દોહતી અને મેઘજીને જગાડતી. મેઘજી જારના રોટલા ને દૂધ ખાઇને સાંતી હાંકવા જતો.

ભગવાન સ્નેહરશ્મિનો પ્રતાપ વધતો જતો. મેઘજી સાંતી હાંકવું શરૂ કરી દેતો અને પૃથ્વી માતાને ખેડવા લાગતો. વખત થયે ઉજમ ભાત દેવા ઉપડતી. મેઘજી તેને છેટેથી આવતી જોઇ રહેતો. તે બળદને વિશ્રામ આપતો. શેઢે આવીને બેસતો અને શીરામણ કરતો. ઉજમ ભતાણું લઇને પાછી જતી.

ધીમે ધીમે સૂર્ય ભગવાન માથા ઉપર આવતા. તાપ અસહ્ય બનતો, અને ઉજમ મેઘજીની રાહ જોઇને ઓસરીમાં બેસતી. તેના બળદની ટોકરીનો અવાજ સાંભળી તે બહાર આવતી. મેઘજીને હાથપગ ધોવાનું કહી પોતે બળદ બાંધતી, ચાર નીરતી અને સાંતીને એક બાજુ મૂકી દેતી. પતિપત્ની સાથે રોંઢા કરતાં. થોડી આડીઅવળી વાતો કર્યા પછી મેઘજી બહાર જતો. ખેતરોમાં આંટો મારી આવતો. વાડીએ જતો ને કોસ હાંકતો. સૂર્યનારાયણ 'મેર બેસતા' અને મેઘજી ઘેર

પાછો આવતો. બન્ને વાળુ કરતાં. પછી જગતના એ સુખી આત્માઓ નિદ્રામાં લીન થતા.

વરસ પણ સારાં આવતાં. એટલે જીવન સુખી હતું. તેમનાં સુખી જીવનનાં પાચ પાંચ વર્ષો વહી ગયાં. પાંચ પાંચ ચોમાસાએ એમના જીવનને ભર્યું ભર્યું રાખ્યુ. હજી તેમને બીજું કોઇ દુઃખ તો ન હતું, પરંતુ શેર માટીની ખોટ તેમને બહુ સાલતી. ઉજમ મેઘજીને કહેતી, "હવે, એકલું તો ગમતું નથી. છોકરાં રમાડવાને જીવ તલસે છે. ભગવાન સામુ નહિ જોવે?" અને રડવા લાગતી મેઘજી તેને સાંત્વન આપવા કહેતો, 'સામુ તો જોેઇજને, પણ તે રોવા શું મંડી એમાં ' લે હાલ્ય વાળીએ."

મેઘજીને પુત્રની ઇચ્છા ન હતી એમ તો ન જ કહેવાય, પણ તે ઉજમને દુખી કરવા નહોતો માગતો. આથી આશ્વાસન આપતો. "ફક્ત એક જ છોકરો હોયને તો બસ ! સ્વર્ગનીયે ઝંખના ન કરૂં"–આવી લાગણી એને સતત થયા જ કરતી.

થોડાક દિવસોથી તે પણ ગમગીનીમાં રહેતો, તેને ક્યાય ચેન પડતું નહિ. ખેતર ખેડવાંય ગમતાં નહિ. તેને પુત્ર જોઇતો હતો. પણ કોણ આપે ?

* * *

સધ્યાની સુરખીભરી લાલિમા પ્રસરી રહી હતી. મેઘજી ધોરિયામા હાથ પગ ધોતો હતો, પાસે જ બળદો પાણી પીતા હતા. તેના મુખમાંથી એક નિઃશ્વાસ સરી પડ્યો. તે ધીરે ડગલે ઘેર આવ્યો. તેણે ઘર તરફ જોયું. આજે તેને ઉજમમા ફેર માલુમ પડ્યો. આજે, તે વધારે હસમુખી, વધારે ચપળ, વધારે સૌન્દર્યવાન અને પૂજ્યભાવ પ્રેરે એવી જણાતી હતી.

મેઘજી વાળુ કરવા બેઠો અને ઉજમે શરમાતાં શરમાતાં કહ્યું, "ભગવાને સામુ જોયું..." બાકીનું બધું મેઘજી સમજી ગયો. તેનું હૈયુ નાચી ઊઠ્યું. તે ગત દંપતીએ પ્રથમના જેવી જ આનંદમાં-મીઠી ઉંઘમાં ગાળી.

બન્નેના જીવનમાં હવે પ્રફુલ્લતા આવી હતી. મેઘજીને ઉજમ બહુ કામ કરે એ ગમતું નહોતું; કારણ કે તે માતા થવાની હતી. આ વખતે તેને એમ થયું કે ઘરમાં કોઇ ઘરકું કામ કરવાવાળું હોય તો સારૂં થાત. તેને એક વિચાર આવ્યો તે તેના કાકાની પાસે ગયો અને તેને બધી હકીકતથી વાકેફ કર્યો. કાકીએ પ્રસૂતિકાળ દરમ્યાન કામ કરવાની હા પાડી. તે ઘેર આવ્યો. તેના હૃદયમાં આજે પિતૃત્વનો આનંદ હતો. 'એક બાળક આવશે. તે તેને પિતા કહીને બોલાવશે અને પછી પોતે છોકરાનું નામ પાડશે અને છોકરાની કાલી કાલી બોલી સાભળશે' આવું આવું કલ્પવામાં તેણે બહુ મજા અનુભવી.

* * *

મેઘજીના ઘરની ઓસરીમાં તેલનો દીવો બળતો હતો. ફાનસ ઘરમાં હતું. ઉજમ ક્યારેક ક્યારેક 'ઉંહ'કારા કરતી હતી. મેઘજી સમજી ગયો. તેની કાકીએ આવીને તેને વાળુ આપ્યું અને કહ્યું, "વહુને પીડા થાય શે." વાળુ કર્યા પછી તેણે તેની કાકીને બોલાવીને કહ્યું, "કાકી, હું બહાર જ સું. મને ખબર આપજો હો !"

કાકીએ જવાબ આપ્યો, "છોકરાં આવશે તો થાળી વગાડીશ."

મેઘજી ઘરના ઓટલે બેઠો. શેરીના બધા અવાજો શમી ગયા હતા. કૂતરાઓએ પણ ભસવુ છોડી દીધું હતું. તે પણ શાંત બેઠો હતો. પવન જરાય ન હતો. તે બેઠો જ રહ્યો. પસાર થતી દરેક પળ તેને જુગ જુગ જેવી લાગી. પરંતુ તે તો બેઠો જ રહ્યો. આકાશમા પરોઢ થવાનાં ચિહ્ન દેખાણાં. હજી ઉજમના ઉહકારના અવાજ આવતા. ગતડ ફૂટી પણ તેણે એક મટકું માર્યું ન્હતું. છેવટે તેની આતુરતાનો અંત આવ્યો. તેણે

બાળકના રડવાનો અવાજ સાંભળ્યો. તેનું હૃદય નાચી ઊઠયું. તે પિતા થયો હતો. પણ આ શું? થાળી કેમ ન વાગી? તેના હૃદયનો સઘળો થનગનાટ નાશ પામ્યો! કયાં ચાલ્યો ગયો એજ એને ખબર ન પડી. તે ઉદાસ ચિત્તે ચાલ્યો ગયો.

આ પ્રસંગ પછી ઉજમ અને મેઘજીના જીવનમાં બહુ રસ ન રહ્યો, પરંતુ હજી એને પુત્રની-આશા હતી. હજી અવસ્થા થઇ ન્હોતી! ઉજમને બીજી વાર ત્રીજી વાર એમ છોકરીઓ જ આવ્યા કરી. દરેક વખતે મેઘજીએ, બહાર થાળી વાગવાની વાટ જોયા જ કરી, પણ કયારેય ન વાગી.

તેની કાકીએ તેને બોલાવ્યો અને શિખામણ આપવા લાગી, "આ ગંડને તો બધી છોડિયું જ આવે સે! રાંડ કાળા પગલાની લાગે સે! હવે તો બીજી કર તો સારૂં."

મેઘજીએ કાંઇ જવાબ ન આપ્યો. કાકી ચાલી ગઇ. મેઘજીનું કુટુંબ મોટું થયું હતું. એને બદલે પાંચ થયાં હતાં. ખર્ચ વધ્યુ હતું. વરસ પણ સારાં ન આવતાં. એટલે મેઘજીને જીવનમાં મજા ન હતી. હવે તે કામ કરતો પરંતુ કોઇ પણ જાતના ઉલ્લાસ વગર. હવે તે ઉજમને ભાત દેવા આવતી નીરખવા તલપતો નહિ. છોકરીઓને જ જન્મ આપે એની રાહ શી! એમ એના મનમાં કયારેક થતું. ઉજમને પણ જીવન અકારૂં લાગતું હતું. છોકરા વગરનું જીવન કોને સારૂં લાગે? એને મેણું ટાળવાની ઇચ્છા હતી. તે અંતરમાં બળતી. પોતાના પતિને સુખ ન આપી શકી એ માટે સંતાપ કરતી. હવે તો ભાત દેવા પણ તે મોટી છોકરીને મોકલતી.

ઉજમ કોઇનાં નાના છોકરાઓને જોતી ત્યારે તેનું હૃદય બળતું. તે એક પુત્ર માટે તલસતી હતી. પણ કયાં હતો એ પુત્ર? તે ખીજાતી અને ખીજ ઉતારવા છોકરીઓને મારતી. મેઘજી તેમ કરવા બદલ તેને વઢતો અને કહેતો "હવે સવારે છોકરો આવશે. બાપડી છોકરીયુંને શીદ મારસ?"

ઉજમ છાનીમાની ઊભી રહેતી; કાંઇ બોલતી નહિ. ઉજમને ચોથી વખત પણ છોકરી અવતરી. મેઘજીની રહીસહી આશા નષ્ટ થઇ ગઇ લાગી. પરંતુ ગામની સલાહ પ્રમાણે તેને બીજી લાવવી ન હતી. તે હજી ઉજમને ચાહતો હતો, ઉજમ તેની જીવન-સંગાથિની હતી.

પરંતુ ઉજમને આ ઘા અસહ્ય લાગ્યો. ચાર ચાર છોકરીઓ અને એકે છોકરો નહિ! તે મેઘજીની પાસે બેઠી અને કહેવા લાગી; "બળ્યું આ જીવતર! આ રાંડે પાણી ઇના કરતાં પેટે પાણા પાકયાં હત તો સારૂં હતું. બીજાના કામમાં તો આવત! મેં મૂઇએ આવીને તમારો વંશ વેલો રે' એવુંય ન રાખ્યું." આમ કહેતાં કહેતાં તે રડી પડી.

મેઘજીએ તેને છાની રાખવા પ્રયત્ન કર્યો પણ તે ન રહી. મેઘજીએ તેને સાંત્વન આપ્યું, "હજી કયાં ઘડપણ આવ્યું સે!" પણ ઉજમને સાંત્વન ન જ મળ્યું. તે આગળ કહેવા લાગી, "તમે મારૂં કીધું નો' કરો? મારી સાટુ એક બોન લાવો ને! ભગવાન સામું જોશે ને મોકરો આવશે તો હું બહુ જ રાજી થઇશ. હું સાચુ કઉં સું. હું કોઇ દિ' કાંઇ બોલીશ નહિ, બાધીશ નહિ, શબ્દ સરખોય નહિ બોલું. પણ મારી બોન લાવો. મને મોકરાનું મોઢું જોવા દો. આટલું નહિ માનો? હું કોઇ દી' કંઇ નહિ કઉં. ઇ કેશે ઇમ કરીશ, ઈ દોરશે ઇમ દોરાઇશ, ઇનો પડયો બોલ નહિ ઉથાપું...પણ...આટલું તો કરો!."

"એમ તે બીજા' લવાતાં હશે" કહી મેઘજીએ વાતને આટોપી લીધી.

એ ત્રણ વર્ષ પસાર થયાં. ઉજમને બાળકની આશા છે. તેણે ભગવાનને પ્રાર્થના કરી: " હે નાથ, મારી આશા પૂરજે, કાં મોત દેજે. " પરંતુ એની આશાએ પૂરી ન થઇ અને મોત પણ ન આવ્યું. છોકરીની સંખ્યામાં એકનો વધારો થયો.

હવે તો તેને ખાવુંય ભાવતું નહિ. જ્યારે હોય ત્યારે છોકરીઓને મારતી ને પીટતી, કોઇ કાંઇ કહેતું તો ચિડાઇ જતી. કારણ, એના હૃદયમાં ઉની ધખધખતી જ્વાળા બળતી હતી. એ જ્વાળાના તાપને કોણ પિછાને ? કોણ શાંત કરે ? કોણ ઓલવે ?

મેઘજીને હવે ખૂબ ચિંતા થવા લાગી. વાળ ધોળા થવા આવ્યા હતા ને વંશવેલો નહિ રહે તો ! તે પણ બળવા લાગ્યો. છતાં ઉજમની માગણી–ફરીથી પરણવાની માગણી–તેણે સ્વીકારી નહિ. હવે તો ઉજમ રડ રડ જ કરતી અને મેઘજીને હંમેશા ફરીથી પરણવાનો આગ્રહ કરતી. કેટલીએ આજીજીઓ પછી, કાલાવાલા પછી તેણે પરણવાનું કબૂલ કર્યું અને તે પરણ્યો.

... ..ઉજમને પોતાનો સ્વામી અન્યનો થતો લાગ્યો. અને આંખમાં આંસુ આવ્યાં. તે તેણે મહામહેનતે ખાળ્યાં અને પુત્રપ્રાપ્તિની આશાએ સુકાઇ ગયાં. પોતાનાં ' દુઃખીયાં ' બાળકોને વીરશે મળશે એ આશાએ તે રાત્રિ પથારીમાં આમથી તેમ પડખા ઘસવામાં એણે પૂરી કરી.

# ધ્યેય અને આકાંક્ષા

—"ધ્યેય અને આકાંક્ષા" સૌ શિક્ષિત સ્ત્રી-પુરુષોમાં હોય છે પરંતુ એ શિક્ષિત પરિણીતોમાં પણ માનવ સુલભ લાગણીઓ ક્યાં નથી હોતી! ગજ્જુને પિતા બનવાના કોડ હતા; ગોકુળને 'માતા' બનવું નહોતું. પરંતુ આખરે, ગજ્જુ 'પિતા' બન્યો અને 'ગોકુળ' માતા બની.

લેખક ! શ્રી. "જ્યોતિ"

એક શુભ મુહૂર્તે તેઓએ પ્રભુતામા પગલાં માંડ્યા !

ગોકુળ સ્વરૂપે સુન્દર હતી એટલુ જ નહિ પણ અભ્યાસમાં પણ એક્કો હતી, સ્કૉલર હતી. તેના સૌન્દર્ય અને વિદ્વત્તાના મીઠા સયોગથી સર્વ કોઇ મુગ્ધ બનતુ ! ઊંચો ડોળદાર શારીરિક બાંધો, કમાનદાર નાજુક ભ્રમરો, ચહેરા પર દેખાતું ગાંભીર્ય અને ચંચળતાનું અપૂર્વ સમેલન, પાતળા પરનાળા જેવાં નાજુક હોઠ—એ સર્વ તેના આદર્શ સૌન્દર્યની સાક્ષી પૂરતાં હતાં !

તેના મોંમાંથી બહાર નીકળતો એકેક શબ્દ આત્મશ્રદ્ધાથી ભરેલો જણાતો. તેને ખાલી જોતાં કે સાધારણ વાત કરતાં પણ જાણે કોઇક દિવ્ય સંગીતનું ભાન થતું. તેની દરેક હિલચાલ વિચાર અને હેતુપૂર્વક થતી; તેનું મુગ્ધ હાસ્ય કિંવા શબ્દોની તીવ્રતા પણ નિશ્ચય અને અડગતાનુ જ પ્રદર્શન કરતા ! કોલેજની વક્તૃત્વ સભામા થતા તેનાં ભાષણોનો એકજ સૂર રહેતો. માતૃભૂમિની સેવા, ગરીબો પ્રત્યે સહાનુભૂતિ અને સાદું જીવન એ એના ધ્યેય હતાં ! ટૂંકામાં, ગોકુળ એટલે સૌન્દર્ય, વિદ્યા, નિશ્ચય અને આત્મશ્રદ્ધા ઇત્યાદિ ઉન્નત ગુણોરૂપી ઇન્દ્રિયોનો સમુદાય જ હતો ! તેનું નામ સાર્થક હતું !

ગજેન્દ્ર સંસ્કૃતનો પ્રોફેસર હતો. તેના મોં સામે જોતા કોઇક સાગરની ગભીરતાનો ખ્યાલ આવતો ! એકમેકને સજ્જડ ચપસી રહેલા હોઠ તેના નિશ્ચયી અને મક્કમ સ્વભાવની સાક્ષી પૂરતા હતા; તેમ છતાં સમયોચિત હોઠમાથી ઝરી આવતાં હાસ્યઝરણાથી તેના અતિ ગભીર સ્વભાવનું કલંક ટળી જતું ! તેના ધ્યેયમા સરળતા હતી—ગૂંચવણ ન હતી; નિરંતર વિદ્યાવ્યાસંગમા પરોવાઇ, સંતોષી, પ્રામાણિક જીવન ગુજારવું એમા જ એના ધ્યેયની સમાપ્તિ હતી !

ગુરુશિષ્યા ભાવે કૉલેજમાં સ્નેહ અને સખ્યના પરિણામે ઉભય પરસ્પર આકર્ષાયાં ! ઉભયને પ્રેમના આવેશમા પરસ્પર શીલ—સ્વભાવ અને આદર્શ—ધ્યેય સરખાં લાગેલાં ! સમાન ઇચ્છા—અને આકાંક્ષાઓ દેખાઇ—પછી શા માટે તે કોઇની પરવાનગી કે સલાહની ગરજ રહે ! પ્રોફેસર ગજેન્દ્રે પોતાની ઇચ્છા આગળ પિતાની આજ્ઞાને પણ અવગણી અને ગોકુળને પોતાની કરી.

ગોકુળ અને ગજેન્દ્રના આદર્શ અને ધ્યેયથી પરિચિત લોકોની તેમના પર હવે ખાસ નજર જવા લાગી ! ઘણાને આશ્ચર્ય ઉપજ્યું. કેટલાકને ગોકુળના ધ્યેય માટે ચિંતા ઉપજી તો, કેટલાકને ગજેન્દ્રના સુખી જીવન માટે આશંકા ઉપજી ! પરંતુ જેમ કોઈ પણ પ્રયોગના પરિણામ માટે વૈજ્ઞાનિકો થોભી

૩

જાય છે, તેમ સૌ લોકો આ બાબતમાં પણ થંભી ગયા. તેમને આ લગ્ન નહિ પણ કોઇક અપૂર્વ પ્રયોગ જ લાગ્યો.

લગ્ન પછી શરુઆતના કેટલાક દિવસોનું તો જેટલું વર્ણન થાય એટલું ઓછું ! ગજેન્દ્રને ગોકુળ અને ગોકુળને ગજેન્દ્ર–એથી આગળ કોઇ દુનીઆ જ જણાતી ન હતી. પોતાનું ઇલાયદા સ્વતંત્ર કાંઇ પણ દુનીઆમાં હશે–એમ ઉભયમાંથી કોઇને લાગતું નહિ. બંને એકમેકને માટે ફાવે તે સાહસ કરવા તૈયાર રહેતાં; પરંતુ તેમને તેમ કરવાનો ખાસ પ્રસંગ જ આવ્યો નહિ. કારણ કે જીવનના પ્રાથમિક આનંદવિનોદમાં તેમને વખત જ કયાં મળતો હતો ? ગોકુળનાં ધ્યેય ઘણાંખરાં નષ્ટપ્રાય થઇ ગયા હતાં. ગજેન્દ્રની ગંભીરતા સાગરના ઉંડાં જળમાં દટાઇ ગઇ જણી. તેમને એકમેકના ગુણો જ દેખાતા. બંને જાણે આ દુનીયાને બદલે પોતે વસાવેલી બીજી કોઇ નવી જ દુનિઆમાં જ રહેતાં લાગતાં.

પણ ઋતુરાજ વસંતને પણ અંત તો ખરો જ ને ? ને કયાં અવિનાશી છે ? પ્રેમનો નશો ઊતરવા લાગ્યો, આકર્ષણનાં ઉભરણ ઓસરવા માંડયાં.

( ૨ )

" ગજુ, " ગોકુળે હાંક મારી " હવે તો બિલકુલ કંટાળો આવે છે; કાંઇ પણ કામ તો જોઇએ જ. તે વિના જીવનમાં મજા નથી આવતી. "

" કંટાળો આવે છે ? મજા નથી આવતી ? ત્યારે જાને નિશાળમાં મહેતી થઇને ભણાવવા ! " ગજેન્દ્રે વિનોદમાં જ જવાબ આપ્યો. તેને પણ તે વખતે અચાનક તેના કર્તવ્યનું ભાન થયું; પોતાનું કાર્ય શું હતું,–પોતે હમણાં કેટલા વખતથી વાચન-વ્યવસાય અને જ્ઞાનપ્રાપ્તિ નેવે મૂકયાં હતાં તેનો ખ્યાલ આવ્યો અને પોતે કેવા પ્રવાહમાં ઘસડાતો હતો તે જોઇને તેને હસવું આવ્યું ! તેની ગંભીરતા પાછી શરુ થઇ.– તેની જ્ઞાન-પ્રાપ્તિની લાલસા પાછી તાજી થઇ. ઉભય વિચારોમાં તો પાછાં વાસ્તવિક દુનીઆમાં વિચરવા લાગ્યાં ! ગોકુળને તેનું ધ્યેય સાંભરે. ગજેન્દ્ર પાછો અસલનો પ્રોફેસર ગજેન્દ્ર બન્યો–અને ગોકુળ પણ પૂર્વવત્ ધ્યેયવાદી ગોકુળ બની રહી !

એક વાર ગજેન્દ્ર શાકુન્તલ વાંચતો હતો. વાંચતાં વાંચતાં સાતમો અંક આવ્યો. અહા ! તેમાં કાલિદાસે પિતૃહૃદયની ભૂખનું કેટલું સુંદર વર્ણન કર્યું છે ! તે વિચારમાં પડયો. " કાલિદાસની આ એક ખુબી જ છે ! બીજા અનેક કવિઓએ માતૃહૃદયનાં યશોગાન ગાયાં હશે, પણ કોઇને પિતૃહૃદયની કલ્પના સ્ફુરી નહિ. ખરેખર ! મારે ત્યાં પણ એકાદ મીઠું મધુરું ભૂલકું રમાડવાનું હોય તો ? " ક્ષણવાર તે ગંભીર બન્યો. તેની ભ્રમરો ઊંચી ચડી. અને છેવટે હોઠ ખુલ્યા.

" ગોકુ, તેં શાકુન્તલ વાંચ્યું છે ને ?" ગજેન્દ્રે પત્નીને પૂછયું.

" કેમ વારુ ? " ગોકુળે પ્રશ્નનો હેતુ નહિ સમજતાં સામો પ્રશ્ન કર્યો.

" એટલે કે તને સાતમો અંક યાદ આવે છે ? તેમાં બાળકનું કેટલું સુંદર વર્ણન કરેલું છે, નહિ ? " ગજેન્દ્ર આજે બહુ જ નરમાશથી બોલતો હતો.

" ખરેખર, કાલિદાસ વાંચતાં તો ખાવા-પીવાનું સર્વ ભૂલી જવાય છે ! " ગોકુળે સ્વાભાવિક ઉત્તર આપ્યો.

" અને ગોકુ, એવું એકાદ બાળક તને હોય તો કેવું સારું–એમ તને નથી લાગતું ?" ગજેન્દ્રે ગોકુળનું મસ્તક ખોળામાં લેતાં કહ્યું.

" જાવ, જાવ, " ગોકુળ છંછેડાઇ ઊઠી બોલી, તેના મોં પર લજ્જા અને ભયનું મિશ્રણ દેખાયું.

દિવસો વીતવા લાગ્યા તેમ તેમ ગજેન્દ્રને

બાલક વિષે વધારે ને વધારે વિચાર આવવા લાગ્યા. કેમકે કોઇ પણ બાબતનો અંત લેવો એ તેનો સ્વભાવ જ હતો ! તેણે પુનઃ એક વાર એ પ્રશ્ન ઉપાડ્યો.

" ગજુ, તમે આ કેવો પ્રશ્ન કરો છો તેનો તમને ખ્યાલ છે ? " ગોકુળની ચંચળતા આજે તો આબાદ ઉછળી આવી; તેના મોં પરથી હાસ્ય ઊડી ગયું ! તેને બદલે ઉદ્વેગની છાંયા પ્રસરી.

" કેમ વારુ, શું થયું ! " ગજેન્દ્રે પૂછ્યું.

" ગજુ, તમે ધારતા હશો કે મારા માટે તે શક્ય છે કે કેમ ? પણ એમ થતાં મારા જીવનનું ધ્યેય હું કેમ પાર પાડી શકું ?" ગોકુળના અવાજમાં ચોકખી આર્જવતા હતી.

" શા માટે ન પાર પાડી શકાય ' ગોકુ અને એવાં એવાં ધ્યેયનું ધતિંગ તું ક્યાંથી લઇ બેઠી છું ? " ગજેન્દ્રને તેના નકારભર્યા જવાબથી આઘાત થયો.

( ૩ )

ગજેન્દ્રને અત્યાર સુધીના જીવનમાં ' નકાર ' સાંભળવાનો કદી પ્રસંગ આવ્યો ન હતો ! તેને પત્નીના જવાબમાં કાંઇક અકુદરતી લાગ્યું. ગોકુળને પણ પતિના પ્રશ્નનો આગળ શો ઉત્તર આપવો તેની ગમ પડી નહિ.

" મારાં ધ્યેય એટલે ધતિંગ ? " તેના ધ્યેયની આવી વિડંબણા તેણે આજે પહેલી વાર જ સાંભળી હતી ! પ્રોફેસર ગજેન્દ્રના સત્ય સ્વરૂપનો આજે જ તેને પ્રથમ ખ્યાલ આવ્યો.

" ગજુ, મારી આકાંક્ષાઓને તમે જ પોષી, સમાજસેવા–જનસેવાનું કેટલું બધું મહત્ત્વ તમે વર્ણાવનાર–તો પછી મારાથી બેઉ બાજુનું ધ્યેય કેવી રીતે સાચવી શકાય ? હું બહારનો સેવાધર્મ બજાવું કે બાળકોની ઉછેર કરું ? કહોને ? ગજુ ! વિચાર કરીને બોલો. " ગોકુળની આંખમાં આંસુ આવી ગયાં. તેનો એકેએક શબ્દ અંતરની વેદના અનુભવી નીકળતો હતો.

" ગોકુ, તું કેવી વિચિત્ર વાત કરે છે ? પોતાને સંતાન થાય–એમ કયી સ્ત્રી આશા નથી કરતી ? અને તારા વિચાર કેટલા સ્વાર્થી ? પોતાના ધ્યેયને ખાતર, આકાંક્ષાને ખાતર તું કુદરતના અમૂલ્ય આનંદનો ભોગ આપવા તૈયાર થાય છે ?—કેટલી અસ્વાભાવિક વાત કહેવાય ? " ગજેન્દ્રે ભારે ગંભીરતાથી જવાબ આપ્યો.

" આનંદનો ભોગ ? " ગોકુળના શબ્દોમાં ચોખ્ખો તિરસ્કાર દેખાયો. " ગૃહલક્ષ્મીના ઓઠા હેઠળ સ્ત્રીને પ્રાચીનકાળમાં પુરુષોએ ગુલામ બનાવી ! દેવી તરીકે ગણતાં તેને પાષાણની મૂર્તિનું સત્તાપદું બક્ષીસ કર્યું ! દેવતાની પૂજા પુષ્પથી નહિ પણ ચામડાની દેવી ગણાતા તેની ખાસડાંથી પૂજા કરી ! તેવી જ જાતનું કવિએ માતૃહૃદયના આનંદનું પણ બણગું ફુંક્યું છે! તે સમયના સમાજવાદી પુરુષો અકાળે વાસ્તવિક વેદના અને દુઃખનું વર્ણન કવિઓએ સ્વર્ગતુલ્ય આનંદમાં ફેરવી નાખ્યું ! તે વેદના સ્ત્રીઓ વારંવાર ઉમંગથી વેઠવા રાજી થાય તે નજરનો તેમને આનંદરૂપી અફીણનો અમલ ચડાવે ! પોતની વાસના તૃપ્ત થાય તે માટે લુચ્ચાઇથી એ આનંદ પુરુષોએ સ્ત્રીઓને માથે માર્યો છે ! અમારા પુનર્જન્મ–એટલે જ અમારો આનંદ ને ? " ગોકુળને બોલતાં બોલતાં શ્વાસ ચડી ગયો.

આ બધું પૂર્વની પ્રેમઘેલી ગોકુળ જ બોલતી હતી કે બીજું કોઇ–એવી ગજેન્દ્રને પળવાર શંકા પડી. પણ આખરે તે શંકાનો ખુલાસો થયો–તે ગોકુળ જ હતી.

ગજેન્દ્રની આંખમાં તેજ આવ્યું. થોડીયું જોઇ કહ્યું " દેવતાની કિંમત જોઇ આ બધું શીખી લાવી ખરું કે નહિ ? તેમ છતાં આ બધા પુરુષોના જ મૂળ વડાયાં છે !

તેઓ જ સ્ત્રીસ્વાતંત્ર્યનાં નામ હેઠળ સ્ત્રીઓનાં ભેજાંમાં આવાં આવાં વિલક્ષણ વિચારો ઠાંસી દે છે ને પછી સ્ત્રીઓ તેનો ઉપયોગ કરવા માંડતાં નાહક બૂમો મારે છે!"

ગજેન્દ્રની ગંભીરતાનું સ્થાન હવે ગુસ્સાએ લેવા માંડયું હતું. તેને તો એટલી જ વાત સત્ય લાગતી હતી કે માણસને સંતાન હોવાં એ નૈસર્ગિક બાબત છે.

( ૪ )

ગજેન્દ્રના વિચાર ભૂતકાળ તરફ વળ્યા. તેને પોતાનું ગત જીવન યાદ આવ્યું તે એક નવલકથા જ હતી! તેની ખાત્રી થઇ કે જીવનરૂપી નવલકથાની હમણાંજ માંડમાંડ શરુઆત થઇ છે! તેમાં આવા વિતંડાવાદ અને વૈમનસ્ય! અરેરે! આ બધી બાબતેનો મેં પહેલેથીજ કેમ વિચાર ન કર્યો? લગ્ન પહેલાંજ આ સંબંધમાં મેં કેમ ધ્યાન ન આપ્યું? તેનું મન તેને કહેવા લાગ્યું: "તું તો નવલકથાનો નાયક ને? તો પછી આમ કેમ?" પણ તેનો ઉત્તર તેને પોતાને જ ન જડયો.

દિવસો પર દિવસ જવા લાગ્યા. વસંત ઋતુ બદલાઇ શરદ્ઋતુની શરુઆત થઇ. પાંદડાં ખરી પડવા લાગ્યાં! ઘરમાં પણ જ્યાં સુધી હાસ્યવિનોદ અને આનંદકલ્લોલ હોય ત્યાં સુધી જ ઘરની ખરી સજા! અને ખરેખર, ઉપર્યુક્ત પ્રસંગ પછી પ્રોફેસરના ઘરનું સ્વરૂપ પલટાઇ ગયું! જ્યાં સંગીતનાં તાન સાંભળવામાં આવતાં, ત્યાં ભીષણ શાંતતા અને ઉદાસીનતા જણાવા લાગી. ઘરમાં રહેતાં માણસો—માણસ જ હશે કે કેમ એવો આવતા જતા લોકોને પ્રશ્ન પૂછવા લાગ્યો. દોઢડાહી દુનીઆ કહેવા લાગી: આપણે તો કહેતા જ હતા ને? કે આ સંઘ કદિ કાશી પહોંચવાનો નથી!" અને એવા ઉદ્ગાર કાઢી સ્વાભાવિક રીતે તેઓ સંતોષના નિઃશ્વાસ છોડતા.

અબોલા, મનમાં ઉભરાતાં વાદળ વિચારોની દોડાદોડ અને માનસિક જડતાના કારણે ગોકુળ ગજેન્દ્રના મન એકમેકથી નિરંતર દૂર થતાં હતાં! — બેમાંથી કોઇ પોતાની હાર કબૂલ કરતું નહિ!

આખરે એક દિવસ ભોભનો ધડાકો થયો.

"ગોકુ, મને લાગે છે કે એક વાર બધી ચોખવટ કરી નાખવી સારી! આવું કેટલા દિવસ ચાલશે? મને તારું કહેવું જરા પણ વાજબી લાગતું નથી—સંતાન હોવા છતાં તારી આકાંક્ષા અને ધ્યેય પૂરાં પડતાં શો વાંધો આવવાનો છે?" ગજેન્દ્રે બહુજ ધીર ગંભીરતાથી વાત છેડી.

"ગજુ, ગજુ, જરા મારી દૃષ્ટિએ વિચાર કરો—! સંતાન થાય તો તેની કેટલી જવાબદારી હોય છે તે તમને પુરુષોને શી રીતે સમજાવું પડે? સંતાન થયા પછી તેની બેદરકારી જ કરવાનીને? અને એવી બેદરકારી જ કરવી હોય તો પછી સંતાન જોઇએ જ શા માટે? બાળક એટલે તો ફૂલ ને? તેને જો ફૂલની જેમ ઉછેરાય તો જ કામનું! હું બહાર જાઉં અને બાળકને આયા પાસે રાખું—પછી તે કેમ કરીને સારૂં ઉછરે? બાળમાનસશાસ્ત્રનું ઓછુંતી આયાઓને શાનું ભાન હોય? તે બાળક પર સારા સંસ્કારનું વલણ કેવી રીતે પાડી શકે? એ બાળકનો માનસિક વિકાસ કેમ કરીને થાય? પોતાની આકાંક્ષાની ખાતર બિચારા બાળકની શી ગુનેહગારી? એમ કરવામાં અમે સ્ત્રીઓ એક અબુધ જીવનો ભારે અપરાધ નથી કરતાં? અમે જન્મ આપીએ, તેને દુનીઆનું દર્શન કરાવીએ, અમારે ખાતર તે જીવ ટળવળે—અને આખરે ગમે તેમ ઉછરી મોટાં થતાં કહે "હું આને પેટે જન્મ્યો એ મારી ભૂલ જ થઇ—" એવું સાંભળતાં અમને કેવો આનંદ આવે, નહિ?"

ગોકુળ આવેશમાં ઘણું ઘણું બોલી ગઇ.

( ૫ )

ગજેન્દ્ર આહ્લાદ છંછેડાઇ ગયો. " પણ ધ્યેય અને આકાંક્ષા–એ બધું તોફાન જોઇએ જ શું કરવા ? " તેના મગજ પરનો કાબુ હવે જવા માંડ્યો હતો.

" ધ્યેય અને આકાંક્ષા—" ગોકુળે તેના તેજ શબ્દો ફરીથી ઉચ્ચાર્યા, " એ બધું તોફાન ? એટલે અમારે અમારી બચપણથી પરિપુષ્ટ થયેલી કલ્પના, આશા, આકાંક્ષા અને ધ્યેય માત્ર એક પુરુષની હઠને ખાતર છોડી દેવાં એમ ? પુરુષોને પિતૃપદનો આનંદ આપવા માટે સ્ત્રીઓએ પ્રસુતિની વેદનાનો આનંદ ભોગવવો, એમ ને ! દુનીઆ કેટલી દોરંગી છે ! કેટલી સ્વાર્થી, કેટલી વિચિત્ર છે ! જે વખતે અમને મરણનો ભય લાગે છે, વેદનાથી પશુની જેમ બરાડા પાડીએ છીએ તે વખતે અમને તમે આનંદમાં જ જુઓ એમ ને ? તે વખતે અમારે પણ તમારા આનંદમાં ઉમેરો કરવાને હસવાનો પ્રયત્ન કરવો, ખરું ને ? કોઇક પુરુષને તેનું ધ્યેય છોડવાનું કહીએ–તે કદી બનશે જ નહિ. તેનાથી એ વિચાર જ સહન નહિ થઈ શકે ! અને આટલો આટલો જુલમ કરતા છતાં પણ પાછા ઉપરથી સમાનતાના ટેભા મારવાનુ પુરેપો ચૂકતા નથી ! " ગોકુળના શબ્દોમાં કટુતા હતી, છતાં આ પ્રશ્નો પર માથું ફાટી જતા સુધી તેણે વિચાર કર્યો હોય એમ લાગતું હતું. તેની આંખોની આસપાસ કાળા ચકરડાં જણાવા લાગ્યાં હતાં–તેની ચંચળતા ઘણી ખરી નષ્ટ થઇ હતી ! " એ નહિ બને ! ગજુ, માઠું ન લગાડશો. પણ મને લાગે છે હવે પછી આપણે દૂર રહીને મિત્રતા જાળવીએ એ જ બહેતર છે ! તમારા પિતૃપદની આડે હું નહિ આવું. " ગોકુળે મક્કમપણે ઉત્તર આપ્યો. એટલા થોડા સમય પૂરતું તેનું અસલ તેજ પાછું આંખમાં ચમકી ઉઠ્યું. અને ક્ષણવાર પછી આંખો પૂર્વવત્ નિસ્તેજ થઈ.

" તારી ઇચ્છા ! " ગજેન્દ્રે ટૂંકો ઉત્તર આપ્યો. તેનું સ્વાભાવિક સ્વમાન જાગ્રત થયું. તેનું હૃદય તેને સચોટ રીતે કહેતું હતુ કે " પ્રોફેસર, એક સ્ત્રીથી હારી જઇશ ? પિતાના કહેવાની અવગણના કરી ને એક અબળાના શબ્દોથી દબાઇ જઇશ ? "

તાત્કાલિક વાત વિચારે પડી, પણ કુદરત એનું કાર્ય કર્યે જ જતી હતી. ચારેક માસ વીત્યા બાદ ગોકુલના શરીરના રંગઢંગ બદલાઇ ગયા ! તે સગર્ભા થઇ હતી–હવે તે પતિ સાથે વાતવિનોદમાં ઉતરતી ન હતી–વાતનો વિષય નીકળતા જ તેના ગાત્રે શરમના શેરડા પડી જતા હતા !

*

તે વાતને બીજા આઠેક માસ વીતી ગયા ! ગોકુળના ખોળામાં એક ગૌરવર્ણું ગભરું બાળક ઉછાળા મારતુ હતું ! ગજેન્દ્રે તે ઉપાડી લીધું. પૂર્ણિમાની રાત્રે દંપતી અગાસીમાં બાલક-ચંદ્રની સાથે રમત કરતા હતાં એવામાં ગજેન્દ્રના ખોળામાં કંઇક ભીનું લાગ્યું–તે બોલી ઉઠ્યો, " અરરર ! ગોકુળ ! આ લુચ્ચાને લે તો ! એણે તો મારા ધોતીઆનું પડેપડ ભીંજાવી નાખ્યું– "

ગોકુળ તેને હર્ષથી ઉપાડી લેતાં બોલી: " તેમાં શું થઇ ગયું ? સતત સંસ્કૃત ભણાવતા છતાં **ઘન્યાસ્તદંગ રજસા મલિની ભવન્તિ** એ કાલિદાસની અમરપંક્તિ ભૂલી ગયા.

ગજેન્દ્ર આનંદથી ઉછળ્યો અને ગોકુળના બંને હાથ તેના ગળાની આસપાસ વીંટળાઇ વળ્યા ને ઉપર આકાશમાં તેમજ નીચે ખોળામાં ચંદ્રનું મુખ મલકયું.

# સંસ્કાર

—ગામડે ઊછરેલી, શરીરસૌષ્ઠવ અને તંદુરસ્તી છતાં શહેરી ટાપટીપથી વંચિત સુરેખાએ એના પરિણીત પતિ વિનયને પ્રથમ દૃષ્ટે અણગમો ઉત્પન્ન કરાવ્યો. એને તો રૂપ સૌંદર્યને સમારતી અને સાહિત્યકલામાં રાચતી જીવનસખી જોઈતી હતી સુરેખાએ એ પદ શી રીતે પ્રાપ્ત કર્યું ? વિનય શાથી સંતોષ પામ્યો ?

લેખક : શ્રી. ' શશિન્ ' ઓઝા

સુરેખાને સાસરે આવ્યા પછી પોતાના પતિ વિનય તરફથી ત્રણ વિશેષણો મળી ચૂકયાં હતાં. અસંસ્કારી, જડ અને ગમાર ! અને તેમાં વિનયનો દોષ કાઢવા જેવુંય ઝાઝું શું હતું ! કયાં કૉલેજમાં સીનિયર બી. એ. ના વર્ગમાં અભ્યાસ કરતો ચપળ, રસિક ને સ્વપ્નિલ સૃષ્ટિમાં રાચતો. જયા, કુમુદ અને કોકિલાની અમર આદર્શ રસસૃષ્ટિમાં વિહરતો અદ્યતન (upto-date) યુવક વિનય! અને કયાં આ ગામડાંની અરધું-પરધું ભણેલી, દ્રઢ માનસવાળી, માત્ર સંકુચિત ગૃહસંસારના જ ભોગોપભોગમાં સર્વસ્વ સમાઇ ગયું સમજતી સુરેખા ! કયાં કૉલેજનું આનંદ-રમણીય વાતાવરણ, નિત્ય વિનોદી મિત્રોનો સહવાસ, તરલા, વિદ્યુલ્લતા અને સુકેશીના રૂપરસિક વદનસૌંદર્ય, મુગ્ધકર વાક્ચાપલ્ય અને હૃદયમાં પ્રસન્નમધુર અમૃત પાઇ જતું ચિત્તહર કંઠ–માધુર્ય ?

સુરેખામાં આમાંનું કશું ન હતું. તેનામાં હતી માત્ર ગામડાની આરોગ્યપ્રદ તાજી હવાએ ગંડેલી ગુલાબી તંદુરસ્તી, અદોષ રમણીય સરળતા અને પ્રેમાળ હૃદયની ઉષ્મા ! પણ આમાંથી એકેય અત્યારે વિનયને મુગ્ધ કરવાને શક્તિમાન ન હતાં.

બીજે દિવસે વિનય વૅકેશન પૂરું કરી મુંબઇ ઉપડી જવાનો હતો. તે સુરેખા પાસે વિદાય લેવા પણ ન આવ્યો ને ચાલ્યો ગયો. સુરેખાનું હૃદય વ્યથાથી ભરાઇ ગયું. કંઠે ડૂમો ભરાયો. અકથ્ય વેદનામાં તેણે આંસુ લૂછયાં.

થોડા દિવસ પછી સુરેખા પણ પિયર ગઈ. આ અપમાનને ભૂંસવા તેણે દૃઢ નિશ્ચય કર્યો.

* * *

સુરેખાના પિતા શ્રીમંત ગૃહસ્થ હતા. અને આવી સંપત્તિ અને સર્વ પ્રકારની અનુકૂળતા છતાં સુરેખાએ શ્રી અને સરસ્વતીનો સંયોગ સાધવાનો પ્રયત્ન ન કર્યો એટલે જ વિનયને ભારે દુ:ખ થએલું.

પોતાના પિતાને ત્યાં આવતાં સુરેખાની પ્રથમ દૃષ્ટિ આ દિશામાં જ વળી. સુરેખાએ પોતાના પિતા પાસે વધુ અભ્યાસ કરવાની ઇચ્છા વ્યક્ત કરી. સુરેખાના પિતા આશ્ચર્યમાં પડયા; પણ પોતાની પુત્રીની ઇચ્છા થઈ છે જાણી એક સ્નાતક થએલ શિક્ષકને અધ્યાપન માટે રોકી લીધો.

શિષ્યને ભણવાની તાલાવેલી હોય તો ગુરુને આપમેળે ઉચ્ચ કક્ષાનું જ્ઞાન આપવાનો

ઉત્સાહ પ્રકટે છે. સુરેખાના તનમનાટથી શિક્ષકનો ઉત્સાહ પણ વધ્યો. થોડા દિવસોમાં તો સંસ્કૃત અને અંગ્રેજીનું પ્રાથમિક જ્ઞાન તેને થઇ ગયું; અને એ પછી તો એને ધીમે ધીમે અંગ્રેજીમાં સુંદર રીતે લખવા બોલવાની ફાવટ પણ આવતી ગઈ.

પોતાને પૂરતો સંતોષ થયા પછી શિક્ષકની અગત્ય ન લાગતાં તેને રજા આપી; અને સ્વપ્રયત્નો વડે જ હવે અભ્યાસ આગળ ધપાવવો એમ નિર્ણય કર્યો.

આટલો વિકાસ થતાં વાચનપિપાસા પૂરબહારમાં જાગી ઊઠી હતી. ગામની લાઇબ્રેરીમાં નજર ફેરવી; પણ તે સંતોષકારક ન જણાઇ. તેથી પોતે જ પોતાને પૈસે અમુક અમુક શિષ્ટતમ લેખકોના ઉત્કૃષ્ટ નવલકથાના ગ્રંથો, મહાચિંતકોનું ઉચ્ચવિચારપ્રેરક સાહિત્ય, ન જ માત્ર પોતાની જ ભાષાના સાહિત્યમાં રાચી સૃષ્ટિવર્તુલને સંકુચિત નહિ કરી દેતાં વિશ્વસાહિત્યનો ઉત્તમ અર્ક આપતી હોય એવી ગ્રંથમાળાનાં પુસ્તકો પોતાને ત્યાં મંગાવવાની વ્યવસ્થા કરી.

આ બધા માટે તેના પિતાએ ઉદાર હૃદયથી ને પૂરા ઉમળકાથી તેને ટેકો આપ્યો.

* * *

પોતાની સંતોષકારક પ્રગતિ થએલી જોઇ તેને એક દિવસ વિનયને પત્ર લખવાની ઊર્મિ ફૂટી નીકળી; પણ સુરેખાએ મહામહેનતે એ ઇચ્છા દબાવી. ને પોતાને ઘેર આવે ત્યારે જ આ બધું છતું થાય તો વધુ સારું! એવી ઇચ્છા તેના મનમાં રમ્યા કરી.

આ જ અરસામાં તેના ઘર સામે કોઇ પારસી કુટુંબ રહેવા આવ્યું હતું. સુરેખાએ તેની સાથે પણ પરિચય સાધ્યો. તે એટલો ધનિક કે મોટે ભાગે તે સાંજ ગાળવામાં તેમાં ફેરીનો આનંદી સ્વભાવ તેને ખૂબ ગમી ગયો. ફેરી પીઆનો વગાડતી, ને સુરેખા આનંદથી તલ્લીન થઇ શ્રવણ કરતી. સાંજે બધાં ટેનીસ રમતાં. સુરેખા પણ તેમાં કૂદી પડતી. અને આ કુટુંબે તેને સુંદર રીતભાત મીઠી વિનયી વાણી અને આનંદી સ્વભાવની ભેટ કરી. પરિણામે એક વખતની જડ, ગમાર ગણાતી સુરેખા અત્યારે સુસંસ્કારી, અંગાંગ સૌષ્ઠવભરી, સરળ સન્માનપ્રેરક વાણીવાળી અને નેત્રોની દિવ્ય ભભકથી સૌને આંજતી હોય તેવી બની ગઇ હતી. જાણે તેનું અંતર પોકારી ઊઠતું હોય કે 'अद्य मे सफलं जन्म, अद्य मे सफला क्रिया.'

* * *

અત્યારે સુરેખા પોતાને સાસરે હતી. કાલે વિનય આવવાનો છે તેવા સમાચાર હતા. સુરેખાના અંતરમાં આનંદની ઊર્મિઓ નાચકૂદ કરી રહી હતી. અંગે અંગ આનંદ છલકાતો હતો. યૌવનદેવી નૃત્ય કરી રહી હતી.

કેટલીયે વાર દર્પણમાં જોઇ તેણે સૌંદર્યને સમાર્યું. સુખના અનેક વિવિધતાભર્યા ભાવાભિનયો એકલાં એકલાં કરી જોયા ને બારીએ ઊભી કાગડોળે રાહ જોવા માંડી, પણ કોણ જાણે વિનય આવ્યો જ નહિ.

બીજે દિવસે વિનય આવ્યો.

સુરેખા ઉપર બારીએ ઊભી હતી. વિનયની દૃષ્ટિ અસ્પષ્ટ પડતાં જ તે ચાલાકીપૂર્વક એકદમ ખસી ગઇ.

વિનયે મધુર ચમક અનુભવી. કોણ, સુરેખા! સુરેખા તો હોય જ નહિ. આ? યુવતી તો ઉઘાડે મસ્તકે ઊભી હતી. મનોહર કેશકલાપ ગૂંથ્યો હતો. તેમાં નેત્રને તૃપ્તિ થાય એવા રતુંબડાં ગુલાબ મૂક્યાં હતાં, સોહામણા ભાલપ્રદેશમાં તેજસ્વી શુક્ર તારા જેવી મનોરમ કુંકુમ ટીલડી કરી હતી! ના રે ના, આ તો બીજું જ—' એવી કંઇ કંઇ વિવિધ તર્કાવલિ કરતો તે ઘરમાં પ્રવેશ્યો.

સુરેખા હશે તો હમણાં નીચે આવશે.

પણ એવું કંઈ બન્યું નહિ. તેનો જીવ આ બાબત ખુલાસો મેળવવા ખૂબ તલપાપડ થઇ રહ્યો હતો. સૌ સાથે ઔપચારિક વાતો કરી તે ધીમે પગલે, કાંઈક ભીતિવશ દિલે ઉપર આવ્યો. પણ...

. ઉપરનો આખો દમામ ફરી ગયો હતો. એક તરફ કાચના બારણાવાળા કબાટમાં એક ખાનામાં મુનશી, રમણલાલ ને ધૂમકેતુના ' સેટ ' કલાત્મક રીતે ગોઠવાયલા દેખાતા હતા, નીચેના ખાનામાં નવજીવન કાર્યાલયનું ચિંતનપ્રદ સાહિત્ય દેખાતું હતું. નીચે હ્યૂગો, ટાગોર, હ્યુગો ને શેક્સપિયર જેવા સાહિત્ય-સ્વામીઓની આંગ્લ કૃતિઓ નજરે ચડતી હતી. ટેબલ પર વિવિધ સામયિકો પડયાં હતાં. અને—

-આરામખુરશી પર ઢળીને એક યુવતી આનંદપૂર્વક એક પુસ્તક વાંચી રહી હતી.

તે સહેજ દષ્ટિ ફેરવ્યા ન ફેરવ્યા જેવું કરી-ફરી વાચનમાં જ લીન થઈ ગઈ.

વિનય આશ્ચર્યથી ખંચાઇ ઊભો.

ખરેખર, આ એ જ સુરેખા હતી. પોતે સ્વપ્ન જુએ છે કે સત્ય ?

તે નજીક આવ્યો.

સુરેખા એકદમ પુસ્તક મૂકી ઉભી થઇ ગઇ. ને વિનયના પગમા પડી ગઇ.

વિનયે પ્રેમભર્યા હસ્તે ખૂબ કોમળતાથી તેને ઊભી કરીને હૃદય સાથે ચાંપી.

' સુરેખા ! Your progress is marvellous. '

' All honour goes to you ' કહેતી સુરેખા હસી પડી.

કોઇ પરમોન્નત ધ્યેય સફળ કર્યું હોય તેના વિજયધેનમાં પરસ્પર ક્યાંય સુધી અન્યોન્યને ભેટી રહ્યાં.

ઉત્સાહ પ્રત્યે જે સુરેખાના તનમનાટથી શિક્ષકનો ઉત્સાહ પણ વધ્યો થોડા દિવસોમા તો સસ્કૃત અને અગ્રેજીનુ પ્રાથમિક જ્ઞાન તેને થઇ ગયુ, અને એ પછી તો એને ધીમે ધીમે અગ્રેજીમા સુદર રીતે લખવા બોલવાની ફાવટ પણ આવતી ગઈ

પોતાને પુરતો સતોષ થયા પછી શિક્ષકની અગત્ય ન લાગતા તેને રજા આપી, અને સ્વપ્રયત્નો વડે જ હવે અભ્યાસ આગળ ધપાવવો એમ નિર્ણય કર્યો

આટલો વિકાસ થતા વાચનપિપાસા પૂરબહારમા જાગી ઊઠી હતી ગામની લાઇબ્રેરીમા નજર ફેરવી, પણ તે સતોષકારક ન જણાઇ તેથી પોતે જ પોતાને પૈસે અમુક અમુક શિષ્ટતમ લેખકોના ઉત્કૃષ્ટ નવનકથાનાથો, મહાચિંતકોનુ ઉચ્ચવિચારપ્રેરક સાહિત્ય, તમજ માત્ર પોતાની જ ભાષાના સાહિત્યમા ગથી સૃષ્ટિવર્તુલને સકુચિત નહિ કરી દેતા વિશ્વસાહિત્યનો ઉત્તમ અર્ક આપતી હોય એવી ગ્રથમાળાના પુસ્તકો પોતાને ત્યા મગાવવાની વ્યવસ્થા કરી

આ બધા માટે તેના પિતાએ ઉદાર હૃદયથી ને પૂરા ઉમળકાથી તેને ટેકો આપ્યો

***

પોતાની સતોષકારક પ્રગતિ થએલી જોઇ તેને એક દિવસ વિનયને પત્ર લખવાની ઊર્મિ ફૂરી નીકળી પણ સુરેખાએ મહામહેનતે એ ઇચ્છા દબાવી ને પોતાને ઘેર આવે ત્યારે જ આ બધુ છતુ થાય તો વધુ સારુ ' એવી ઇચ્છા તેના મનમા રમ્યા કરી

આ જ અરસામા તેના ઘર સામે એક પારસી કુટુબ રહેવા આવ્યુ હતુ સુરેખાએ તેની સાથે પણ પરિચય સાધ્યો તે એટલો ઘનિષ્ઠ કે મોટે ભાગે તે ત્યા જ ગાળવામા તેમા કેટીનો આનદી સ્વભાવ તેને ખૂબ ગમી ગયો કેટી પીઆનો વગાડતી, ને સુરેખા આનદથી તલ્લીન થઇ શ્રવણ કરતી સાજે બધા ટેનીસ રમતા. સુરેખા પણ તેમા કૂદી પડતી, અને આ કુટુબે તેને સુંદર રીતભાત મીઠી વિનયી વાણી અને આનદી સ્વભાવની ભેટ કરી. પરિણામે એક વખતની જડ, ગમાર ગણાતી સુરેખા અત્યારે સુસસ્કારી, અગાગ સૌષ્ઠવભરી, સરળ સન્માનપ્રેરક વાણી વાળી અને નેત્રોની દિવ્ય ભભકથી સૌને આજતી હોય તેવી બની ગઇ હતી જાણે તેનુ અતર પોકારી ઊઠતુ હોય કે ' अद्य मे सफल जन्म, अद्य मे सफला क्रिया '

***

અત્યારે સુરેખા પોતાને સાસરે હતી કાલે વિનય આવવાનો છે તેના સમાચાર હતા. સુરેખાના અતરમા આનદની ઊર્મિઓ નાચકૂદ કરી રહી હતી અગે અગ આનદ છલકાતો હતો. યૌવનદેવી નૃત્ય કરી રહી હતી

કેટલીયે વાર દર્પણમા જોઇ તેણે સૌ દર્યને સમાર્યુ મુખના અનેક વિવિધતાભર્યા ભાવ ભિનયો એકલા એકલા કરી જોયા ને બારીએ ઊભી કાગડોળે રાહ જોવા માડી, પણ કોણ જાણે વિનય આવ્યો જ નહિ

બીજે દિવસે વિનય આવ્યો

સુરેખા ઉપર બારીએ ઊભી હતી વિનયની દૃષ્ટિ અસ્પષ્ટ પડતા જ તે ચાલાકી પૂર્વક એકદમ ખસી ગઈ.

વિનયે મધુર ચમક અનુભવી કોણ,' સુરેખા ' સુરેખા તો હોય જ નહિ આ ? યુવતી તો ઉંચાડે મસ્તકે ઊભી હતી મનોહર કેશકલાપ ગૂથ્યો હતો તેમા નેત્રને તૃપ્તિ થાય એવા ગુલાબના ફુલ મૂક્યા હતા, સોહામણા ભાલપ્રદેશમા તેજસ્વી શુક્ર તારા જેવી મનોરમ કકુમ ટીલડી કરી હતી ' ના રે ના, આ તો બીજુ જ—' એવી કઈ કઈ વિવિધ તર્કોવર્ત કરતો તે ઘરમા પ્રવેશ્યો

સુરેખા હશે તો હમણા નીચે આવશે,

પણ એવું કંઈ બન્યું નહિ. તેનો જીવ આ બાબત ખુલાસો મેળવવા ખૂબ તલપાપડ થઇ રહ્યો હતો. સૌ સાથે ઔપચારિક વાતો કરી તે ધીમે પગલે, કાંઈક ભીતિવશ દિલે ઉપર આવ્યો. પણ...

ઉપરનો આખો દમામ ફરી ગયો હતો. એક તરફ કાચના બારણાવાળા કબાટમાં એક ખાનામાં મુનશી, રમણલાલ ને ધૂમકેતુના 'સેટ' કલાત્મક રીતે ગોઠવાયલા દેખાતા હતા, નીચેના ખાનામાં નવજીવન કાર્યાલયનું ચિંતનપ્રદ સાહિત્ય દેખાતું હતું. નીચે શૉ, ટાગોર, હ્યુગો ને શેક્સપિયર જેવા સાહિત્ય-સ્વામીઓની આંગ્લ કૃતિઓ નજરે ચડતી હતી. ટેબલ પર વિવિધ સામયિકો પડયા હતાં. અને—

-આરામખુરશી પર ઢળીને એક યુવતી આનંદપૂર્વક એક પુસ્તક વાંચી રહી હતી.

તે સહેજ દૃષ્ટિ ફેરવ્યા ન ફેરવ્યા જેવું કરી-ફરી વાચનમાં જ લીન થઈ ગઈ.

વિનય આશ્ચર્યથી ખેંચાઇ ઊભો.

ખરેખર, આ એ જ સુરેખા હતી. પોતે સ્વપ્ન જુએ છે કે સત્ય ?

તે નજીક આવ્યો.

સુરેખા એકદમ પુસ્તક મૂકી ઉભી થઇ ગઇ ને વિનયના પગમાં પડી ગઇ.

વિનયે પ્રેમભર્યા હસ્તે ખૂબ કોમળતાથી તેને ઊભી કરીને હૃદય સાથે ચાંપી.

'સુરેખા ! Your progress is marvellons.'

'All honour goes to you' કહેતી સુરેખા હસી પડી.

કોઇ પરમોન્નત ધ્યેય સફળ કર્યું હોય તેના વિજયાનંદમાં પરસ્પર ક્યાંય સુધી અન્યોન્યને ભેટી રહ્યાં.

# : : : બહેનો માટે યોગોપચાર : : :

લેખક : શ્રી. યોગીરાજ ઉમેશચંદ્રજી

મજુરવર્ગ સિવાય મધ્યમ અને શ્રીમંત વર્ગોની બહેનોને શહેરમાં શારીરિક મહેનત ઘણી જ ઓછી હોય છે. ગ્રામ્ય જીવનમાં બહેનોને ઘંટી ફેરવવી, કુવાનું પાણી ખેંચવું, વિગેરે અનેક કામ કરવા પડે છે. તેથી જોઇએ તેટલી મહેનત મળી રહે છે. શહેરમાં વસનાર બહેનોને રસોઇ કરવા સિવાય બીજું કામ જવલ્લે જ હોય છે. કેટલાક ઘરમાં રસોઇ કરવા માટે રસોયો પણ રાખેલો હોય છે. એટલે શરીરને જે કાંઇ પણ ઓછું વત્તું કામ મળતું હોય તે પણ બંધ થઇ જાય છે. અર્થાત શારીરિક મહેનત જરા પણ મલતી નથી. તેને લીધે શરીરમાં ચરબી વધે છે. અપચન, અનિદ્રા, ફેફસાનું દરદ, કબજીઆત, માથાનો દુઃખાવો, ગર્ભાશયનો રોગ, સુવાવડમાં ત્રાસ, સંતાન નહિ થવું, અશક્તિ, માનસિક ચિંતા, વાયુરોગ, કફ તથા પિત્તરોગ, આળસ અને એવાં બીજા કેટલાક રોગો શારીરિક શ્રમના અભાવને લીધે બહેનોને પેદા થાય છે.

હવે તો દિવસે દિવસે બહેનો કંઇક અંશે કુદરતી માર્ગના પથીક બન્યા છે. અર્થાત સવારે અથવા સાંજે ખુલ્લી હવામાં, નદી કિનારે, સમુદ્ર કિનારે, બાગ બગીચા જેવા રમ્ય સ્થાને ફરવા જાય છે. આનાથી ફાયદો જરૂર છે પરંતુ જોઇએ તેટલો ફાયદો મળવાનો સંભવ ઓછો છે. તેનું કારણ એ છે કે ચાલતી વખતે પગ વગેરે અમુક અવયવોને વધારે પરિશ્રમ મળે છે અને પેટ વગેરે અમુક અવયવોને પરિશ્રમ મળતો નથી. તેથી કરીને અપચન, કબજીઆત, ચરબીને ઘટાડવા માટે ફરવા જવામાં આવે છે. છતાં જોઇએ તેટલો ફાયદો મળતો નથી અને ઉપરોક્ત રોગો મટતા નથી.

આસનોથી ખાત્રીપૂર્વક રોગો મટે છે. આસનોથી દરેક અવયવોને જોઇએ તેટલા પ્રમાણમાં જ મહેનત મળી રહે છે. આસનો રોગીઓ તથા નીરોગીઓને ફાયદાકારક છે. મુંબઇ જેવાં શહેરમાં વસનારાં બહેનોમાં લગભગ સેંકડે ૯૯ બહેનો કોઇ ને કોઇ રોગથી પીડાય છે. તેમાં કબજીઆતના રોગવાળા ઘણા જોવામાં આવશે. તેના મુખ્ય કારણો, નળનું પાણી, ખારી હવા, શારીરિક મહેનતની ખામી અને જીભને સ્વાદ આપનાર અવનવી વાનીઓ.

ઉપરોક્ત ચાર કારણો હોવા છતાં છેલ્લાં બે કારણો દુર કરવાથી પહેલાં બે કારણો (નળનું પાણી અને ખારી હવા) ના દોષોને ટાળી શકાય એમ છે. નીચે દર્શાવેલા આસનો વડે બહેનોને ઘણો જ ફાયદો થશે. આસનોમાં વિશેષતા એ છે કે સ્વીમીંગ બાથ, ટેનીસ રમવું વિગેરે અન્ય શારીરિક મહેનત માટે દરેકના ઘરમાં સગવડ ન થઇ શકે પરંતુ આસનો તો પોતાના ઘરમાંજ પોતાને અનુકુળ (સવારે અથવા સાંજે) સમયમાં કરી શકે છે. એમાં ખરચ નથી, સાધનોની જરૂર નથી, અને ખાસ પથ્ય પાળવાની જરૂર નથી. ફાયદો થોડા દિવસમાં જ મળે છે. તે ફાયદો હંમેશને માટે ટકી રહે છે. દવાથી કદાચ અલ્પ સમયને માટે ફાયદો દેખાશે. પરંતુ થોડા વખત પછી તે રોગ વધી જશે અથવા તો રોગનું રૂપાંતર થઇને બીજો રોગ પેદા થશે. એના કરતાં સહેલા અને વધારે ફાયદો આપનાર આસનોનો આશ્રય લઇએ તો શું ખોટું ? રોજ

આસનોના અભ્યાસ માટે ફક્ત અર્ધા કલાકની જ જરૂર પડે છે. અને અર્ધો કલાક જેવો નજીવો સમય આપણે ગમે તેટલા કામના બોજા નીચે હોવા છતાં, ફાલતુ પાડી શકીએ એમ છીએ. સવારના દાતણ કરતાં દશથી વીસ મિનિટ લાગે છે, તો પછી જીવનનો ઉદ્ધાર કરનાર, રોગને જડમુળથી કાઢી નાખનાર, સર્વાંગ સૌંદર્યતા બક્ષનાર, સાત ધાતુઓને શુદ્ધ કરનાર, બુદ્ધી શક્તિ વધારનાર, આયુષ્યને લંબાવનાર, ખોટા વિચારોનો નાશ કરનાર, દુર્વ્યસનોથી મુક્ત કરનાર, વેપારધંધામાં મદદ કરનાર, યોગાભ્યાસ ( નેતી, ધોતી, બસ્તી, નૌલીકર્મ, કપાળભાતી, આસનો, પ્રાણાયમ, મુદ્રા ) ને માટે રોજ અર્ધો કલાક જેટલો સમય ફાજલ ન પાડી શકીએ તો આપણા જેવા અભાગીઆઓ દુનિયામાં બીજા કોણ હોઇ શકે ?

**એક પાદ ઉત્થાન પાદાસન કરવાની રીત**

જમીન ઉપર કંબલ, ઉનનું કપડું, સાદડી, કે સ્વચ્છ ખાદીનું જાડું કપડું પાથરીને તેના ઉપર ચત્તા સુઇ જવું. બંને હાથ કમરની બાજુમાં સીધા રાખવા. આંખ ઉઘાડી રાખવી. શરીરને સાધારણ કડક રાખવું. પગને સહેજ વધારે કડક રાખવા. ત્યાર પછી બંને નસકોરાં વાટે શ્વાસ ફેફસાંમાં ભરીને લીધા પછી જમણા પગને જમીનથી અદ્ધર ઉપાડવો. શ્વાસ રોકાય તેટલીવાર પગને અદ્ધર રાખવો. ત્યાર પછી પગને જમીન ઉપર મુકીને ધીમે ધીમે નસકોરાંમાંથી શ્વાસ કાઢી નાંખવો, અને તરત જ ફરીથી બંને નસકોરાં વાટે શ્વાસ ભરીને ડાબો પગ જમીનથી ઉપર ઉપાડવો: શ્વાસ રોકાય તેટલી વાર પગ અદ્ધર રાખ્યા બાદ, ધીમે ધીમે પગ નીચે ( જમીન ઉપર ) રાખીને શનૈં શનૈં બંને નસકોરાં વાટે કાઢી નાંખવો. આવી રીતે એક પગ જમીનથી અદ્ધર ઉપાડવામાં આવે તેને એક પાદ ઉત્થાન પાદાસન કહેવામાં આવે છે.

**એક પાદ ઉત્થાન પાદાસનનું પ્રમાણ**

ત્રણ દિવસ સુધી ત્રણ વખત, ત્રણથી ૬ દિવસ સુધી ૪ વખત, ૬ થી ૧૨ દિવસ સુધી ૫ વખત, ૧૨ થી ૧૮ દિવસ સુધી ૭ વખત, ૧૮ થી ૨૫ દિવસ સુધી ૯ વખત, ત્યાર પછી શક્તિ અને ફાયદા પ્રમાણે દસથી બાર વખત સુધી વધારવું.

## ઉત્થાન પાદાસન

( દ્વિપાદ ઉત્થાન પાદાસનની રીત )

આ આસનમાં એક પાદ ઉત્થાન પાદાસનની જેમ જમીન ઉપર સુઇ જવું. ત્યાર પછી એક પગ ઉપાડવાને બદલે બન્ને પગ સાથે ઉપાડવા. શ્વાસ રોકાય તેટલીવાર સુધી પગ અદ્ધર રાખ્યા બાદ પગ ધીમે ધીમે જમીન ઉપર ઉતારવા. અને બંને નસકોરાં વાટે શ્વાસ શનૈઃ શનૈઃ બહાર કાઢી નાખવો. આ રીતને ઉત્થાન પાદાસન અથવા દ્વિપાદ ઉત્થાન પાદાસન કહેવામાં આવે છે.

**ઉત્થાન પાદાસનનું પ્રમાણ**

૪ દિવસ સુધી ૨ વખત, ૪ થી ૧૦ દિવસ સુધી ૪ વખત, ૧૦ થી ૨૨ દિવસ સુધી ૫ વખત, ૨૨ થી ૩૨ દિવસ સુધી ૬ વખત, ત્યાર પછી પોતાની અનુકુળતા પ્રમાણે ૫ થી ૮ વખત સુધી વધારવું. આગળ ઉપર લખી જણાવ્યા એક પાદ ઉત્થાન પાદાસન કર્યા પછી તરત જ ઉત્થાન પાદાસન ( દ્વિપાદ ઉત્થાન પાદાસન ) કરવું.

**ઉપરોક્ત આસનોના લાભ**

ફેફસાં મજબુત બને છે, અશુદ્ધ રક્તવાહીની નાડીઓમાંથી ઝપાટાબંધ લોહી ફેફસાંમાં આવીને શુદ્ધ થાય છે. ને શુદ્ધ લોહિ શરીરના દરેક અવયવોને પહોંચે છે. હાથ પગની કળતર બંધ થાય છે. હાડીપણ

( પગમાં એક પ્રકારનો દુષીત રસ ભેગો થાય છે અને સોજો આવે છે. ) નો રોગ મટે છે. મોટા આંતરડા અને સફગનાં ભાગનો અપાન વાયુનો ત્રાસ નાબુદ થાય છે. મૂત્રપીંડ ને ગર્ભાશયની આજુબાજુમાં રહેલી વધારાની ચરબી ઘટે છે. માસીક ધર્મ નીવારણ થાય છે. કબજીઆતના રોગવાળા બહેનોએ ૧૦ થી ૧૨ ઔંસ ગરમ પાણી પીધા પછી આ આસનો કરવાથી થોડા જ દિવસોમાં તેમની કબજીઆત મટી જશે. કબજીઆતનો ત્રાસ જુનો હોય તો આસનોના અભ્યાસ સાથે જલદી પચે, લોહી વધે, ઉંઘ સારી આવે અને ઝાડો સાફ આવે એવા સાત્વીક ખોરાકની પણ જરૂર છે. વાત, પિત્ત તથા કફ પ્રકૃતિવાળાને ભિન્ન ભિન્ન પ્રકારના ખોરાકની જરૂર પડે છે. તેથી કરીને ખોરાક વિષે આ લેખમાં ઉલ્લેખ કર્યો નથી. તેનો ખુલાસો યોગાભ્યાસ શીખવાડનારને પુછવાથી થઇ જશે. ઉંઘ સારી આવશે. પેટ જમ્યા પછી પણ હલકું લાગશે. શરીરમાં સ્ફુર્તિ જણાશે. મોઢાના ખીલ બંધ થશે. કમરનો દુખાવો નીકળી જશે. માસિક ધર્મ વખતે પેટમાં જે દુખાવો થાય છે તે ઓછો થઇને મટી જશે. અન્ન અને પાણીને જુદા પાડનાર સમાન વાયુ ( નાભીમાં રહે છે ) તે પોતાનું કામ સારી રીતે કરશે. થોડા જ દિવસમાં મોંઢા પર લાલાશ ( શરીરમાં લોહી વધ્યાના ચીન્હો) દેખાશે. ઘરનુ કે બીજુ કોઇ પરિશ્રમનું કામ કરવા છતા શરીરને થાક લાગશે નહિ. મન હમેશ - સંતોષી રહેશે. ખોટા વિચારો દુર થશે. ચાલતી વખતે મન અને શરીરમાં બહુ જ ઉમંગ દેખાશે.

# ૩જું
## અઠવાડીયું



અંતરને
ઠારતી અને બાળતી
ઉર્મિને
જીવાડી
આપે છે



કોઇની આંખમાંથી
અમી નીતરે છે
કોઇની આંખમાંથી
આગ ઝરે છે!

લાખો આંખમાંથી
જેની ચમક શોધી
નહીં જડે એવી

# ચાર આઁખેં

બામ્બે ટૉકીઝનું બહુમુલ્ય સર્જન

ભુમિકા :

લીલા ચીટણીસ,
જયરાજ,
આશાલતા,
પી. એફ. પીઠાવાલા,
નંદકિશોર, જગન્નાથ,
પાલ મહેન્દ્ર
વગેરે કલાકારો

દિગ્દર્શન :

સુશીલ મઝુમદાર

## ઇમ્પીરીયલ સીનેમા
મુંબઇ

# સુદામાનું સ્વાગત

:: લેખિકા : કુ. રમાદેવી તારાચંદ્ર અડાલજા

પત્નીના અતિ આગ્રહને લીધે, અને પોતાના મનમોહન સલુણા બાલસખાની અનુપમ કાંતિના દર્શનથી નયનો તૃપ્ત કરવાની તીવ્ર ઇચ્છાથી, સુદામા બે મુઠ્ઠી તાંદુલની પોટલી લઇને દ્વારિકા પહોંચ્યા. તેમના મિત્ર સર્વેશ્વર હોવા છતાં દીનબંધુ હતા. કૃષ્ણ તેમને ખૂબ હોંશથી ભેટયા, અંતઃપુરમાં લઇ ગયા, અને પોતાનાજ પલંગ ઉપર તેને આરામ લેવાની સગવડ કરી આપી.

દ્વારિકાના વૈભવની તે શી વાત કરવી ? ત્યાં સર્વ લોકપાલોની વિભૂતિ એકત્ર થઇ હતી. એ વૈભવવાળી નગરીમાં દ્વારિકાધિશનો મહેલ, તેમાં તેમની પટરાણી રૂકમણિજીનું અંતઃપુર અને તેમાં વળી શ્યામસુંદરની શય્યા ! એમાં તે શી મણા હોય ?

સુદામાના ચરણ ઉપર જામેલો મેલનો થર અને તળિયામાં પડેલા અસંખ્ય ચીરા ! ઘુટણથી પણ ઉપર રહે તેવું ટુંકું ધોતીયું ! એ ધોતિયામાં ઠેકઠેકાણે થીગડાં અને ગાંઠો મારેલી તોય શરીરને પુરૂં ઢાંકી શકાતું નહોતું. ધોતિયાના એ લીરા વચ્ચેથી પગની ચામળાઇ ગયેલી ચામડી ડોકિયું કરી રહી હતી. એ ધોતિયાના મોટા ભાઇ જેવો ઉપરણો તો પોતાની દશા પર રડી રહ્યો હતો. માથા પર તો તેવું પણ એકે વસ્ત્ર નહોતું. હાડકાના માળખા ઉપર જાણે ચામડું મઢી લીધું હતું. નસો જાણે ઉપરથી ચોંટાડી દીધી હોય એવી ફુલી ગઇ હતી. માંસ કે લોહીનું નામનિશાન નહોતું. જાણે દુર્બલતા, દરિદ્રતા, અને કરુણાની સાક્ષાત પ્રતિમા !

— તે નટખટે શું કર્યું ? દરિદ્રતા અર્થાત કુરૂપતા અને કરુણાની એ મૂર્તિને તેમણે વિભૂતિ તથા સૌન્દર્યના આસન ઉપર સ્થાપિત કરી દીધી. એટલા માટેજ એ દીનબંધુ ગરીબના બેલી અને સર્વશક્તિમાન ગણાય છે !

આ તે કંઇ જેવી તેવી મશ્કરી કહેવાય ? શાંત બેસી રહે તો એને નટખટની ઉપમા કોણ આપે ? સુદામાને ખબર નહોતી કે હજુ સોળ હજાર એકસો આઠ રાણીઓનું ચક્કર બાકી છે !

એ સમયે હોળી હતી કે નહિ એ તો કોણ જાણે, પરંતુ ઘણા દિવસે બે બાળમિત્રો મળ્યા હતા, એ વસ્તુજ તેમને માટે પૂરતી હતી. આજે કંઈ આનંદ અને કૌતુક ન થાય તો પછી ક્યારે થાય ? શ્યામસુંદર હતા રોજના લહેરી જીવ ! એમણે રૂકમણિજીને કંઇક સંકેત કર્યો, અને નાટકની શરૂઆત થઈ ગઇ.

સુદામા પલંગપર બેઠા હતા. તેમણે સ્નાન-ભોજન કરી લીધું હતું. રસ્તાનો શ્રમ દૂર થઈ ગયો હતો. હવે રૂકમણિજીએ આવીને તેમનાં ચરણોમાં મસ્તક નમાવ્યું. અત્યાર સુધીમાં સુદામાને તેમની ઓળખાણ થઈ ગઈ હતી. હાથ લંબાવીને તેણે આશીર્વાદ આપ્યો, "સૌભાગ્યવતી, પુત્રવતી, પતિપ્રિયા થાવ.'

રૂકમણિજી એક બાજુ ખસી ગયા, એટલે સત્યભામાજી આવ્યા. તેમણે પણ એજ રીતે પ્રણામ કર્યાં. સુદામાએ ઓળખાણ માટે મિત્રની સામે નજર કરી.

શ્યામસુંદરે હસતાં હસતાં કહ્યું ' આ આપના મિત્રની...'

' સૌભાગ્યવતી, પુત્રવતી પતિપ્રિયા થાવ ' બ્રાહ્મણે આશીર્વાદ દીધો, અને સત્યભામા પણ હટી ગયા. હવે જાંબુવતીએ સુદામાના ચરણોમાં મસ્તક નમાવ્યું. વળી બ્રાહ્મણે મિત્ર તરફ નજર કરીને પરિચય માગ્યો.

' આ પણ ' મિત્રે મંદહાસ્ય સાથે ટુંકામાં પરિચય આપ્યો. ફરી એજ આશીર્વાદ

મળ્યો. વળી સત્યાવીસ આગળ આવ્યા. આ વખતે મિત્રની તરફ દૃષ્ટિ કરતાં ફક્ત સંકેતથી ટૂંકો ઉત્તર મળ્યો. 'હં !' ગરીબ બિચારો બ્રાહ્મણ ! એને પણ તેણે આશીર્વાદ આપી દીધો.

'બે, ચાર, છ—અહિંયા તો પ્રણામ કરવાવાળાનો તૂટો જ નથી ! કોણ જાણે આને તે કેટલી રાણીઓ ?' બ્રાહ્મણે મનમાં જ વિચાર્યું. પરિચય પૂછવા જતાં જવાબમાં ફક્ત 'હં' મળવાથી સુદામાએ પરિચય માટે મિત્રની સામે જોવાનું છોડી દીધું અને ધડાધડ આશીર્વાદ આપવાનું ચાલુ રાખ્યું.

એકાદ કોડી જેટલા પ્રમાણ પૂરા થતાં તો આ ભૂદેવને લાગ્યું કે આશીર્વાદ બહુ લાંબા છે અને રાણિઓની લંગાર ખુટતીજ નથી. આથી તેણે પોતાનો આશીર્વાદ ટુંકો કરીને કહેવા માંડયુ 'પુત્રવતી, પતિપ્રિયા થજો.'

વળી બીજા વીસ પચીસ પ્રણામ થયા. ભૂદેવ અકળાયા. વળી તેણે આશીર્વાદને ટુંકાવ્યો. 'પતિપ્રિયા થજો.' પરંતુ અહિંયા તો રાણીયોનો તૂટો નહોતો. જ્યારે આશીર્વાદ આપતા તે થાકી ગયા ત્યારે ફક્ત 'તથાસ્તુ' કહેવા લાગ્યા, અને જ્યારે જીભે સત્યાગ્રહ કર્યો ત્યારે તો ફક્ત હાથ હલાવીને આશીર્વાદ આપીને સંતોષ માનવો પડયો. બિચારો તે દુર્બલ હાથ પણ કેટલો સાથ આપે ? હાથ પણ થાકી ગયા. છેવટે તેણે માથું હલાવીને, આંખના સંકેતથી આશીર્વાદ આપવો શરૂ કર્યો.

પરંતુ એમ કયાં પાર આવે તેમ હતું ? હવે તો બેસી પણ શકાતું નહોતું. ભૂદેવ ધુંવાપુંવા થવા લાગ્યા.

'ભાઇ ! તમારી રાણીયોની સંખ્યાનો કંઇ અંત છે કે નહિ ? કે તમારી માફક તે પણ અનંત છે ?' સુદામાએ વ્યંગ કર્યો.

'ના—ના', મિત્ર હસ્યા, 'હજુ બે હજાર સાતસો તેર રાણીયોએ જ પ્રણામ કર્યાં છે. રાણીયોની સંખ્યા તો ફક્ત સોળ હજાર એક સો આઠ છે !

'બાપ રે !' સુદામા ચમકી ઉઠયા. 'હવે આ આશીર્વાદની લપ કયારે છુટશે ?' તેણે કહ્યું 'સંખ્યા ભલેને વધારે હોય તેમાં મને કંઇ વાંધો નથી. હજી પણ ભલે તે વધ્યા જ કરે, પરંતુ આ બધાને આશીર્વાદ આપવાનું કામ ..' તેણે પોતાની મુંઝવણ પ્રકટ કરી.

મિત્ર જોરથી હસી પડયા. રાણીઓ પણ હસી. દેવાધિદેવને બ્રાહ્મણ પર દયા આવી. તેમણે ઝટ ઉઠીને વિપ્રના ચરણો પર પોતાનું મસ્તક મુકી દીધું. સુદામા ડર્યા, 'આણે વળી એક સંખ્યા વધારી !' પરંતુ તેના અંતરમાં ધ્વનિ થયો, 'પતિ પોતાની બધી પત્નિઓનો પ્રતિનિધિ હોય છે.' સુદામા ઝટ પ્રસન્નતાથી ખીલી ઉઠયા. તેણે મિત્રને આશીર્વાદ આપ્યો, 'તમારી સર્વ પત્નિઓ સૌભાગ્યવતી, પુત્રવતી અને તમને પ્રિય થાવ.' આ રીતે આશીર્વાદની લપમાંથી સુદામા છૂટયા. બધી રાણિયોએ એકસાથે હાથ જોડીને મસ્તક નમાવ્યું.

×

'કાલે તો વખત ન મળ્યો. આજે તારી બધી ભાભીઓ તારી સેવા કરવા ઇચ્છે છે.' નટખટ મિત્રે પ્રસ્તાવના રચી.

સુદામાને સ્નાન કરવું હતું. તે પોતાના બાલમિત્રને હાથ પકડીને વિશાળ ચોકમાં ગયા. મધ્યમાં સોનાનો બાજોઠ મૂકયો હતો. સુદામાએ તેના ઉપર પગ મૂકયો કે તરત આખો ચોક તથા ચારે બાજુના ઓરડા સોળ હજાર એક સો આઠ રાણીઓ રૂપી જીવંત સુવર્ણલત્તાઓથી ઉભરાવા લાગ્યા. સૌન્દર્ય અને સુગંધનો જાણે ધોધ વહેવા લાગ્યો. કોઇના હાથમાં 'ઉબટન'* તો કોઇના હાથમાં ચંદન, કોઇના હાથમાં તેલ તો કોઇના હાથમાં સુવાસિત જલથી ભરેલા સુવર્ણ કળશ ! વિપ્રના દર્શન ચૂકવાની ધૃષ્ટતા કોઇએ કરી નહોતી !

* સ્નાન કરતી વખતે શરીરે ચોળવાની સુગંધી ભૂકી અથવા લેપન.

બ્રાહ્મણે એકવાર ચોમેર નજર ફેરવી, ' ઓહ ! આટલી બધી ભીડ ! આ બધા જે એક ટીપું પાણી પણ મારા ઉપર નાખશે તો મારું શું થશે ? ' તે મુંઝાઇ ગયા. તેના મિત્ર તો હસી રહ્યા હતા ! અત્યંત નમ્રતા-પૂર્વક સુદામાએ કહ્યું ' આખા વિશ્વની શ્રદ્ધાનો વિપુલ ઉપહાર ગ્રહણ કરવાની ક્ષમતા આપ સર્વશક્તિમાનમાં જ છે. આ મુઠ્ઠી હાડકાંનો કંગાળ માણસ પૂજાના આ વિરાટ સમારંભને સહી લેવા સમર્થ નથી. '

મિત્ર ઉત્તર જ શા માટે આપે ? એ તો એક બાજુ ખસી ગયા. એ સુંદરીઓએ સ્તુતીગાન શરૂ કર્યું, અને સાથે સાથે વિપ્રાભિષેક પણ ! જેવા કેટલાક કોમલ હાથો બ્રાહ્મણના શરીરને ' ઉબટન 'નો સ્પર્શ કરાવવા મંડી પડ્યા, તેવા જ સુદામા આંખો બંધ કરીને બેસી ગયા, અને પોતાના નટખટ મિત્રનું ધ્યાન ધરવા લાગ્યા. તેમને આશા નહોતી કે તે આ ચંદન, તેલ અને જલના પ્રવાહમાંથી મુક્ત બનીને તે ફરી ઉભા થવા પામે '

તેને કઇ દુઃખ ન થયું. આંખો બંધ રાખીને જ તેણે માની લીધું કે સુગંધી ' ઉબટન 'ના લેપથી આખું શરીર લપેટાઇ ગયું છે ! હાથ પણ હલાવી શકાય તેમ નથી ! તેને ભય લાગ્યો કે ' કયાંક હજી વધારે ' ઉબટન ' ચઢશે તો નાક આંખ પણ... તો તો પોતાને ' ઉબટન સમાધિ ' લેવી પડશે. ' પરંતુ એવું કંઇ ન થયું. તેમના માથા ઉપર સુગંધિત તેલની ધારા પડવા લાગી. શિવજીના મસ્તક ઉપર તો બધાંય પાણીની ધાર ચઢાવે છે અને અહિંયા તો અમૂલ્ય તેલ અને અત્તર ! ભૂદેવે સહેજ આંખ ઉઘાડી, ચોકમાં અત્તરના રેલા વહેતા હતા ! ' કયાંક આંખોમાં ન જાય ' એવી બીકથી તેણે આંખો બંધ કરી દીધી. એના મુખમાંથી ઉદ્દગાર નીકળી પડ્યા, ' જો આવી અખંડ ધારા ચડાવવી હોય તો શિવજીને પકડી લાવો ! ' પરંતુ એ કલબલાટમાં તેવું કોણ સાંભળે ?

તેલ અત્તર બંધ થયું અને કેસરિયા ચંદન ચડવા લાગ્યું. ઉબટનને તો તેને ગળા સુધી જકડયા હતાં, તેમાં વળી ચંદનની બે ચાર ધારા મસ્તક પર ચડી ગઇ. એટલું સારૂં થયું કે નાક અને મોઢું તેનાથી ખરડાય તે પહેલા માથા ઉપર જલની ધારા પડી. સુવાસિત અને કેકરવરણા પાણીની કોઇ પાતળી તો કોઈ જાડી ધારા મસ્તકથી ચરણો સુધી પડી રહી હતી. શરીર થોડીવારમાં ફુલ્ગી ઉઠયુ. શરીરમાં રોમાંચ થયો ત્યારે જલધારા અને સ્તુતિગાન બંધ પડયાં. આં શાંતિ છવાઈ ગઈ.

' આમ ધ્યાન ધર્યા કરશો કે કપડાં પણ બદલશો ? ' પોતાના હાથમાં મુલાયમ વસ્ત્રોને લઇને તેમનું શરીર લૂંછતા લૂછતા તેના મિત્ર બોલ્યા. રખેને હજી બીજી કંઇ વસ્તુનો અભિષેક થાય એ ભયથી ભૂદેવે આંખ જ ઉઘાડી ન હતી !

આ શું ? જાદુગરના ખેલ જેવું આ શું થઇ ગયું ? આખો ચોક સુમસામ હતો. મિત્ર સિવાય કોઇ ત્યાં નહોતું ! સુદામાને ખરેખર હસવું આવ્યું. તેણે કપડાં બદલ્યાં અને પુષ્પકુંજમાં બીજા આસન ઉપર સંધ્યા-પૂજા કરવા બેસી ગયા.

×

ઉપર કસબી વસ્ત્રનો મંડપ હતો. નીચે દૂધ જેવી સફેદ ચાદરો બિછાવી હતી. મધ્યમાં એક સુંદર નાજુક રત્નજડિત બાજોઠ રાખ્યો હતો. રૂપાના બાજોઠો ઉપર સોનાની થાળીઓમાં વિવિધ જાતના ભોજનો અને જલપાત્ર ગખ્યા હતા. આખા મંડપમાં થાળીઓની હાર લાગી ગઇ હતી. બે પંક્તિઓ વચ્ચે અવરજવર માટે જગ્યા હતી. સ્વામ સુંદર પોતે હાથમાં ચમર લઇને વાયુ ઢોળી રહ્યા હતા. સુદામા ભોજન સ્થાનના આ દિવ્ય મંડપમાં આવ્યા.

'દરેક રાણીએ પોતાની યોગ્યતા અનુસાર પોતાનો થાળ સજાવ્યો છે, આ જુદી જુદી જાતના ભોજનો બનાવવામાં તેમણે કોઇ સેવકની મદદ પણ લીધી નથી.' મિત્રે માહિતિ આપી.

બ્રાહ્મણના ચરણ દ્વાર પર થંભી ગયા. 'દ્વારિકાધીશની પ્રિયાઓએ પોતાના નાજુક હાથથી અગ્નિ (દેવતા) પાસે બેસીને મારા જેવા કંગાળ માટે આ કષ્ટ ઉઠાવ્યું છે.' સુદામા મોટા ધર્મસંકટમાં પડયા, 'જગદાધાર જગન્નાથની કુસુમ જેવી કોમળ રાણીઓ, કે જે પોતે ફુલ–તોડવામાં પણ કષ્ટ પામતી હશે, મહેન્દ્ર પણ જેની કઠોર ભ્રકુટિથી ધ્રુજે છે, અને સચરાચર જેની ચરણ–રજ મસ્તકપર રાખીને પવિત્ર થાય છે, તેઓએ અગ્નિની ઉષ્ણતા અને ધુમાડાની નેત્રોને પીડા આપનારી કટુતાની પરવા ન કરતાં આ પ્રસાદ જાતે તૈયાર કર્યો છે! બ્રાહ્મણને માટે આટલી કષ્ટ સહિષ્ણુતા! આટલો આદર!' તે ગદ્‌ગદ્ થઈ ગયા.

રાણીઓની શ્રદ્ધા અને કષ્ટને જોતાં તે પ્રસાદ જેટલો મહાન હતો, તેટલીજ થાળીસંખ્યા પણ વિપુલ હતી. બ્રાહ્મણની છાતી બેસી જતી હતી, એ આમાંથી શું છોડી દે? આટલી થાળીઓમાંથી એક એક કોળિયો તો શું પણ એક એક કણ લેવાની શક્તિ પણ તેનામાં હોત તો તે કેટલા પ્રસન્ન થાત?

બારણા ઉપર જ ઘુંટણીએ પડીને તેમણે મસ્તક જમીન તરફ નમાવ્યુ.

'આપ આ શું કરી રહ્યા છો?' મિત્રે હસતાં હસતાં પૂછયું.

'મોહન! વિપ્રના નેત્ર અશ્રુથી છલકાયા. આ દુર્બલ શરીરમાં એટલી પણ શક્તિ નથી કે તે આ બધી થાળીઓને પહોંચી વળે. આમાં જે રાણીયોની શ્રદ્ધા અને કષ્ટનું પ્રતિક છે તેને હું પ્રણામ કરી રહ્યો છું.'

'તમે આસન ઉપર પધારશો કે નહિ?' મિત્રે હસીને કહ્યુ.

'ત્યાં જઇને શું કરું?' બ્રાહ્મણ આ મસ્કરીથી મુંઝાઈ રહ્યો હતો.

'આ તે કંઇ ભોજનનો ડોળ છે? આટલી લાંબી થાળીઓની હારમાં હું દોડું કે ભોજન કરું? હું કુંભકર્ણ નથી, તેમજ અગસ્ત્ય નથી. હું કાળ નથી કે સમુદ્ર નથી. આપની ફોઇનો પુત્ર ભીમસેન હોત તો વાત જુદી હતી. મારું દુર્બલ શરીર તો એટલું ફરી પણ નહિ શકે કે જેથી હું આમાંથી એક એક દાણો ઉપાડી શકું!'

'આપ વ્યાખ્યાન આપશો કે આસન ઉપર બેસશો?' શ્યામે વાત ઉડાવી. ચુપચાપ સુદામા આસન ઉપર જઇને બેઠા.

'આ પ્રસાદના પાત્રોને કૃતાર્થ કરો.' બે હાથ જોડીને બનાવટી ગાંભીર્ય દેખાડીને મિત્રે કહ્યુ.

'બસ કૃપા કરો.' બ્રાહ્મણે બે હાથો જોડયા અને નેત્રો બંધ કર્યાં. હવે નટખટને દયા આવી. પલક માત્રમાં વિપ્રની સામે એક થાળ આવી ગયો–બધાથી મોટો, બધાથી સુંદર સર્વથી કિંમતી, આમાં સર્વ થાળીઓમાંથી એક–એક, બબે કણ યોગમાયાએ મુકી દીધા. રાણીઓને સંતોષ થયો. તેઓ ઝટપટ પોતપોતાનો થાળ 'પ્રસાદ' સમજીને ઉપાડી ગઇ. બ્રાહ્મણે આંખો ઉઘાડી અને પેટ ભરીને ભોજન કર્યું.

આચમન કર્યાં પછી એક પાનનો ઢગલો તેમને દેખાયો. ઝટ તેમણે નેત્ર બંધ કરીને એક પાન લીધું અને મુખમાં મુકી દીધું. આ વખતે તેમણે મિત્રને છેતર્યા હતા! બંને ખડખડાટ હસી પડયાં.

× × ×

ઉત્તમ આસન પર બંને બાળમિત્રોની ઠઠ્ઠામશ્કરી ચાલી રહી હતી. એટલામાં રૂકમણિજી આવ્યા અને હાથ જોડીને સામે ઉભા રહ્યા. 'મારું પરમ સૌભાગ્ય કે આપ મારા મહેલને તમારી ચરણરજથી પાવન કરો છો.' તેમણે સ્તુતિ કરી,

'પરંતુ મને ખબર પડતી નથી કે મારા ક્યા જન્મના પાપનો ઉદય થયો છે કે જેથી મારો મહેલ આપના ચરણોથી વંચિત છે.' સત્યભામાજીએ પાસે ઉભા રહીને પ્રાર્થના કરી.

'મારી બહેનો મારા સૌભાગ્ય પર ઇર્ષા કરે છે.' રૂકમણિજી હસ્યા.

'બરાબર છે.' શ્યામસુંદર હસતાં હસતાં બોલ્યાં, 'તમારે ઓછામાં ઓછી એક-એક દિવસની સેવા કરવાનું સૌભાગ્ય બધાને આપવું જોઇએ.'

'બધાને એક એક દિવસ ?' સુદામાએ ચોંકીને પૂછ્યું.

'એમાં આપને સગવડ થશે. જલના કળશો નહિ ચઢે અને થાળીઓની પ્રદક્ષિણા નહિ કરવી પડે. એક-એક દિવસમાં બધાને સર્વ પ્રકારની સેવા પ્રાપ્ત થઇ જશે; અને આપને પણ કષ્ટ નહિ થાય.' નટનાગર હસી પડયા.

'સોળહજાર એકસો આઠ દિવસ ! ચુંમાલીસ વર્ષથી પણ વધારે !' બ્રાહ્મણે ચોંકીને ગભરાતાં-ગભરાતાં કહ્યું, 'શ્યામસુંદર! આટલા દિવસમાં બિચારી બ્રાહ્મણી પ્રતિક્ષા કરતી કરતી મરી જશે, અને મેજીવિત છે કે આ ફક્ત એક એક દિવસના સત્કારને વચમાં છોડીને જ આ દુર્બલ બ્રાહ્મણ પણ...!'

'ત્યારે જવા દો !' દ્વારિકાધિશે ગંભીર મોઢું કરીને કહ્યું.

'અમારા મહેલ ચરણરજથી પણ વંચિત જ રહેશે ?' સત્યભામાજીએ કરુણ સ્વરથી પૂછ્યું.

'હા, એક વખત આપ બધા મહેલોમાં જઇ આવો.' સખાએ સૂચના કરી.

'બધા મહેલોમાં જઇ આવું ! જાણે બચ્ચાનો ખેલ ! મહેલો પણ પાછા સંખ્યામાં થોડાજ છે ને !' વિપ્રે ગુસ્સે થઇને કહ્યું.

'ના, ના આપને પગે દોડવું નહિ પડે !' મિત્રે આશ્વાસન આપ્યું, 'કોઈ છે ? સારથીને કહો કે મારો રથ તૈયાર કરે.' વ્યવસ્થા થવા લાગી.

'અને હું સોળ હજાર એકસો આઠવાર રથમાંથી ચઢ ઉતર કરું ? સુદામાનો ક્રોધ હજુ શમ્યો નહોતો !

અંતે ગરૂડને બોલાવીને સુદામા પક્ષિરાજની પીઠ પર, આગળ શ્યામસુંદરને બેસાડીને પાછળ તેમને જોરથી પકડીને બેઠા; તે પણ એ શર્તે કે તે કોઈના આંગણામાં પક્ષિરાજની પીઠ પરથી નીચે નહિ ઉતરે.

ભૂદેવને માટે આ પક્ષીવાહન નવીન જ હતું. તે ડરતા હતા. પોતાની આગળ બેઠેલા મિત્રને જોરથી બે હાથોથી તેણે પકડયા હતા. ગરૂડ દરેક રાણીના ચોકમાં ઉતરતો હતો. ત્યાં સુદામાની અર્ધ્ય, પાદ્ય, ધૂપ અને દીપથી પુજા થતી હતી. તે નૈવેદ્ય ગ્રહણ કરતા નહોતા. ફક્ત તે લઇને ગરુડની આગળ મુકી દેતા. અને ગરૂડ આ પ્રસાદને શા માટે છોડે ? માળાઓ પણ સુદામા ગરૂડના ગળામાંજ દેતા. તે અધિક થઈ જતાં ગરૂડ ઉડતાં ઉડતાં સમુદ્રમાં ફેંકી આવતા હતા. આ પ્રકારે સર્વના મહેલ પવિત્ર કરતાં કરતાં સુદામાને કેટલાય અઠવાડિયા બાદ છુટી મળી.

અંતે તેમના નટખટ મિત્રે તેમને દ્વારિકાથી વિદાય કર્યા-એજ તેમની ફાટીતૂટી ધોતી અને ઉપરણા સાથે ! તેણે ત્યાંના કસબી વસ્ત્રો કાઢીને પોતાની ફાટલી ધોતી પહેરી લીધી હતી, અને તેમાં મિત્રે જરા પણ આગ્રહ કે વિવેક કર્યો નહોતો. સ્વાગત સત્કાર તો સરસ કર્યો ! જતી વખતે દક્ષિણા પણ ન આપી. ઉલટું જે બે મુઠી તાંદુલ પોતે લઇ આવ્યા હતા, તે પણ છીનવીને નટવર ખાઇ ગયા ! પોતાને ખાલી હાથેજ પાછા ફરવું પડ્યું.

×

બ્રાહ્મણે રોકકળ કરતાં પોતાની ઝુંપડીની જગ્યા પર બનેલા વિરાટ રાજમહેલમાં પ્રવેશ કર્યો. એ તો દ્વાર આગળથી જ પાછા આવેત, પરંતુ તેની પત્નિએ તેને જોઇ લીધા અને

દ્વાર સુધી આવીને પોતાના પતિદેવને અંદર લઈ ગઈ. અંદર દાસીઓનો મેળો જામ્યો હતો. બ્રાહ્મણે પૂછ્યું, ' આ કેટલી છે ? ' પત્નિએ હસીને કહ્યું ' સોળ હજાર એકસોને આઠ ! '

તેજ વખતે તેની દૃષ્ટિ મહેલની પાછળના ભાગમાં વિશાળ જગ્યામાં બાંધેલી ગાયો ઉપર પડી. બધાની ખરી તથા શિંગડા સોનાથી મઢેલા હતા ! બધી ગાયો ઉપર રત્નજડિત ઝુલો નાખેલી હતી ! બધાની પાસે બે-ત્રણ મહીનાના સુંદર વાછડા હતા ! સર્વ હૃષ્ટ-પુષ્ટ હતી !

બ્રાહ્મણે ઉલ્લાસમાં આવીને કહ્યું ' કેટલી સુંદર ગાયો છે ? ' પત્નીએ હસીને કહ્યું ' એ પણ સોળહજાર એકસો આઠ છે ! '

વિપ્ર સમજી ગયો કે આ પોતાના સખાની પત્નીઓની સંખ્યા છે. આ તેનીજ આપેલી દક્ષિણા છે. જ્યારે મિત્રે તેને આટલો બધો વૈભવ આપ્યો ત્યારે તેમની પત્નીઓ બ્રાહ્મણીને એક એક ગાય અને એક એક દાસી કેમ ન આપે ?

તેણે જોયું-તેના ઘરમાં સોળહજાર એકસો આઠનું સામ્રાજ્ય છે ! થાળી, લોટા, છત્રી, ચાખડી વગેરે સર્વ વસ્તુઓ એજ સંખ્યામાં આવી પહોંચી છે.

' તો પણ દ્વારકાની એ શણગારેલી સોળહજાર એકસો આઠ થાળીઓ, સ્નાનનો એ સમારંભ, અથવા પ્રણામની એ વિધિને હું કેમ ભૂલી શકીશ ? ' સુદામા મનમાં જ વિચારવા લાગ્યા, ' અહિંયાની સંખ્યા તો ત્યાંનું પ્રતિક છે ! ' ભક્તાધિન ભગવાન ' કહેવાય છે તે કંઇ ખોટું નથી ! ' *

* ' કલ્યાણ ' ઉપરથી



# સ્ત્રીજગત

—અ. હિ. મ. પરિષદનાં વરાયલા પ્રમુખ શ્રી. ક. ચ. તથા નિવૃત્ત પ્રમુખ શ્રી. વિ. પં. ના માનમાં મ. પરિષદની મધ્યસ્થ કમિટિની મુંબઇ શાખા તરફથી દાદર ભગીની સમાજ હોલમાં તા. ૩–૩–૪૪ ને સ્હાંજ શ્રીમતિ માલીનીબાઈ સુખમન કહેનાર પ્રમુખપદે મેળાવડો થયો હતો.

આ સમારંભમાં લેડી રામરાવે બીજાપૂરમાં રાહત કાર્ય અંગે કેટલેક પ્રકાશ પાડ્યો હતો.

શ્રી. વિ. પંડીતના માનમાં બીજો મેળાવડો મુંબઈ બંગાળ મહિલા સમિતિ તરફથી નાયગામ ખાતે થયો હતો.

—ઓખ્મે એડલ્ટ એજ્યુકેશન કમિટિના આશરા હેઠળ તા. ૪–૪–૪૪ ને સ્હાંજના મુસ્લીમ વિમેન્સ કલાસીઝના મળેલા ઇનામી મેળાવડાનો પ્રમુખસ્થાનેથી ભાષણ કરતાં ગ્વાલીયરના સીંધીયા મહારાણીએ જણાવ્યું હતું કે હિન્દમાં જુદી જુદી પ્રજા, ધર્મ અને કોમ વસે છે. છતાં મૂળ ધર્મ તો એકજ છે. પ્રેમભાવથી વિશ્વબંધુત્વની ભાવના કેળવણી એ ઉત્તમ છે. આપણી શાળાઓમાં કોમી તેમજ વાર્ષિક અંતરાયોને દફનાવી દે એવું શિક્ષણ અપાવું જોઇએ, જેથી આપણામાંથી જુદાઈ ચાલી જાય.

—સરકારે મીસીસ અસફઅલીનું બે મજલાનું મકાન જપ્ત કર્યું હતું. આ ઘરની કીંમતનો અડસટો રૂા. ૪૫૦૦૦ જેટલો છે.

—કુ. મણીબ્હેન પટેલ અને શ્રી. ઇચ્છાબ્હેન દેસાઇને અનુક્રમે ૧૦ માસ અને ૬ માસની સખ્ત કેદની સજા સુરત સીટી મેજીસ્ટ્રેટે કરી છે.

—ભરૂચ જીલ્લા સ્કુલ બોર્ડમાં શ્રી. કેસરબેન હિંમતસીંહ બીનહરીફ ચૂંટાયાં છે.

—બીહાર સરકારે પટનામાં સ્ત્રીઓ માટેની ખાસ જેલ માર્ચ માસના અંતથી શરૂ કરી છે. અત્યાર સુધીમાં તેમાં લગભગ ૫૦ સ્ત્રીઓ રાખવામાં આવેલી છે. બિહારપ્રાંતમાં આ જાતની જેલ આ એકજ છે.

—વડોદરામાં કસ્તુરબાના સ્મારક શાળા માટે શ્રી. કુસુમબેન દેસાઇ, શ્રી. કનૈયાલાલ મજમુદાર, શ્રી. છોટાલાલ સુતરીઓ, શ્રી. જગજીવનદાસ મહેતા અને શ્રી. છોટુભાઇ પંડિતની સમિતિ નિમાઇ છે.

—જુહુમાં શ્રી. સરોજીની નાયડુ મહાત્માજીની શિબિર પાસે એક અડીખમ ચોકીદાર તરીકે ઉભાં રહે છે. કોઇ માનવીને તેઓ ગાંધીજીની શિબિરમાં જવા દેતાં નથી.

—લંડનમાં બ્રીટનવાસી હિંદી સ્ત્રીઓની એક સભાએ શ્રીમતિ ઇંદિરા મહમદીના પ્રમુખપદે કસ્તુરબાના સ્મારક ફંડ માટે એક સમિતિનીમી તેના પ્રમુખ તરીકે મીસીસ ઝવેરીને ચૂંટી કાઢયાં છે.

—શ્રીમતિ આઇ દુર્ગાપ્રસાદ લાહોર કોર્પોરેશન કન્યાશાળાઓના મહિલા સુપ્રીન્ટેન્ડન્ટને ફરીથી પાછાં તેમની જુની નોકરીએ પંજાબ સરકારના હુકમથી ચ્હડાવવામાં આવ્યાં છે.

—એક મારવાડી બ્હેને 'ગાંધી ગ્રામ'ની મુલાકાત લઇ ૫૦ ગાંધીજીને સોનાની તકલી ભેટ આપી છે.

—ગુણસુન્દરીના સહતંત્રી શ્રી. વનમાળા દેસાઇનાં લગ્ન ગઇ તા. ૧૯મીએ અંમદાવાદમાં સાદાઈથી થયાં છે.

—લેડી રંગામ્મલ કૃષ્ણમાચારીઅરને વડોદરાની તમામ સ્ત્રીસંસ્થાઓએ ગઇ તા. ૫મીએ માનપત્ર આપ્યું છે.

२जुं 'टुहु' अठवाडीयुं

"टुहु"थी बेथी वात शरू
करी अने पुरी करी दुनियाने
बनाववा नीकळेला

चार्लीनी सामे "टुहु" करती पीस्तोल धरवामा
आवे छे त्यारे तेनो

शिन अने पाघडीनो विचार केवो हशे?



रणजीतनुं सर्वांग रमुजरंगी चित्र...

# बंसरी

—: दिग्दर्शक :—

जयंत देसाइ

भुमिका:—

चार्ली – ईश्वरलाल
दीक्षीत – उर्मीला
केशरी

★ सुप्रीम प्रकाशन ★

ओपेरा हाउस......मुंबइ.

# નોંધ



**પૂ. ગાંધીજીની મુક્તિ અને પછી—:**

ગઈ તા. ૫મી મેના રોજ હિંદી સરકારે, તા. ૬ઠ્ઠીના રોજ ગાંધીજીની તેમની તબિયતના કારણે બીનશરતી મુક્તિ કરવાને લગતી જાહેરાત બહાર પાડી તા. ૬ઠ્ઠીના રોજ તેમને મુક્ત કર્યા છે.

પૂ. ગાંધીજીની તબિયત બિલકુલ નાજુક છતાં તેઓ એવું દૃઢ મનોબળ ધરાવે છે કે શારીરિક ક્ષીણતા છતા પોતાના મનોબળના આધાર પર તેઓ પોતાના શરીરને ટકાવે જાય છે. છતાં સ્વ. મહાદેવ દેસાઈ અને કસ્તુરબાના અવસાને, એવા સ્થિતપ્રજ્ઞ પુરુષના મનોબળને પણ હલાવી મૂક્યું અને જાણે જિંદગીના આરે આવી ઊભા. એવા કપરા કાળે, સરકારને એમને બીનશરતે મુક્ત કરવાની સદ્‌બુદ્ધિ સૂઝી તે માટે ઈશ્વરનો ઉપકાર.

સાચેજ, ભારતભરના માનવસમુદાયની પ્રાર્થનાઓ ફળી છે અને ગાંધીજી કારાવાસ મુક્ત થઈ હવે ક્રમેક્રમે સ્વાસ્થ્ય પ્રાપ્ત કરતા જાય છે તે માટે તે પરમેશ્વરની દયા જ ગણાવી જોઇએ.

પ્રભો ! અમારા રાષ્ટ્રધનને દીર્ઘાયુ બક્ષો.

ગાંધીજીની મુક્તિ પછી સારું સ્વાસ્થ્ય પ્રાપ્ત કરવા અર્થે તેઓશ્રીએ પખવાડીક મૌન પાળવાનો નિર્ણય કર્યો હતો અને હવે તે પૂરો પણ થઈ ગયો છે. દરમિયાન દેશમાં પ્રવર્તમાન પરિસ્થિતિનો તેઓ અભ્યાસ કરી રહ્યા છે, દેશનેતાઓ એ અર્થે એઓશ્રીની મુલાકાતો માટે તત્પરતા દાખવી રહ્યા છે અને તેના પરિણામે, દેશમાં અત્યારે જે ભયંકર પરિસ્થિતિ પ્રવર્તી રહી છે તેનો એક યા બીજો ઉકેલ પ્રાપ્ત કરવામાં સફળ થશે.

દેશનેતાઓના આ દિશાના ગમે તેટલા પ્રયત્નો છતાં, સરકારની એ તરફ સહાનુભૂતિ નહિ હશે અને એવું અક્કડ વલણ કાયમ જ રહેશે તો તો પછી ફરી પાછા જ્યાંના ત્યાં જેવી જ સ્થિતિ આવીને ઊભી રહે તો ના ન કહેવાય.

આ બાબતમાં, પોતા તરફનું શું વલણ છે તે પરત્વે સરકાર કંઈ જ ચિહ્ન બહાર દેખાવા દેતી નથી, છતાં જો એની ઊંડે ઊંડે પણ જો મડાગાંઠના ઉકેલની ઈચ્છા હશે તો એક યા બીજે બહાને અત્યારે હજી પણ જેલમાં રાખેલા મહાસભાવાદીઓને મુક્ત કરી કંઈક સક્રીય પગલું ભરશે. ( જો કે આ નીતિ ક્રમે ક્રમે અનુસરાતી જણાય છે અમે જેલના સળિયા પાછળના કેદીઓને એક પછી એક મુક્ત કરવામાં આવતા હોવાના સમાચાર મળે છે. )

આ રાજકીય મડાગાંઠના ઉકેલમાં અત્યારે તો મુસ્લીમ લીગના સરનશીન મિ. જિન્હા આડે આવતા પથ્થર જેવા, રાજદ્વારીઓને મન થઇ પડ્યા છે, અને તેવું ખરું પણ ખરું; કારણ કે ખુદ એમના પોતાના પક્ષમાં જ જે ભંગાણ પડતું જાય છે તે પરથી જાણી સકાય છે; જ્યારે ગાંધીજી તો મિ. જિન્હાને મળવા હરકોઇ પળે તૈયાર જ હોવાનું બહાર આવ્યું છે.

આશા નાખીએ કિંને મનુકૂળ એવુ ગભદારી વાતાવરણ, ટૂંક સમયમા જ સર્જા

*

**શ્રીમતિ સરોજિની નાયડુ :**

અખિલ હિંદ મહિલા પરિષ નુ માનનીય સભ્ય અને દેશના આગેવાન સ્રીકાર્યકર્તા શ્રી સરોજિનીદેવીએ, સ્રીઓ અબળા નહિ પરંતુ સબળા છે તેનુ સરસ દષ્ટાંત શ્રી સરોજિનીદેવીએ પૂરુ પાડ્યુ છે ગાધીજીના જુહૂ કિનારાના ગાધી આમનિવાસ દરમિયાન તેમનુ ચોકીદારીપદ તેમણે સ્વીકારી લીધુ છે અને ગાધીજીની મુલાકાતે આવનારાઓ સામે તેઓ ગાધીજીના સ્વાસ્થ્યનુ જે સરક્ષણ કરી રહ્યા છે તે ખરે જ અજોડ છે કોઇને પણ ખાસ કામ વગર તેઓ ગાધીજી પાસે જવા દેતા નથી, અરે ખુદ ગાધીજીને પણ તેમણે ધમકાવીને કહેલું કે " જુઓ, તમે જો અત્યારે મારા પુત્ર હોત તો હું તમને તમારા (અમુક) સ્વભાવ માટે થપ્પડ લગાવી દેત ! ! "

આનુ નામ ખરી ચોકીદારી ! ! ધન્ય છે, અમારા એ સતત દેખરેખ રાખનાર લશ્કરી માનસદાર નેતાને !

*

**અમારાં સહતંત્રીનાં સાદાઇભર્યાં લગ્ન :**

" ગુણસુન્દરી "ના વાચકો જાણીને હર્ષ પામશે, કે એના એક સહતંત્રીની બહેન શ્રી *વનમાળા દેસાઈ, તે અમદાવાદના સુપ્રસિદ્ધ* નાડી શહેર સુધરાઇ નિષ્ણાત ડૉ હરિપ્રસાદ દેસાઇના પુત્રીના લગ્ન ગઈ તા ૧૯–૫–૪૪ ના રોજ અમદાવાદ મુકામે પ્રીતમ નગરમા શ્રી હરિપ્રસાદ કિરપારામ દેસાઇના સુપુત્ર ની સાથે બિલકુલ સાદાઇથી વૈદિક ધર્મવિધિથી થયા છે અમે એ નવપરિણિત દંપતીને અભિનંદન અર્પીએ છીએ

શ્રી વનમાળાબહેન હવે યુનિવર્સિટીના બી એ પાસ છે અને એમ એ નો અભ્યાસ કરતા હતા અને તેમના પતિ શ્રી દેસાઇ એક સુસંસ્કારી માતાપિતાના ગ્રેજ્યુએટ પુત્ર છે બન્ને શિક્ષિત વરવધૂને અમે સુખી દાંપત્યજીવન વાચ્છીએ છીએ અને તેમના સહકાર પ્રયાસમા પરમેશ્વર સહાયભૂત થાઓ એવી મહાભિલાષા સેવીએ છીએ

લગ્નમડપ, બિલકુલ સાદો છતા ગુજરાતના વિખ્યાત કલાકાર શ્રી રવિશંકર રાવળ અને શ્રી રસિકલાલ પરીખે એને કલાત્મક રીતે શણગાર્યો હતો ૫૦-૫૨ સપ્તપદીની પ્રતિજ્ઞા લેવાના વિધિ સિવાયના દઠ વિધાનોને અહીં સ્થાન નહોતુ, એ આ સાદા છતા લગ્નની પવિત્રતા સમજાવતા લગ્નની વિશિષ્ટતા હતી

અમારા આ સહતંત્રીને તેમના આ શુભ પ્રસગે અભિનદન પાઠવીએ છીએ

*

**લેડી રમણભાઇને વડોદરાનું વિદાયમાન :**

લેડી રમણભાઇ વડોદરામા લગભગ સત્તર વર્ષ દરમિયાન સ્રીજાતની વિવિધ પ્રવૃત્તિઓને ઉત્તેજન આપતા હતા મોટી કેટલીકમા તો પોતે સક્રિય ફાળો આપતા હતા ચિમના બાઇ સ્રી સમાજ, ચિમનાબાઇ સ્રી ઉદ્યોગાલય તેમ જ ઇતર સ્રી પ્રવૃત્તિઓને તેઓશ્રીની સારી સહાય અવારનવાર મળતી હતી

હવે તેઓશ્રીના વડોદરા છોડી જવાથી રાજ્યની વિવિધ સ્રી પ્રવૃત્તિઓને પોતા પ્રત્યે સહાનુભૂતિ ધરાવનાર એક સ્વાભાવિક ગુમાવવા છે છતા તેઓશ્રીએ પોતાના વડોદરાના નિવાસ દરમિયાન જે જે પ્રવૃત્તિઓને પોતાની કરી તેને પ્રગતિશીલ બનાવી હતી તેને એમની દોરવણી પાછળ બહેનો હવે એમના અનુગામી થઇ એને યોગ્ય રીતે દોરતા રહેશે, એવી આશા અસ્થાને નહિ લેખાય

લેડી રમણભાઇની વડોદરાની આ વિદાય વેળાએ તેમને સુખી આયુ ઇચ્છીએ છીએ અને તેના દીવાન સા શ્રી કૃષ્ણમાચારી તેમ જ લેડી રમણભાઇ દેવબહેનના વિશાળ વર્તુળમા પોતાની વધુ સેવાઓ અર્પતા રહે એવી મહેચ્છા સેવી વિરમીએ છીએ

*

**કસ્તુરબાની જીવનકથા :**

ભારતજનની કસ્તુરબાની પ્રભાવશાળી જીવનકથાની એક ઉણપ અત્યારે તો છે જ, જો કે મુબઇના એક એમ એમ ઠક્કરની કંપની અને અન્ય પુસ્તક પ્રકાશકો તરફથી જ 'બા'

ના જીવનની ઝાંખી કરાવતાં પ્રાસંગિક પુસ્તકો આપણે ત્યાં પ્રકટ થયાં છે, છતાં એમના પ્રમાણભૂત જીવનચરિત્રના પુસ્તકની ખામી હોવાનું સહેજે કહી શકાય. અત્યાર સુધીમાં પ્રકટ થયેલાં 'બા'ના જીવનનાં પુસ્તકોમાંથી આપણને એમના જાહેર પ્રસંગો અને ગાંધીજીએ કવચિત્ કવચિત્ પોતાના જીવન અંગે કહેલા એમના જીવનપ્રસંગો આપણને મળે છે; પરંતુ તેમના સળંગ સૂત્રાત્મક પ્રમાણભૂત જીવન ચરિત્રની ખોટ તો છે જ.

આવું પ્રમાણભૂત પુસ્તક તૈયાર કરાવવાની યોજના અમદાવાદ ખાતેથી નવજીવન પ્રકાશન મંદિર દ્વારા થતી હોવાનું જાણવા મળે છે.

એનાં લખનાર છે, સાબરમતી હરિજન આશ્રમનાં એક અંતેવાસી બહેન વનલીલા પરીખ; અને એમને એ જીવનકથા લખવામાં પૂ. ગાંધીજીની સહાય મળનાર છે, એમ સાંભળ્યું છે, આપણે ઇચ્છીએ એ પુસ્તક [illegible] પ્રસિદ્ધ એ 'જગદંબા'નું બિરુદ [illegible] 'બા'નું સળંગ જીવનચરિત્ર આપણને પ્રાપ્ત થાય.

*

### શ્રી. નવલરામનું શોકજનક અવસાન

શ્રી. નવલરામ ત્રિવેદી, ગુજરાતી શિક્ષિત બહેનોમાં ભાગ્યેજ અજાણ્યા હશે. એઓએ અમદાવાદની લા. ઉ. મહિલા પાઠશાળામાં અધ્યાપકપદે રહીને ઉચ્ચ અભ્યાસ કરતી આપણી ગુજરાતી વિદ્યાર્થિનીઓનો, તેમના શિક્ષણ શૈલીને કારણે સારો ચાહ મેળવ્યો હતો. સદ્. સ્વભાવે મિલનસાર હોઇને વિનોદી પણ હતા. એમના કટાક્ષલેખો હમણાં આપણાં સામયિકોમાં ઠીક આકર્ષણરૂપ નીવડયા હતા.

સદ્. ગુજરાતી સાહિત્યના અત્યારના ઉત્તમ કોટીના વિવેચકોમાંના એક હતા. ઉપરાંત, તેઓએ કેટલાંક સ્વતંત્ર અને કેટલાંક અનુવાદ ગ્રંથો પણ લખી પ્રસિદ્ધ કર્યાં કરાવ્યા હતા. આવા એક વિશિષ્ટ શિક્ષણશાસ્ત્રી, ઉત્તમ વિવેચક અને શ્રેષ્ઠ કટાક્ષકારના અવસાનથી બહેનોની કેળવણીમાં રસ લેનાર એક વિશિષ્ટ વ્યક્તિ, અને સાહિત્યકારની ખોટ આપણને અનુભવવી પડશે.

પ્રભુ સદ્ગતના આત્માને પરમ શાંતિ અર્પો.

## મોંઘવારીની મોકાણ

કેમ જીવન જીવાય—હાલમાં જીવન કેમ જીવાય.
નોકરીની તો ખરી બેકારી મોંઘવારીની હાય
દુધ ઘીના ભાવ વધ્યા તે ખાતાં ભુલી જાય
હાલમાં કેમ જીવવું ભાઇ
હાલમાં જીવન કેમ જીવાય.
જ્યાં જોયે ત્યાં મોંઘું મોંઘું કેમ ખરીદવું ભાઇ
કરકસર કરી, કરીને થાક્યા તોય પુરૂં નવ થાય.
હાલમાં કેમ જીવવું ભાઇ
હાલમાં જીવન કેમ જીવાય.
ભણવાનું તો ભુલી જવું ને ધંધે વળગવું ભાઇ
વેપારીને તો ફાવડીયા છે બેના ચારજ થાય.
હાલમાં કેમ જીવવું ભાઇ
હાલમાં જીવન કેમ જીવાય.
ભણવાનું સૌ મોકુફ રાખો વિનવું તમને ભાય
બી. એ. એલએલ. બી. ચાન્સની વાત છે નહીતર એળે જાય.
હાલમાં કેમ જીવવું ભાઇ
હાલમાં જીવન કેમ જીવાય.
છેવટે મારો વિચાર એવો કરવો મોટો વેપાર
બેના ચારને ચારના આઠ હાં કરવા એ નિરધાર.
હાલમાં જીવવું એ રીતે આ વાર
હાલમાં જીવનનો એ સાર.

શ્રી. ગંગાદાસ જીવરાજ

# લાડુભટ્ટ

○

મારું નામ લાડુભટ્ટ
મારી વાત સીધી સટ—મારું૦

ગોળ ગોળ લાડુની ગોળી
ગળતો હું ઝટપટ
ગોળ ફાંદ પર હાથ ફેરવી.
ઘોંડું ઘરરર ઘટ્ટ—મારું૦ ૧

દાળશાકની સામે ન જોઉં
લાડુ કરતો ચટ
ભાત અથાણાં આવે વચ્ચે.
તો કહું કે જા હટ—મારું૦ ૨

લચપચતા લાડુ જમવાની
મને પડી છે લત.
ભલે દુનિયા દુઃખી સુખી
બસ મારે શી નિસ્બત—મારું૦ ૩

ગોળગોળીઓ ગળીગળીને
થયો શરીરે લટ્ટ.
ઘટ્ટ અંગને ઘટ્ટ અવયવો
પાડે મારો વટ—મારું૦ ૪

સૂરજ ચાંદો મુજને જોતાં
છુપાય વાદળ પટ
ભુલથી ભટજી ગળી જશે તો
થશે હાનિ હરકત—મારું૦ ૫

શ્રી મહીપત જોષી



# ગપ્પીદાસ

નાનકડું એક ગામ હતું, તેમાં એક કુંભારં રહે, તેનું નામ વિઠ્ઠલદાસ.

વિઠ્ઠલદાસ ખોટી ખોટી ગપો ફેંકવામાં ઘણો જ હોંશિયાર, ગામના લોક આગળ તે મોટી મોટી ગપો ફેંકે અને બધાને બનાવે. આથી લોકોએ તેનું નામ ગપ્પીદાસ પાડયું.

એક વખત ગામના કેટલાક લોકોએ વિઠ્ઠલદાસ (ગપ્પીદાસ) ને કહ્યું. " અલ્યા, ગપ્પીદાસ ! તું તારી બધી ગપો આજે જંગલમાં જઇ ખાડો ખોદી ખુબ ઉંડે દાટી આવ ! "

" હા, કબુલ ! પણ એક શરત " ગપ્પીદાસ બોલ્યો.

" કઇ ? " લોકોએ પુછ્યું.

" —કે પછી તમારે મને ગપ્પીદાસ કહેવો નહિ, પણ વિઠ્ઠલદાસ કહેવો, બોલો કબુલ છે ? " ગપ્પીદાસે જવાબ દીધો.

" હા, હા, કબુલ છે ! જા. "

ગપ્પીદાસ ત્યારે બોલ્યો, " સારૂં ત્યારે ! અત્યારે જ જંગલમાં જઇ હું બધી ગપો દાટી આવું છું ! "

એમ કહી તે ત્યાંથી ચાલ્યો ગયો.

***

સાંજ પડી. ગામના સૈ લોક પોતપોતાના ધંધામાંથી ગામના મુખ્ય 'ચોરા' પર એકઠા થવા લાગ્યા, અને વાતોના તડાકા મારવા લાગ્યા.

ત્યાં થોડી વારે ગપ્પીદાસ આવ્યો, તેને જોઇ કેટલાક લોકોએ પુછ્યું " કેમ અલ્યા ! ગપો દાટી આવ્યો ? "

# જાણવા જેવું

*દુનિયાના બધા પક્ષીઓમાં શાહમૃગનું ઈંડું સૌથી મોટું હોય છે. તેના ખાલી કોચલાના ૪ થી ૫ શેર સુધી પાણી અને દૂધ માય છે. આફ્રિકાના જંગલીઓ તે ઇંડાઓનો વાસણ તરીકે ઉપયોગ કરે છે.

*અંબર એ દરિયાઇ જીવડાંઓએ પોતાના મોઢામાંથી કાઢેલો એક પ્રકારનો ચીકણો પદાર્થ માત્ર છે. આફ્રિકાના પશ્ચિમ કિનારે તે વધુ પ્રમાણમાં માલમ પડે છે.

*જગતમાં સૌથી મોટું પક્ષી શાહમૃગ નહિ પણ ગુઆનો છે. તે ફક્ત દક્ષિણ અમેરિકાના પેટેગોનિઆના પ્રદેશમાં જ કોઇક જગાએ માલમ પડે છે. તે પક્ષી ગણાતું હોવા છતાં ઇંડાં મૂકતું નથી. તેની પાંખોની લંબાઇ ૮ થી ૯ ફૂટ હોય છે. તે હિંસક છે અને શિકાર કરવા માટે રાત્રે વેનેઝૂઇલાના પ્રદેશ તરફ ઉપડી જાય છે. તે પક્ષીની હગાર ખાતર તરીકે ઘણી ઉપયોગી માલમ પડી છે.

*દુનિયામાં સૌથી ઉંચામાં ઉંચો ટાવર પારીસનો ફેઇન ટાવર છે. તેની ઉંચાઇ જમીનના તળીઆથી ઉપરની ટોચ સુધી ૯૯૫ ફૂટ છે. રાત્રે જ્યારે તેને વીજળીથી પ્રકાશિત કરવામાં આવે છે ત્યારે તે ઘણો સુંદર અને ભવ્ય દેખાય છે.

*દુનિયાનું સૌથી મોટું રેલ્વે જંકશન શિકાગો છે. તેને કુલ ૧૦૫ પ્લેટફોર્મ છે અને દર મિનિટે ૧૧ ટ્રેનોની અવર જવર થાય છે.

*જગતમાં સૌથી લાંબામાં લાંબો બુગદો (ટનલ) સેન્ટ ગોથાર્ડનો છે. તેની લંબાઇ ૯ા માઇલ છે, અને આલ્પ્સની ગિરિમાળાઓને વીંધી ફ્રાન્સ અને સ્વિટ્ઝરલૅન્ડને જોડે છે.

*જગતનું સૌથી મોટામાં મોટું દરિઆઈ પ્રાણી વ્હેલ છે. પ્રાણીશાસ્ત્રના અભ્યાસીઓ કહે છે કે–તેનું પ્રજનન નરમાદાના સયોગ વગર થાય છે. તેની ઘ્રાણેન્દ્રિય અતિ તિક્ષ્ણ હોય છે.

*દુનિયામાં ખારામાં ખારૂ સરોવર મૃત સરોવર છે. તેના પાણીમાં ૫૫ ટકા ક્ષાર છે. ક્ષાર તત્વ વિશેષ હોવાથી તેના પાણીનું ઘનત્વ ઘણું વધારે હોય છે અને મનુષ્ય તથા બીજા પ્રાણીઓ તેના પાણીમાં વગર પ્રયત્ને બુચની માફક તર્યા કરે છે.-

*આફ્રિકાના કલહરીનાં રણમાં વસતા જંગલી બુશ્મેનોને ચામાચીડીયાંનો બહુ ભય હોય છે–જેટલો ભય સેટ્સે માખીનો પણ નથી હોતો.

*હાથીઓનું મૂળ નિવાસસ્થાન સૈબિરિઆ છે. નૉર્થ કેપ નજીકથી હાથીનાં ઘણાં હાડપિંજરો બરફ ખોદતાં મળી આવ્યા છે.

*ઇંગ્લાંડમાં સૌથી પહેલવહેલું દૈનિક Daily Courant ઇ. સ. ૧૬૧૨ માં પ્રગટ થયું હતું. તેનો આદ્ય તંત્રી જોસેફ એડીસન હતો. એડીસનના ઉત્તમ નિબંધો સૌથી પ્રથમ તેમાં જ પ્રગટ થતા હતા.

*મીલ્ટને જ્યારે "પૅરેડાઇઝ લૉસ્ટ" છાપખાનામાં છાપવા માટે આપ્યું ત્યારે તેની ઉંમર ૫૮ વર્ષની હતી.

શ્રી. મણીશંકર અં. રાવળ

આ માસિક વડોદરા-રાવપુરામાં ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કરે પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૧–૬–૪૪

# ગુણસુન્દરી

અને સ્ત્રીહિતોપદેશ

: : : : : જુલાઈ : ૧૯૪૪



## જીવનજોગી

卐

માનવભક્તિમંત્રથી રંગ્યાં, નિજનાં ઉર ને અંગ;
એવો અનોખો જીવનજોગી, જીતિયો જીવનજંગ.

દેવભૂમિથી દેવ પધાર્યો, માનવસેવા કાજ,
ચિંતન ચિત્તે, દેશનું નિત્યે, સજિયો સાધુ-સાજ.

સેવના કેરાં પીયૂષ પાતાં, વેરિયાં જીવન ફૂલ;
ઉત્કર્ષ કાજે લોકના જેણે, દાખવી શક્તિ અતુલ.

રંગની છાલક આજ છંટાયે, ફૂલડાં નાંખે સૂર;
આજ શો ઉત્સવ ઉરઉમંગે, ઉજવે લોક આતુર.

માનવતાની દિવ્ય પ્રતિમા, પૂજન એનાં થાય;
ભાવનો સિંધુ ઉછળે આજે, પ્રાણનાં પુષ્પ વેરાય.

—શ્રી. મૂળજીભાઈ પી. શાહ

તંત્રી : સૌ. જયવતી દેસાઈ,

સહતંત્રીઓ : સૌ. વનમાળા દેસાઈ, બી. એ.
સૌ. રમા ઠાકોર, બી. એ.

પુ. ૪૨મું | આદ્યતંત્રી અને સ્થાપક : સ્વ. જયકૃષ્ણ ના. વર્મા | અંક ૫



# નામાંકિત ડૉક્ટરો

શક્તિ માટે

# નામાંકિત દવા જ

બતાવે છે

'ઝંડુ' નામાંકિત <u>રક્તો-ફોસ્ફો-મૉલ્ટ</u> નબળાં સબળાં બધાંને ઉપયોગી છે. સાજાં માણસોની શક્તિ એનાં સેવનથી સચવાઈ રહે છે, અને માંદાંને, માંદગી પછીની નબળાઈ નાબુદ કરી, નવજીવન આપે છે.

<u>'ઝંડુ રક્તો-ફોસ્ફો-મૉલ્ટ</u> સ્વાદિષ્ટ અને શરીરે તાજગી આપનાર છે. અને તેથી નાનાં બાળકો તેમજ મોટાં સૌ કોઈ સહેલાઈથી લઈ શકે છે. તાપણ આપનાર, સ્ફુર્તિ આપનાર અને ખાસ કરીને લોહીની લાલી વધારનાર—






ઝંડુ રક્તો ફોસ્ફોમાલ્ટ

## ઝંડુ રક્તો-ફોસ્ફો-મૉલ્ટ

એક વાર અવશ્ય અજમાવો।

## ઝંડુ ફાર્મા. વર્કસ લી. મુંબઈ-૧૪

વડોદરાના એજન્ટો :—

(૧) વૈદ ભવાનીશંકર અને હરીશંકર કું,
(૨) મેસર્સ બી. એમ. ઠકરની કું.
દાક્તર પાસે, વડોદરા.







A TATA PRODUCT

આદ્યતંત્રી અને સ્થાપક : સ્વ. જયકૃષ્ણ ના. વર્મા.

તંત્રી:
સૌ. જયવતી દેસાઈ

# ગુણસુન્દરી

સહતંત્રી :
સૌ. વનબાળા દેસાઈ બી. એ
સૌ. રમા ઠાકોર બી. એ

વ્યવસ્થાપક : નટવરલાલ ઠક્કર : લુહાણામિત્ર પ્રેસ, વડોદરા

પુ. ૪૨ મું ] જુલાઈ : ૧૯૪૪ [ અંક ૫

## અનુક્રમણિકા



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂ. ૫-૦-૦ : વિદેશ માટે શિલીંગ દસ : છુટક નકલ દશ આના



પુસ્તક ૪૨મું · જુલાઈ : ૧૯૪૪ અંક ૫ મો

# વિખૂટો

: શિખરિણી :

વિખૂટો આજે સૌ પ્રિયજન થકી એકલ અહીં
અવસ્થા એકાકી અસહ નવ રે! હું શકું સહી!
ઘણી વેળા લાંબો સમય પ્રિયથી દૂર હું પડ્યો;
નથી કો દિ' આવો પ્રસહ વિરહાગ્નિ ચડભડ્યો!

કહે લોકો 'વસતી કંઈ અબજની પૃથ્વી પર આ'
મને લાગે પૃથ્વી બધી વસી ગઈ કૈંક જનમાં!
ન એ આંહીં! લાગે જગત થકી હું દૂર ક્યહિંયે
વસું ઓળા જેવું 'જગત અહિં' ખોટું ફરી રહે!
મનાવી ના મારૂં હૃદય શકું હું ફિલ્સુફી થકી.

કહું 'સારૂં વિશ્વ સ્વજન', પણ એ માનત નહીં!
ન બોલે કૈં; કિન્તુ પ્રતિધણકમાં અંતરતણી
મીઠી કૈં મૂર્તિઓ પ્રિયની ઉછળતી અણગણી!
રહે દોડી ક્યાં ક્યાં હૃદય, નવ જ્યાં હું જઈ શકું!
વસું સૌની સાથે અહિં:—ન પણ કોનેય નિરખું!

શ્રી મનતરામ રાવળ

# કવિને*

મુખ દર્દ ભર્યું વળી મ્લાન છબી,
ઉનાં આંસુડાં સારતી આંખલડી,
રડતી દિનરાત એ માવડલી.
રડતી રડતી ધ્રુસકે ધ્રુસકે માત ભારતિ અંતર શ્વાસ ભરે.
ત્યારે હાય કવિ લઇ કાં કર લેખણુ કાવ્ય કિલ્લોલભર્યાં તું કરે ? ૧

આજ આફત માત શિરે ઉતરે
ભારી ભીષણુ ભૂખમરો પ્રસરે,
હાડપિંજર રાજપથે રવડે.
રવડી રઝળી અતિ આથડતાં સૂકી રોટી વિના જન કોટી મરે
ત્યારે હાય કવિ લઈ કાં કર લેખણુ કાવ્ય કિલ્લોલભર્યાં તું કરે ? ૨

ક્રૂર કાળ કરાળની ચક્રી ફરે,
ભૂખ્યાં માનવ બાલ પિસાઈ મરે,
એનાં આક્રંદ ઘુમ્મટ આભ ભરે,
ભરતાં મરતાં સુધી અન્ન વિના પેખી ચક્ષુ તારાં ક્યમ ના નીતરે ?
ત્યારે હાય કવિ લઇ કાં કર લેખણુ કાવ્ય કિલ્લોલભર્યાં તું કરે ? ૩

છોડી જાય પતિવ્રતા નારી પતિ,
માત તાત તજે છોરૂં પ્રેમ રતિ,
આહા શી પશુતા ભરી ભ્રષ્ટ મતિ,
મતિ ભ્રષ્ટ થતાં પ્યારાં માતપિતા હણવા તનયો છુરી હાથ ધરે.
ત્યારે હાય કવિ લઇ કાં કર લેખણુ કાવ્ય કિલ્લોલભર્યાં તું કરે ? ૪

ગંદાં ગામનાં ખાતર ખૂબ ફીંદી,
અજીઠાં એઠવાડ પગેથી છૂંદી,
છૂંદતાં છૂંદતાં ધૂળ સાથ ગૂંદી,
ગૂંદી ગંધ ભર્યાં ગોતી ધાન્યકણો ખાતાં હાય જેની પજ ઉર ચીરે,
ત્યારે હાય કવિ લઇ કાં કર લેખણુ કાવ્ય કિલ્લોલભર્યાં તું કરે ? ૫

*

કર તું કવિ આ વખતે કવિતા,
ઝટ શીખવ પ્રેમભરી પ્રભુતા,
પ્રભુતા મૃદુતા વળી માનવતા,
જેથી રંક ધનાઢ્ય સુરાજવીઓ જન દુર્બળમાં નવો પ્રાણ પૂરે,
માત ભારતિ વિશ્વ વિખ્યાત થઇ લઇ અંક તુંને સ્મિત હાસ્ય કરે. ૬

શ્રી મહીપત એચ જોષી

* બંગાળના ભૂખમરાને અનુલક્ષીને લખાયેલું.

# વીરકી

## જેણે બે વૃષભોને નાથ્યા

*આખા ગામને હેરાન કરતા માતેલા સાંઢને નાથવા માટે કોઈ આગળ આવતું નહિ. એ હરાયો ઢોર આખા ગામને એક યા બીજી રીતે નુકસાન કરતો. એને નાથવા કોઈ આગળ ન આવતાં એ કામ માટે વીરકીએ હામ બીડી. એ માતેલો આખલો આખરે વીરકી સામે બકરી જેવો બની ગયો; વીરકીએ એને નાથ્યો; અને કબજે કર્યો. કહેવાતી અબળા છતાં એ સાચી વીરશ્રી હતી. એને નાથવા (!) ગામમાંથી કોઈ આગળ આવતું નહિ. આખરે એક જુવાન સામે પરણી; અને પછી......

—લેખક : શ્રી. ઇશ્વર પેટલીકર

વીરકી એ જુલુનાં સંતાનોમાં છેલ્લી હતી. એનામાં જુલુની જુવાનીનો જુસ્સો ને જોમ બંને ઊતર્યાં હતાં. એની અણીઆળી આંખ, ભમ્મર ચડાવેલો ગુમાની ચહેરો, અભિમાનથી ફૂલેલાં નાક, રુઆબમાં પીસેલા હોઠ, અકડાટમાં રહેલી ઊંચી ડોક, હાથ વીંઝતાં ખડકની માફક અણનમ રહેતા ખભા, કાપડાની કસથી તસતસીને બાંધેલા સ્તન, ફલંગો ભરી ચાલતાં ' છટાક છટાક ' થતો એનો ઘાઘરો ને એ સર્વમાં ગતા રંગની ઓઢણીમાં શોભતો એનો ઘઉંવર્ણો દેહ દરેક જુવાનને હૃદય સોંસરવો નીકળી જતો.

ઘણા જુવાનનું મન વીરકીને પરણવા તળે-ઉપર થતું, પણ એક વાત યાદ આવતાં એ દરેકનું ડોકું નકારમાં નમી પડતું.

પેલી વાતઃ એક વખત તોફાની—મદમસ્ત સાંઢ રખડતો રખડતો જુલુપુર આવી પહોંચ્યો. એને જોઈ શીમાડામાં જતાં ઢોર પાછાં ફરતાં-ફરતાં નહિ પણ છૂટ લઈને દોડતાં. ગોંદરે જતા બીજા પણ એ રસ્તે ન જતાં આડફેટ જતા. સાંઢનો કેર વધતો ગયો. એ શીમનો પાક ભેળાડે પણ કોઈથી ચૂં કે ચાં પણ ન થાય.

આનો ઉપાય કરવા એક વખત જુલુપુરના જુવાનો ભેગા થયા.

એકે કહ્યુંઃ ' એક વખત જો પગે ડફણો નાખીએ તો પછી આપણે છીએ ને એ છે. '

' ત્યારે તો બકરી જ બની જાય. '

બીજો બોલ્યોઃ ' અત્યારે તીર નથી ચડતાં પણ પછી ડાંગના ઘા પડશે ત્યારે એની વલે જોવા જેવી થશે. '

ખૂણામાં બેઠેલો એક જણ આનંદમાં આવી ગયોઃ ' સરસ ઉજાણી થાય ! '

બીજાએ ટેકો આપ્યોઃ ' આટલું દુઃખ ભોગવ્યા પછી મોજ આપણે એને ઉડાવવાના છીએ. '

એ વાતને વધતી અટકાવી એક જાતે કહ્યુંઃ ' પણ ડફણો નાખવા કોણ જશે ? ' દરેક એકબીજા સામે તાકી રહ્યા.

દૂર ઊભી રહી વાત સાંભળતી વીરકી બોલીઃ ' નભાગા જેવા ઉઠો એક વખત ભેગા થયા હતા. ત્યારથી તેમને પકડી જવી હતી તેનો ઉપાય કરવા. એક બુદ્ધિશાળી ઉંદરે કહ્યું

' બિલાડીને કોટે ઘંટ બાંધ્યો હોય તો ?' તે આવે તે પહેલાં બધા દરમાં સંતાઇ જાય. ને ડફકો નાખવાનું તમે કહ્યું તેમ ઉંદરોએ ' હા...હા...હા ' કરી મૂકી. પણ બિલાડીને ઘંટ બાંધવા કોણ જાય ? એ મહાપ્રશ્ન ઉપસ્થિત થયો–ડફકો નાખવા જેવો. એ પૂછડાવાળા ઉંદર ને તમે વગર પૂછડાના. '

એમ કટાક્ષ કરી બધાંની હાંસી કરતું એણે હાસ્ય કર્યું.

' મરવું હોય તે જાય. ' એકે શરમાતાં શરમાતાં કહ્યું.

' જાનવરની જાત એનો શો ભરોસો ? ' બીજો બોલ્યો.

' મને તમારી દયા આવે છે, નહિ તો હમણાં હું ડફકલાં નાખી દઉં. ' વીરકીએ કહ્યું:

' અમારી ! ' બધા એકસામટા બોલી ઊઠ્યા.

' તમારી નહિ પણ તમારી મૂછોની. ' મૂછો બતાવતાં વીરકીએ કહ્યું: ' ને એક વખત મૂછો મૂડાવાનું કહેતા હો તો મારે એ કામ કરી આપવું. '

એની શરત સાંભળી બધા વિચારમાં પડ્યા. ને કંઇક વિચાર કર્યો હોય તેમ સર્વેએ કહ્યું: ' કબૂલ ! '

' કબૂલ ? ' વીરકીએ ખાતરી માટે સામો પ્રશ્ન કર્યો.

' કબૂલ ! કબૂલ ! '

' ત્યારે જોવું હોય તો ઉગતા સૂરજે આવજો એ હોય ત્યાં. ' આમ બોલી એની હમેશની છટાથી વીરકી પાણીના રેલાની માફક ચાલી ગઈ. પાણી જતાં ભીનાશ રહે તેમ તેનાં ધૂળમાં પડેલાં પગલાં રહ્યાં.

જુલુએ આ વાત જાણી ત્યારે એણે પુત્રીને ઘણી સમજાવી. પણ એ એકની બે થાય તો પછી વીરકી શાની ?

' બાપા ! જીવથી જઇશ તો ય ઓછી તમારો વંશ જવાનો છે ? ' એ છેલ્લું વાક્ય બોલી એણે પિતા સાથે આગળ દલીલ ન કરી તેમ ન તો વિચાર ફેરવ્યો.

***

સૂર્યનારાયણે ઉંઘ ખંખેરી આંખ ઉઘાડી, ને ઉઘડેલી આંખમાંથી તેજના પુંજ પૂર્વમાં છંટાયા. એ પ્રકાશનું પરાવર્તન પૃથ્વી ઉપર પડી અજવાળું થયું ત્યારે વીરકી નવો ઘાઘરો–ઓઢણી ને કાપડુ પહેરી હાથમાં ડફકો લઇ નીકળી હતી. સૂર્ય તેનું પરાક્રમ નીરખવા ઉતાવળો ઉતાવળો ઊંચે ચડતો હતો. સારુંય ગામ કુતૂહલ વૃત્તિથી જોવા ઉમટ્યું હતું. નિરાશ થએલો જુલુ બાલોડાં લઇ નીકળ્યો.

અજિત મનાતો આખલો જુલુપુરથી થોડે દૂર રેલવેના રસ્તા આગળ આખી રાત હરાયો માલ–ચરી–લાંબા પગ કરી પડ્યો હતો. ગુમાન તો બંનેને હતું–આખલાને એના બળનું; વીરકીને એની જુવાનીનું. વીરકીએ આખલાને દૂરથી જોયો, પણ તેની ગતિમાં કંઇ મંદતા ન આવી. પ્રેક્ષક તરીકે લોકો દૂર સંતાઇને જોતા હતા. ને ગુમાન સાથે એનો જીવ ન જાય માટે કામઠાં ઉપર તીર–પલાણેલા અશ્વની માફક કેટલાકના હાથમાં તૈયાર હતાં, વીરકીએ કમરમાં ખેંચતાં ફાવે તેમ છરો ખોસ્યો હતો. ને હાથમાંનો ડફકો મોટી પેંડે ઝુલાવતી ઝુલાવતી તે નજીક જતી હતી.

બળના અભિમાનમાં મસ્ત વૃષભરાજ દૃષ્ટિ ઊંચી કરી, આવતી વીરકીને જોઇ રહ્યો. પુરુષને આંજતી એની અણીઆળી આંખે તે અંજાયો હોય તેમ એ પડ્યો પડ્યો તાકી રહ્યો. વીરકીએ તેની આંખમાં આંખ પરોવી ત્રાટક રચ્યું. દૂરથી જ મનુષ્ય કે પશુને જોઈ તડૂકતો આખલો કોણ જાણે હજુ ઉંચી ડોક કરી તાકી રહ્યો હતો. શું એને આ કૌતુક લાગતી હતી ? કે પછી

વીરકીના તેજમાં અંજાઇ ગયો હતો ? ગમે તેમ પણ આજે તેની પ્રકૃતિમાં પરિવર્તન થયું હતું.

એક રાસ–વાર અંતર રહ્યું ત્યારે ત્વરિત પગલાં ઉપાડતી વીરકીના પગ થંભી ગયા–એક વાગતાં મોટર થંભે તેમ દૂર દૂરથી જોતા લોકોના ટોળામાં ગણગણાટ થઇ રહ્યો.

' આખરે બ્હી ગઇ. '

' એ તો મોંએ બોલે એટલું જ. બધા હતા એટલે ગુમાનમાં ને ગુમાનમાં ત્યાં સુધી ગઇ. '

' એની વિકરાળ આંખ જોઇ ભલ–ભલાના હાંજા ગગડી જાય તો પછી એનું શું ગજું ? '

જુલુનો જીવ તો પડીકે બંધાયો હતો. એની નજર વીરકી અને આખલા સિવાય કશું જ દેખતી ન હતી–જેમ અર્જુન લક્ષ પક્ષીનું માથું જ દેખતો હતો તેમ.

વીરકી ઊભી હતી, પણ છટા એની એ જ. યમરાજા મરણપથારી ઉપર સૂતેલા પ્રાણીનો આત્મા આંખમાંથી ખેંચે તેમ–તે ત્રાટક રચી–પોતાની દૃષ્ટિની દોરી બનાવી–પડેલા આખલાના નેત્રમાંથી તેની શક્તિ ખેંચતી હતી. તેનું સૌંદર્ય પીતો હોય તેમ આખલો સર્વ અવયવોનું ચેતન નેત્રમાં લાવી એની સામે તાકી રહ્યો હતો.

સંપૂર્ણ શક્તિ ખેંચાઇ રહી માનીને વીરકીએ આગળ ડગ દીધું. સ્પર્શ વાંચ્છતો હોય તેમ આખલો દયામણે ચહેરે તાકી રહ્યો. એક......બે......ને ત્રીજે ડગલે એ તેની પાસે પહોંચી ગઇ. ને નીચી નમી તેના ઉપર હાથ ફેરવવા લાગી.

' આ છલંગ મારી...હમણાં ઊઠયો ' એમ માનતાં દરેકનાં હૃદય થંભી ગયાં. અશક્ય માનેલા દૃશ્યને શક્ય જોતાં ઘણાએ દૃષ્ટિની ખાતરી કરવા આંખ ઉપર હાથ ફેરવી જોયો. ને આંખનું સદાય રક્ષણ કરતી પાંપણો હાલી ઊઠી.

તે નીચે બેઠી–પાળેલા પશુ આગળ માલિક બેસે તેમ ને એટલી જ હિંમતથી તેના કપાળ–આંખ–મોં ઉપર હાથ ફેરવી તેની સાથે ગેલ કરવા લાગી. ને એ કુમળા હાથનો સ્પર્શ સતત્ ચાલુ રાખવા–ઊંચી કરેલી ડોક જમીન ઉપર નાખી આખલો નિરાંતે સૂતો. વીરકીનો રહ્યો સહ્યો ભય જતો રહ્યો. તેણે માથે–પગે હાથ ફેરતાં ચારે પગે વારાફરતી ઉંચા કરી જોયા.

' આટલો ગરીબ ! ' વીરકીને દયા આવી. પણ વધતો વિજય, ઊગતી દયાને ગળી ગયો. ને ધીમે રહી તેણે વારાફરતી ગાળો બેસી દીધો. પંપાળતા હસ્તનો સ્પર્શ બંધ થતાં આખરે આંખ ઊંચી કરી. વીરકી ઊભી થઇ હતી–જાણે ઋષિના તપનો ભંગ કરાવી સ્વર્ગમાંથી ઊતરેલી અપ્સરા જવા તૈયાર ન થઇ હોય ! આખલા તરફ દૃષ્ટિ રાખી તે પાછા પગલે ધીમે ધીમે ખસવા લાગી.

દૂર જતી વીરકીને નીરખવા આખલો ઊંચો થવા ગયો ત્યારે પગનાં બંધન એણે ઓળખ્યાં. ને પછી તો પાંજરામાંથી સિંહ તાડૂકે તેમ બરાડયો. પણ બંધનમાં પડ્યા પછીનું એ વીરત્વ શા ખપનું ? ઉથામા મારી એ બેઠો થયો, પણ છોડવા જતાં એના આમસામા પગ ખેંચાયા. એણે બીજો બરાડો નાખ્યો. અર્ધે આવેલી વીરકીએ તેના તરફ દૃષ્ટિ કરી વિજયી હાસ્ય કર્યું. હારેલો–છેતરાએલો વૃષભરાજ શરમનો માર્યો નીચું જોઇ ગયો.

લોકો નજીક આવતાં વીરકીએ કહ્યું: ' કોઇએ એને મારવાનો નથી. ' તેનો હુકમ દરેકને મંજૂર હોય તેમ સર્વેએ મૌન સેવ્યું.

જુલુ પુત્રીને ભેટી પડતાં બોલ્યોઃ ' બેટા ! પુરુષથી ન થાય તે કામ તેં કર્યું ! '

'બાપા ! આ શું બોલો છો ? પુરુષથી ન બને એ કેમ મનાય ?'

'આ નજરે જોયું એ ખોટું ? આટલાં પુરુષોમાંથી કોઇની હિંમત ન ચાલી.'

'તમે આમને પુરુષ દેખતા હો તો–હું તો કોઇને પુરુષ દેખતી નથી.' એનો કટાક્ષ સાંભળી દરેકને ભોંયમાં પેસી જવાનું મન થયું.

એ પછી તેણે કોઇ દિવસ આ વાત સંભાળી પુરુષોને શરમાવ્યા નથી. પણ આવો બનાવ કંઇ ઢાંક્યો રહે ? ફરતાં ગામડાંમાં તેની વાતો થતી. ને ભીલની નાતમાં તો એ રામાયણ–મહાભારત જેવી કથા થઇ પડી.

આખલાને નાથ્યો તે પુરુષને શું ન કરે ? એમ માની તેને પરણવા આતુર ભીલો મનમાં ગાંઠ વાળી ગયા.

જુલુ એના લગ્ન માટે કોઇને પૂછતો ત્યારે સામો જવાબ તરત મળતો: 'ના, ના, સાંઢને નાથ્યો એને નાથે એવું મારા છોકરાનું ગજુ નહિ. કોઇ બીજો ગોતી કાઢજો.'

ને એ વાત વીરકી જાણતી ત્યારે જુલુને કહેતી: 'બાપા ! અમસ્તા તમે મારી ચિંતા કરો છો. એક છોકરો વધારે છે એમ માનજો.'

વીરકીનો હાથ ઝાલવા તો દરેકના હૃદયમાં ગલગલિયાં થતા, પણ નિર્બળ મન થરથરી જતું ને કોઈ હિંમત કરતું નહિ. એમ ને એમ એ વીસ વર્ષની થઈ. એવામાં ચોરીના ગુન્હામાં સંડોવાઇ પાંચે વર્ષની જેલમાં ગએલો જેમલ છૂટીને આવ્યો. વીરકીની વાત સાંભળીને તે હસ્યો. એ હાસ્યમાં પૌરુષત્વ તરફ અભિમાન અને સ્ત્રીત્વ તરફ તુચ્છવૃત્તિ હતાં. એણે હા પાડી. પોતાથી ભાગતા પુરુષોમાંથી એની હિંમત સાંભળી વીરકી અંજાઇ. ને બંનેનાં લગ્ન થયાં.

* * *

જેમલ મૂળથી દારુડિયો ખરો, પણ એને જેલમાં ફરજીઆત એ લત મૂકવી પડી. ને કંઇક સંસ્કારનો પાતળો પાશ બેસવાથી ફરીથી એના પંજામાં ન ફસાવાનો વિચાર કરેલો. પણ ઘેર આવ્યો ત્યારે એનું એ ગંદુ વાતાવરણ !

'જેમલ ! થોડો.'

'ટીપું ય નહિ.' તે આનાકાની કરતો.

'ઓ હો હો ! મોટો ભગત ન જોયો હોય તો !' ને પરાણે પરાણે એના મોં આગળ પ્યાલી ધરી. એની દુર્ગંધે સંસ્કારનો બેઠેલો પાતળો પટ ઊતરી ગયો. તેમાંય એ પ્યાલી ગળામાં ગઇ એટલે એ રાક્ષસ વછૂટે ખરો ?

પછી તો દારુનું નામ પડતાં રાતીપીળી થઇ જાય એવી વીરકી આવી. જેમલ એની સૂગ જાણતો એટલે પીધેલ હાલતમાં કોઇ વાર ઘેર ન આવતો, પણ પાપ ઢાંકયું રહ્યું છે તે રહે ?

એક વાર અણુપરસ પીતાં જેમલે કહ્યું: 'વીરકી ! આખલો હાર્યો એ ભેદ હું આજે સમજ્યો.'

'લે, કહે જોઇ.'

'નહિ માનું તો ?'

'ત્યારની વાત ત્યારે.'

'એ તારી અણીઆળી આંખોથી અંજાઇ ગયો.'

મુખ ઉપર હાસ્યની છોળ ઉડાવતી વીરકી બોલી: 'ને તુંય આખલાની જેમ અંજાઇ ન જાય, એ જોજે.'

'અંજાઇ ગયો જ છું ને.'

'હું ના માનું.'

'કેમ ?' નાપાસ થતો વિદ્યાર્થી મુંઝાય તેમ જેમલ મુંઝાયો.

'આખલો અંજાયો ને ઘડીભર એની મારકણી વૃત્તિ વીસરી ગયો. ને તું...'

'શું ?' જેમલ સાંભળવા અધીરો થયો.

'ગોખ્ખું કહું ? દા...' જેમલ સમજી નીચું જોઇ ગયો.

'કેમ હાર્યો ને ?' એની હડપચી ઊંચી કરતાં વીરકીએ પૂછ્યું.

જેમલે મનમાં વિચાર કરી દીધો કે હવે કદી દારુને નહિ અડે. એનું મૌન એમાં સાક્ષી પૂરતું હતું.

થોડા મહિના અણનમ યોદ્ધાની માફક જેમલ અડગ રહ્યો. પણ એવામાં જુલુની માંદગી પ્રસંગે વીરકી પિયર ગઇ તેનો લાભ લેવાનું એના સોબતીઓ ચૂકયા નહિ.

'જેમલ ! જરા થોડો.'

'ટીપું તો શું પણ એની ગંધ પણ એય નહિ.'

જેમલનો એ જવાબ સાંભળી બધા તેનો ઉપહાસ કરવા કૃત્રિમ હસ્યા.

ને એકે કહ્યું: 'બધા શું કહેતા'તા ? સાંઢને નાથે એ પુરુષને શું ન કરે ?'

બીજો જેમલને બતાવતાં બોલ્યોઃ 'એ આ મૂછારા કહેતા'તા કે હું નાથું'

ત્રીજોઃ 'ને એને નાથવા જતાં સાંઢની પેઠે એ નથાઇ ગયો કે દારુની ગંધ લેતાં ય પાંચ ગાઉથી એની બીક લાગે છે.'

તાકેલું નિશાન પડયું. જેમલ બોલી ઊઠયોઃ 'એની બીક લાગે છે તેમાં નથી પીતો ?'

'ત્યારે બીજું શું ?' એકે કહ્યું.

ને પોતે અણનથાએલો છે એમ જાહેર કરવા જેમલ ફરીથી ચાલ્યો. એણે દારુ પીધો. સોબતીઓ આટલેથી ન અટકયા. વીરકીનું અભિમાન ઉતારવા જરકીને શોધી કાઢી. જરકી એ ગામમાં કેટલાકો માટે વિષયતૃપ્તિ સાધન મનાતી. એનો ધણી અશીણો હોવાથી કુટુંબની આજીવિકા મેળવવાની જવાબદારી જરકી ઉપર હતી. મૂળે થોડી ઘણી દેખાવડી– થોડો વખત મોટા ગામમાં રહેલી ને સામાન્યનો ધંધો લઈ બેઠેલી એટલે અનુભવે શીખવેલી કુનેહથી એ એવી પાવરધી થઈ હતી કે પોતાનો સ્વાર્થ સાધવા એ ધારે એને પંજામાં સપડાવતી.

એનો ઉપયોગ કરવા એકે કહ્યું: 'જરકી ! જેમલને પાડું ત્યારે હું વીરકીના માથાની ખરી.'

જરકી બોલીઃ 'વીરકીએ તો એક સાંઢ નાથ્યો. ને મેં તો એવા કેટલાયને નાથ્યા ને નચાવ્યા છે.'

'એ કેટલાય તો જુદા. આ તો વીરકીના પેંગડામાં પગ ઘાલવાનો છે.'

'એટલું જ ને ?' જરકી ફૂંદડી ફરતી અદશ્ય થઇ.

બીજે દિવસ ઊગ્યો. જેમલ ખેતરમાં જવા તૈયાર થઇ. રાતની હાંઉલી ખાટલીમાં બેઠો બેઠો, ચૂંગી ચૂસતો હતો, ને જરકી એનાં અંગ મરોડતી આવી.

'કેમ આવી ?' જરકીને ઝૂંપડામાં પેસતાં જેમલે પૂછ્યું.

નયન નચાવતાં નચાવતાં એ બોલીઃ 'અમસ્તાં તો નહિ આવ્યાં હોય.'

ને જેમલ બીજો પ્રશ્ન પૂછે તે પહેલાં એ એની સાથે અડોઅડ ખાટલી ઉપર બેસી ગઇઃ પુરુષમિત્ર બેસે તેમ સંકોચ વિના. જેમલ તો સડક થઈ ગયો.

ઊભા થતાં તે બોલ્યોઃ 'ઊઠ ! ઊઠ ! કોઇ દેખશે.'

'દેખશે તોય કોના બાપની દરકાર છે'

જેમલ ફરી બોલ્યોઃ 'ઊઠ ! ઊઠ !'

'મોટા મર્દ ના જોયા હોય તો. પોતાના ઘરમાં ફફડી જાય છે તો પારકા ઘરમાં જઇને શું ધાડ મારવાનો હતો ?' ને જરકીએ, એનો રોગ નૈતિક નહિ પણ સામાજિક છે માની ટાંકે પકડયું. જરકી એના ધંધામાં છતી. ક્ષણિક પણ વીરકી વિનાના અભાવ

ઝૂંપડામાં એ રાત-દિવસ પડી ને પાથરી રહેવા લાગી. પત્નીને ભેટવા આતુર રહેતો જેમલ હવે કલ્પનામાં પણ એની મૂર્તિ જોઇને ડરવા લાગ્યો.

વીરકી ઘેર આવી ત્યારે એની ચકોર આંખે જેમલના વિકૃત થએલા ભાવ પારખ્યા. જેમલને જોતાંજ એનું હૃદય બોલી ઊઠયું:

' આ મારો જેમલ ન હોય. નક્કી એને કોઇ ચોરી ગયું. '

વાત જાણી ત્યારે એણે કહ્યું: ' જેમલ! વીરકીનો ધણી સિંહ હોય......' સહેજ અટકી એ આગળ બોલી: ' સિંહે કદી કૂતરીનો સંગ કર્યો જાણ્યો છે? એને તો સિંહણ પણ એક જ હોય. '

જેમલને તેનો બોધ ન રુચ્યો હોય તેમ તેના ચહેરા ઉપરના ભાવ કહેતા હતા. વીરકીએ એ અદશ્ય ભાવ વાંચ્યા ને બોલી: 'સિંહણને પણ એક જ સિંહ હોય. ને પોતાના સિંહને બીજાની સોડમાં સૂતેલો એ ન સાંખે. જા–આટલો વખત તારો ગુન્હો ભૂલી જાઉં છું.'

' હું ગુન્હેગાર? ને તેય તારો? ' જેમલ એ નહોતો બોલ્યો. એનું ધણીપણું અંદરથી બોલતું હતું.

હા. કેમ? ' ન ડરતાં–ન ડારતા વીરકીએ કહ્યું.

' તું મને નથી લાવી, પણ મેં તને આણી છે. ' જરકીનું ચઢાવેલું પાણી જેમલના મોંમાંથી નીકળતું હતું.

' હું કંઇ ગાય કે ભેંસ નથી કે તું વેચાતો લાવ્યો હોઉં. '

' તેં સાંઢ નાથ્યો હોય એ ગુમાન તારા બાપને ઘેર. અહીં તો તું બાયડી છે ને બાયડી તરીકે રે'વું પડશે. ' ને હિંમતનાં પાણી વધતાં ચાલ્યાં: ' બાયડીનો ગુન્હેગાર ભાયડો કદી સાંભળ્યો છે? '

' એટલે તું ગમે ત્યાં ફરે ને હું જોયા કરું? '

' સૃષ્ટિ મંડાઇ ત્યારથી બાયડીઓ જોયા કરે છે.....'

' ને ભાયડા ફર્યા કરે છે. ' જેમલનું અધુરું વાક્ય ઉપાડી લઇ વીરકી આગળ બોલી: ' સિંહણ ન જોયા કરે. વીરકી સિંહણ છે ને ફરી એ નહિ સાંખે એટલું યાદ રાખજે. '

એ પછી એ બંનેનો પતિપત્નીનો સંબંધ ગબડતો ગબડતો ઉંદરબિલાડીનો થઇ ગયો. સિંહણથી વીરકીએ એને પોતાના પાશમાં ખેંચવા ખુશામત ન કરી. ને એનાથી દૂર ભાગતા જેમલને જરકીએ એના ઝેરી પાશમાં વીંટયેજ રાખ્યો.

આમ સૂતરને કાચે તાંતણે ટકી રહેલો એ સંબંધ એક નવા આંચકાનો ભાર ન ઝીલી શકયો. રોટલા ઘડી વીરકી ઉતાવળી ઉતાવળી ખેતરમાં ગઈ ત્યારે ધણીને જોઇ ખેતરમાં પેઠેલો ચોર લપાતો–છુપાતો નાસે તેમ–એણે જરકીને જતી જોઈ.

જેમલ તો જાણે કશું જાણતો જ ન હોય તેમ ગોફણમાં પથરો લઇ ચક્કર ચક્કર ફેરવવા લાગ્યો. અત્યાર સુધી નિરાંતે ચણતાં પક્ષીઓ ગોફણમાંથી ગોળો છૂટે તે પહેલાં ' હે...એ...એ...ડે 'ના સુપ્પમાંથી નીકળતા અવાજે પાંખો ફફડાવતાં ઊંચે ચડી ગયાં.

' જેમલ! ' વીરકીનો અવાજ આવ્યો. ને જાણે હમણાં જ એને દીઠી હોય તેમ એણે પૂંઠ ફેરવી.

જેમલ ન બોલ્યો. એને શું બોલવાનું હતું?

વીરકી બોલી: ' જેમલ! કુતરા સાથે સિંહણ ન રહી શકે. રહે તો એની જાત લાજે. વીરકી સિંહણ છે, એ કદી કૂતરી નહિ થાય. ને કૂતરો સમજી બેઠેલો સિંહ એની જાત ઓળખશે ને પછી સિંહણ શોધશે તો જરુર મળશે. '

ને રોટલા નીચે મૂકી, સહેજ પણ પાછું વાળી જોયા વિના એ આવી હતી એ રસ્તે પાછી વળી. સાંજે જેમલ ઘેર આવ્યો ત્યારે એને ખબર પડી કે એ જુહાપુર પહોંચી ગઇ હતી.

એકાદ વરસમાં ઘેર ઘેર ભટકતી જમ્નીના સંબંધથી જેમલ કંટાળી ગયો. ને પછી તો એ સંબંધ કાયમનો તૂટી ગયો. જેમલનું મન ફરીથી વીરકીનું જ ભજન કરી રહ્યું. વીરકીના જતી વખતના શબ્દો યાદ આવ્યાઃ

' વીરકી સિંહણ છે. એ કદી કૂતરી નહિ થાય. ને કૂતરો સમજી બેઠેલો સિંહ એની જાત ઓળખશે ને પછી સિંહણ ગોધશે તો જરુર મળશે. '

એ શ્રદ્ધાએ જેમલ એને તેડવા ગયો. વીરકી સહેજ પણ આનાકાની કર્યા વિના એની સાથે ચાલી નીકળી પણ એ દિવસથી જેમલનું જીવન તદ્દન બદલાઇ ગયું. નવરાશના વખતમાં એ ભજન ગાતો અને રાત્રે વાળુ કરી ફળિયાના છોકરાંને અલકમલકની વાતો કહેતો.

નાનાં છોકરાં એને ભગત કહેતાં, પણ એના જૂના ગોઠીઓ રસ્તે જતો હોય ત્યારે કહેતા ' જેમલ ! સાંઢ નથાઇ ગયો ને ? '

તેનો પ્રતીકાર ન કરતાં જેમલ કોઇ કોઇ વાર કહેતો ' સાંઢને તો નાથ જ શોભે. '

# દક્ષિણહિંદના સંગીતરાજ્ઞી

# શ્રી. શુભલક્ષ્મી

પરિચયકાર :
શ્રી. કાન્તિ ઉપાધ્યાય

❊દક્ષિણહિંદનાં સ્વરકિન્નરોમાં શ્રી. શુભલક્ષ્મીનું વિશિષ્ટ સ્થાન છે. આજે ફિલ્મીદુનિયાનાં જીભે રમતાં ગીતોની સરખામણીમાં આ સ્વરસમ્રાજ્ઞી-ના કંઠદ્વારા વહેતા સંગીત રસસુધાનું પાન કરી એમની એ કલા પ્રત્યે અનેકોએ 'ધન્ય, ધન્ય'ના ઉદ્‌ગારો ઉચ્ચાર્યા છે. એમનો સંક્ષિપ્ત જીવન પરિચય એ કલા રસિકો માટે યોગ્ય થઇ પડશે.

શ્રીમતિ શુભલક્ષ્મીને જોતાં જ આપણા મન ઉપર એની પ્રતિભાની ઊંડી છાપ પડી આવે છે અને એની કલાની ઝાંખી એના ચહેરા ઉપરથી જ થઇ જાય છે.

એ નાનપણથીજ કીર્તિ અને કામિયાબી મેળવતાં આવ્યાં છે અને જ્યારે એ હિઝ માસ્ટર્સ વૉઇસની રેકર્ડો ઉતારી જતાં ત્યારથીજ લોકોનું ધ્યાન એમના તરફ દોરાયેલું છે.

એમની કાળી ઘેરી આંખો, કોઇ શિલ્પી કે કલાકારનું ધ્યાન આકર્ષે તેવી છે અને એમાં બાળપણથી જ કોઇ જબરા નારી–રત્નની શાંત છબિનો ખ્યાલ આપતી ઘણાને દેખાઇ છે. એમનું હાસ્ય ચહેરા ઉપરની સઘળી દિલસોજીને આવરી લઇ આપણને માત્ર પ્રસન્નતા અનુભવાવે છે.

બાળપણથી નામના મેળવવાની મહેચ્છા સાથે સ્વમાન અને થોડા દ્રઢાગ્રહને પરિણામે એ અત્યારે આટલી ઊંચી કક્ષાએ પહોંચી શક્યાં છે. ઘણી ઘણી મુશ્કેલીઓનો સામનો કરી એમણે પ્રગતિ સાધી છે અને ભવિષ્યમાં કલાની આલમ એમના તરફ મીટ માંડી જોઇ રહી છે.

સંગીતપ્રિય માતાની કુખે જન્મ લઇ સંગીતના જ વાતાવરણમાં મહાલી તેઓએ સંગીતને જ જીવનસર્વસ્વ બનાવી મૂક્યું છે અને એમની રગેરગમાં એ કલાનો પ્રાણ પુરાયેલો છે. છતાં એ સંજોગેનું સંતાન છે એમ માનવાને કંઇ કારણ નથી. ખરેખર એમનામાં અનોખુ વ્યક્તિત્વ મોજૂદ છે અને એ સંગીતને માટે નિર્માણ થઇ જન્મેલાં છે એમ માનવાને અનેક કારણો છે.

સિનેઆલમમાં જ્યારે ગમે તેવા માણસો કલાકારનું લેબલ લગાવી ફરતાં હોય છે ત્યારે દુનિયામાં સાચા અને સંપૂર્ણ કલાકાર તરીકે ટકી રહી માત્ર પોતાના શક્તિ અને સામર્થ્યથી જ નામના મેળવી અજોડ કલાકાર બની રહેવું એ કંઇ સહેલું તો નથી જ. નૃત્ય, ગાન, રેડિયો, ગ્રામોફોન કે રંગભૂમિ ઉપર હાથ અજમાવી જવાથી કંઇ મહત્તા મળી જતી નથી કે પછી માત્ર જાહેરખબરથી પાત્રતા સાબિત થતું નથી; એમાં તો સાચું કૌવત જોઇએ છે. અને એ શ્રી. શુભલક્ષ્મીમાં નિસર્ગદત્ત છે એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી.

જ્યારે એ સોળ વર્ષનાં હતાં ત્યારે આગળ પડતાં સંગીતકાર તરીકેની તેમની કીર્તિ ચોમેર પ્રસરી ચૂકી હતી અને, હિંદ કે સિલોન વગેરે સ્થળે મોટી મોટી સંગીત સભાઓમાં પ્રથમપંક્તિમાં એમનું નામ રહેતું.

શ્રી. શુભલક્ષ્મીને શરૂઆતથી જ યશ મળવા માંડ્યો છે અને એમની મોહક આકૃતિ ઉપરાન્ત એમનામાં અનોખી સર્જકશક્તિ ભરેલી છે, જે એમની મહત્તાનો સાચો ખજાનો છે. ગમે તેવું ગીત એક વાર સાંભળ્યા પછી એ તરત જ પોતાની કલામાં એને સમાવી લે છે અને એને પોતાના કંઠમાંથી પસાર કરી મધુરતા સાથે પાછું આપી શકે છે, જાણે એક પેણીમાંથી તળાઇને જલેબી ચાસણીની કઢાઇ-માંથી મિષ્ટ બનીને ન આવતી હોય ! બીજી ભાષાઓ કે પ્રદેશનાં સુંદર ગીતોને એ પકડી શકે છે અને સુંદર રીતે ગાઇ શકે છે અને તે પણ સંપૂર્ણ classical દૃષ્ટિ સાચવીને. આ રીતે કલા અને વૈવિધ્યનો સંબંધ એ સરસ રીતે કરી સાધી છે અને આખા હિંદને એક જ કંઠ ઉપરથી વહેવડાવવાની અજબ શક્તિને કેળવતાં કેળવતાં એ અનોખી સિદ્ધિ મેળવી રહ્યાં છે. ટાગોર, ગાંધી કે અરવિન્દને એમની કલામાં સ્થાન આપી સંગીતની દૃષ્ટિએ એમના તરફ આપણો ભાવ જગાવે છે. આ રીતે એમનામાં નવીનતા પણ છે. નરસિંહ કે ગાંધી સુધી એ સૂરનું લંબાણ કરી શકે છે; અરે વેદકાળની ઋચાઓ પણ એ ગાઈ શકે છે અને એ રીતે આપણી સંગીત-સમૃદ્ધિને સારી ન્યોચ્છાવર કરી દે છે.

દક્ષિણમાં એમને સાંભળવા લોકોનો માનવ મહાસાગર ઊલટે છે અને કૌમુદી સુંદરબાલાની માફક સંગીત જલસાઓમાં એમણે રેકર્ડ નોંધાવેલો છે. એમના સંગીતને એકતાન થઇ સાંભળનાર લોકો એમની સાચી મહત્તા પૂરવાર કરી આપતા હોય છે.

યુવાન વયે અને નાની ઉંમરથી આટલી કીર્તિ કમાનાર બહુ જ ઓછાં હોય છે. એમના કંઠમાં સઘળા ભાવ અને બધા તરંગો એકીસાથે ભરેલા છે. એ ઘોષ સાથે ગાઇ શકે છે અને વીણાની મધુર સૂરાવલિ માફક પણ ગાઇ શકે છે. એમના સંગીતમાં યૌવનનું નૂર અને આત્માની અભિનવતા છે અને એ એમના કંઠમાં વૈવિધ્ય પૂરી કુમાશ અને ધ્વનિની અજબ મિલાવટ કરી અવનવા રંગ ભેળવી જીવંત સંગીતની સ્વતંત્ર છણાવટ સાથે અજોડ પ્રતિભા દાખવે છે. ઊંચામાં ઊંચો સૂર એ સરળતાથી ખેંચી લઇ બુલબુલના ઉડ્ડયનની માફક એ વળાંક લઇ ચડાવી કે ઉતારી શકે છે. અને આને જ કલા કહી શકાય. ભલભલા ઉસ્તાદો પણ આવી જાતના પલટાઓમાં ક્યાંક થાપ ખાઇ જતા હોય છે, જ્યારે શ્રી. શુભલક્ષ્મી સ્વાભાવિક રીતે જ આ બધું કરી શકે છે અને એ જ એમની મહત્તાનું કારણ છે.

Classical ગાયિકા તરીકેની નામના ઉપરાંત એમની પ્રાસાદિકતા એમને વધારે લોકપ્રિય બનાવે છે અને એટલેજ એમનું સંગીત જનતાને ખૂબ ગમી જાય છે. કારણ, સંગીતને કાન કરતાં હૃદય જોડે વધારે સંબંધ હોય છે. અને એમની દૃષ્ટિ સંગીતના શાસ્ત્ર કરતાં વધારે તો કલા ઉપરજ નિર્ભર છે-જો કે શાસ્ત્રીયતાને એ કદીય ચૂક્યાં નથી અને એ દૃષ્ટિએ જોતાં એ શાસ્ત્રીય ગાયિકા જ છે.

આ બધું હોવા છતાં એમને ફિલ્મની દુનિયાનું આકર્ષણ જલદી લાગી ગયું છે. પ્રથમ પ્રયત્ને એમને જોઇએ તેવી પ્રશંસા પ્રાપ્ત થઇ શકી નથી, જેવી બીજી અભિનેત્રીઓને મળી ગઇ છે. છતાં આર્થિક લાભ થયો છે અને આજે એમની માસિક આવક હિંદમાં સૌથી વધારે છે, પણ આનું કારણ તો હિંદના દરેક કલાકારની આગળ હોય છે તેમ ધનપ્રાપ્તિનું જ છે. કલા કરતાં પૈસાનું મહત્ત્વ વધી પડવાથી કલા ગૌણ સ્થાને રહી જતી હોય છે અને એવું એમને માટે બને એ સંજોગોને આધીન છે, સમયનું કારણ છે. કારણ, એમની આર્થિક સ્થિતિ તદ્દન નબળી હતી અને એ

મુશ્કેલી દૂર કરવા માટે એમણે એને પ્રાધાન્ય આપેલું. છતાં એ કલાપ્રવૃત્તિના વેગને જાળવી રહ્યાં છે એ ખરેખર પ્રશંસનીય તો છે જ.

આપણી સિનેસૃષ્ટિ કંઇ બહુ ગૌરવ લેવા લાયક નથી અને તેમાં પણ સંસ્કારને નામે તો મીંડું જ છે. ન્યુ થિયેટર્સ કે પ્રભાતના પ્રયત્નો પણ આ દિશામાં ગોથાં ખાય છે. હિંદીની જેમ તામિલ બોલપટ પણ ખરાબ છે અને એમને કલાની અધોગતિ કરતાં જ આવડે છે. એમના દેવોની પણ એ વિડંબના કરી શકે છે. ઉપરાન્ત સ્વતંત્ર સર્જનશક્તિ અને કલ્પનાશક્તિની ખોટ તો છે જ. આવા આવાં કારણોને લઇને આ ક્ષેત્રમાં માણસની જોઇએ તેવી કિંમત અંકાતી નથી. પૈસા એકલાથી કંઇ કિંમત ન કરી શકાય.

વળી કૌટુંબિક સંજોગોને કારણે શ્રી. શુભલક્ષ્મીને સ્વતંત્ર કારકિર્દિ ઊભી કરવાની જરૂર પડી. આમ કરતાં એમને ઘર, માતા અને સર્વસ્વ છોડવું પડેલું. એમાં વળી માંદગી અને માનસિક લાગણીએ સાથ પુરાવ્યો. છતાં એ આગળ માર્ગ શોધી શક્યા છે અને આજે એ બધાને દૂર કરી સ્વસ્થ થઇ શક્યાં છે ત્યારે એમને યુવાન વયમાં કંઇક કરી જવાની તાલાવેલી લાગી છે.

આ રીતે સામનો કરવામાં અને સહન કરવામાં ઘણું ઘણું વેઠવું પડે છે, એ બરાબર સમજી એમણે એમના સ્ત્રીત્વને દીપાવી કલાની ઝગતી જ્યોતને અજવાળે અજવાળે ડગ માંડ્યાં છે. થોડા વખત પહેલાં મુંબઇમાં ભરાયેલી સંગીત પરિષદમાં તેમણે પોતાનું સ્થાન ઊંચી અજબ રીતે આગળ ગણાવી લીધું છે એ તો સૌને વિદિત છે, અને દક્ષિણ હિંદના ગાયકોમાં એમનું સ્થાન પહેલું છે.

ઉસ્તાદો અને વિદ્વાનો હિંદમાં ઘણા છે, પણ એ એનો ગુણેળ સાદી કલામાં બાંધ કે લાગણીને હલાવી મૂકે, માનુષોનાં ટોળે ટોળાંને મૂક બનાવી સંગીતના મધુર રસે તરબોળ કરી નાખે એવાં તો થોડાંક જ છે અને થોડાકમાં શ્રી. શુભલક્ષ્મીનું સ્થાન આવી જાય છે. ગાનનાં બન્નેને શાસ્ત્રીય રીતે કે ભાવની રીતે એ સરસ ખાલીમાં ખીલવી શકે છે. 'યાદ આવે ઘા' આવે' કે 'મને ચાકર રાખોજી' અથવા તો 'હરિ ત્યાગનની અવાજ', જેણે એક વાર એમના કંઠે ગવાતું સાંભળ્યું હોય તે એમને ભૂલી ભૂલી શકેન જ નહિ.'

શ્રી. કનુભાઇ જેવાની છબી એમની મુલાકાતે પ્રશંસા કરે છે તો એમની પીંછી શું ન કરી શકે?

☆

# ઘેલછા

તારાં હૈયાનો સાદ હું સૂણી, કે કેમ આજ ઘેલી બની
રૂડાં દીલના દીલાવર સાથી, કે કેમ આજ ઘેલી બની
તારાં હૈયાનો રંગ નો માણ્યો, કે કેમ આજ ઘેલી બની.
મારાં મનડાનો રંગ તેં પૂર્યો, કે કેમ હું ઘેલી બની?
મારાં જીવનના જ્યોતિષે જાણ્યો, કે હું આજ ઘેલી બની.
મારાં જીવનસંગાથ તેં સાધ્યો, કે હું આજ ઘેલી બની
મારાં નયણાંનું નૂર તેં પીધું, કે હું આજ ઘેલી બની.
મારાં પગે તેં ખોડ સૌ પૂરી, કે હું આજ ઘેલી બની.
લાગ્યો તારા દીલડાનો આજ મને નેડો, કે હું આજ ઘેલી બની.
આવી બેઠો મારા હૈયાની ટોચે, કે હું આજ ઘેલી બની

શ્રી. પુષ્કર ચંદરવાકર

# નાની વહુ ▲સ્ત્રીઓના કલ્યાણનો એક ઘરગથ્થુ પ્રયોગ▲

:લેખિકાઃ—
કુ. ભાનુમતી તારાચંદ અડાલજા

એક સંયુક્ત કુટુંબ હતું. પતિપત્નીને પાંચ પુત્રો અને બે પુત્રીઓનો પરિવાર હતો. પુત્રો પરણેલા હતા અને તેમાંના ચારને ઘેર તો બાળબચ્ચાં પણ હતા. પુત્રીઓ બંને કુંવારી હતી. સૌથી નાના પુત્રનું લગ્ન થોડા સમય પહેલાં જ થયું હતું. તેની સ્ત્રી હજુ તેને પિયર જ હતી. બંને પુત્રીઓ સાથે ઘરમાં કુલ સાત સ્ત્રીઓ હતી. તેઓ ધારત તો સૌ ઘરનું કામકાજ સલાહ-સંપ ને શાંતિથી કરી શકત. પણ દુર્ભાગ્યે એકબીજાને બનતું નહોતું. તેઓ એકબીજાની ઈર્ષા અને ઘરકામમાં ચોરી કરતી હતી. સૌને મનમાં એમ હતું કે મને ઓછામાં ઓછું કામ ને વધારેમાં વધારે આરામ મળે. આખો દિવસ આ મેં કર્યું ને તેં ન કર્યું એવો ચડભડાટ ચાલ્યા કરતો. ઘરમાં અશાંતિ ને કલહનું સામ્રાજ્ય છવાતું હતું.

આ અરસામાં સૌથી નાના પુત્રની વહુ પિયરથી આવી. તે ખાનદાન કુટુંબની પુત્રી હતી. નાનપણથી જ તેને સારા સંસ્કાર મળ્યા હતા. આવા અશાંતિના વાતાવરણમાં આવીને તે ગભરાઇ ગઇ. પોતાની સાસુ અને જેઠાણીઓને આમ અંદર અંદર લડતી જોઇને તે એક દિવસ રડી પડી, અને અત્યંત આર્દ્રતાથી મનમાં ને મનમાં પ્રભુને પ્રાર્થવા લાગી—' હે પ્રભુ ! શું આવું જોવા ને સાંભળવા જ તેં મને આ ઘરમાં મોકલી છે ? અહીં તો હું એક દિવસ પણ નહિ રહી શકું. રાતદિવસ થતો આ કંકાસ મને નથી ગમતો. કોણ જાણે પાછલા જન્મમાં મેં શું યે પાપ કર્યાં હશે કે જેના પરિણામે મારું લગ્ન આ ઘરે થયું.' એને લાગ્યું કે જાણે કોઇ તેને સાંત્વન આપી રહ્યું છે, ' બેટા, તું ગભરા નહિ. આ ઘરને સુધારવા માટે જ તને અહીં મોકલવામાં આવી છે. તારા જેવી સંસ્કારી સ્ત્રીની અહીં જ આવશ્યકતા છે. '

આવા વચનોથી નાની વહુને પ્રોત્સાહન મળ્યું. તેની ગભરામણ ઉડી ગઇ. મનમાં ને મનમાં તેણે પોતાના કર્તવ્યનો નિશ્ચય કરી લીધો.

પ્રથમ તો આ કલહનું મૂળ જાણવા તેણે પ્રયાસ કર્યો. તેને જણાયું કે તેની સાસુ, જેઠાણી તથા નણંદોએ અંદરોઅંદર ઘરનું કામ વહેંચી લીધું છે. સાસુ તથા નણંદો ઉપર ઉપરનું કામ કરતી હતી, અને વહુઓ વારા પ્રમાણે રસોઇ બનાવતી હતી. બીજા નાના મોટા કામો માટે પણ વારા બાંધેલા હતા. પરંતુ આમાંથી દૈવયોગે કોઇ માંદુ પડે તો તેનું કામ કરવા બીજી વહુઓ આનાકાની કરતી, અને એ તો ખોટું બહાનું કાઢે છે એવી ટીકા કરતી. લડાઇનું બીજું કારણ ખાવાપીવાની વાતમાંથી ઉપસ્થિત થતું. ઘરમાં કોઇ વાર બહારથી સારી વસ્તુ આવે તો દરેકને એમ થતું કે સારામાં સારી ચીજ વધારેમાં વધારે પ્રમાણમાં પોતાને મળે. બસ એમાંથી જ ઝઘડો શરૂ થતો, અને ગાળાગાળી પર વાત આવી જતી. કોઇ કોઇ વાર નજીવી બાબતને મોટું સ્વરૂપ અપાતું. એકાદ બાઇનું બાળક બીજી બાઇના બાળક સાથે લડી પડે

તો તે બંનેની માતા એક બીજાને કડવી વાતો સંભળાવતી.

આ બધું જોઈને નાની વહુને બહુ દુઃખ થતું. જ્યારથી એણે ઇશ્વરી આદેશ સાંભળ્યો ત્યારથી આ ઝગડાનો નિકાલ આણવાનો ઉપાય તે શોધવા લાગી. એને લાગ્યું કે ઇશ્વરે આ રીતે તેને સેવા કરવાનો સુંદર અવસર આપ્યો છે.

એક દિવસ તે કોઇ ન જાણે તેમ તેની સૌથી મોટી જેઠાણી પાસે ગઇ. તે દિવસે સવારની રસોઇ બનાવવાનો વારો એ જેઠાણીનો હતો. નાની વહુએ જેઠાણીને કહ્યું, ' ભાભીજી ! હું તમો બધાથી નાની છું. હું હોઉં છતા આપ રસોઇ બનાવો એ યોગ્ય ન ગણાય વળી આપને તો બાળબચ્ચાની સંભાળ પણ રાખવી પડે છે. મારે બીજું કંઇ કામ નથી એટલે તમારો રસોઇ કરવાનો વારો મને સોપી દયો તો સારૂં.'

જેઠાણીએ પહેલાં તો આનાકાની કરી; ' વહુ, હમણાં તો તમારે ખાવાપીવા અને પહેરવા ઓઢવાના દિવસો છે. હમણાં તો લહેર કરો, સંસારના સુખો ભોગવી લ્યો. પછી અમારા જેવું વૈતરૂં તો કરવાનું જ છે ને !'

નાની વહુ કરગરવા લાગી, ' ભાભીજી ! હું તમારા પગે પડું છું. મને નિરાશ ન કરો. અત્યારે તો મારે કામ કરવાના દિવસો છે. અત્યારથી તમે મને એશઆરામી કરી મૂકશો તો આગળ મારૂં શું થશે ? જરૂર મારાથી કોઇ અપરાધ થયો છે તેથી આપ મને આ અધિકાર નથી સોંપતા.'

નાની વહુ રડવા જેવી થઇ ગઇ તે જોઇ જેઠાણી તેની વાત નકારી ન શકી. તેણે પોતાની વારી તેને સોંપી દીધી. આવી રીતે નાની વહુએ વિનયપૂર્વક ધીરેધીરે દરેક જેઠાણીની વારી લઇ લીધી. બધાયની રસોઇ કરવાની વારી પોતાના માથે લઇને તે ખૂબ ખુશ થઇ. રોજ સવારે તે કાળજીપૂર્વક રસોઈ બનાવતી ને બધાને ખવડાવી પીવડાવીને પછીજ પોતે ખાતી. આમ કરવામાં તેને થાક કે કંટાળો નહિ પરંતુ ઉલટું સુખ લાગતું હતું. દિવસે દિવસે તે બમણા ઉત્સાહથી કામ કરવા લાગી. તે સ્ફુર્તિથી સુંદર અને સ્વાદિષ્ટ રસોઇ બનાવતી. વાતવાતમાં બધી સામગ્રી તૈયાર કરી લેતી. કોઈ વાર કોઇ મહેમાન અચાનક આવી ચઢે, તો પણ તે અકળાતી નહિ. તેને માટે પણ તાબડતોબ રસોઇ બનાવીને તેને ભાવપૂર્વક જમાડતી. કારણ કે એ કામ પોતાનુંજ સમજતી. તેનો આ અદ્ભુત સેવાભાવ જોઇને સૌ કોઇ તેની પ્રશંસા કરવા લાગ્યા.

એક દિવસ તેની સાસુએ તેને પોતાની પાસે બોલાવી અને હેતુપૂર્વક કહ્યું, ' બેટા, તેં આ શું કર્યું ? બધાના વારા તેં તારા માથે કેમ લઇ લીધા ?' તેણે નમ્રતાથી જવાબ આપ્યો, ' માતાજી.' મારા માબાપે મને એવી શિખામણ દીધી હતી કે આ શરીર તો એક દિવસ માટીમાં મળી જવાનું છે. જેમ બને તેમ બીજાની સેવા કરવામાંજ તેનો ઉપયોગ થવો જોઇએ. સેવા એજ સાચું ધન છે. એટલે આપને પણ મારી નમ્ર પ્રાર્થના છે કે તમે આ કામ કરતાં મને ન અટકાવશો. સાસુ તો આવો જવાબ સાંભળીને દિંગ થઇ ગઇ. તેને લાગ્યુ કે મનુષ્યના રૂપમાં આ કોઇ દેવી છે. કોઇ મનુસ્યનો આવો અને આટલો સદ્ભાવ હોઇ શકે નહિ.

બીજે દિવસે તેના સસરા વહુઓ માટે ખુબ સાડીઓ લઇ આવ્યા. દરેક વહુને એક એક વર્ષ માટે બાર બાર સાડીઓ આપી. નાની વહુ પોતાના ભાગની સાડીમાંથી બે સાડી લઇને પોતાની સૌથી મોટી જેઠાણી

પાસે આવીને વિનયપૂર્વક બોલી, "ભાભીજી! હું અહીં આવી ત્યારે મારા પિતાશ્રીએ મને ઘણી સાડીઓ આપી છે. એટલી તો મારા માટે પૂરતી છે. માટે આપ કૃપા કરી આ બે સાડીઓ તમારા માટે રાખો. અને તેથી આનંદ થશે, અને હું તમારો ઉપકાર માનીશ." જેઠાણીએ આનાકાની તો ઘણી કરી, પણ તેનો આગ્રહ જોઇ સાડીઓનો અસ્વીકાર ન કરી શકી. એ જ પ્રમાણે આગ્રહ કરી કરીને તેણે બબ્બે સાડીઓ પોતાની દરેક જેઠાણીને અને સાસુને તથા એકેક સાડી પોતાની નણંદોને આપી. તેના આવા ઉદારતાભર્યા વ્યવહારની બધા ઉપર ખૂબ ઊંડી અસર થઇ.

સાસુએ આમ કરવાનું કારણ તેને પુછયું તો તેણે જણાવ્યું કે 'માતાજી! હું આમાં આપના તરફથી જ પ્રોત્સાહન જ માગું છું. શરીરની માફક આ વસ્ત્રો વિગેરે પણ ક્ષણભંગુર છે. એનો સંગ્રહ તો આત્મકલ્યાણના અંતરાયરૂપ છે. જીવતો જીવ મોહ, આસક્તિ વિગેરે કારણોથી તેમાં ફસાય છે, અને મરતી વખતે પણ જો એમાં ધ્યાન રહે તો પ્રેત વિગેરે યોનીઓમાં તેને ભટકવું પડે છે. આ આ બધાને સેવામાં અર્પવું એ જ એનો સર્વોત્તમ ઉપયોગ છે. નહિતર એક દિવસ આ પણ એ જ પ્રમાણે નષ્ટ થઇ જશે.' સાસુ આ જવાબ સાંભળી ખુબ ખુશ થઇ ને તેના ખુબ વખાણ કરવા લાગી.

આ તરફ ઘરમાં લક્ષ્મી પણ વધવા લાગી. સસરાજીએ દરેક વહુને ૭ ૭ ઘરેણાં કરાવી આપ્યા. નાની વહુએ પોતાના ભાગના બધા ઘરેણાં પોતાની ચારે જેઠાણી અને બે નણંદોને વહેંચી દીધા. પોતાને માટે એક પણ ન રાખ્યું. આમ કરવાનું કારણ પૂછતાં તેણે જણાવ્યું, 'મારી પાસે મારા પિતાજીએ આપેલાં ઘણાં દાગીના પડયા છે. મારા માટે એ પૂરતાં છે.'' આમ પોતાના સદ્વર્તન અને ઉદારતાથી તેણે બધાના હૃદય જીતી લીધા. બધા એના ઉપર પ્રસન્ન રહેતા.

વળી એક દિવસ તક જોઇને તેણે પોતાની મોટી જેઠાણી પાસે સાંજની રસોઇ કરવાની પણ આજ્ઞા માગી. તેણે કહ્યું, 'મારી હાજરી છતાં આપ રસોઇ બનાવવાની મહેનત કરો તે મારે માટે શરમાવા જેવી વસ્તુ છે.' આમ વાત ચાલતી હતી એટલામાં તેની સાસુ ત્યાં આવી પહોંચી અને જિજ્ઞાસાપૂર્વક મોટી વહુને પૂછવા લાગી, 'નાની વહુ વળી શાનો આગ્રહ કરે છે?' નાની વહુ સાંજની રસોઇ પણ પોતાને માથે લેવા માગે છે એ જાણીને તે હસતાં હસતાં બોલી, 'તમે બધા આ નાની દેરાણીથી સંભાળજો. તે પોતાના લાભની વસ્તુ તમારી પાસેથી લૂંટી લેવા માગે છે.' મોટી વહુ સાસુના વચનોનો મર્મ ન સમજી શકી. આશ્ચર્યચકિત થઇ તે બોલી, 'સાસુજી! આપ આ શું બોલો છો? તમારી આ નાની વહુ તો ખરેખર સાધ્વી સ્ત્રી છે. તે દરેક રીતે પ્રશંસાપાત્ર છે. એના સંબંધમાં આપ આવા શબ્દો કેમ ઉચ્ચારો છો?' સાસુએ કહ્યું, 'તું ન સમજી. આ આપણી બધાની સેવા કરી, કપડાં ઘરેણાં તથા શારિરીક આરામ વિગેરે તુચ્છ વસ્તુઓ દઇને આત્મોદ્ધારમાં સહાયક બને એવી સેવા, તપશ્ચર્યા વિગેરે આધ્યાત્મિક કમાણી આપણી પાસેથી છીનવી લે છે. આનાથી વધારે ઠગાઇ બીજી કઇ હોય? એણેજ મને એક દિવસ જણાવ્યું હતું કે બીજાઓની સેવા કરવાથી અંતઃકરણ શુદ્ધ થઇ આત્મકલ્યાણમાં મદદકર્તા બને છે. એણે એમ પણ કહ્યું હતું કે શુદ્ધભાવથી રસોઇ દ્વારા ઘરના માણસોની સેવા કરવાથી એકજ વર્ષમાં કલ્યાણ થાય છે. એટલા માટે વહુ! સાંજની રસોઇનું કામ તો હું મારા માથેજ લઇશ. મારે પણ આત્માનું કલ્યાણ કરવું છે.

સાસુની આ વાત સાંભળીને બધાની આંખો ખૂલી ગઈ. પછી તો સૌને પોતપોતાના કલ્યાણની ચિંતા પેઠી. એકવાર જેઓ કામના ચોર બનીને નાની વહુએ સવારની રસોઇ માથે લીધાથી આનંદ પામતાં હતાં તેઓએ હવે પોતપોતાની સવારની રસોઇની વારી પાછી પોતાને માથે લીધી. જ્યાં થોડા દિવસ પહેલાં કામને લીધે અંદર અંદર કલહ થતો હતો ત્યાં હવે સૌ પોતપોતાના ભાગનું કામ ઉત્સાહપૂર્વક દિલ દઇને કરવા લાગ્યા. નાની વહુના ઉપાયે ધારી અસર ઉપજાવી.

નાની વહુને જ્યારે લાગ્યું કે હવે કોઇ પોતાને રસોઇનું કામ સોંપશે નહિ ત્યારે સેવાનો બીજો માર્ગ તેણે શોધ્યો. એણે વિચાર્યું, ' ઘરમાં રોજ આઠ દસ શેર લોટ જોઇએ છીએ અને તે બધો સંચે દળાવવામાં આવે છે. એના કરતાં રોજ વહેલી ઉઠીને હું જ દળી લઉં તો કેવું સારૂં ? એમાં ઘણા લાભ છે. સંચા (યાંત્રિક ચક્કી)મા દળવા આપીએ તે અનાજ ઘણીવાર બદલાઇ જાય છે અથવા ભેળસેળ થાય છે. વળી યંત્રમાં દળાય એ અનાજનું હીર (સત્વ) પણ બળી જાય છે. એટલે એ લોટ જોઈએ તેટલો પોષક બનતો નથી અને તબીયતને હાનીકારક નિવડે છે. મારી જેઠાણીઓએ રસોઇનું કામ તો મારી પાસેથી લઇ લીધું. હવે આત્મકલ્યાણ માટે મારે આજ કામ કરવું જોઇએ. નાની વહુએ તે દિવસે પોતાની જાતે જ ઘઉં સાફ કરી રાખ્યા ને બીજે દિવસે સવારના પહોરમાં હાથની ઘંટીએ દળવા બેસી ગઇ. શરીર નિરોગી ને બળવાન હતું અને મનમાં ખુબ ઉત્સાહ હતો, એટલે ઝપાટાબંધ આઠ દસ શેર ઘઉં તેણે દળી નાંખ્યા.

સાસુને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તે નાની વહુ પાસે આવી અને હસતાં હસતાં બોલી, ' વહુ આ વળી આત્મકલ્યાણની કોઇ નવી ચાવી શોધી કાઢી કે શું ?' વહુએ ગદ્‌ગદ્ કંઠે કહ્યું, ' માતાજી ! જેઠાણીઓએ રસોઇનું કામ તો મારી પાસેથી લઇ લીધું એટલે મારે આત્મકલ્યાણનો આ બીજો માર્ગ શોધવો પડ્યો. આમાં શારીરિક શ્રમ વધારે છે એટલે રસોઇના કામથી એક વર્ષમાં આત્મકલ્યાણ થાય તેને બદલે હાથે લોટ દળવાથી માત્ર છજ મહિનામાં એ લાભ મેળવી શકાય. વળી એમાં બીજો પણ ફાયદો છે. આત્મકલ્યાણ સધાવા સાથે શારીરિક વ્યાયામ પણ મળે છે અને શરીરમાં સ્ફુર્તિ અને બળ આવે છે. ઘરના માણસોને શુદ્ધ લોટ મળવાથી તેમની શારીરિક અને માનસિક સંપત્તિ પણ સુધરશે. આ બધા કારણોથી મારે માટે આ કામ ખૂબ શ્રેયસ્કર છે. આશા છે કે આપ મારા આ કામમાં સહાય કરશો. '

હવે તો સાસુ પોતાની નાની વહુને ગુરૂ સમાન માનવા લાગી. તેની એક એક વાત એને અર્થપૂર્ણ લાગવા માંડી; તેના દરેક કાર્યને ગૌરવભરી દૃષ્ટિએ તે જોવા લાગી ને જાતે તેનું અનુકરણ કરવા લાગી. નાની વહુએ સવારે છ વાગે લોટ દળવાનું શરૂ કર્યું હતું તેથી સાસુ બીજે દિવસે પાંચ વાગે દળવાના કામમાં વળગી ગઇ. એ જોઇને ત્રીજે દિવસે બીજી વહુઓએ ચાર વાગ્યામાં એ કામ શરૂ કરી દીધું. આમ જ્યાં કામની ચોરી થતી હતી ત્યાં કામ કરવાની શરતો શરૂ થઇ ગઇ. બધાને થતું કે અને સૌથી વધારે કામ મળે, કારણ સૌને તેમાં આત્મકલ્યાણના દર્શન થતાં. નાની વહુનો આ બીજો વિજય.

હવે નાની વહુએ ઓરડા સાફ કરવાનું તથા કુવેથી પાણી લાવવાનું કામ ઉપાડી લીધું. સવારે નોકર કચરો વાળવા તથા પાણી ભરવા આવે તે પહેલાં જ તે બધું કામ કરી લેતી. સાસુએ તેને ફરી પૂછ્યું, ' બેટા, આ કામ

કરવામાં વળી શો હેતુ છે ?' નાની વહુએ અત્યંત મીઠાશથી કહ્યું, 'માતાજી ! આ બધી વાતો કહી દેવાથી સેવાનું રહસ્ય નષ્ટ થાય છે. એટલા માટે હવે હું આનું રહસ્ય આપને જણાવવા માગતી નથી. આપ મને આ અવિનય માટે ક્ષમા આપશો.'

સાસુએ કહ્યું, 'બેટા ! હવે હું તારા કામમાં વિક્ષેપ નહિ નાખું. તું મને આનું આધ્યાત્મિક રહસ્ય સમજાવ.' વહુએ ખુલાસો કર્યો, 'સાસુજી ! જ્યારે રસોઇ કામ કરવાથી એક વર્ષે અને લોટ દળવાથી છ મહિને આત્મકલ્યાણ થાય ત્યારે પાણી ભરવાની સેવાથી ત્રણ જ મહિનામાં એ થઇ જાય, કારણ કે આ કામ બીજા બધા કામોથી વધારે અઘરૂં છે. તેમાં શ્રમ પણ વધારે છે ને જાનનું પણ જોખમ છે.'

પછી તો પૂછવું જ શું ? સાસુએ પણ એ કામ આદરી દીધું. બીજી વહુઓએ આ જોઇને સાસુને કહ્યું, 'આપની ઉંમર હવે પાણી ભરવા લાયક નથી, માટે આપે આ કામ ન કરવું જોઇએ.' સાસુએ જવાબ આપ્યો, 'શું મારે આત્માનું કલ્યાણ ન કરવું ! હું વૃદ્ધ છું તેથી તો મારે આત્માનું કલ્યાણ જલદી સાધવું જોઇએ.' આ ઉપરથી બીજી વહુઓ પણ તેમાં સામેલ થઇ.

નાની વહુએ હવે વાસણ માંજવાનું કામ શરૂ કર્યું. સાસુજીએ આ સામે વિરોધ ઉઠાવ્યો. તેણે કહ્યું 'આનાથી તમારા કપડાં બગડશે ને ઘરેણાં પણ ઘસાઇ જશે. નોકરના પાંચ રૂપીયા બચાવવા જતાં આમ તમને દસનું નુકસાન થશે.' વહુએ પ્રત્યુત્તર વાળ્યો, 'ભલે આમ કરવાથી આર્થિક લાભને બદલે હાની થાય. મારા કપડા ભલે મેલાં થાય પરંતુ મારૂં અંતઃકરણ તો આનાથી બહુ જ જલદી શુદ્ધ થશે. ખરી વસ્તુ એ છે કે જે કામ જેટલું કઠિન ને લોકદૃષ્ટિએ નીચું ગણાય છે તે આધ્યાત્મિક દૃષ્ટિએ તેટલું ઉંચુ ને કલ્યાણકારક હોય છે. મને વિશ્વાસ છે કે વાસણ માંજવાથી માત્ર બે જ મહિનામાં મારૂં કલ્યાણ થશે. અને કદાચ કોઇ વાર પ્રભુ એવા સંજોગો આપે કે જેથી કોઇ રોગીનું મળ-મૂત્ર ઉપાડવું પડે તો તો એક જ મહિનામાં કલ્યાણ થાય એમાં જરાય શક નથી. અલબત્ત એ બધામાં આપણો નિષ્કામભાવ હોવો જોઇએ.

સાસુજીને તો હવે વહુના વચનોમાં વેદવાક્ય જેવી શ્રદ્ધા બંધાઇ ગઇ હતી. એ પણ વાસણ માંજવામાં મદદ કરવા લાગી. બીજી વહુઓએ તેને તેમ કરતાં રોકી. સાસુએ કહ્યું, 'મારા છોકરાઓના વાસણ તો હું જરૂર માંજી શકું. વળી વૃદ્ધાવસ્થાને લીધે આત્મકલ્યાણ સાધવાનો મારો સૌથી વધારે અધિકાર છે. માટે આ વિષયમાં તમારો આગ્રહ હું નહિ માનું. પછી તો બધી વહુઓ એ કામમાં ખૂંપી ગઇ. બધું કામ ઝટઝટ થવા લાગ્યું. કામકાજમાં વારા બાંધેલા તે પણ તૂટી ગયા. જેને તક મળતી તે વહેલાં વહેલાં કામ આરોપી લેતી. બધામાં પરસ્પર પ્રેમ ને સદ્ભાવ વધ્યો. જે ઘરમાં કલહ ને અશાંતિનું સામ્રાજ્ય હતું ને ઘર સુખશાંતિનું ધામ બની રહ્યું. જે લોકો આ લોકોને લડતા ઝઘડતા જોઇ હસતા હતા તેજ લોકો આવા આદર્શવ્યવહારને જોઇ આશ્ચર્યમુગ્ધ થવા લાગ્યા.

સ્ત્રીઓના આ આદર્શોનો પ્રભાવ પુરુષો ઉપર પણ પડ્યા વગર રહ્યો નહિ. એમની દેખાદેખીથી એ લોકો પણ આળસુ બની ગયા હતા, તે હવે આવો આદર્શવ્યવહાર જોઇને કર્તવ્યપરાયણ બન્યા. જ્યાં પહેલાં દુકાનોનું કામ કેટલુંય ચડી જતું ત્યાં અત્યારે કામને બદલે કામ કરનારા વધી પડ્યા. જ્યાં પહેલી લડાઇ નર્કની પ્રાપ્તિ કરાવે તેવી હતી ત્યાં

આ બીજી હરીફાઇ–કામ કરવાની સ્પર્ધા–કલ્યાણની સહાયક બનતી હતી. આ બધો રૂડો પ્રતાપ નાની વહુના સદ્‌ભાવ, સદ્‌વિચાર, ને સત્કર્મોનો હતો. એકજ મહાન પવિત્ર આત્મા માત્ર ઘરને જ નહિ પણ મહોલ્લાને તેમજ ગામને સુધારે છે. સોબતના અસર આવીજ હોય છે. બધી માતા તથા બ્હેનોએ આ દષ્ટાંતમાંથી સાર ગ્રહણ કરીને આત્માના કલ્યાણ અર્થે નિષ્કામભાવથી બીજાની સેવા કરવાનું વ્રત લેવું જોઇએ.

'નાની વહુ' જેવી આદર્શ ગૃહિણી જે ઘરમાં હોય તે ઘરમાં 'સંસારમાં સ્વર્ગ' બને તેમાં શું આશ્ચર્ય !*

* હિંદી 'કલ્યાણ' ઉપરથી.

## ટહૂકંતા મોર

ટહૂકંતા મોર બ્હેની ? ટહૂકંતા મોર;
કોને આંગણિયે ટહૂકંતા મોર ? ટહૂકંતા.

આંધી આકાશે છાયું અંધારૂં ઘોર;
કોને આંગણિયે ટહૂકંતા મોર ?

વીજ ચમકે ને મીઠાં અમૃત વરસેઃ
ધરતી એ વૃષ્ટિથી થાતી તરબોળ;
કોને આંગણિયે ટહૂકંતા મોર ? ટહૂકંતા.

કળા કરંતા ને થનથન નાચંતા,
ઝીણા, બુલંદ એના ટહૂકા છે ઑર;
કોને આંગણિયે ટહૂકંતા મોર ?

ટહૂકંતા મોર એવા ટહૂકંતા મોર;
યશોદાને આંગણે ટહૂકંતા મોર. ટહૂકંતા.

નાનેરૂં બાળ કિંતુ ચિતડાનો ચોર;
ઝૂલે પારણિયે નન્દ–કિશોરઃ–
તેજ આંગણિયે ટહૂકંતા મોર ? ટહૂકંતા.

શ્રી. વ્રજલાલ ગૌરીશંકર પંડયા

## તમારી પાસે શું છે ?

- આંખો હોય તો નજરે નિહાળજો;
- કાન હોય તો તેના પડદા ખોલી નાંખીને સાંભળી લેજો;
- હૃદય હોય તો કંઇક પણ હમદર્દી દાખવજો;

સ્ત્રીસમાજને લગતા સંખ્યાબંધ પ્રશ્નોથી પથરાયેલો વિશાળ પટ તમારી સામે અહીં આવી ખડો છે. એના પરનાં વિવિધ દૃશ્યોનો હુબહૂ ચિતાર રજૂ કરે :

અખિલ હિંદ મહિલા પરિષદનાં પ્રમુખ :

શ્રી. કમલાદેવી ચટ્ટોપાધ્યાય

## ભણી ગણીને શું કરશો ?

મારા જાહેર જીવનમાં જેણે મને સૌથી વધુ વિસ્મય પમાડી છે–ખરું કહું તો મારું માથું ભમાવી દીધું છે–એવાં રહસ્યોમાંનું એક એ છે કે હાઇસ્કૂલો અને કૉલેજોમાંથી નીકળેલી આ બધી શિક્ષિત છોકરીઓ ક્યાં જઇ રહી છે ! ઊંચે શ્વાસે હું એમને આલીશાન દરવાજાઓમાંથી પસાર થતી જોઇ રહું છું.

હિંદી જીવનના એકએક વિભાગમાં કૉલેજની ડિગ્રીધારિણી યુવતીઓની શોધ ઘણે અંશે નિષ્ફળ નીવડે છે. કદાચ થોડી ઘણી દેખાય છે એ તો માત્ર અપવાદરૂપ થોડી છોકરીઓ શિક્ષણખાતાની નોકરી બજાવવા નિશાળો અને કૉલેજોમાં જાય છે, હમણાં થોડી વળી દાક્તરી ધંધામાં પડેલી પણ દેખાય છે, પણ એ તો આંગળીને વેઢે ગણાય એટલી બાકીની બધી ભણી–ગણીને એવી ખોવાઇ જાય છે કે જાણે ધરતી ગળી ગઇ. વિસ્મૃતિની શ્યામલ ચાદર છવાઇ જવી એ કંઇ ઓછા દુર્ભાગ્યની વાત નથી.

### અંધારાં ઉલેચવાનું આમંત્રણ

એ વિસ્મૃતિની ચાદર ચીરીને હું મારી બેનોને આમંત્રણ આપું છું. જ્યાં સામસામા રાહદારીઓ ભટકાય એવી સાંકડી ગલીઓ લાગી પડી છે, જ્યાં સૂર્યનાં દર્શન દુર્લભ બને છે, જ્યાં બંને બાજુએ અંધારાં મકાનોની કતાર આવી રહી છે, જ્યાં હજારો માણસો એ કીચડ અને ગંદકીને બરદાસ્ત કરીને જ જીવી શકે છે, જેના ઉપર દૈત્ય જેવાં આભ–ઊંચાં વિકરાળ ભૂંગળાં તોળાઇ રહ્યાં છે, જે પોતાની છાયામાં વસતાં અને કામ કરતાં હજારો જીવતાં મુડદાંઓ માટે જ સદૈવ ચિંતાઓ જલાવ્યે રાખે છે–ભૂલેચૂકે પણ તમે એમનાંના કોઇના ઘરમાં દાખલ થશો કે તરત એનાં બાળકો આશ્ચર્યમિશ્રિત ગભરાટથી તમારી સામે–તમારી તરફ–તાકી રહેશે. એની એ કંગાળ નજરમાં કંઇ દિનોની ભૂખ ભરી હશે, પણ એ ભૂખને શમાવવાનો કોઇ માર્ગ નહિ હોય.

### માનું સાચું સ્વરૂપ

પાનખરનાં પાંદડાંહીન વૃક્ષોની નાગી ડાળીઓ જેવાં એ બાળકોનાં બદન ઉઝરડાઇ ગયેલાં હશે, દુઃખ, પરેશાની અને નિરાશાથી ત્રાસેલા એમના બાપ તાડીઓનાં ઝુંડમાં તાડી–રસની શોધમાં માર્યા માર્યા ફરતા હશે અને એનાં ભૂખ્યાં બચ્ચાં તો લાલ લાલ

આંખોથી નવાજતાં હશે. હાડકાંના માળખા જેવાં એ બાળકોની મા ભૂતના ઓળા જેવી અહીંતહીં ઘરવખર ફર્યા કરતી દેખાશે. ઘરની એકેએક જરૂરિયાતની ચીજના અભાવથી એની આંખો કશુંક શોધ્યા કરતી વિકળ બની ઊંડી હશે. પણ ખાલી રામપાતર સિવાય એના હાથમાં કશું જ નથી આવતું.

જમીન પર પડ્યાં પડ્યાં રગ્યા કરતાં આ બાળકોને ભયાનક પિશાચ જેવું ધૂંધળું ભવિષ્ય આંરો લઇ ગયેલું દેખાશે. એમનાં જીવનમાં નહિ હોય કોઇ આશા, નહિ હોય કોઇ આકાંક્ષા—હશે માત્ર વાચાહીન અસ્તિત્વની અનંત નિરાશા. એ જીવન કરતા મૃત્યુ જેવુ વિશેષ હશે.

### સાચું સગપણ મૃત્યુનું

આ દુ:ખ, દારિદ્રય અને આ ભયાનક ચિત્રને મારી શિક્ષિત બહેનોએ કદી નજર ભરીને નીરખ્યું છે? જ્ઞાનને શિખરેથી ઊતરીને આ અટલી દેતી ખીણોમાં એ આવી છે? કદી હમદર્દી બતાવવાની ઇચ્છા થઇ છે? કંગાલિયતનું ભાન કરાવીને એ મહામારી સામે ઝૂઝવા માટે કદી એમને ઉત્સાહ આપ્યો છે? મહામારી—જીવનની શાંતિ અને સુંદરતા હરી લેતી મહામારી—એ તો અમર્યાદ અપમાન જ છે.

તમારાં લાખો બહેનો અને ભાઇઓ જે શરમજનક જીવન જીવી રહ્યાં છે એની તમે કદી કલ્પના કરી છે? જ્યાં સૂર્યનો જીવનપ્રદ પ્રકાશ અને તાજી હવાનો સુખદ સ્પર્શ મેળવનાર ભાગ્યશાળી ગણાય છે એવી શ્વાસ રૂંધતી ઝૂંપડીઓમાં રહેતાં તમારાં લાખો ભાઇબહેનો તરફ કદી નજર માંડી છે? જેનાં જીવનનો પ્રથમ ઉચ્ચાર મૃત્યુની યંત્રણાના ચિત્કારસમો છે એવાં બાળકો તરફ કદી હેતભરી આંખે જોયું છે? એ બાળકો માત્ર મૃત્યુની દયાને જ ઓળખે છે, જે એને જીવનની વેદનાઓ ભૂલવાનો અવકાશ આપીને પોતાની ગોદમાં ખેંચી લે છે.

### વેશ્યાવૃત્તિની જનક

૬૬ ટકા કુટુંબો આવી એક એક ઓરડીમાં પોતાની જિંદગી ખેંચી રહ્યાં છે. આવી એક એક ઓરડીમાં ૨ માણસથી માંડીને ૬–૮ કે ૧૦ માણસો એક સાથે રહેતાં હોય છે. વધુ મુશ્કેલી એ હોય છે કે સ્વચ્છતાની સગવડ ક્યારેક મળે છે ને ક્યારેક નથી મળતી. આ બધી ગલીઓ કેમ જાણે મ્યુનિસિપાલિટીની હદ બહાર હોય! નળમાં પાણી અવારનવાર બંધ થઇ જાય છે. પાણીનાં ટાંકાં ને હોજ એટલા દુર્ગંધ મારતા હોય છે કે એનો કશો ઉપયોગ નથી રહેતો. પાયમો માણસો સારુ નાહવા–ધોવાની બે નળવાળી ચોકડી ભાગ્યે જ મળે છે. ત્યારે ભલાં, ૮૦ ટકા બાળમરણમાં આશ્ચર્ય જેવું પણ શું છે? આવી દર્દનાક હાલત અને અસહ્ય ગંદકી સ્ત્રીઓને વેશ્યાવૃત્તિ તરફ ખેંચી જાય છે ને જે બાળકો મોતની થપાટોમાંથી બચી જાય છે તેઓ પેલા અફીણના બંધાણીઓની જેમ ઢસરડા કરીને તેની જિંદગી પૂરી કરે છે.

### હવે ચાલો ગામડાંઓમાં

શહેરની ઊંચી દીવાલો છોડીને એકાર ગામડાંઓમાં પેલી ખોવાઇ ગયેલી શિક્ષિત કુમારિકાઓને શોધવાનો પ્રયાસ નિષ્ફળ જાય છે—જે ગામડાંઓમાં પોતાનો લાલ લાલ લોહદંડ ઘુમાવીને ભૂખમરો કંઇકને દઝાડી રહ્યો છે. અહીં ભયાનક વિષાદના મહાકાય સ્વરૂપે પસાર થતી માનવતા તમે જોશો, અને, તમે ફાટી આંખે જોઈ રહેશો કે ગરીબી કેવી કેવી મુસીબતને પેદા કરે છે? પીળાં પડી ગયેલાં કલેવરોમાંથી એવી આંખો તમારી સામે તાકી રહેશે, 'જેના દેવતા ઘડી હમણાં ઓલવાઇ જવાની રાહ જોતા હશે, જેનાં તેજને પ્રાણહીનતાની દંડીએ હરી લીધાં હશે.

### ધરતીના સ્વામી જોયા ?

હરિયાળાં ખેતરોનો રાજા કહેવાતો ખેડુ ભૂખમરાના સામ્રાજ્યની છાયામાં જ સદા જલતો દેખાશે. તાપ, ધૂળ અને ઠંડીથી બચવા જેને પૂરું ઘાસ પણ નથી મળ્યું એવી તૂટી-ફૂટી ઝૂંપડી એનો મહેલ છે. જો હોય તો વીંખેલ-ચૂંથેલ ચટાઇ એનું રાજસિંહાસન છે. પણ આ સિંહાસન ઝૂંપડીનાં બાકોરાં આડે દેવાથી ખેડુ રાજા ધરતીની પથારી પર પોઢે છે. હરિયાળાં ખેતરોના ૬ કરોડ ખેડુ રાજાઓ વધુ ભાગે તો વા ભરખીને જ જીવે છે, કારણકે હજી હવા એ એના વિલાસનું અપ્રાપ્ય સાધન નથી બની. ૬૫ થી ૮૫ ટકા ખેડુ રાજા એટલા દેવાળિયા બની ગયા છે કે જીવનની અનિવાર્ય જરૂરિયાતો ખરીદી શકતા નથી. અને આ ખેડુ બાદશાહોમાં ઘણાને તો જે અન્ન તેઓ પેદા કરે છે તે એક વિલાસનું સાધન બની ગયેલ છે. આ ખેડુ અમીરો ઘાસ, પાંદડાં અને જંગલી કંદમૂળોને સૂકવી-ખાંડીને એની જ્યાફત ઉડાવે છે. આ રાજ્યકુટુંબ સામાન્ય રીતે એકાદ-બે એકરનું રાજ્ય ક્યારેક ધરાવે છે ને ક્યારેક તો વગર ધરતીના સ્વામી હોય છે.

### ધરતીના બાળ હજી શા માટે જીવે ?

દર વર્ષે આ ખેડુ રાજાના લાખો પરિવારનો મેલેરિયા નામનો સંઘાડિયો પોતાની મરજી મુજબના ઘાટ ઉતારે છે. પ્લેગ અને કોલેરા એ આ ખેડુ રાજાઓના જાની દોસ્ત છે. કૃમિ, ક્ષય અને ખોરાકનો અભાવ ખેડુ રાજાને પોતાના ઉદરમાં દિવાનીથી આવકારે છે. કાળે હળ ખેડવાને 'કારણે એની' જીવન-ધરતી ઉપર જે ચાસ પાડ્યા છે, એમાં વેદના, વ્યથા અને હરેક ચીજના અભાવનો જે સંભાર ભર્યો છે, તેને વ્યક્ત કરવાની તાકાત કોઇ કલમમાં નથી.

અર્થશાસ્ત્ર, શિક્ષણશાસ્ત્ર અને દર્શનશાસ્ત્રમાં પ્રવીણ એવી યુવતીઓ ! તમે આ ગંદકી, આ મહામારી, આ ગરીબીને દૂર કરવા શું કરી રહી છો ? રોજની બે આના કમાઇ પર એને છોડી દેવાનો તમે સંતોષ લ્યો છો ? એ વેરાન ધરતી પર તમારા ઉચ્ચ વિચારો અને જ્ઞાનના ભંડારમાંથી આશા અને સાધન-સંગવડનાં થોડાં બીજ વેરવાની ઇચ્છા નથી કરતી, જેથી એમાં પણ કદી લીલોતરી દેખા દે ?

### ઇન્દ્રજાળ સમા નહિ, પણ હૃદયવિદારક

જ્યારે તમારી ૯૮ ટકા બહેનો નિરક્ષર હોય, માનવીના જન્મસિદ્ધ અધિકાર જેવા જ્ઞાનના આનંદથી હમેશ માટે વંચિત હોય, ત્યારે કોલેજની માત્ર બે અક્ષરની ડિગ્રી તમારાં નામ સાથે જોડાય એથી તમે સંતોષ માનો છો ? અનેક દુઃખોનું મૂળ અજ્ઞાનમાં પડ્યું હોય છે, એ અજ્ઞાનની સાથે જ્યારે નિર્બળતાઓ ભળે છે ત્યારે તો વેદના અસીમ બને છે. યાદ રાખો કે જેનું નિવારણ જ્ઞાનથી થઇ શકે એવાં ૫૦ થી ૬૦ લાખ મૃત્યુ માત્ર અજ્ઞાનતાને કારણે જ થાય છે ! ૫૦ ટકાથી વધુ બાળકોને ઊગીને ઊભાં થઇ કમાવા લાગે તે પહેલાં જ કરમાઇ જાય છે. પરદામાં રહેવાવાળી હજાર સ્ત્રીઓમાં ૧૪ થી ૧૭ ટકા સ્ત્રીઓ માત્ર બેદરકારી, ખોટી સારવાર અને સાધારણ નબળાઇને કારણે અપંગ બને છે. ૧૨ કરોડ સ્ત્રીઓમાં માત્ર ૪૦૦ જેટલી સ્ત્રી-ડૉક્ટર છે, જે વધુમાં વધુ ત્રણેક લાખ સ્ત્રીઓની સારવાર કરી શકે.

### રાષ્ટ્રીય કંગાલિયત

સેવા-શુશ્રૂષા ( નર્સિંગ )નું કામ કરવાવાળી સ્ત્રીઓની સંખ્યા પણ ઘણી નજીવી કહી શકાય. ૩૯ કરોડની વસ્તી માટે કુલ ૭ હજાર નર્સ છે, એને ફાળે પડતી ગણી નાખીએ તો ૫૫૫૭૦ માણસો દીઠ એક નર્સ આવે, અને માઇલના હિસાબે ૨૨૬ ચોરસ માઇલ દીઠ એક નર્સ ભાગે આવે. એકલા લંડન શહેરમાં જેટલી નર્સ છે એટલી

પણ હિંદભરમાં થઇને નથી. સ્વાસ્થ્ય-નિરીક્ષક કુલ ૭૫૦ થી ૮૦૦ ગણી શકાય, - જે ૩ લાખ ને ૫૦ હજાર આદમીના ભાગે એક એક માંડ આવે, જ્યારે ઓછામાં ઓછા ૫૦ હજાર સ્વાસ્થ્ય-નિરીક્ષક-એટલે કે પ્રજાની જાહેર સુખાકારીની તપાસ રાખનારા દાક્તરો જોઇએ. જાહેર સુખાકારી માટે નહિ જેવો જ પ્રબંધ થયેલો છે. એક બાજુ સરકારે આ પ્રશ્નની ઉપેક્ષા જ કરી છે ત્યારે બીજી બાજુ પ્રજા પોતે પણ એ પ્રત્યે એટલી જ ઉદાસીન રહે છે. આ કાર્યનાં શરૂઆત અને વિકાસ વધુ કેળવાયેલી સન્નારીઓ દ્વારા થવા જોઇતાં હતાં. એમ બને તો નર્સિંગનું કામ કરવાવાળી સ્ત્રીઓ માટે સારાં મકાન, સારું વેતન, વગેરે મળી શકત અને આ વિશિષ્ટ કાર્ય માટે દેશ-વ્યાપી ક્ષેત્ર તૈયાર કરવા કેળવણીની સંસ્થાઓ અભ્યાસક્રમમાં જ એને દાખલ કરાવી દેવાનું આંદોલન જગાવી શકત.

### વધો રચના-પંથે !

મોટા સમયમાં-કાળદુકાળમાં-મુશ્કેલીઓનો સામનો કરવા માટે સ્ત્રીઓની તૈયારી નથી હોતી. દુષ્કાળ, અનાવૃષ્ટિ કે અતિવૃષ્ટિ ને મહામારીઓ અવારનવાર આવી પડીને પ્રજાનો સંહાર કર્યે જાય છે. એટલે આપણે આપત્તિ-કાળની સહાયતાઓની કામચલાઉ વ્યવસ્થાને બદલે કાયમી વ્યવસ્થા ઊભી કરવાની જરૂર છે.

એવી જ રીતે ભરતગૂંથણ અને એવી બીજી કલા-કારીગરીનો વારસો નષ્ટપ્રાય થવા બેઠો છે. આજે જ્યારે દેશનું ઉત્પાદન જરૂરિયાતોને પૂરું પડતું નથી ત્યારે એ કારીગરીને નવેસરથી હાથ ધરવાની જરૂર છે. આ કામને સ્ત્રીઓએ સંગઠિત સ્વરૂપે ઉપાડી લેવું જોઇએ. હિંદી ડીઝાઇનોના અનેક સુંદર નમૂના, વેલબુટ્ટા, ગોટાપટ્ટા, સુંદર રંગકામ ને છાપ-કામ, માટીનાં સુંદર વાસણો, ટોપલીઓ અને વાંસ, તાડપત્રીનાં રમકડાં વગેરેનું જે કામ સૈકાઓથી હિંદી કલાકૌશલ્યને દીપાવતું આવ્યું છે તેને પુનર્જીવન આપી શકાય. આ કામથી અનેક અસહાય સ્ત્રીઓને સહાયતા મળી રહેશે, કેટલીય સ્ત્રીઓને ધંધાનું જ્ઞાન અને સાધન મળશે અને એથી વધુ તો એનાં હૃદયમાં સ્વાભિમાન અને સાહસની પ્રેરણા પેદા થશે. નિરાશ અને ભાંગેલાં હૈયાંમાં આત્મવિશ્વાસનો સંચાર થશે. જેને પોતાની જાતનું કશું મહત્ત્વ નહિ લાગતું હોય એવી કંઇક સ્ત્રીઓ સમાજનાં કામને ઉપયોગી બનીને, પોતાનું મહત્ત્વ પણ છે, પોતે પણ સમાજનું એક ઉપયોગી અંગ છે, અને પોતા પાસે પણ સમાજને કંઇક આપવા જેવું છે, એવા આનંદથી વધુ ઉત્સાહિત બનશે. પણ આ બધા માટે તો સેવાની ભેખધારિણી કુમારિકાઓની જરૂર છે. ક્યાં છે એ બધી સુંદરતા અને કોમળતાની ઉપાસક કુમારિકાઓ !

### ટુકડા રોટીને કાજ, વેચે વનિતાઓ લાજ

તમે સંસ્કૃતિના નિર્મળ જળમાં યથેચ્છ સ્નાન કર્યું છે, પણ કંગાલિયત, અજ્ઞાનતા અને હતાશાના આ ઘર ઉપર એ સંસ્કારનાં થોડાં છાંટણાં નાખવાની તમને કદી ઇચ્છા થઇ છે કુમારિકાઓ ? આ અસહ્ય અને કઠિનતાથી પથ્થર જેવા જડ બનેલ વાતાવરણને તમારી કોમળતાના સ્પર્શથી કદી ચેતનવંતુ બનાવવા પ્રયાસ કર્યો છે કુમારિકાઓ !

સંસારના પરિતાપોથી ત્રાસી ઊઠેલી આ માતાઓનાં આંસુ લૂછવા તમારી કોમળ કરાંગુલિઓ એ કરચલીવાળી આંખો સુધી પહોંચી છે કદી ?

કારાગાર ભોગવતી એ માતાઓને મુક્તિ અપાવવા તમારા બળવાન હાથોમાં કદી ચળ આવી છે ?

, તાંબાના થોડાક ટુકડાઓ ખાતર દુનિયા ઉપરનો પોતાનો સૌથી પ્રિય એવો અધિકાર વેચતી સ્ત્રીઓને ભાળીને તમારું સ્વત્વ ઘવાઇ નથી ઊઠતું ? તમારું સ્વાભિમાન-સન્માન-સળગી નથી ઊઠતું ?

જેનાં તળિયાંમાં ચિરાડો પડીને લોહી વહે જાય છે એવા એના ઘાયલ ને કમજોર

પગો જોઈને એને વધુ સારા માર્ગે દોરી જવાનું મન તમને નથી થતું ?

### કાચી માટીના તકલાદી ઘડા

માની છાતીએ વળગેલાં કાળભૂખ્યાં બાળકોને દૂધને અભાવે લોહી ચૂસતા ભાળીને, ધાવી ધાવીને ધાવ્યા પછી પેટનો ખાડો એટલો ને એટલો પુરાયા વગરનો રહેતાં ભૂખ ને નિરાશાના કરુણ ચીસો પાડતાં બાળકોને જોઈ ને, તમને બધું જ કરી છૂટવાનું મન નથી થતું ? એ ચીસો તમારા કોમળ હૈયાંમાં સ્પંદનો જગાડીને અંદર પડેલી કોઈ શક્તિને ક્રિયાવંત બનાવવા નથી પ્રેરતી ?

પરંતુ દુઃખપૂર્વક કહેવું પડે છે કે વિશ્વ-વિદ્યાલયોની વિશાળ ને ગગનચુંબી ઇમારતોમાં માટીના એવા હલકા ઘડા તૈયાર થાય છે, જે પ્રભાતના ઉજ્જવળ-નિર્મળ જળને ઝીલવાની તાકાત ધરાવતા નથી. શક્તિ, તેજ અને આત્મપ્રેરણાના પ્રત્યેક બિંદુથી એ ઘડાને વંચિત રાખવામાં આવે છે. એ એક એવી ખોખરી ભૂંગળી છે, જે બળનું સંગીત ઝીલવાની તેવડ ધરાવતી નથી.

તમારી આસપાસ ઊઠી રહેલા અનેકવિધ ચિત્કારો અને શક્તિઓના ઉકળાટ વચ્ચે તમે સાવ નિરુદ્દેશ અને મૂંગીમંતર બની ક્યાં સુધી ઉદાસીન બેસી રહેશો ? માનવતાના એકધારા પોકાર સામે તમે ક્યાં સુધી બહેરી બનીને બેસશો ?

આજ જ્યારે દેશ નવજીવનના પ્રથમ શ્વાસોચ્છ્વાસથી ઉલ્લસિત થઈ રહ્યો છે, એક મહાન જાગૃતિથી આંદોલિત થઈ રહ્યો છે, એક મહાન ઉદ્દેશની તરફ ઊડવા માટે જ્યારે એને નાની નાની પાંખો ફૂટી રહી છે—ત્યારે દેશ તમારી લચકતી ચાલ, તમારી સરકારિતાનું ખર્ચાળ અને બોજારૂપ ગુમાન; વગેરે જોઈને પ્રશ્ન કરે કે, 'કુમારીઓ ! ક્યાં જઈ રહી છો ?' [ 'ભગિની' ]

# :: જીવવા યોગ્ય જીવનનાં ઉપયોગી સૂત્રો ::

મનુષ્યે પોતાના નિત્યજીવનમાં વાણી, વિચાર અને વર્તનને કેવાં રાખવાં જોઇએ; તેની અલ્પતા કે અતિરેકતાથી નિત્યજીવન જીવવામાં શા શા અનુભવો અનુભવવા પડે છે તેને લગતી એક લેખિકા બહેને રજૂ કરી છે તે આ નિબંધિકા દર્શાવે છે

લેખિકા :
શ્રી. મોંઘીબેન ઠાકોર

## વાણી, વિચાર ને વર્તનનો સમન્વય

મનુષ્યે પોતાની વાણી વિચાર અને વર્તન એવાં પવિત્ર બનાવવાં જોઇએ કે જેથી તેનાં કરેલાં ઉપયોગી અને સારાં કાર્યોની કીર્તિ તેની જીંદગીના અંત પછી પણ કાયમ રહે તથા બીજાને દૃષ્ટાંત રૂપ નિવડી શકે.

ઉચ્ચ જીવન ભોગવનાર મનુષ્યને ઘણી ફરજો અદા કરવાની હોય છે તે અદા કરવામાં આવતી અડચણો પાર પાડી જે પોતાનું કાર્ય આગળ અને આગળ ચલાવે છે તે પોતાના જીવનનો વિકાસ કરી શકે છે. ઉત્તમ કાર્યોના પ્રકાર ઘણા છે અને તે કાર્યોને અંગે ફરજો પણ જુદી જુદી હોય છે. જે જે મનુષ્યો જે જે લાઇનના હોય છે તેમને તેવાં કામ વધારે પસંદ પડે છે. પરંતુ જે કામ આખા કુટુંબને, ગામને અને સમાજને અથવા દેશને સામાન્ય રીતે ઉપયોગી થાય તેવા કાર્યો ઉપયોગી ગણી શકાય છે. દાખલા તરીકે સમાજ પ્રત્યે પોતાની નાગરિક તરીકેની ફરજ. આવી ફરજો બજાવનારને વિવેક, વિચાર, વાણી અને વર્તન ઉત્તમ બનાવવાં જોઇએ. આ વિષયને માટે આપણા દેશમાં એક કહેવત ચાલે છે કે " મન પ્રમાણે બોલવું, વાણી તેવું કામ, સાધન એ સાધે, જાણે સાધુ તેનું નામ " આમાં સાધુ શબ્દ તે કંઇ ભગવા વસ્ત્ર પહેરી, જંગલમાં રહેવું એવો અર્થ નથી પરંતુ પોતાનું ખરું કર્તવ્ય શું છે પોતાને શું કરવું જોઇએ પોતાની કુટુંબ પ્રત્યેની, સમાજ પ્રત્યેની અને દેશ પ્રત્યેની ફરજો કઇ કઇ છે અને તે શી રીતે અદા થઇ શકે તે માટેનો વિચાર, તેમજ તે પ્રમાણેનાં કાર્યો શુદ્ધ મનથી કરવાં એવો અર્થ સાધુ શબ્દમાં સમાયલો છે.

બોલવા ચાલવામાં અને રીતભાતમાં વિવેકની જરૂર છે જો વિવેક ન હોય તો કોઇ પણ કાર્ય શોભતું નથી. વિવેક ઘણી જાતનો છે વિચારમાં, વાણીમાં અને બહારના વર્તનમાં પણ વિવેક જોઇએ છે. કોઈ કામ કઠણ હોવા છતાં પણ તે જો વિવેકથી કરવામાં આવે તો કઠણમાં કઠણ કામ પણ સહેલામાં સહેલું થઈ પડે છે. જેમકે કોઇને કંઇ પણ બાબત સમજાવવાની હોય, પરંતુ તે સમજાવવામાં વિવેકની ખામી હોય તો તેની ઉલટી રીતે સમજાવનાર માણસ પોતેજ સામાની બોલીથી બંધાઈ જાય છે.

વિચાર પણ એવી જાતના હોવા જોઇએ કે પોતાને શું કરવું જોઇએ અને શું કરવાથી સમાજનો, દેશનો અને કુટુંબનો વિકાસ થઈ શકે. તથા શું કરવાથી અથવા કેવા વર્તનથી, તેઓની રીતભાતમાં અને વર્તનમાં ઉચ્ચતા લાવી શકાય. કોઇ ગરીબ હોય તેને અન્ન વસ્ત્ર માટેનો વિચાર, વિદ્યાર્થીને માટે અભ્યાસના નિર્વાહ માટેનો વિચાર, કોઈ જુની પદ્ધતિના અજ્ઞાન મનુષ્યને જ્ઞાન આપી સત્ય એટલે શું ? અને અસત્ય કોને કહેવાય ? એ બન્નેમાંનો ભેદ સમજાવવાનો પ્રયત્ન, તથા કેટલાક કાળથી ચાલી આવેલી નકામી રૂઢીઓ કે જે જડ ઘાલીને બેઠી છે, તેને કાઢી નાખી સમયને અનુસરી સુધારો દાખલ કરવાની

યોજના કરવી તેમજ બીજા સજ્જનોને તેમાં ભાગ લેતા કરવા, અને તેઓ પણ તે પ્રમાણે સમજે એટલુંજ નહિ પરંતુ વર્તન પણ તેવુંજ રાખે, તે પ્રમાણે ઇચ્છવું. પોતાના આત્માનું કલ્યાણ બીજાનું કલ્યાણ ઇચ્છવાથી, અને બીજાને મદદ કરવાથી થશે, તથા તેમ કરવામાં સશક્ત થવાય એટલુંજ નહિ, પરંતુ તેવાં કાર્યો વગર હરકતે પાર પડે તેમ ભાવના કરવી.

વાણીમાં પણ મીઠાશ અને નમ્રતાની જરૂર છે જો બોલવામાં મીઠાશ ન હોય તો તેની સાથે વાત કરવાથી પણ કોઇને પસંદ પડશે નહિ. અને એવા માણસો સાથે ભાગ્યેજ કોઇ પ્રસંગ રાખે છે. જેની વાણીમાં મીઠાશ છે તેની સાથે વધુ પ્રસંગ રાખવા સૌ કોઇની અભિલાષા હોય છે અને એવાં માણસની વાતથી આનંદ પ્રાપ્ત થાય છે, એટલું જ નહિ પરંતુ સૌ કોઇ તેને ચાહે છે કોઇ માણસે ગુન્હો કર્યો હોય તો પણ તેને મીઠાશથી કહેવામાં આવે તો તેને ખોટુ લાગતું નથી અને ફરીથી તે ગુન્હો નહિ કરવાને તેનું અંતઃકરણ પ્રેરાય છે. પરંતુ તેજ માણસને બે ચાર ગાળો કે કટુ ભાષણથી વધાવી લઇ તેનો ગુન્હો તેના નયન સમક્ષ મુકવામાં આવે તો, તેને તે સાંભળવા તરફ અભાવ ઉત્પન્ન થાય છે એટલુંજ નહિ પરંતુ ઉલટો તે માણસ પોતાનો ગુન્હો કબુલ ન કરતાં સામો થઇ જાય છે. મીઠાશ એટલે તેનો અર્થ એવો નથી કે જુઠું બોલીને બીજાને ખુશી કરવાં. પરંતુ તેનો અર્થ એવો છે કે સત્ય હોય અને સામાને પ્રિય હોય તો જ તે કરવું. વળી સત્ય હોય, સામાને પ્રિય હોય પણ જરૂરનું ન હોય તો તે પણ તેને કહેવાનો અર્થ નથી. વાણીમાં પણ હદ હોવી જોઇએ થોડુ બોલવું પણ તે બીજાને ઉપયોગી થઇ પડે તો વધારે સારું! કેટલાક માણસો વગર પુછે એટલું બધું બોલે છે કે તેથી સાંભળનારને કંટાળો આવે છે. નમ્રતા પણ વાણીમાં જરૂરની છે. નમ્રતાથી કોઇ વખત કડવા શબ્દો બીજાને કહેવામાં આવે તો તેથી પણ બીજાને ખોટું લાગતું નથી એમ નમ્રતા વગરના શબ્દો ખરા હોય, તો પણ તે ઉદ્ધતાઇમાં ગણાય છે.

વર્તન પણ એવી જાતનું હોવું જોઇએ કે તે પોતાને સુખકર અને બીજાને દૃષ્ટાંત માટે ઉપયોગી થઇ પડે. શરીર સ્વચ્છ અને તંદુરસ્ત રહે તેમ કરવું. આરોગ્યને માટે ખોરાકમાં કાળજી રાખવી તથા કપડાં લત્તામાં પણ સંભાળ રાખવી, કેટલાક માણસો ખોરાકની સંભાળના અભાવે માંદા પડે છે, નદાની વખતેના બેદરકારપણાથી ગુમડાં વિગેરે રોગોનો ઉપદ્રવ થાય છે, માટે એવી બાબતો પર ખાસ ધ્યાન આપવાની જરૂર છે. કપડાં પણ ઋતુના પ્રમાણે, અને ખપ પુરતાં વાપરવાં. શરીર ઉપર ઘરેણા પણ આછા અને શોભાનાં પહેરવાં, તેમજ ચાલતી વખતે હાથ કે પગના ચાળા કરવા અથવા ચાલવામાં હલકાપણું દેખાય અથવા બીજા ટીકા કરે તેમ કરવું નહિ. આપણા વર્તનથી બીજાને સારી અસર થાય તેમજ બીજા પણ તેમ કરવાને ચાહે તેમ થવું જોઇએ. આપણું વર્તન એવું ન હોવું જોઇએ કે જેથી આપણે બીજાને બોજા રૂપ થઇ પડીએ, અથવા તેમની લાગણી દુઃખાય.

આવી યોગ્યતા પ્રાપ્ત કરવા માટે મનુષ્યને ઘણો અનુભવ જોઇએ છે અને કેટલીક વખત કુટુંબ અથવા સમાજ તરફથી પણ સહન કરવું પડે છે. છતાં પણ જે માણસો કોઇના પણ કહેવાની દરકાર રાખ્યા વગર પોતાના કર્તવ્ય તરફ લક્ષ રાખી પોતાનું કાર્ય કર્યે જાય છે. તેજ પોતાનું ધાર્યું કાર્ય પાર પાડી શકે છે. અને આખરે તે જે કુટુંબમાં અને સમાજમાં નિંદાતો હતો તેજ કુટુંબમાં અને તેજ સમાજમાં તે યશ પ્રાપ્ત કરે છે અને માન પામે છે. આવા માણસો દુનિયામાં ઘણાજ થઇ ગયા છે. તે આપણને ધર્મ પુરાણો, ઇતિહાસો વિગેરેમાંથી મળી આવે છે. તથા હાલમાં પણ તેવાં મહાન કાર્યો કરનાર સ્ત્રીપુરુષો છે કે જેઓ રાત્રી દિવસ પોતાના તેમજ બીજાના કલ્યાણને માટે તેમજ સમાજને તથા આખા દેશને ઉત્તમ જીવન ભોગવવાને યોગ્ય બનાવવા માટે સતત પ્રયત્ન કરી રહ્યાં છે.

# ૯–૫૫

—મુંબઇની ૯ ૫૫ ની લોકલ ટ્રેન ! સાથે જ, ભારતની એ મહાનગરીની આસપાસના ઉપનગરોમાંથી સંખ્યાબંધ માનવીઓ આવી એના હૃદયપટ પર ઊભરાય છે. એ લોકલ ટ્રેન ૯–૫૫માં ઊતારેલાં માપબંધી ખાતાનાં બાનુકાર્યકરોને લગતી હળવી રેખા અહીં જોવા મળશે.

લેખક : શ્રી. બાળકૃષ્ણ જોષી

મુંબઇની લોકલટ્રેનોમાં ભીડનો પાર ન હતો. દરેક ટ્રેનમાં ઉભા રહેવાની પણ જગ્યા જવલ્લેજ જડતી છતાં એક યુવતી ઉતાવળે પગે આવતાં અંદર બેઠેલા ઉતારૂઓના કચકચાટની દરકાર કર્યા વિના ટ્રેનના એક ત્રીજા વર્ગના ડબામાં ચઢી ગઇ. ક્ષણવાર ચોમેર નજર કરી, અને ઉભા રહેવા પુરતી જગ્યા મળી જતાં પાછી તેણે એકવાર ફરીથી ચોતરફ નજર ફેરવી, તો ચોપાસે એક બે વાળની લટો પવનથી ઉડી આવેલી, વિવિધ રંગની છાપેલી સાડીઓ પહેરેલી છોકરીઓનું એક ટોળું દેખાયું.

યુવતીને કઇંક આશ્ચર્ય ઉપજ્યું “શું આટલી બધી છોકરીઓ કૉર્ટની કોઇક કૉલેજમાં જતી હશે ?” એટલામાં તે તરુણી સમુદાયમાં તેની પૂર્વપરિચિત બ કે સહાધ્યાયી સખી કુસુમ તેના જોવામાં આવી. ઉભયની નજરોનજર એક થતાં તે બોલી “ઓહો, રજની, તું ક્યાંની આવી છું ?” એટલું કહેતાં તે નજીક આવી.

“પણ કુસુમ ? તું અત્યારે ક્યાં જવા નીકળી ?” રજનીએ સામો પ્રશ્ન કર્યો.

“હું કે ?” કુસુમે ગરદને બાજુએ નરીગને અજબ રીતે લચક આપતાં કહ્યું “રેશનિંગ ઑફિસમાં—”

રજની કુસુમના એ લચકભર્યા અભિનયથી ચકીત બની ગઇ ! પણ ક્ષણવાર તેણે ચોમેર નજર નાખી તો ‘દરેક વાક્યે વાક્યે એવો વિચિત્ર અભિનય કરવાની એ સર્વ તરુણીઓમાં લગભગ ફેશનજ પડી ગયેલી દેખાઇ !

“કેમ વારુ ? રેશનિંગ કાર્ડની કામગીરી તારે માથે આવી છે કે શું ?” રજનીએ સ્વાભાવિકજ પૂછ્યું.

“નહિ રે, હું કાંઇ રેશનિંગ કાર્ડ કે સામાન લેવા નથી જતી. હું ત્યાં નોકરી કરું છું.” કુસુમે જંપરનો કૉલર અડકતાં કહ્યું, અને પાસે બેઠેલી તેજ ટ્રેનમાં જતી એક બીજી યુવતી ક્લાર્ક તરફ નજર ફેરવી—તેની નજરમાં ચોકખો એવોજ ભાવ દેખાયો કે “તું એકલીજ પૈસા કમાતી હશે એમ ન ધારતી—અમે પણ કમાઇએ છીએ.”

“રાજ્જી !” કુસુમે એના ભણતર વખતનું લાડકું નામ સંભારતાં કહ્યું “આપણી કૉલેજની ઘણીખરી સાહેલીઓ પણ આજ નોકરી કરે છે, અને અત્યારે નોકરી મળતી પણ એટલી સસ્તી થઇ ગઇ છે કે કાંઇ વાત જ ન પૂછીશ ! મેટ્રીક પાસ હોય કે લાગતો માંડ રૂપીઆ પગાર—ને નામ જોઇએ

તો—' વગેરે વગેર તેની કટકટ ચાલુ હતી એવામાં ટ્રેન ચર્ચગેટ આવી પહોચી. સૌ ઉતરવા તત્પર થઇ ગયાં.

"ચાલને અમારી ઓફિસમાં, રાજ્ઞી ! આપણી બધી જૂની સહાધ્યાયી સખીઓનો મેળાપ થશે, અને ત્યાંની બધી મજા જોવાની પણ મળશે" એમ કહેતાં કુસુમે તેને પોતાની સાથે ખેંચી.

( ૨ )

"હાં, આવી અલ્યા ૯-૫૫" કોઇક બડબડતુ સંભળાયું.

"અરે યાર, છાનો રહેને ! એ ઝઘડી-ઓના હાથમાં તો આપણાં પેટનો છવારો છે" બીજો અવાજ આવ્યો.

"ખરેખર, અત્યારે તો આ છોકરીઓ સાક્ષાત્ અન્નપૂર્ણાઓ જ બની ગઇ છે હોં." ત્રીજો એક જણ બોલ્યો. અને આ બધો વાર્તાલાપ ઓફિસને દાદર ચઢતાં સંભળાતો હતો.

એટલામાં કોઇનો પરિચિત અવાજ આવ્યો હોય એમ લાગ્યું. "અલ્યા યાર, હજી ૯-૫૫ આવી નહિ ખરું ?"

રાજશ્રીએ પાછું ભાળી જેયું તો તેના ઓળખીતા સુમંતલાલ નાયક ઉભેલા જણાયા.

"કેમ, સુમંતભાઇ, કયી ટ્રેનની રાહ જુઓ છો ?" રાજશ્રીએ પૂછ્યું.

"ઓહો, કોણ રાજશ્રીબેન ! તમે અહીં કયાંથી ? કયારનાં આવ્યાં છો ? કયારે પાછાં ફરવું છે ?" સુમંતે પ્રશ્નનો સામરો જ બોમ્બમારો ચલાવ્યો.

"હાં ! હાં, આસ્તે. કેટલા સવાલ એક સામટા પૂછી નાખો છો ? ભલા તે "તમારા ઘરમાં સ્ત્રીઓ કેટલી, છોકરાં કેટલાં—" એવું તેવું પણ ભેગું પૂછતા નથી." રાજશ્રીએ હસતાં હસતાં કહ્યું.

એટલામાં તેની પાસે ઉભા રહેલા તેના એક મિત્રે તેનો હાથ દબાવી કહ્યું "સુમંત ૯-૫૫ હોં કે."

સુમંતે બ્હાવરી નજરે જેયું. રાજશ્રીએ તે બાજુ નજર કરી રાખી તો શોભના ધીમે ધીમે દાદર ચઢતી જણાઇ ! અને ત્યારે જ ૯-૫૫ કોણ તે તેના ધ્યાનમાં આવ્યું.

"કેમ શોભના, તું પણ અહીં જ છું કે ? આ તમને બધીઓને કોણ જાણે શું ઘેલું લાગ્યું છે કે જે તે લાગલી રેશનિંગ ઓફિસમાં જ નોકરીએ રહી જાય છે !

શોભનાએ તીરછી નજરે બાજુમાં જેઇ કહ્યું "એ બધી વાત જવા દે ને, પણ તું કયારે આવી રાજશ્રી ?"

( ૩ )

આટલી વાર સુધીમાં સુમંત અને તેનો મિત્ર નવીન ગુસપુસ વાતો કરવામાં રોકાયા હતા.

"યાર સુમંત, હવે તારે નયનદ્વારા તો ૯-૫૫ની મુલાકાત ઘણી થઇ ગઇ—તો હવે એકાદ ડગલું આગળ વધોને-પ્રેમપાત્ર તારે મેળવવું ને ગરજ મારે-" નવીને આંખોનાં ભવાં ચડાવતાં કહ્યું.

"થાય છે, મારે-ઉતાવળે આંબા ન પાકે." એવામાં ઉભય સખીઓની નજર આ બે મિત્રો પર પડી ને અચાનક રાજશ્રીએ કહ્યું: "અરે હાં, પણ ઉભી રહે, હું આમની સાથે તારો પરિચય કરાવવાનું તો ભૂલી જ ગઇ."

"આ સુમંતભાઇ નાયક, રાવબહાદુર નાયક સાહેબ રીટાયર્ડ દીવાન સાહેબના ચિરંજીવી એ મારા ભાઇ સાથે કોલેજમાં હતા ને વચમાં ઈંટરથીજ જ ખાનગી વ્યવસાય સાચવવા ખાતર અભ્યાસ પડતો મૂકયો હતો. ને સુમંતભાઇ, આ મારી શોભના—૯-૫૫—"

સુમંતલાલ ખસીઆણો પડી ગયો. "તે

મનમાં બબડયો " સાચો ઠાર–" આ તો સંકેત શબ્દ પૂરો સમજી ગઇ.

" હ—પપ ?" શોભનાએ રાજસી સામું જોઇ કહ્યું: " તેને એના બોલવાનો કાંઈ જ અર્થ સમજાયો નહિ."

" જવા દેને, એ તો ગમે તેમ કાંઇક બબડી જવાયું." રાજસીએ તેને પટાવવા માંડતાં વાત ઉડાવી.

પછી તે, શોભના અને કુસુમ સાથે જ ઓફિસમાં ગયા, અને ખરી મજા તો તેને ત્યાંજ જોવાની મળી.

એક એક છોકરી સામે એક એક ટેબલ અને તેના પર થોડાક કાગળો પડેલા હતા! પોતાની જગ્યાએ બેસતા પહેલાં દરેક જણ પાસેની ખોલીમાં જઈ ચહેરો સાફસુફ કરતી, ગળામાં પહેરેલી ચેઇન, હાથમાં પહેરેલી પાતળી સોનાની બંગડીઓ, અને ડાબા હાથનું કાંડાનું ઘડીઆળ એ સર્વ ઠીક ઠીક છે કે નહિ તેની ખાત્રી કરી લેતી; કપાળે પવનને લીધે વાળની લટો બરાબર ઉડે એવી છે કે નહિ તેની પણ ખાસ કાળજી રાખતી.

રાજસીને બેસવા ખુરસી મળી. ચહાનો ખટરાગ તો અવાર નવાર ચાલુ જ હતો, આટલી ભાંજગડોમાંથી છૂટાં થયા પછી કામની શરૂઆત થઇ.

( ૪ )

થોડીવારમાં એક ઉંચી જગ્યાએ ગોઠવેલા ટેબલ આગળ મોટાસાહેબ આવી બેઠા; તેને સાહેબ કહેવાને, પાટલૂન, ટાઇ, બૂટ મોજાં વગેરે સાહેબી પોશાક પહેરેલો હતો–તે વિના બીજું કાંઇ જ કારણ જડે એમ નહતું!

ઓફિસના સાહેબ આવ્યા જોઇ રાજસી ઉઠીને ઉભી થવા લાગી એટલે કુસુમ તેનો હાથ ખેંચતાં બોલી, " બેસી રહેને હવે! કોઇએ પૂછવાનું નથી કે તું કેમ બેઠી છું! કોઇકવાર ખાલી બેસી રહેવાનો પણ તને અહીં પગાર મળી જાય એવો તોર છે!"

" અલિ, પણ આ મોટા સાહેબ, કોણ તે? કાંઇ ઓળખવામાં ન આવ્યા." રાજસીએ પૂછ્યું.

" શેના મોટા સાહેબ, ને શી વાત? એમનું નામ ગજેન્દ્રલાલ મુનશી; હમણાં એમની મજા જોવી હોય તો જોજે. એમના પોશાક પરથી.જ એમને સાહેબ કહેવાના છે! એટલામાં જ સમજી જાને."

" અરે, તમે—" સાહેબે નીચી નજરે ઉદ્ગાર કાઢ્યા.

તે સાંભળતાં જ દરેક યુવતીએ ઉંચું જોયું; પણ ' અરે, તમે ' તે કોણ તેનો, કાંઇ પત્તો લાગ્યો નહિ! આખરે સાહેબે ઉંચું જોયું અને આંગળીથી ઇશારત કરતાં કહ્યું " અરે, તમે—જરા આમ આવોને."

તે ઇશારત કુસુમ સામે જ થઇ હતી. એથી તે ઉઠીને સાહેબના ટેબલ સામે જઈ ઉભી રહી.

" હાં, પેલાં તમે નામો લખેલાં છે તે ક્યાં છે?"

સાહેબ, કુસુમના શરીર સામે જોઇ પૂછવા લાગ્યા. તેમની નજર હજી મુગ્ધ યુવતીઓના મોં સામે જોવાને ટેવાયલી ન હતી.

કુસુમે કંઇક બબડતાં એક ફાઇલ પોતાના ટેબલ પરથી આણી આપી.

થોડીવારમાં તો લંચ–ટાઇમ અને ટી–ટાઇમ, ને પછી પાંચની લોકલ પકડવાની ધાડાધાડ.

રાજસી તો સુમંતલાલની વાતો ભૂલી ગઇ હતી; તે સાહેલી સાથે હસતી હસતી દાદર ઉતરતી હતી; પણ સુમંતલાલ હજી ત્યાંનો ત્યાંજ ઉભો હતો. અને શોભનાનાં પુનિત પગલાં ત્યાંથી પસાર થયા પછી જ, તેણે ત્યાંથી પોતાનો અડ્ડો ઉઠાવ્યો.

સુમંતલાલ શોભનાના પ્રેમનો પિપાસુ હતો. શ્રીમંત પિતાના લાડમાં ઉછરેલા એ

યુવકને કૉલેજ છોડયા પછી આવાં કામ વિના બીજો ધંધો જ સૂઝતો ન હતો.

( ૫ )

તે પ્રસંગ પછી રાજસી અવારનવાર રેશનિંગ ઑફિસમાં જવા લાગી; પણ તે સાંજે ચારેક વાગ્યાના અરસામાં જ જતી. ત્યાં ચહા પાણી લઇ પોતાની સખીઓ સાથે પાછી ફરતી.

શોભના વખતો વખત સુમંતની વાત કાઢી રાજસીને પેટ પકડીને હસાવતી ! " ભાઇસાહેબ, હવે કાંઇક વધારે હીંમતવાન બનવા લાગ્યા છે; ગમે તે બહાને એકાદ વાકય મારી સાથે બોલી નાખે છે. "

એક દિવસની વાત. તે દિવસે શોભના એના કામના આંકડા મેળવવા રોકાતાં સૌ સખી મંડળની પાછળ રહી ગઇ હતી; અને લોકલ ઉપડવાનો ટાઇમ થતાં માંડમાંડ પહોંચી. એક ડબામાં સુમંત બારણા આગળ જ ઉભો હતો તેણે એને જોઇ અને સુંદર તક મળતાં હાથ લંબાવ્યો.

ટ્રેન ઉપડી જવાની ધાસ્તીમાં શોભના એ તરફ દોડી અને અંદર ચડી જતાં સુમંતે હાથ પકડી લીધો.

વચલા સ્ટેશને તેણે આગ્રહપૂર્વક બે પ્યાલા ચહા મંગાવી; અને એ ટૂંકા સમયના શોભનાના સહવાસથી પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યો.

" હાં, તમે રોજ લોકલમાં આવો છો ? કાંઇ કામે જતા હશો ? "

" નહિ, નહિ, કામ તો શું ? fatherની ઑફિસમાં મારી નિમણુંક કરેલી છે, ત્યાં એકાદવાર આંટો મારી આવી ટાઇમ-બૂકમાં હાજરી પૂરાઇ એટલે ખલાસ, બંદા નવરા—" સુમંતે ગોલ્ડફ્લેક સીગારેટનો ગલ ટચલી આંગળી વડે ખંખેરતાં કહ્યું.

" ત્યારે તમને કાંઇ વાંચવાનો શોખ નથી ? " શોભના હસી.

પણ તે હાસ્યના વિરોધમાં કટાક્ષ ર્યો કરી સુમંત બોલ્યો " છટ્, કૉલેજમાં હતો ત્યાં સુધીમાં વાંચી વાંચીને ભેજું ખાલી થઇ જવા આવ્યું હતું એટલે ચોપડી વસ્તુ જોતાં જ મને હવે કમકમાં આવે છે. "

શોભના ખૂબ જ હસી. " હા, એ તો બરાબર—અને તેનો લાભ ખાસ્સો તમને એટલો મળશે કે તમારી આંખો વધારે ખરાબ નહિ થાય. "

એટલામાં સેન્ટ્રલ સ્ટેશન આવ્યું અને ચાહ પીઓના સમુદાયમાં શોભના અદશ્ય થઇ ગઇ.

( ૬ )

કેટલાક દિવસ બાદ રાજસી સવારના જ રેશનિંગ ઑફિસમાં ગઇ તો સુમંત તેની ઠરેલી જગ્યાએ મોંમાં સિગારેટ રાખી ઉભો હતો ! તેનો ચહેરો કંઇક ચીમળાયલો લાગ્યો.

" કેમ સુમંતભાઇ, શા સમાચાર છે ? કાંઇ બહુ વિચારગ્રસ્ત—નિરાશામાં ઉભા છો ? રાજસીએ પૂછ્યું.

" ના, ના કાંઇ નહિ, અમસ્તું જ, રાજસીબેન, હમણાંનું જરા મને બેચેન જ લાગે છે." સુમંતે સીગારેટ ફેંકી દેતા કહ્યું.

" કેમ વારુ ? " રાજસીએ જિજ્ઞાસાથી પૂછ્યું.

સુમંતને રાજસીના ભાઇ શિશિર સાથે ગાઢ દોસ્તી હતી; તેઓ કૉલેજમાં હતા ત્યારે સુમંત વારંવાર ત્યાં જતો અને રાજસીના બુદ્ધિચાતુર્ય પર તે આફરીન બની જતાં પોતાને એવી બેન હોય તો કેવો ભાગ્યશાળી કહેવાય—એવા વિચાર તેને આવતાં, અને ખરેખર તે પોતાની નાની બ્હેનની જેમ તેની સાથે ખૂબ જ રસથી અને છૂટથી વાતચીત કરતો. કૉલેજજીવન છૂટી ગયા પછી તેનું માનસ રાજસીએ જોતાં તેને ભારે અજાયબી લાગની હતી ! તે તેને બદલાઇ ગયેલોજ

લાગતો હતો પણ સુમતનો હજી પૂર્વવતજ તેની સાથે પોતાની બેનની માફક લાડ ભરી વાતો કરતો

તેણે રાજસીના "કેમ વારુ?" પ્રશ્નનો જવાબ આપતા કહ્યું. "તમે તો બહુ પજવો છો, ભાઇસાબ! તમને કારણ ખબર છે, મારી દમ્પતિના હમણાના કાંઈ દર્શન થતા નથી.

તેને રાજસી પાસેથી કાંઇક પત્તો મેળવવાની આશા લાગી

"હા—ખરેખર, મારી શોભનાને? પણ સુમતભાઇ, તમને મારે બહુજ નિરાશ કરવા પડશે!"

"રાજસી અધૂરુ બોલી"

"એટલે? મને કાંઇ સમજાણુ ન પડી" સુમતની ઉત્સુકતા વધી

"સુમતભાઇ, એ દમ્પતિ ની સોબત તો કાયમ માટે બધજ પડી ગઇ છે—તેને ઉપાધીઓ શરુ થઇ છે—ને પછી તો અસુતીકાળ—

"હે—શુ? શોભના વિવાહિત છે?"

"જરૂર—કહેતા રાજસી દાદરે ચડી ગઇ, પણ જાણે તેના મોમાથી અરેરાટ ઉચ્ચાર નીકળતા હોય એવો પાછળથી સુમતને ભાસ થયેલ

"સુમતભાઇ, હવે તો બીજી કોઇ દમ્પતિ ની તજવીજમા રહેજો—પણ જોજો, કુમારિકા હોય તેને પત્ની કરજો—નહિ તો શોભના જેવો ટેભલો ન થાય'—"

અને સુમતની દૃષ્ટિપથ પર ખરેખર કાયમનો ટેભલો પડી ગયો



## (૧) સ્વ૦ કસ્તુરબાની યાદગીરીમાં આધારગૃહો ઉભાં કરો

આજે હિંદના રાષ્ટ્રિય જીવનમાં સૌથી અગત્યની વસ્તુ કરવાની હોય તો તે સ્ત્રીઓના સ્થાનની વિચારણા કરવાની છે, અને એમ કરતાં જણાશે કે પ્રજાના સમગ્ર જીવનનો એમાં સમાવેશ થયો છે. પરદેશી શાસન અને પશ્ચિમના સંસર્ગથી આવેલી અધોગતિ સાથે સ્ત્રીઓને રક્ષણ આપનારાં સામાજીક સહી-સલામતી અને સામાજીક ખાત્રીના ઘણાંયે તત્વો નષ્ટ થયાં છે. ટેવો, માનવતાની સારી પ્રથાઓ અને માનવતાને ઓળખનારાં તત્ત્વો, દયા, સહનશીલતા નિઃસ્વાર્થ પ્રેમ વગેરે નષ્ટ થયાં છે. આને કારણે સ્ત્રીઓને નિરાધાર દશામાં તેમને તેમનું રક્ષણ કરવાને છોડી મુકવામાં આવી છે. બેશક, સામાન્ય સંજોગોમાં તેમની શક્તિ ઘણી ઉંચી છે–ગમે તેવી પરિસ્થિતિને પહોંચી વળવાને સમર્થ છે, પણ અસાધારણ સંજોગોમાં સ્ત્રી ગમે તેમ તોયે નિર્બળ છે. એ સંજોગોમાં એને કાયદો અને સમાજ એ બંનેનાં રક્ષણની આવશ્યકતા છે. ભૂગર્ભની ખાણોમાં સ્ત્રીઓને કામ કરાવવાની મનાઈ કરતા કાયદા જેવા કેટલાક કાયદાઓ કરવામાં આવ્યા છે, પણ આજે તો લડાઇના ઓઠા નીચે સુધરેલી સરકારે પણ એ કાયદાને બાજુએ મુકયો છે ! જે દેશની રાષ્ટ્રસંઘમાં ગણના થતી હોય અને તે દેશની સ્ત્રીની આ નિરાધાર દશા હોય, કાયદાની બહાર જે સ્ત્રીને નહિવત જેવુંજ રક્ષણ અપાતું હોય તે દશા તે દેશ માટે શરમજનક છે !

આ કારણસર જ "આધારગૃહો "ની સ્થાપના થવી જોઇએ કે જ્યાં કોઇપણ સ્ત્રીને કોઇપણ પ્રકારની તપાસ કર્યા વિના દાખલ કરવામાં આવે. જેમાં તેને ખોરાક મળે, આશરો મળે અને ત્રાસમાંથી બચવાનું રક્ષણ મળે ! એવાં આધારગૃહો સ્થપાવાં જોઇએ કે જે નિરાધાર સ્ત્રીઓને આધાર આપે ! આવાં આધાર-ગૃહો માત્ર શહેરી વિસ્તારોમાં જ નહી પણ ગ્રામવિસ્તારોમાં પણ થવાં જોઇએ. જે જે વિસ્તારોમાં આવાં "આધારગૃહો" હોય તેના શકય તેટલાં સાધનો મારફત જાહેરાત કરવી, જેથી સમગ્ર સ્ત્રી જાતિમાં એક પ્રકારની લાગણી પેદા થાય કે જો તેમના તેમને ઘરમાં રહેવાનું ભારે થઇ પડે એવી સ્થિતિ ઉભી થાય તો ગમે તે પળે તેને આવકાર આપવાને "આધારગૃહ" તેના વિસ્તારમાં છે. આ દુનિયામાં તેના ઘર સિવાય બીજો એક ખુણો છે કે જ્યાં તેને સ્થાન મળશે, આવકાર મળશે એ પ્રકારની લાગણી તેના અંતરમાં થાય. નિરાધાર સ્ત્રીને વેશ્યાવાડાની વાટે જવું પડે કે આત્મહત્યાનો આખરી માર્ગ લેવો પડે . તેને બદલે આવું વ્યાજબી માનવતાભર્યું અને સ્વમાની જીવન જીવવાનું સાધન તેને આપવામાં આવે એ પ્રકારનું આ આધારગૃહ થાય ! આપણી આંખ આગળ આવા કરૂણ પ્રસંગો રોજ-બરોજ બનતા રહે છે અને આપણે નિર્દય રીતે, શરમજનક રીતે જોવા - છતાં એની

અવગણના કરીએ છીએ એ હિંદની સામાજીક જાગૃતિ માટે તો ઘણું હીન દેખાય છે.

આવાં આશ્રયસ્થાનો કરીને આશરો આપતાં અટકાવવાના વ્યવસ્થિત પ્રયત્નો આધુનિક હિંદી જીવનની અપુર્ણતાઓ પર પ્રકાશ ફેંકે છે. આ પ્રકારનાં 'આધારગૃહો' કોમી ધોરણ પર ન હોવાં જોઇએ. સૌ સ્ત્રીઓ માટે આ પ્રકારનાં આધારગૃહોનાં કમાડ ખુલ્લાં રહેવાં જોઇએ, સૌને ત્યાં આવકાર અને માયાળુ વર્તન મળવું જોઇએ. માનવજાતિ તરફની તેની ઘૃણા ત્યાં નષ્ટ થવી જોઇએ. અને વધુ એકવાર ભય અને પક્ષપાતરહિત જીવન તેને પાછું મળવું જોઇએ. પતીત જીવનના પંથે જતી અટકાવી તેને આધાર–ગૃહના આંગણે સ્નેહથી આવકાર મળવો જોઇએ.

આવા આધારગૃહોની વ્યવસ્થા પણ સ્ત્રી-ઓના હાથમાં જ રહેવા દેવી જોઇએ. જે સ્ત્રીઓ આજે આ કરુણ દશાનો ભોગ નથી બની. જે સ્ત્રીઓની દશા આજે વધારે સારી છે એવી સ્ત્રીઓને આ ગૃહોનું વ્યવસ્થા તંત્ર સોંપવું જોઇએ. બેશક–દશા પળે પળે પલટે છે–કોણે જાણી આવતી કાલ કે જ્યારે આજની એજ નમીબદાર સ્ત્રીઓ જીવનના દુઃખદર્દમાંથી સ્વમાન સાથે ઉગરવાને આધારગૃહના આંગણે આશરો ન શોધે ? જે સ્ત્રીઓ આજે વધુ સારી દશામાં છે, વધુ સારી રીતે સલામત છે તેમનામાં આ પ્રકારનાં ગૃહોમાં પોતાનો ફાળો આપવાની ભાવના જગાડવી જોઇએ. આવી સંસ્થાના વહીવટમાં તેણે મદદ કરવી જોઇએ એ પ્રકારની લાગણી તેનામાં ઉત્પન્ન કરવી જોઇએ. પરદુઃખભંજન માણસોએ સલાહની દૃષ્ટિએ તેમજ નાણાંકીય દૃષ્ટિએ આવી સંસ્થાની વ્યવસ્થાપક સમિતિને મદદ કરવી જોઇએ. જે સ્ત્રીઓ આજે સારી દશામાં છે તેમનામાં તેમની કમનસીબ બહેનો પ્રત્યેની સહાનુભૂતિ કેળવાય, સંભાળ, સ્નેહ અને પરમાર્થની દૃષ્ટિએ તેઓ આવી સંસ્થાનું સંચાલન કરે એ પ્રકારની ભાવના એ સ્ત્રીઓમાં જાગ્રત થાય એ જ મુખ્ય ઇરાદો છે.

આર્થિક દૃષ્ટિએ આવી સંસ્થાનું સંચાલન બહુ મુશ્કેલ નથી એમ સહેજે કહી શકાય. આજના અસામાન્ય સંયોગોને બાદ કરીએ તો "આધારગૃહ"માંની પ્રત્યેક સ્ત્રીનો સરેરાશ માસિક ખર્ચ દસ રૂપિયાથી વધારે નહી થાય. આમાં ખોરાક, કપડાં અને આશ્રયસ્થાન એમ બધા જ ખર્ચનો સમાવેશ થઇ જાય. એમ છતાં મુખ્ય સિદ્ધાંત એ હોવો જોઇએ કે એમાંની સ્ત્રીઓએ તેમનું બધું કામ તેમની જાતે જ કરવું જોઇએ અને એ ઉપરાંત પોતપોતાના શારીરિક શક્તિ મર્યાદા પ્રમાણે બીજા ઉપયોગી કામમાં તેમણે તેમનો સમય પસાર કરવો જોઇએઃ દાખલા તરીકે, તેઓ મસાલા, અથાણા, તેમ જ બીજી વેચી શકાય એવી ખાદ્યસામગ્રી તૈયાર કરી શકે. તેઓ ભરત, શીવણ તેમ જ એવાં બીજા કામો પણ કરી શકે. એટલું જ નહી પણ તેઓ સ્વચ્છ અને સારી રીતે તૈયાર કરેલો ખોરાક સહેજ મોંઘા ભાવે બહારના ગ્રાહકોને પહોંચાડી શકે. લોકો પણ આ મોંઘો ભાવ આપી એક સારા કાર્યમાં સહાય કરી રહ્યા છે એમ સમજી બજાર કરતાં પણ મોંઘો ભાવ આપવામાં આનાકાની નહી કરે. ટુંકમાં જે સ્ત્રીને આ ગૃહ નભાવે છે તે જ ગૃહના ખર્ચમાં એ પોતાની મહેનતથી પોતાનો ફાળો આપી શકશે અને એની જ સાથે એ સ્ત્રીને પણ લાગશે કે એ દયા પર નથી જીવતી પણ પોતે મહેનત કરીને જ સંસ્થાના કાર્યમાં પોતાનો ફાળો આપે છે અને જીવે છે. તે ચોક્કસ પોતાની મહેનત પર જ જીવે છે અને તે કોઇને ભારરૂપ નથી એમ તેને લાગશે. આશ્રિતોમાં આ પ્રકારની જ ભાવના હોવી જોઇએ, થવી જોઇએ અને તેઓ એ ભાવનાના

બળે. માનસિક આરોગ્ય તેમ જ આનંદ મેળવે એ સૌથી અગત્યની વસ્તુ છે. ઘણા માણસો આવી સંસ્થાઓને ખોરાક, કપડાં કે બીજી જરૂરિયાતો ખુશીથી આપશે, એટલું નહી પણ તેઓ આ સંસ્થાને પગભર કરવાને સાધનો, હાથે સીવવાના સંચાઓ વગેરે પણ આપશે જ.

હિંદમાં સ્ત્રીઓની જરૂરિયાતો ઘણી છે. જેઓ કેળવાયેલી છે તેમજ કુટુંબોમાં સુખી છે તેમને માટે પણ ઘણી વસ્તુઓ કરવાની છે. પણ પ્રથમ તબક્કે તો જેઓ કરુણ સ્થિતિમાં મુકાયેલી છે તેમને જ આ લાભ આપવો જોઇએ. જે સ્ત્રીઓ ગમે તે કારણે જીવનની યાતનાઓ વેઠી રહી છે. તેમને જ આ સંસ્થા દ્વારા પ્રથમ તબક્કે રાહત આપવાની જરૂર છે. એવી સ્ત્રીઓ પણ હશે કે જેમને નથી માબાપનો ટેકો, નથી પોતાના પતિનો ટેકો ! એવી સ્ત્રીઓ જોઇએ તેટલી નજરે પડશે. એ સિવાય એવા પણ દાખલાઓ જોવા મળશે કે જેમાં મદદ કરનારા સ્વજનો છે, પણ તેઓ મદદ કરતા નથી અને જો મદદ કરે છે, તો તે એવી શરમજનક શરતે મદદ કરે છે કે કોઇ પણ સ્વમાની સ્ત્રી તે મદદ સ્વીકારી શકે નહી. જે સંભાળપુર્વક સમાજની ભીતરમાં ડોકિયું કરશે તેને આ જીવનની સામુદાયિક કરુણ યાતનાઓ દેખાશે, પણ હિંદમાં સામાજીક ભાન નહિવત છે. તેઓ કશું કરવા માંગતા નથી. કેટલીક વાર શું કરવું તે પણ તેઓ નથી જાણતા. તેમની પાસે કરવાનાં સાધનો પણ નથી હોતાં. અને એટલા જ માટે પ્રત્યેક જીલ્લામાં જ્યાં આવી સેંકડો સ્ત્રીઓ મુશ્કેલીઓમાં મૂકાયેલી છે તેમને આ પ્રકારની યોજના અમલમાં મુકીને મદદ કરવી જોઇએ. હિંદમાં સામાજીક ઉત્ક્રાંતિ માટે જે પ્રયત્નો થવાના છે, તેમાં સ્ત્રીઓને લાગેવળગે છે ત્યાં સુધી તો બીજા કોઇ પણ પ્રયત્ન કરતાં આ પ્રયત્ન પ્રથમ તકે થવોજ જોઇએ.

અને એટલાજ માટે જો "કસ્તુરબા સ્મારકનિધિ"ના ટ્રસ્ટીઓ પ્રથમ શહેરના વિસ્તારોમાં અને પછી ગ્રામવિસ્તારોમાં ઉપર જણાવેલી યોજનાનુસારનાં આધારગૃહો ખોલવાનું નક્કી કરે તો તદ્દન યોગ્ય લેખાશે. આવાં આધારગૃહો દ્વારા ચરખા કે હાથ કારીગીરી પણ સ્ત્રીઓને શીખવી શકાશે. થોડીક સ્ત્રીઓ આવાં આધારગૃહોનો આશરો લેશે અને હજારો સ્ત્રીઓને હિંમત આપશે. તેમના જીવનને યાતનાઓથી ભરી દેનાર જુલમગારોને તેઓ હિંમતપૂર્વક કહેશે, કે જો તેને જીવવાનું કપરું કરશે તો ઘર છોડીને આધારગૃહોમાં ચાલી જશે ! એ નૈતિક હિંમત હજારો સ્ત્રીઓના અન્તરમાં જાગશે. તેની યાતનાઓને ઓછી કરવાને તે જુલમગારને ફરજ પાડશે—અને એ ફરજ પાડવાની હિંમત આ આધારગૃહ આપશે. બીજા શબ્દોમાં કહીએ તો જેઓ દિલને સળગાવતાં ઘરો છોડી સ્વમાની જીવન જીવવાને આધારગૃહની છાયામાં આવશે તેમને નવજીવનનો લાભ મળશે. અને બીજી રીતે લાખો સ્ત્રીઓને યાતનાઓ ઓછી કરવાની ધમશ પેરવાનો લાભ આપશે. જે આદર્શ અને જે ભાવનાથી મહાપુરુષો જીવ્યાં છે તેવાં જ આદર્શો અને તેવી જ ભાવનાનાં તેમનાં સ્મારકો થવાં જોઇએ.

આ મહાન સ્ત્રીની યાદગીરીમાં હિંદમાં, કોઇપણ સ્ત્રીને આશરો મળે, સ્નેહભર્યો આવકાર મળે, કોઇ પણ પ્રકારની પુછપરછ વિના તેની યાતનામાંથી મુક્ત કરતું તેને શિક્ષણ મળે એ પ્રકારનાં, આશ્રયસ્થાનો ઠેકઠેકાણે ઉભાં કરવાં જોઇએ. આ મહાન સ્ત્રીના દિલની ઉદારતાને, માનવતાને, પ્રેમળતાને, સૌજન્યને, દેશાભિમાનને આથી વધારે યોગ્ય અંજલિ કઈ હોઈ શકે ?

આવાં આશ્રીતો ત્યાં રહેવાનું પસંદ કરે અથવા બહાર જઈને તેઓ પોતાનું સામાજીક જીવન જીવવાનું પસંદ કરી શકે. જ્યારે તેઓ શાંતિ મેળવીને આધારગૃહના આંગણાં છોડશે—યાતનાની આગ બૂઝાવનારી આધારગૃહની શીતલ છાયા છોડશે ત્યારે તેઓ બહાર જઈને એની વાતો કરશે, પ્રશંસા કરશે, આરામગૃહે કરેલા કલ્યાણનો મહિમા ગાશે. અન્યને મદદ કરવી એ તેમના અંતરની ભાવના રહેશે અને એજ તેમનો જીવનોપદેશ બનશે. તેમની મારફત અન્યને પણ એની પ્રેરણા મળશે. જે ભાવના અને આદર્શ આ ગૃહોનો છે તે જ ભાવના અને આદર્શ તેમના જીવનમાં રહેશે.

કદાચ કેટલાક માણસોને લાગશે કે આ કામ ઘણું મુશ્કેલ છે. બીજા કેટલાક એમ પણ કહેશે કે આજે આવાં બીજાં કેટલાંક સ્થાનો છે. બીજા એવા પણ કેટલાક હશે કે ...ા ઉપર કરેલા સુચનોમાં ખામીઓ જોશે. ...તાંતરો, વિલંબ અને મિથ્યા ચર્ચાઓ, હિંદની કમનશીબી છે. પુજ્ય કસ્તુરબા ... સ્મારકને લગતા સારા કાર્યમાં વાધા-...વનારાઓ મૌન રાખે૦મિથ્યા ચર્ચાઓ ન કરે અને હિંદની સ્ત્રીઓના હિતમાં આ મોટામાં મોટું જરૂરી અને અત્યંત અગત્યનું કામ વહેલામાં વહેલી તકે થવા દે એવી આશા છે.

જ્યારે આ સેવા માટે અપીલ કરવામાં આવશે ત્યારે મદદ કરવામાં પુરુષો કરતાં સ્ત્રીઓની સંખ્યા ઘણી મોટી દેખાશે. જે જોઈએ છે તે તો આ સ્મારક નિધિના ટ્રસ્ટીઓની આ કાર્યમાં સત્તાવાર સંમતિની હું આશા રાખું છું કે એ સંમતિ અપાશે જ.

જો આ પ્રકારની સ્ત્રીઓની કમનસીબી ચાલુ જ રહેવાની હોય અને એને સુધારવા કંઈ પ્રયત્ન થતો ન હોય તો "રાષ્ટ્ર" શબ્દોમાં કશો અર્થ જ નથી. જે બહેનો વધારે સારી રીતે જીવી રહી છે તેમને હું હું અપીલ કરું છું કે તેઓ આ યુગના સૌથી મહાન માનવી અને મહાન હિંદના જીવનસાથીના કાયમની યાદગીરીમાં બીજા કોઈપણ કાર્યમાં ખરચવા કરતાં એ સ્મારક-નિધિનો આ કાર્યમાં ઉપયોગ કરવા આગ્રહ કરે !

('પ્રવાસી'માંથી) —શ્રી. મનુ સુબેદાર

[ ૨ ]

## જગતને એલચીપદે વિરાજનારી પહેલી નારી : મેડમ એલેક્ઝાન્ડ્રા કોલન્ટાઇન

રશિયાના રાજકારણમાં ક્રાન્તિ આણનાર પ્રથમ હરોળના રાજપુરુષોમાં આ મહિલાનું નામ પ્રતિભાશાળી કાર્યકર્ત્રી તરીકે એના જુવાનીના કાળથી ચમકતું હતું. કવિ એસીનીન અને માયકોવસ્કીની માફક રશિયામાં પ્રતિભાશાળી વ્યક્તિત્વ અને અનોખી વિચારસરણી ધરાવવા માટે એ જાણીતી હતી. એણે એક નવલકથા પણ એ દિવસોમાં લખી હતી અને એનું નામ હતું: "મુક્ત સહચાર" લેનીને એની આ નવલકથાની આકરા શબ્દોમાં ખબર લઈ નાખી હતી. લેનીને કોલેન્ટાઇનના આ પુસ્તકની મુક્ત સહચારની ટીકા કરતાં જણાવ્યું હતું કે જ્યારે માણસ તરસ્યો થાય ત્યારે એ કાંઈ જે તે ગટરના પાણી પીતો નથી. કે અનેકના હોઠથી અભડાયલા પ્યાલાને એ અડકતો નથી.

૧૯૨૦ માં એલેક્ઝાન્ડ્રા કોલેન્ટાઇનની મોસ્કોમાં અચાનક જરૂર પડી, પણ એ તો દક્ષિણ રશિયામાં એના મિત્રો સાથે પર્યટન અર્થે ઉપડી ગઇ હતી, એની ગેરહાજરી

દરમીયાન ફરજ પરથી ગેરહાજર રહેવા માટે એના પર કેસ ચાલ્યો અને એને મોતની સજા કરવાનું સુચન પણ થયું. પરન્તુ લેનીને આ સજા સામે વાંધો લીધો અને કોલેન્ટાઇનને એક વર્ષ સુધી કોઇ પણ પુરુષથી દુર રહેવાની સજા કરવાનું સુચન કર્યું.

પણ ગુલામી મીજાજની એલેકઝાન્ડરા કોલેન્ટાઇન ઉર્મિલ સ્વભાવની હોવા છતાં સાહસિક અને વ્યવહારુ માનસ ધરાવતી હતી. સોવિયેટ સરકારમાં સામાજીક ઉત્કર્ષના ખાતાનો સૌ પહેલો માનભર્યો હોદ્દો ધરાવનાર એ હતી. એના જ પ્રયત્નોથી મીલો અને કારખાનાઓમાં આજની ઘોડીયાં ખાતાની પદ્ધતિ અમલમાં આવી છે. જેમાં કારખાનાઓમાં કામ કરતી સ્ત્રી કામદારોનાં બાળકોની સંભાળ લેવા માટે ખાસ યોજના થઈ. ૧૯૧૭ ની ક્રાન્તી પછી ખેદાનમેદાન બનેલા રશિયાના ગ્રહજીવન, આર્થિક જીવન અને સામાજીક જીવનને વ્યવસ્થિત વિધાનની યોજના અમલમાં આણી. સંયુક્ત ભોજનાલયો, આરામગ્રહો અને અનાથાલયોને એણે ચાલતાં કર્યાં. સામાજીક જીવનમાં બહુજ આશીર્વાદજનક એવું કામ-વેશ્યા સ્ત્રીઓને એમનો દેહવિક્રયનો ધંધો છોડાવીને કામે લગાવાનું હતું.

૧૯૨૩માં એની રાજકીય કારકીર્દીનો આરંભ થયો હતો.

એ વર્ષમાં કોલેન્ટાઇન સોવીએટ સરકારની વેપાર પ્રતિનિધિ અને રાજકીય પ્રતિનિધિ તરીકે નોર્વે ગઇ હતી. અને એ કામમાં એને સફળતા સાંપડી હતી. આ ક્ષેત્રમાં એણે જે જ્વલંત સફળતા પ્રાપ્ત કરી એ ભાગ્યેજ કોઇ સ્ત્રીએ મેળવી હશે. નોર્વેમાં એને સખ્ત કામમાંથી પસાર થવું પડ્યું હતું. પણ અનેક મુસ્કેલીઓ છતાં એને નોર્વેમાં સફળતા મળી. ૧૯૨૭માં રશિયાના એલચી તરીકે એ મેક્સીકો ગઇ હતી અને ત્યાં થોડા મહિના રહી હતી.

પણ એની રાજકીય કારકીર્દિને વધુ જ્વલંત બનાવે એવો પ્રસંગ–એવી તક તો એ જ્યારે ૧૯૩૦ માં રશિયાના એલચી તરીકે સ્વીડનમાં નીમાઇ ત્યારે એને મળી ગઇ. ત્યાર પછી એ સ્વીડનમાં જ રહી છે.

એની રાજકીય કારકીર્દિના આરંભ સમયે કેટલાક એના ટીકાકારોએ એના કામ અને પદ્ધતી માટે સખ્ત ટીકાઓની ઝડીઓ વરસાવી હતી અને એની નિષ્ફળતાની આગાહી કરી હતી. પણ એનામાં એવી પ્રતિભા અને વ્યક્તિત્વ છે જે એ જ્યાં જાય છે ત્યાં એને સફળતા અપાવે છે.

ઝારના એક ઉચ્ચ અધીકારી જનરલ ડીમોન્ટોવીશની એ પુત્રી થાય એ કારણે એના ઘણા સાથીઓએ વીસ વર્ષ પહેલાં આગાહી કરી હતી કે આગેવાન સામ્યવાદી તરીકે એ સફળ પુરવાર નહિ થાય. એ બહુ વૈભવી હાલતમાં રહે છે એ જોઇને એના વીરોધીઓએ કોલેન્ટાઇનનો વર્તાવ અને રહેણી-કરણી માર્કસવાદી ન હોવાનું જણાવી સારો ઉહાપોહ કર્યો હતો. આ બધી ટીકાઓને અને વિરોધીઓની ચર્ચાને એણે પોતાના પ્રતિભાશાળી વ્યક્તિત્વ અને એથી ય વધુ કાર્ય પ્રતિભાથી મુગી બનાવી દીધી.

સામ્યવાદી તરીકે સોવીએટના કેટલાક બહુ જ પ્રગતિશીલ કાયદાકાનુનો માટે એ જવાબદાર હતી. પશ્ચિમના દેશોના એના જ્ઞાન અને અનુભવે, અંગ્રેજી, ફ્રેન્ચ, જર્મન, સ્વીડીશ વગેરે ભાષાઓ પરના એના પ્રભુત્વને કારણે એક રાજકીય વ્યક્તિ તરીકે એને ખુબ સફળતા મળી. આ દેશોમાં એ વખતે બોલ્શેવીકો વિરૂદ્ધ ખુબ અવળો પ્રચાર થતો

હતો. કોલેન્ટાઇને પોતાના કાર્યથી આ વીરો- ધને તો પીગળાવ્યો પણ ઉલટું પશ્ચિમના દેશોમાં રશિયા માટે માન જન્માવ્યુ.

સોવિયેટ સરકારે એની આ સેવાઓની કદર એને "ઓર્ડર ઓફ ધી રેડ બેનર" અને "ઓર્ડર ઓફ લેનીન"ના ચન્દ્રકો આપીને કરી છે.

આટલા વર્ષોની સતત મહેનત બાદ એની તબીયત ભાંગી પડી છે. સામાન્ય રીતે એ સ્ટોકહોમમાં સ્વીડન ખાતે રહે છે પણ હમણાં ભારે માંદગીને કારણે એ મોલ્ટસ જોબેડન ખાતે ગઇ છે.

સ્ત્રી રાજકારણમાં સફળ થઇ શકે ? એનો જવાબ કોલેન્ટાઇન ફીનલેન્ડના રાજપુરુષો સાથે જે મંત્રણાઓ કરી રહી છે એમાંથી મળે છે. એની સમગ્ર રાજકીય અને સામાજિક સેવાની કારકીર્દિમાંથી આનો જવાબ મળી રહે છે.

[ 'નવી રોશની' ]



—અમદાવાદના રેશનીંગ મથકના વડા અધીકારીએ કાપડના ભાવો નક્કી કર્યાં હોવા છતાં સાડીઓ પર વધુ ભાવનો સીક્કો મારી વેચાતી જ્યુપિટર મિલની સાડીઓ કબ્જે કરી છે.

—મુંબાઇમાં ચોપાટીથી શરૂ થઈ રાઉન્ડ ટેમ્પલ સુધીના સેન્ડહર્સ્ટ રોડ હવેથી "શ્રીમતિ કસ્તુરબા રોડ" તરીકે ઓળખાશે.

—ભાવનગરના બોદાણુ ગામે બે આખલાઓની સાઠમારી અંગે ચાર પનિહારીઓનાં મરણ નિપજ્યાં છે.

—સિંધ ધારાસભાના ડેપ્યુટી સ્પીકર કુમારી જેઠી સીપાહીમલાનીને કરાચી જેલમાંથી બીનશરતી મુકતી મળી છે.

—મુંબઇ યુનિવર્સિટીની મેટ્રિક્યુલેશન પરિક્ષામાં સર્વથી વિશેષ માર્કસ પ્રાપ્ત કરનાર અને કોલેજમાં આગળ અભ્યાસ ચલાવવાની ફ્ણસત આપનાર શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન વિદ્યાર્થીનીને શ્રીમતિ લીલાવંતી ભોળાભાઈ મોહનલાલ ઝવેરી વિદ્યાર્થીની જૈન સ્કોલરશીપ આપવામાં આવશે. અરજીપત્રકો તા. ૫મી જુલાઇ ૧૯૪૪ સુધીમાં શ્રી મહાવીર જૈન વિદ્યાલય, ગોવાળીયા ટેંક રોડ, મુંબાઇ ૬ એ સરનામે મોકલી આપવાં.

—લંડનના આર્ટ સર્કલમાં સૌથી માનીતિ લેખાતી છોકરી મીસ છાયા ભટાચાર્ય (ઉમર વર્ષ ૧૨)નીએ ઉત્તર લંડનમાં થયેલી સંગીતની હરીફાઇમાં પહેલું ઇનામ તથા ચાંદીનો ચંદ્રક મેળવ્યો છે.

—ગયા માસમાં સોવિયેટ મિત્રમંડળનું પ્રથમ અખિલ હિંદ અધિવેશન શ્રી. વિજ્યાલક્ષ્મી પંડિતના પ્રમુખપદે મુંબાઇમાં મળ્યું હતું.

—રાજકોટની ઝનાના હોસ્પીટલના લેડી ડૉક્ટર તેમજ મહિલા મંડળના માનદમંત્રી શ્રી. વસંતબેનને વિદાયમાન આપવા મહિલા મંડળે એક સભા ભરી હતી.

—નવસારીમાં સૌ. મહારાણી શાંતાદેવી મહિલા પુસ્તકાલયનું નવું મકાન તૈયાર કરવા શ્રી. બાઇમાઇ દારૂએ ઉદાર સખાવત કરી છે.

—આ વર્ષે મેટ્રીકમાં પાસ થનાર બહેનોમાંથી આણંદના શ્રી. ઇન્દીરા નાનુભાઇ દેસાઇને દેસાઇ મળ્યું અને શ્રી. શાંતા નારાયણ ભાગવતને સ્કોલરશીપ મળી છે.

—શ્રી. કળાવતી નટવરલાલ નામની એક બ્હેને અમદાવાદ સેન્ટરમાં મુંબઇ યુનીવર્સીટી મેટ્રીકની પરીક્ષામાં વધુ માર્ક મેળવનાર પાંચમાંના એક છે.

—સુરતના પ્રસુતિગૃહમાંથી બ્હેન અરવિંદા મગનલાલના અગીઆર દિવસનો છોકરો ઇલેકટ્રીક રૂમમાંથી ગુમ થયો છે.

—કસ્તુરબા સ્મારક ફંડમાં તાતા કંપનીએ રૂા. દોઢ લાખ, બીરલા બ્રધર્સ રૂા. એક લાખ, ઓરીએન્ટલ વીમા કંપનીએ રૂા. પંદર હજાર અને સેંટ્રલ બેંક ઓફ ઇંડીયાએ રૂા. દશ હજાર ભર્યા છે.

—સુરતના યુવાન પત્રકાર 'પ્રતાપ'ના ઉપતંત્રી શ્રી. કુંદનલાલ શેઠનાં પત્ની શકુંતલાબ્હેનનું ગઇ તા. ૨૪ મીએ દાઝી જવાથી અવસાન થયું છે.

# નોંધ



## દેશભરમાં આધારસ્થાનો સ્થાપો:

આ અંકમાં અન્યત્ર અમે "ફૂલવેણી" વિભાગમાં સ્વ. કસ્તુરબા સ્મારક નિધિના સદ્‌વ્યય અંગેનું જાણીતા અર્થવિશારદ અને દેશહિતૈષી શ્રી. મનુ સૂબેદારનું મંતવ્ય રજૂ કર્યું છે.

એમાં લેખકે, એ નિધિનો વ્યય કરવા માટે એક સરસ દિશાસૂચન કર્યું છે.

હિંદી નારીનું, ત્યજાયેલી હિંદી નારીનું આજે કોઈ સમાજમા આબરૂભેર અને સન્માનપૂર્વક જીવન વ્યતીત કરી શકે તેવું સ્થાન કોઈ આજે ચિંધી શકે તેમ નથી.

ત્યજાયેલી, દુ:ખી અને આપત્ગ્રસ્ત બહેનો માટે આજે આપણા દેશમા કોઈ નિર્ભય ભાગ્યે જ હશે; કદાચ હશે તો માત્ર આંગળીના એકાદ વેઢે ગણાય તેવું હશે. એવી પાંગળી પરિસ્થિતિમા હજારો બહેનો એક યા બીજા પ્રકારે અવનતિના ગર્તમાં બળાત્કારે, ઈચ્છા–અનિચ્છાએ ધસડાઈ જાય છે.

આનાં પુરાવારૂપ બંગાળના છેલ્લા ભૂખમરા વખતે સ્ત્રીઓએ વેશ્યાગારનો આશ્રય લીધાના દાખલા વર્તમાનપત્રોનાં પાનાં પર અંકિત થયેલા છે.

આવી નિ:સહાય અબળાઓ માટે વ્યવસ્થિત અને નિર્ભયપણે રહી શકાય તેવું જો કોઈ આશ્રયસ્થાન હોય તો એ તેને માટે આશીર્વાદરૂપ નીવડે.

શ્રી. સૂબેદારે, તેમના ઉપર્યુક્ત નિવેદનમાં, હિંદભરનાં શહેરો તેમ જ ગામડે ગામડે આવાં આધારસ્થાનો સ્થપાય તેવી ઈચ્છા વ્યક્ત કરી છે. અને સ્વ. કસ્તુરબા સ્મારક નિધિનો એ કાર્યમાં વિનિયોગ થાય તો સાચે જ, એ એક યોગ્ય દિશામા યોગ્ય પાત્રને અર્થે એનો વિનિયોગ થયેલો લેખાશે.

સ્વ. કસ્તુરબા નારી જાતિના આદર્શ પ્રતીકસમા હતાં. તેમના સ્મારક નિધિ દ્વારા એમના જેવા આદર્શ સન્નારીના આદર્શો પતિત દુ:ખી બહેનો શીખે એથી વધુ રૂડું શું હોઈ શકે ?

અમે ઇચ્છીએ છીએ કે, એ સ્મારક-નિધિના ટ્રસ્ટીઓનું ધ્યાન શ્રી. સૂબેદારના નિવેદન પ્રતિ દોરાશે.

આ માસિક વડોદરા-રાવપુરામાં ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કરે પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૧-૭-૪૪

# ગુણસુન્દરી અને સ્ત્રીહિતોપદેશ

ઑગસ્ટ : ૧૯૪૪

## સદુપયોગ કરો×

ધનવાન હોઈએ પણ ધન વાપરતા ન આવડે
તો ધન બોજારૂપ છે

જ્ઞાનવાન હોઈએ પણ જ્ઞાનનો સદુપયોગ કરી ન જાણીએ
તો તે શાપરૂપ છે

શક્તિવાન હોઈએ પણ તેનો [illegible] કરી સેવાર્થે ન વાપરીએ
તો તે શક્તિ કલંકરૂપ છે

પ્રાણવાન હોઈએ પણ પ્રાણને [illegible] તરંગ પાછળ વેડફી નાખીએ
તો તે પ્રાણનું અપમાન કરીએ છીએ

બધી વસ્તુઓ સદુપયોગ માટે છે

— શ્રી બબલભાઈ મહેતા

× પ્રગટ થતા "ભીતપત્રો" નામના પુસ્તકમાંથી



તંત્રી સૌ. જયવતી દેસાઈ,
સહતંત્રીઓ સૌ. વનમાળા દેસાઈ, બી. એ.
સૌ. રમા ઠાકોર, બી. એ.



# નામાંકિત ડૉક્ટરો

શક્તિ માટે

# નામાંકિત દવા જ

બતાવે છે

ઝંડુનું નામાંકિત રક્તો-ફોસ્ફો-મૉલ્ટ નબળાં સબળા બધાને ઉપયોગી છે. સાજા માણસોની શક્તિ એના સેવનથી સચવાઈ રહે છે, અને માંદાને, માંદગી પછીની નબળાઈ નાબુદ કરી, નવજીવન આપે છે

ઝંડુનું રક્તો ફોસ્ફો-મૉલ્ટ સ્વાદિષ્ટ અને તાકીદે તાજગી આપનાર છે. અને તેથી નાના બાળકો તેમજ મોટા સૌ કોઈ સહેલાઈથી લઈ શકે છે પોષણ આપનાર, સ્ફુર્તિ આપનાર અને ખાસ કરીને લોહીની લાલી વધારનાર—




ઝંડુ રક્તો ફોસ્ફોમાલ્ટ

## ઝંડુ
## રક્તો-ફોસ્ફો-મૉલ્ટ

એક વાર અવશ્ય અજમાવો!

**ઝંડુ ફાર્મા. વર્કસ લી. મુંબઈ-૧૪**

વડોદરાના એજન્ટો —
(૧) વૈદ ભવાનીશંકર અને હરીશંકર કં,
(૨) મેસર્સ બી. એમ. ઠક્કરની કાં.
ટાવર પાસે, વડોદરા.

આદ્યતંત્રી અને સ્થાપક : સ્વ. જયકૃષ્ણ ના. વર્મા.

તંત્રી:
સૌ જયવતી દેસાઈ

# ગુણસુન્દરી

સહતંત્રી :
સૌ. વનબાળા દેસાઈ બી.એ.
સૌ. રમા ઠાકોર બી. એ.

વ્યવસ્થાપક : નટવરલાલ ઠક્કર : લુહાણામિત્ર પ્રેસ, વડોદરા

પુ ૫૨ મું ] ઑગષ્ટ : ૧૯૪૪ [ અંક ૬

## અનુક્રમણિકા



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂ. ૫-૦-૦ : વિદેશ માટે શિલીંગ દસ : છુટક નકલ દશ આના



પુસ્તક ૪૨મું ઑગસ્ટ : ૧૯૪૪ અંક ૬ ઠ્ઠો

# શ્રાવણ સરવડીઓ

આવ્યો સુંદર શ્રાવણ માસ;
શ્રાવણ સરવડીઓ.
વેરે આછી મધુરી પાણી છાંટ;
શ્રાવણ સરવડીઓ.

શો સૃષ્ટિએ ધર્યો સુહાગ;
શ્રાવણ સરવડીઓ.
નિરખું ત્યાં લીલું કુંજાર;
શ્રાવણ સરવડીઓ.

શીળી આવે સમિરની લ્હેર;
શ્રાવણ સરવડીઓ.
જાણે અમૃત વાયુની સેર;
શ્રાવણ સરવડીઓ.

મોર પંખી કરે ટહુકાર;
શ્રાવણ સરવડીઓ.
વસિયાં જાણે સ્વર્ગ મોઝાર;
શ્રાવણ સરવડીઓ.

ખીલ્યાં તરુલતા ને ઝાડ;
શ્રાવણ સરવડીઓ.
શોભે કેવા ગિરિ ને ઘાટ;
શ્રાવણ સરવડીઓ.

બાગે મ્હેકી રહ્યાં કંઈ ફૂલ;
શ્રાવણ સરવડીઓ.
ફૂલ સૌરભે દિલડાં ડૂલ;
શ્રાવણ સરવડીઓ.

નીલાં શોભે ખેતર-વન-વાટ;
શ્રાવણ સરવડીઓ.
કરતી કુદરત કિલકીલાટ;
શ્રાવણ સરવડીઓ.

ઋતુ માંસે શ્રાવણ શ્રેષ્ઠ,
શ્રાવણ સરવડીઓ.
જગે જાણી "કનૈયા"ની ભેટ;
શ્રાવણ સરવડીઓ.

શ્રી. ભાઇલાલ વ. બક્ષી

# પાણીઆરી

સંપાદક :
શ્રી ગણપતલાલ જોશી

## [ ગુર્જર–મારવાડી લોકગીત ]

[ પાણીઆરી એટલે પનિહારી. આ એક ગુર્જર-મારવાડી લોકગીત છે. ગીત ગુજરાતી ભાષામાં છે, પણ એમા મારવાડી શબ્દોની છાંટ છે. દૂર દેશથી આવેલ પુરુષને પોતાની વહાલ-સોઇ પત્ની દર્દમય ભાષામા વીતકકથા કહી સંભળાવે છે એ વસ્તુ આ ગીતમાં વણેલી છે.

આ ગીતનો ઢાળ ઘણો જ સુંદર છે. વાદી લોકો ( Snake charmers ) આ ગીતને સર્પને ખુશ કરી ડોલાવવા મોરલીમા બજાવે છે એ લોકો આ ગીતને પોતાનાં " જ્ઞાતિગીત " તરીકે સન્માને છે અને નાનાં મોટા સર્વ આ ગીતથી તથા તેના સૂરોથી વાકેફ હોય છે. એમનામા લગ્ન જેવા મંગળ પ્રસગે પગે ઘૂઘરા બાંધી આ ગીતના સૂર સાથે તાલ મિલાવી નૃત્ય થાય છે આ પ્રમાણે કાળા નાગને પણ ડોલાવનાર આ ગીતનું સ્થાન એ લોકોમાં અનેરું છે ]

ઊંડો[1] ગાજ્યો રે, નેડો[2] ગડકીઓ[3] રે! પાણીઆરી[4] રે લાલ!
કઠે[5] વરસેલા ઝરમર મેહ ! મારા વ્હાલાજી હો — ૧

આણુડે ઘાટ ગડકીઓ રે ! પાણીઆરી રે લોલ !
સિરોહી વરસેલા ઝરમર મેહ, મારા વ્હાલાજી હો !— ૨

ભરીઆં નાડાં રે ! જેણાં નાડકાં રે, પાણીઆરી રે લોલ !
ભરીયાં ભરીયાં ભીમ તળાવ ! મારા વ્હાલાજી હો !— ૩

સરખી સાહેલી પાણી સંચર્યાં રે, પાણીઆરી રે લોલ !
ભાઇ વીરા ઘડુલીઓ ઉપડાવ ! મારા વ્હાલાજી હો !— ૪

કુણ રે દેશથી તમો આવીઆં રે, પાણીઆરી રે લોલ !
કુણ રે મલક ઘેર નાર ! મારા વ્હાલાજી હો !— ૫

ફટ રે ગોઝારા ફટ પાપીઆ રે ! પાણીઆરી રે લોલ !
જીભલડીએ કરડે કાળો નાગ ! મારા વ્હાલાજી હો !— ૬

---

૧ ગગનમા ઉંડો, ૨ મેઘ, ૩ ગાજ્યો, ૪ પનિહારી, ૫ ક્યાં, ૬ તળાવ, ૭ નાનાં, ૮ ખોડા અથવા નાના તલાવ, ૯ મોટુ.

# નવા યુગની નારીના ભાવિ ભયસ્થાન પ્રત્યે લાલ બત્તી

લેખક : શ્રી. નગીનદાસ શાહ

[પુરુષ સમોવડી નારી સંસારનાં સઘળાં ક્ષેત્રોમાં એની હરિફાઇમાં ઊતરવા પ્રયત્ન કરે છે, એના માર્ગમાં કેટલાંક ભયસ્થાનો પણ છે એમાંનાં કેટલાંકનો અહીં નિર્દેશ છે.]

જૂના જમાનાની રૂઢિવાદી જનતા કે જેણે સ્ત્રીઓને લાંબા વખત થયાં સંકુચિત વાતાવરણમાં ગોંધી રાખી હતી તે પુરાણી પ્રજા ચાલુ જમાનાની સ્ત્રીઓ જે ગતિથી આગળ વધી રહી છે તે જોઇને આશ્ચર્યમાં ડૂબી ગઇ છે.

સમયના પ્રવાહે તેઓની સાંકડી મનોવૃત્તિને છિન્નભિન્ન કરી નાખી છે અને આજની સ્ત્રીઓએ ઘરસંસારમાં અને સમાજમાં ક્રાંતિ જગાવી છે. રૂઢિવાદી પુરુષોની સ્વાર્થી સૂચનાઓ તથા ધર્મનાં ઓઠાં નીચે ઠોકી બેસાડેલા નિયમોને તેમણે ઠોકરે માર્યાં છે. તેઓની મિથ્યા ધારણાઓ અને દુરાકાંક્ષાઓને માટીમાં મેળવી દીધી છે અને આજનું નારીજગત રૂઢિવાદના બંધનમાંથી છૂટવાને પગભર થયું છે.

નવા યુગમાં પુરુષનું તથા સ્ત્રીનું સ્થાન ક્યાં હશે તે નક્કી કરવા માટે કોઇ સાધુ, મહાત્મા યા એકાદ બે માની લીધેલા અગ્રેસરો નહિ હોય પણ આજની સ્ત્રી તથા પુરુષ જનતા બંને સાથે મળીને જૂની અને નવી રીતિઓનો અભ્યાસ કરી આજના જમાનાને અનુકૂળ સર્વમાન્ય નીતિ ધારણ કરી પોતાનું યોગ્ય સ્થાન નક્કી કરશે, કારણ કે પુરુષની જેમ આજનો સ્ત્રીસમાજ પણ પોતાની જવાબદારી સમજે છે, અને સંસારના અનેક કાર્યોમાં પુરુષોને સાથ આપી સ્ત્રીઓ કામ કરી રહી છે, માટે પુરુષોએ પણ તેઓના કામમાં ઉત્તેજન આપી સહાયતા કરવી જેથી બંનેનું જીવન રસમય બની એક અલૌકિક નવીન સૃષ્ટિનું સર્જન થાય.

જો આપણે આધુનિક જમાનામાં સ્ત્રી, પુરુષ તથા સમાજનું ભલું કરવા ચહાતા હોઇએ તો આપણે લાંબી દૃષ્ટિએ જોવું પડશે, અને નારીજગતના વિકાસ, ઉન્નતિ તથા સમાન અધિકારના માર્ગમાં નડતા વિઘ્નો દૂર કરી તેના પ્રબળ પ્રવાહને ન રોકતાં માત્ર ભયચિહ્નો ( pitfalls ) તરફ ધ્યાન ખેંચી યોગ્ય માર્ગ બતાવવો જોઇએ. તે સાથે ઉદાર વિચારની સ્ત્રીઓએ વિચાર કરવો જોઇએ કે તેઓ જે જાતની સ્વતંત્રતા માગે છે તે સ્વચ્છંદતાનું રૂપ ના પકડે. જેમકે એક બિમાર માણસ સાજો થયા પછી જે શક્તિ અને ઉત્સાહ અનુભવે છે તેનો જો દુરુપયોગ કરે તો ઊલટું નુકસાન થાય છે, તેમ જ આજનો નારીસમાજ કંઇ સદીઓનાં બંધનમાંથી છૂટતાં જે ઝડપથી કૂચકદમ કરે છે તેમને સીધા અને સરલ રસ્તા બતાવવાની જરૂર છે. જે સ્ત્રીઓને રૂઢિવાદીઓએ ગુલામીમાં જકડી રાખી, પોતાનું રમકડું ગણી ઘરની ચાર દિવાલની દુનિયામાં ગોંધી રાખી હતી તે સ્ત્રીઓને આજે ઘર બહારનું વાતાવરણ બહુ મીઠું લાગે છે, અને જાણે એક નવી દુનિયા તેઓ માટે ખડી થઇ હોય તેમ તેમાં રસપૂર્વક ભાગ લે છે. તેઓને ભાસ થાય છે કે દુનિયાના દરેક ક્ષેત્રમાં તેમની જરુરિયાત ઊભી થઇ છે તેથી જાણેઅજાણે પોતાના મનગમતા ક્ષેત્રોમાં તેઓ ઝંપલાવે છે, અને સંસાર જાણે કે એક લડાઇનું મેદાન હોય તેમ પુરુષોની હરીફ બનવા ગયે છે અને છડે ચોક કહે છે કે જે કામ પુરુષો કરે છે તે કામ

સ્ત્રીઓ શા માટે ન કરી શકે ? પરંતુ નવા યુગની નારીએ આંખ મીંચીને આગળ વધવા કરતાં ખૂબ વિચાર કરી પગલાં ભરવાં જોઇએ કે જેથી પાછળ હઠવાનો વખત ન આવે. હવે આપણી નવા યુગની નારી કયા ક્ષેત્રોમાં ઉપયોગી નીવડી શકે તેનું અવલોકન કરીશું.

કેળવણીના વિષયમાં સ્ત્રીઓએ પોતાની શક્તિ બતાવી આપી છે. તેઓ પુરુષો કરતાં જલદી શીખી શકે છે અને કેટલીક વાર હરીફ બને છે. બી. એ., એમ. એ., બેરીસ્ટરશીપ, ડાકટરી લાઇન, નર્સ મીડવાઇફ વગેરે ડીગ્રીઓ પ્રાપ્ત કર્યા પછી તેઓએ પોતાની આજીવિકા માટે નવી દિશાઓ શોધી કાઢી છે. સરકારી નોકરીઓમાં તેઓને જલદી સ્થાન મળે છે ને કેટલેક દરજ્જે સ્ત્રીઓ સ્વાવલંબી બની છે.

પણ તેમાંની કેટલીક નોકરી મેળવ્યા પછી પુરુષોની જેમ ઘરસંસાર પ્રત્યે પણ બેદરકાર બની છે, ને ઘર જાણે કે એક ખાવાપીવાનું ને માત્ર સુવા બેસવાનું સ્થાન હોય તેમ સમજે છે અને ફુરસદનો વખત હરવા ફરવામાં, નાટક સિનેમા જોવામાં, ટેનીસ–કલબો તથા અન્ય રમત–ગમતનાં સ્થળોમાં મુખ્યત્વે ગાળે છે જેને કારણે કેટલીક સ્ત્રીત્વ તથા માતૃત્વથી પણ દૂર ગઇ છે. ભોજન પકાવે નોકરો, જમાડે નોકરો, છોકરાંછૈયાં સંભાળે આયાઓ અને ઘરની દેખરેખ પગારદાર સ્ત્રી ( housekeeper ) કરે, પછી તેઓ ઘરની ચિંતા શા માટે કરે ? એટલું સારું છે કે અહીં યુરોપની જેમ સ્ત્રીઓ માટે નાઇટ કલબો ( રાત્રિ–સ્થાનો ) નથી કે જેમાં તેઓ રાત્રિ પણ ગાળી શકે અને પતિરાજ ઘેર વાટ જોઇ પડી રહે. આ સ્થિતિ કેટલીક ઊંચ કોમની ઊંચી કેળવણી પામેલ કુટુંબોની સ્ત્રીઓની છે, ને તે માત્ર શ્રીમંત વર્ગમાં જોવામાં આવે છે, જેનો ચેપ ધીમે ધીમે મધ્યમ વર્ગની સ્ત્રીઓમાં ફેલાતો જાય છે, પણ ઓછી કમાણીને લીધે મંદ ગતિએ ચાલે છે.

આ ઉપરથી એમ નથી માનવાનું કે દરેક ભણેલી સ્ત્રીનું જીવન–ખરાબ છે યા તો ભણતર ખરાબ છે, પણ આજની કેળવણી કેટલે અંશે સંસારમાં સહાયકર્તા છે અને ડીગ્રીઓ મેળવ્યા પછી જો સ્ત્રીઓમાં સ્ત્રીત્વ તથા માતૃત્વના ગુણોનો અભાવ હોય તો તેવા ભણતરથી શું લાભ ? કેળવણીથી સંસ્કારો ઘડાય છે કે જેથી તેઓ ઉપયોગી નીવડે અને પોતાની જવાબદારી સમજી શકે. માટે આપણા કુશળ કેળવણીકારો જો સ્ત્રીઓના ભણતરમાં યોગ્ય સુધારા વધારા કરે તો એટલું તો ચોક્કસ છે કે ભણેલી સ્ત્રીઓ સંસારમાં બહુ ઉપયોગી થઇ પડે, એટલું જ નહિ પણ સમાજસુધારાના વિષયોમાં અગત્યનો ભાગ ભજવી શકે અને સુધારકોનાં મુશ્કેલ કાર્યો સરલ બનાવી અણધારેલા વેગથી આગળ વધી શકે.

બીજું, આપણા દેશમાં કેવી સ્ત્રીઓએ કેવા સંજોગોમાં કમાવા માટે બહાર પડવું જોઇએ તેનો વિચાર કરવો જોઇએ. ખાસ કરીને જે કુટુંબોમાં પુરૂષોની કમાણી કમતી હોય અને ઝાઝા જીવોનું પોષણ કરવાનું હોય તથા જેમાં નિરાધાર, સાધનહીન સ્ત્રીઓ હોય તેઓએ જ કમાવા માટે બહાર પડવાની જરૂર છે, કે જેથી પુરૂષો પરનો ઘરસંસારનો અનહદ બોજો હલકો થઇ શકે ને તેઓ રસમય, સુખી ને સંતોષી જીવન ગાળી શકે. પણ કેટલીક ભણેલી સ્ત્રીઓને કમાવાની જ લાલસા જાગી છે ને કમાણીનો મુખ્ય ભાગ ઉપર જણાવેલા મોજશોખનાં સાધનોમાં ખરચે છે, જેની પણ હદ હોવી જોઇએ. કારણ કે જેમ યુરોપના દેશોમાં બેકારીનું એક કારણ કુંવારી કન્યાઓનું મોટા પ્રમાણમાં પુરૂષોના દરેક

ક્ષેત્રોમાં દખલગીરી ગણાય છે, તેમ અહીંઆ ન થવું જોઇએ. કારણ કે જ્યારે પુરુષોનાં બેકારીની સંખ્યા વધે છે ત્યારે સુધરેલા દેશોની જેમ ચોરી, ખૂન, લૂંટફાટ અને અમાનુષી અત્યાચારો વધી પડે છે. માટે સ્ત્રીઓએ માત્ર ઉપર જણાવેલી કેટલીક લાઇનને જ પોતાનું મુખ્ય કાર્યક્ષેત્ર બનાવવું યોગ્ય છે. સ્ત્રીઓ માટે ડાકટર, તથા નર્સનું કામ બિલકુલ અનુકૂળ છે. નર્સ યા મીડ વાઈફ તરીકે તેઓ કેટલું ઉપયોગી છે તે સિદ્ધ કરી બતાવ્યું અને હજી પણ ડાક્ટરી લાઇનમાં ખાસ કરીને બાળકો તથા સ્ત્રીઓના રોગો માટે ખાસ સ્ત્રી ડાકટરોની જરૂર છે, જેથી સ્ત્રીઓના ગુપ્ત દરદો માટે વિના સંકોચે જલદી ઉપાય થઇ શકે, તથા નર્સ અને દાયીઓને આધુનિક જમાનાની સરળ રીતિએ સુવાવડમાં તથા અન્ય દરદોમાં ઉપયોગી નીવડે તેવી તાલીમ આપવાની જરૂર છે.

બીજું શિક્ષણનાં કાર્યોમાં ખાસ કરીને પ્રાથમિક શાળાઓમાં જો સ્ત્રીશિક્ષિકાઓ રોકવામાં આવે તો " મહેતાજી મારશે "ની જે બીક આજના બાળકોમાં છે તે નીકળી જશે ને સ્ત્રીશિક્ષિકાઓની પ્રેમાળ–ગમતી શૈલીથી બાળકો જલદી શીખશે ને હોંશથી શાળાઓમાં જશે. ખાસ કરીને ગામડાઓમાં સ્ત્રીશિક્ષિકાઓ ઝડપી કામ કરી શકશે. તેનું એક ઉદાહરણ પૂ. મહાત્માજીની " આત્મકથા "માંથી મળી શકે છે, કે આફ્રિકામાં પૂ. માતુશ્રી કસ્તુરબા ગાંધીએ, પોતે પૂરતા કેળવાયેલા ન હોવા છતાં, બાળકોને પ્રાથમિક કેળવણી આપવામાં તથા તેઓને નૈતિક જ્ઞાન આપવામાં સફળ નીવડ્યા હતા, જે ઉપરથી પૂરવાર થાય છે કે જો બાળકોને પ્રેમથી ઉત્સાહપૂર્વક ભણાવવામાં આવે તો તેઓ આદર્શ મનુષ્યો બની શકે, અને તે કાર્યમાં સ્ત્રીઓ સારો ફાળો આપી શકે

તે ઉપરાંત કેટલાક ઘરગથ્થુ ઉદ્યોગો જેવા કે ભરત, ગૂંથણ, સીવણ, ચિત્રકામ ઇ. નાના પ્રકારના ઉદ્યોગો પર સ્ત્રીઓ ધ્યાન આપે ઘર બેઠાં ખીલવે તો કંઇ બેકાર સ્ત્રીઓને મદદરૂપ થઇ પડે, જેના પ્રત્યક્ષ દાખલાઓ આપણી બહેનો - નેક ક્રામમાંથી મળી શકશે કે તેમાંની કેટલીક સ્ત્રીઓની મારફતે પર- દેશના ગુજરાન ચલાવે છે

જે સ્ત્રીઓ કમાવાને બહાર પડી છે તેઓએ ઘર–સંસાર પ્રત્યે બેદરકારી ન દેખાડવી તથા નોકરોને ઘર ન સોંપતા બની શકે તેટલાં કાર્યો જાતે કરવા જેથી બાળકો સારાં બનશે, સ્વાસ્થ્ય સારું રહેશે, નોકરોનો પગાર નહીં આપતા દરમહિનેથી પાંચ પૈસા ભવિષ્ય માટે બચાવી શકાશે. એટલે કે જે સ્ત્રીઓ કમાય છે તેઓએ માત્ર ધન કમાવા માટે જ જિંદગી ન ગાળવી પણ જીવનના ઉચ્ચ આદર્શો ધ્યાનમાં રાખી પોતાના જીવનને તથા સંતતિને ઉપયોગી બનાવી સંસારના ભલા માટે પ્રયાસ કરવા જોઇએ.

પાત નાત, જાત, ધર્મગોત્ર, વર્ણ ઇ. ને તિલાંજલિ આપી પોતાનો જીવનસાથી યોગ્યતા — થી શોધી કાઢી નવી દુનીયા બનાવવી પડશે.

તે ઉપરાંત ભણેલી સ્ત્રીઓએ ખ્યાલ રાખવાની જરૂર છે કે તેઓની સ્વતંત્રતા સ્વચ્છંદતાના રૂપમાં ન ફેરવાય અને સુધરેલા સમાજની સ્વાર્થી વ્યક્તિઓ તેનો લાભ જુદી રીતે ન ઉઠાવે; કારણ કે જે સમાજે સ્ત્રીઓને સદીઓ સુધી પોતાનું રમકડું સમજી દુર્વ્યવહાર કર્યો છે તે સમાજ તેઓને જલદીથી સર્વથા સુખસાગરમા તરબોળ કરે તે માનવું સ્વપ્નવત્ છે. માટે જો નવા યુગની નારીએ આગળ વધવું હોય તો પોતાની જાતિનું સંગઠન કરી, નવું દષ્ટિકોણ, અદમ્ય ઉત્સાહ, અપાર સાહસ તથા સાચી મહત્ત્વાકાંક્ષાઓ પ્રાપ્ત કરી સમજી વિચારોને એકએક પગલે આગળ વધવું જોઇએ. હું આશા રાખું છું કે ઉપર જણાવેના મારા વિચારોનો નવા યુગની નારી સવળો અર્થ કરી અમલમાં મુકશે.

## જીવન સાંજે

ધૂળ ઉડાડતી ગોરજ કરતી,
ગાયો જાતી દોડી સાંજે;
ઘણુમાં ઘસતી ગામ ગજવતી,
ગજમદ કરતી આવે સાંજે.

ઘંટારવના નાદ ગજવતાં,
દેવસ્થાનો ઓપે સાંજે,
ધૂપ દિપકથી વાયુ સુગંધે,
કબ્રસ્થાનો ભભકે સાંજે.

કાર્ય કરીને હોય થાકેલાં,
કારીગર સૌ ઠરતાં સાંજે,
ગણિત ગોખી પાઠ ભણીને,
બાળકગણ સૌ ખેલે સાંજે

વાદળ રંગો ક્ષણ ક્ષણ બદલી,
સોનેરી બનવાના સાંજે,
પરદુઃખ કાજે સંધ્યા રચીને,
શીતળ રશ્મિ રેલે સાંજે.

દર્દ પીડાતાં દિન ભર રોતાં,
આભારી જન ઘુમતાં સાંજે,
સાંજ ભલી પણ સાંજ સુની ગણ,
મૃત્યુ ખભાનાં જીવન સાંજે.

શ્રી. હિરાલાલ નરભેશંકર ત્રિવેદી

# નર્યું નિર્દોષ

★

સંપાદક :
શ્રી. લક્ષ્મીચંદ છ. સંઘવી

—બાળકો કેટલાં નિર્દોષ હોય છે ! તેમને હાથે ઊંચે આકાશનું નિરીક્ષણ કરવું ગમે છે, ટમકતા તારાઓને અનિમેષ જોઈ રહેવામાં અનન્ય આનંદ આવે છે. એ નક્ષત્રોને ઓળખવા મથે છે, એને પણ પોતાના જેવા 'બાપુ' હશે, એમ કલ્પે છે અને એ ક્યારે જન્મે કે મરે છે તેનો ક્યાસ કાઢવા પણ મથે છે.

"બાપુજી ! શું તારાઓને પણ બાપુજી હોય છે ?"

"હા, બેટા."

"તેમનું શું નામ છે, બાપુજી ?"

"ઠાકોરજી."

"ઠાકોરજી ? એ તમારા જેવા જ હશે ને, બાપુજી ? તારાઓ ખૂબ સુંદર છે. એમ જ બાપુજી પણ ખૂબ સુંદર હશે, ખરું ને !"

"હા, બેટા ! ઠાકોરજી જેવી સુંદર વ્યક્તિ સારી દુનિયામાં નથી."

"ઠાકોરજી તમારા જેવા ભલા હશે, ખરું ને ?"

"હા."

"હા, હા. મને પણ ખબર છે. ઠાકોરજી ખૂબ ખૂબ ભલા છે. આ બધા તારા આકાશમાં કેવા સુંદર ઝગમગી રહ્યા છે, બાપુજી ! એમના બાપુજી કેવા હશે ?"

"એ બહુ જ ભલા છે. આપણા બધાથી મોટા છે."

"બાપુજી !"

"શું છે, બેટા ?"

"આપણા ગામમાં જેટલા લોકો છે—જેટલાં માણસો છે એ બધાં સારું બોલે તો કેટલા બધા તારા ઊગે ! આટલા બધા (બંને હાથ પહોળા કરી) તારા પેદા થાય. ખરું ને ?"

"હા બેટા !"

આ સાંભળી રોહિણી કાંઈ ન બોલી. એ જાણે ગંભીર ચિંતનમાં ડૂબી ગઈ, એના અપરિપક્વ મનમાં ઠાકોરજી, તેમના નક્ષત્ર-બાળકોનું સૌંદર્ય ને માનવમાત્ર સત્ય બોલતા વિશ્વમાં કલ્પનાના તરંગો ઊઠવા લાગ્યા. ને આ સત્યની તપાસ કરવા એ ઘર બહાર નીકળી આવી.

ગૌરવ અનુભવવા મળતું ને તે આનંદમાં આવી જતા.

***

સાંજ થઇ નાહી ધોઇ કપડાં પહેરી મા સાથે રોહિણી બહાર આવી. ઘરના દ્વાર પાસે બન્ને બાજુ બદામનાં ઝાડ હતા, એ ત્યાં ઊભી રહી ગઇ. સૂર્યાસ્ત થઇ રહ્યો હતો. આકાશ-વીથીમાં શાન્ત ને પ્રકાશ મૌન મુગ્ધ થઇ હસી રહ્યો હતો. રોહિણી પશ્ચિમમાં થતી ઇન્દ્ર-જાળને નિહાળી રહી હતી.

" કોણ છે રે! આકાશમાં ચિત્રો દોરી રમનાર એ આકાશલોકની રોહિણી કેવીક છે!"

રોહિણી પાટી પર ચિત્રો દોરી (લીટા) કાઢતી. પ્રથમ એક ચિત્ર દોરતી. "છીઃ આ સારૂં નથી" કહી, તે ભૂંસી નાખી બીજું ચિત્ર દોરતી. એ કંઇક સારૂં થતું, પણ તે પણ ભૂંસી નાખી, ફરી એક તસ્વીર ચિતરતી. વળી તેને નામશેષ કરી બીજું ચિત્ર દોરતી ને એ ક્રમ ચાલ્યા જ કરતો.

આકાશની રોહિણી પણ તેવી જ રીતે અવનવાં ચિત્રો દોરતી હતી, પણ એ ભૂંસી ભૂંસીને નથી દોરતી. એ તો ચિત્રોને બદલ્યા જ કરે છે ને બધા રંગીન ચિત્રો નવ-નવા રંગના પળે પળે અનેરો આનંદ અર્પ-નારા, એકના જેવું બીજું ચિત્ર નહિ. એ આકાશલોકની રોહિણીને કેટલો બધો આનંદ થતો હશે ' રોહિણી પણ આનંદી હતી– આકાશની રોહિણીના આનંદનો વિચાર કરતી.

***

" માં ! એ મા ' ઠાકોરજીને એક નક્ષત્રશિશુ પેદા થયો. " રોહિણીએ બૂમ મારી, ને તાળીઓ પાડી નાચવા મંડી તેની આંખો હસી રહી હતી, તે આનંદમસ્ત હતી.

રોહિણીની મા બારણે અઢેલી ઊભી હતી, તેનું ધ્યાન રસ્તાની અવરજવર પર હતું. તેઓ તો સડક પરથી પસાર થતી એક છોક-રીનો પહેરવેશ જોઇ રહ્યાં હતાં. તેમણે રોહિણીની બૂમ ન સાંભળી, પણ રોહિણીને નાચતી કૂદતી જોતાં તેમનું ધ્યાન તેના તરફ ગયું. પ્રેમ–બસ પ્રેમભરી આંખે મા દિકરીને જોઇ રહી.

આકાશમાં અંધારૂં છાઇ ગયું. અંધકાર પણ કેટલો સુંદર છે ! એમાં પણ કેટલું માધુર્ય છે ! માતાના સ્નિગ્ધ પ્રેમ જેવું માધુર્ય ! એક પછી એક તારાઓ ઊગતા જ ગયા. બાપ રે ! કેટલા બધા તારા છે ! રોહિણીનું બાલમન , એટલી ઝડપે ન દોડી શક્યું.

" ચાલ, બેટી ! અંદર ચાલ. અંધારૂં થઇ ગયું છે. " મા બોલી.

" થોડી વાર ઊભી રહેને, મા ! આકાશ જોને, કેવું સુંદર છે ? " રોહિણીએ માને ત્યાં જ થોભી જવા કહ્યું.

" હા, હા, ખૂબ સુંદર છે. પણ અંધારું થઇ ગયું છે ને ? હવે એકલું શું કામ ઊભું રહેવું જોઇએ ? ચાલ, અંદર આવ જોઉં. " માએ ફરીથી કહ્યું.

" મા. "

" હં. "

" આકાશ કેવું છે, કહું ? "

" કહે, જોઉં ! "

" બરાબર તારા ચહેરા જેવું. તું મને બચ્ચી કરે છે તે, ત્યારે મારું મોઢું આ આકાશ જેવું થઇ જાય છે. "

મા આ કાંઇ ન સમજી શકી. એને આ ઠીક ન લાગ્યું. પણ એ ,વક્તવ્યમાં કંઇક એવું હતું, જેથી તેને લાગતું હતું કે " એ સત્ય છે. "

માએ રોહિણીને છાતી સરસી ચાંપી, બાથો કરી.

ફરી એક વાર " અંદર ચાલ, બેટી ! " કહી, મા ઘરમાં ચાલી ગઇ.

બહારથી આવતાં નિરંજને જેયું કે, રોહિણી દ્વાર પર ઊભી ઊભી આકાશના સૌંદર્ય પર મુગ્ધ બની રહી છે.

" રોહિણી ! શું જુએ છે, બેટી ! ચાલ, ચાલ "–કહેતાક ઘરમાં ચાલ્યા ગયા.

...ને બીજી જ પળે એક તારો ખરી ...ને...થોડી પળો ઝબકારા મારી ગયો !

...ને રોહિણીની આંખો ભીની બની. એની આંખમાંથી બે મોટાં મોટાં મોતી સરી પડ્યાં. એ નાનાશા હૃદયમાં અવર્ણનીય દુઃખ થયું. રોહિણી ડૂસકાં ભરવા લાગી. રોતાં રોતાં, ગમે તેવા હૃદયને પીગળાવે તેવા સ્વરમાં " બાપુજી ! "...બોલતી બૂમો મારતી, એ ઘરમાં દોડી ગઇ.

એ વખતે, નિરંજન આરામખુરશી પર પડ્યા પડ્યા, પાસેના મેજ પરથી એક પુસ્તક વાંચવા માટે લઇ રહ્યા હતા. રોહિણીની બૂમ સાંભળતાંજ પુસ્તક હાથમાંથી પડી ગયું. સારૂંયે શરીર શિથિલ થઇ ગયું.

" શું થયું બેટા ! શું થયું મારી રોહિણીને ? તને કોણે માર્યું ?...એમ પૂછતાં પૂછતાં તેમણે રોહિણીને ઊંચકી લીધી.

" બાપુજી ! મને ખબર પડી ગઇ. "–રોહિણી ડૂસકાં ભરતી ભરતી બોલી.

" શું ખબર પડી ગઇ, બેટા ! "

" બાપુજી ! આપણા ગામમાં કોઇ જૂઠું બોલ્યું છે. "

ડૂસકાં, ડૂસકાં ને " હું "કાર સાથે રુદન.

" તને એ કેવી રીતે ખબર પડી, બેટા ? "

તમે કહ્યું હતું ને...બાપુજી ! કે આપણે એક...એક સાચું બોલશું તો એક...એક તારો પેદા થશે. ત્યારે...તેનો અર્થ—એજ ને કે એક તારો ત્યારે ખરી પડે...ત્યારે કોઇ જૂઠું બોલે !...ઠાકોરજીની મરજી—બાપુજી !... જ્યારે મને પણ...આટલું રોવું...આવે છે ત્યારે..." કહેતી એ ભોળી બાળા વધુ ને વધુ રોવા લાગી.

હરિયાળા લીલા કોમળ મનમાં જે દુઃખ, જે પીડા થઇ એનું વર્ણન કરવું શક્ય નથી. એ એક એવું પુણ્યમય દુઃખ છે, જેને એક હૃદય અને બીજા હૃદયને પોતાની બાળામાં જ સમજાવી શકે. ×

× તામીલ નવલિકા ઉપરથી.

## સેવાનો ધર્મ ત્યાગશો ના.

ત્યાગશો ના, કોઈ ત્યાગશો ના;
જગે સેવાનો ધર્મ કોઈ ત્યાગશો ના. (ટેક)

સેવાના પંથીજનો મુક્તિને પામીઆ,
પરકાજે મનને ડગાવશો ના......જગે૦

સેવાનો ધર્મ યોગી-મુનિઓ શું જાણે ?
અંતર-ઝરાને કોઇ ત્યાગશો ના......જગે૦

જેવા વિચાર તેવાં ફળને સૌ પામશો,
દુર્ગુણના દોષ કોઈ વીસરો ના......જગે૦

અપકારીનો પણ ઉપકાર સાધજો,
દેશકાજે લોભ ભાવ રાખશો ના......જગે૦

સર્વમાંહી એક ઈશ માનીને ચાલજો,
મનમાં કંઇ ભેદભાવ રાખશો ના...
જગે સેવાનો ધર્મ કોઇ ત્યાગશો ના.

શ્રી. ઉમિયાશંકર ઠાકર

# ૨ શિયાની રણચંડી

આજના જગતયુદ્ધનો જ્યારે અંત આવશે ત્યારે એ યુદ્ધમાં ખપી ગયેલાં અનેક વીર માનવરત્નોની પરાક્રમગાથાઓ આપણને સાંભળવા મળશે. પુરુષસમોવડી નારીએ પણ આ વિશ્વયુદ્ધમાં રણચંડી બનીને પુરુષોની હરોળમાં રહી શાં શાં કામ કર્યાં છે તેની વીરત્વદર્શક એક ગાથા.

કારખાનાના વ્યવસ્થાપકે કારખાનાના આકરા અનુભવને નજરમાં રાખી એ યુવતી સામે જોયું.

" તારે લોઢાના કારખાનામાં કામ કરવું છે ? તને ખબર તો હશે કે આ કારખાનામાં પોલાદનો પણ રસ થઈ જાય છે અને એવા ખળખળતા લાવા સાથે અમારે સંબંધ રાખવો પડે છે. "

" એ હકીકત હું બરાબર જાણું છું. " યુવતીએ જવાબ દીધો.

વ્યવસ્થાપકે યુવતીની કારખાનામાં કામ કરવાની હોંશ પારખી, તોયે એ બોલ્યો:

" અરે પણ બીજે કામ કર્યાં નથી ? લોઢા સાથે પરસેવો રેલાવવાની તારે કાંઇ જરૂર ખરી ? તારી વય સામું તો જરા જો."

યુવતીના મુખ પર સ્મિત ફરકી ગયું. એ બોલી:

" અમે છોકરીઓ તમોને એમ જણાવવા માગીએ છીએ કે લોઢું પણ અમે સહન કરી શકીએ છીએ; પોલાદ ઘડવાનો અમને સ્ત્રીઓનેય શોખ છે. "

*

વ્યવસ્થાપકે સામું સ્મિત કરી યુવતીની કામ કરવાની માગણીનો સ્વીકાર કર્યો, પણ તરત જ વ્યવસ્થાપકની કલ્પના કારખાનામાં ચાલી ગઈ.

આગના તણખા ઊડતા હતા, આગના શોભલા ઊભા થતા હતા. ધગધગતી ધાતુ ઉપર ઘણ પડતા હતા, લોઢાના રસવી કડાઇઓ ફળફળતી હતી, ચામડીના પેજ ઉતરી જાય એવી ગરમ હવા હતી. લોઢું ઘડવા માટે લોહની છાતી કેળવવી પડતી હતી. કારખાનાના વ્યવસ્થાપકની આ કલ્પના પૂરી થઈ અને ફરી એની નજર લોઢાના કારખાનામાં કામ કરવા આવેલી પેલી ઓલ્ગા છોકરી પર પડી.

ઓલ્ગા કારખાનામાં ગઇ, હોંશે હોંશે કામ કરવા લાગી. પણ પહેલાં તો એ એવી થાકીને લોથ થઇ ગઇ કે ઘરમાં જઇને એ સૂનમૂન પડી રહી, ખાવાનું ય એને સૂઝતું નહોતું. થોડા દિવસો પછી ઓલ્ગાને એ કામ છોડી દેવાની મરજી થઇ આવી. એક વાર તો હિંમત કરી એ વ્યવસ્થાપકને આંગણે એ વાત કહેવા ગઇ પણ ખરી.

*

પણ એ દિવસે એ અટકી અને પછી તો લોહાને પીગળાવતી ચૂલ પાસે એ ઊભી રહી કામ કરવા લાગી.

લોઢું પીગળતું ગયું, ઘાટમાં ઘડાતું ગયું, કારખાનું ગાજતું રહ્યું. દિવસો ગયા, મહિનાઓ સરી ગયા. ૧૯૪૨ નો જમાનો આવી ગયો.

ઑક્ટોબરની એક સાંજે સ્ટેલિનગ્રાડમાં ભયની ભૂંગળ વાગીઃ વાછરડાં માટે ગાય ભાંભળે એવી જાતનો ધ્વનિ જાગ્યો.

અને આકાશમાં સેંકડો જર્મન વિમાનો ઘુરકી રહ્યાં સડતા દાંત પર સોયો ફરે ને નસ પર જેવો અવાજ થાય એવો અવાજ થઇ રહ્યો.

સાંજે એ વિમાનોએ મોત ઢોળ્યું, રાતે વિમાનોએ વિનાશ ઢોળ્યો.

દાહક બોમ્બની વર્ષા વરસી રહી. બે ટન વજનવાળા બોમ્બગોળા નીચે ઊતર્યા ત્યારે કોઇ ઝડપી આગગાડી ધસી આવતી હોય, એવો ફૂત્કારો થયો. આકાશમાંથી સળગતા પીળા ‘ કરા ’ પડવા લાગ્યા.

*

રણના તોફાનમાં તંબુ હલે એમ કારખાનાની ભીંતો હાલવા લાગી. મકાનનાં છાપરાં પવનની અંદર ટોપી ઊડે એમ ઊડવા લાગ્યાં, સળગવા લાગ્યાં. કાળી રાતનું અંધારું ભાગી ગયું. મોતની સળગેલી મસાલાએ હજારો મશાલોનું પીળું અજવાળું પાથરી દીધું.

બે ચાર ઝોલાં ખાઇને ઇમારતો જમીન પર ઉથલી પડવા માંડી. ઇમારતના પછડાટે વિચિત્ર અવાજ કરી મૂક્યો. બોમ્બગોળાની ઉપડેલી ચીસ ચાલુ જ રહી.

પિડાતો જીવ જેમ ઉંહકારા કરે, એમ આખી રાત જીવ લેવા આવનાર સામગ્રી પિડાતી રહી, અને પોકારતી રહી.

ડાકડમરું વાગતું હોય એવો અવાજ લઈ આગ પીળો નાચ કરવા લાગી. ત્રણ ચાર માળની ઇમારત જેવડી ઊંચી છોળ લઇ આગ ઊંચી નીચી થઈ રહી. આગના જડબામાં ઇમારતના પથ્થર, ધાતુ કડકડ થવા લાગ્યો. ફુચ્ચા થવા લાગ્યા. આગનો એક બુકડો અને અનેક ઇમારતો સાફ !!

*

ઓલ્ગાનું કારખાનું વારેવારે હાલતું હતું, ઓલ્ગાના એક સવાલને જવાબ મળ્યો.

“ ઓલ્ગા ! ભાગેલી રણગાડીઓ અને બગડેલી તોપો આવી પડયાં છે. આપણે એ બધાને દુરસ્ત કરવાં પડશે. સ્ટેલિનગ્રાડ ઘેરાયું છે. આ હથિયારો માટેની હાક પડી છે. ”

ઓલ્ગા બોલીઃ “ સાંભળો, મારી પાળી પૂરી થઇ છે, પણ હું બીજી પાળી માટે પણ રહેવાની છું. ”

“ નહિ, ઓલ્ગા. તેં તો ઘણું કામ કર્યું. તું ભોંયરામાં પહોંચી જા. આ આપણું કારખાનું તો મોરચા પર જ આવેલું છે. જા, આશરો લઇ લે, મોત વરસી રહ્યું છે.”

“ આશરો લઉં ? તમે શું બોલો છો ? હજુય તમે એમ માનો છો કે હું એક સ્ત્રી છું એટલે મારે વધુ કામ કરવું નહિ ? મારે સલામતી શોધવી ? ”

“ ઓલ્ગા, તારી પાળી પૂરી થાય છે એટલે હું તને આમ કહું છું. જા, ગાંડી થા મા. ”

*

દૂધની માફક ફળફળતી ધાતુ ઓલ્ગાની નજર સામે ફળફળતી રહી. ઓલ્ગાના ખભા પર કોઇનો હાથ પડયો. ઓલ્ગાએ તરત જ કહી દીધુંઃ

“ હું કામમાં છું. ”

હાથ મૂકનાર કારખાનાનો વ્યવસ્થાપક હતો. એણે ઓલ્ગાને સમજાવ્યુંઃ

“ મારી સાથે જરા બહાર આવ. આપણે જે રણગાડીઓ સમારી રહ્યા છીએ એ રણગાડીના સરદાર સાથે હું તારી ઓળખાણ કરાવું. ”

રણગાડીના સરદારે ઓલ્ગાને કહ્યું.

“ અમારી ભાંગેલી રણગાડીઓને સમી કરી દેતાં નરનારીઓને હું મળવા માગતો જ હતો. ને મારે જાણવું હતું કે એ કામ કરનારાં કોણ હતાં ? ”

ઓલ્ગાએ જવાબ દીધો:

" અમે કામ કરનારાં ? અમે તો સામાન્ય લોક છીએ; એથી વધુ અમે કાંઇ નથી."

*

પછી તો ઓલ્ગાને તોપચીઓની ટોળી આગળ લઇ જવામાં આવી. તોપચીઓએ ઓલ્ગાનો આભાર માન્યો:

" તમે અમારી તોપોને પાછી સરસ કરી દીધી. આજ રાતના જ તમને તમારી સમી કરેલી તોપોના ગડગડાટ સાંભળવાની તક મળશે."

ઓલ્ગા બોલી: " આજ રાતે જ ? "

" હા, પુશકીન શેરી સુધી લડાઇ આવી ગઇ છે. "

ઓલ્ગાથી બોલાઇ જવાયું, " એ શેરીમાંથી તો હું પહેલાં ચીજો ખરીદતી."

ઘોડાને પાણી પીવડાવવા માટે અવેડા પર લઇ જવામાં આવે અને પાણી પીને ઘોડા ચાલી નીકળે એમ ટોચાએલી રણગાડી કારખાનામાં આવવા માંડી, અને સારો બની બહાર નીકળવા માંડી.

*

ઓલ્ગાની નજર રણગાડી ચલાવતા એક આદમી પર પડી. ઓહો ! એને તો એ બરાબર ઓળખતી હતી.

" એલા વાસીલી, તુ ક્યાંથી ? "

" મારૂં કામ પૂરૂં કર્યું ને ચડી બેઠો આ રણગાડીમાં. ઝાંપે લડાઇ આવી પુગી છે."

ઓલ્ગાએ તોપચીઓને જણાવ્યું:

" ભાઇઓ, તમારી નાની બહેનની એક વાત સાંભળશો ? સાંજના વર્ગોમાં મેં પણ લશ્કરી તાલીમ લીધી છે. મને તોપ ચલાવતાં બરાબર આવડે છે. મને પુશકીન શેરી પર તમારી સાથે લઇ જશો ? "

" અરે પણ આવી વાત થાય ? તારાથી આવી હઠ થાય ? "

ઓલ્ગા હિંમત સાથે બોલી.

" તમારી તોપો અમે સ્ત્રીઓએ સરખી કરી આપી તો અમે સ્ત્રીઓ એ તોપો કેમ ચલાવીએ નહિ ? "

*

અને ઓલ્ગા પણ છલાંગ મારી રણગાડી ઉપર પહોંચી ગઇ.

રણગાડીઓએ દોટ મૂકી. રસ્તાઓ પર અજવાળાંઓ ઊલટી કરી રહ્યા હતાં. ગલીઓ સળગી હતી, પગથીઓ બળતી હતી.

રણગાડીઓ પુશકીન શેરી પર આવી ગંઇ !

સરદારે ઓલ્ગાને કહેવા લાગ્યો.

" ઓલ્ગા, આવી પુગ્યા પુશકીન સડક પર. એક દિવસ અહીં રશિયાનો ઉજળો કવિ પુશકીન ફરતો હતો. હું જ્યારે જ્યારે આ રસ્તા પર આવું છું ત્યારે ત્યારે મારી બહેન મને પુશકીનની કવિતા સંભળાવતી, એ કડીઓ યાદ આવે છે. ઓલ્ગા ' આ ભડકામાં, આ મોતના ચારકામાં, આવા વાતાવરણમાં તને પુશકીનનો સુંવાળો રૂપાળો આત્મા યાદ આવે છે ખરો ? "

*

અવાજ નીકળ્યો હુકમ છૂટયો.

" દરેક માણસની સાંકળ બનાવી દો. દરેકદરેક ગોળાને પસાર કરતા રહોઃ એક હાથ પરથી બીજા હાથ પર. ચાલો, શરૂ કરો."

ઓલ્ગા પણ એ માનવસાંકળના મણકા તરીકે ઊભી રહી. રેલિનગ્રાડની શેરી પર જીવન અને મોતની જબરી રગદોળામણ થઇ.

ઓલ્ગાએ નર અને નારીના ભેદને ટાળી દીધો. સ્ત્રી પોલાદ પકડતી હતી અને પોલાદ ફેંકતી હતી.

કામ કરતી કરતી સ્ટેલિનગ્રાડની શેરી પર ઓલ્ગા ઢળી પડી મૃત્યુની પાંખમાં એ લપાઇ ગઇ.

મરેલા કવિ પુશકીનની શેરીમાં આ એક કવિતા જીવતી—અમર થઇ ગઇ.

# નવી દુનિયામાં સ્ત્રી શું ફાળો આપી શકે ?

લેખિકા : સૌ. જનબાળા દેસાઇ

( માર્ચ ૧૯૪૪ ના પૃ. ૨૬ થી ચાલુ )

આજનો યુગ નારીયુગ તરીકે ખ્યાતિ પામી ચૂકયો છે. એવા યુગમાં શું ? સ્ત્રીઓની સેવા ગૃહમાં જ પૂર્ણ થશે ? તેમનું કોમળ હૃદય આ ઘોર સંહારને જોઇને દ્રવી કેમ ન જાય ? આજની સંસ્કૃતિનું ચિત્ર જોઇ કઠણ હૃદયનાં માનવીનું હૈયુ પણ હાથ ન રહે તો સ્ત્રીઓનાં કોમળ હૃદયની તો વાત જ શી ? આજની સંસ્કૃતિ એટલે પ્રાણ વિનાનું ખોળિયું, જેનું માત્ર હાડપિંજરજ દેખાય તેવીજ નિસ્તેજ બની ગઇ છે. મોટા મોટા શાસ્ત્રીઓ ને ધુરંધર રાજદ્વારી પુરુષો આને ચેતન નથી અર્પી શકયા.

જે ' સ્ત્રી પ્રેરણાની મૂર્તિ ' છે, ને આજદિન સુધી જેણે પુરુષને પ્રેરણા અર્પી છે ને તેવી જ પ્રેરણાથી પુરુષ જીવનસંગ્રામમાં યશસ્વી નીવડયો છે, ને તેનાં પ્રેમનાં સિંચનથી જ સંસ્કૃતિની વેલી પુષ્ટિ પામી છે, આજે એ જ માતાઓ અને ભગિનીઓ તરફ જગત આશાની મીટ માંડી રહ્યું છે, અને તેમના બુઝાતા દીપકમાં પ્રકાશ અર્પવાનું આર્દ્ર હૃદયે સૂચન થઇ રહ્યું છે. આજે સમસ્ત જગત એ જ પોકારી રહ્યું છે કે " Oh woman, thy face is thy future " ખરેખર આપણા ગુજરાતી કવિએ આ પહેલા પણ " જનનીની જોડ સખી નહિ જડે રે લોલ " એ કાવ્યમાં " જગનો આધાર એની આંગુલીને " યુરોપનું સાહિત્ય પણ આજ બતાવે છે કે " જે ઝુલાવે પારણું તે શાસન કરે રાજ ધરે. "

કળા, વિજ્ઞાન, સાહિત્ય, તત્વજ્ઞાન એ બધાં ક્ષેત્રોમાં સ્ત્રીઓ કંઇક પુરુષાર્થ કરી બતાવશે તેવી આશા સેવાઇ રહી છે, ત્યારે સ્ત્રીની જવાબદારી વધુ ને વધુ મહાન બનતી જાય છે. આજની કહેવાતી દુનિયામાં જે અંધાધુધી ચાલી રહી છે તેની પાછળ કયાં મૂળ તત્ત્વો કામ કરી રહ્યાં છે તેનો તાગ કાઢી વિચાર કરવાનો સમય આવી પહોંચ્યો છે. યુદ્ધ કંઇ અણધાર્યું આવતું નથી, કેટલીક રાજનીતિઓનાં કારણે યુદ્ધ અનિવાર્ય બને છે, એ રાજનીતિનાં દૂષણો દૂર કરવાનું કાર્ય સ્ત્રીને શિર છે. આ કાર્ય માટે તે પાર્લામેન્ટમાં જાય અને હાલ તો રાજનીતિ સામે સખ્ત પ્રહાર કરે અને રાજનીતિજ્ઞ પુરુષોને માનવતાનું ભાન કરાવે, યુદ્ધ એ અનિષ્ટમાં અનિષ્ટ વસ્તુ છે એ પૂરવાર કરે, અને નિઃશસ્ત્રીકરણ પર વધુ ભાર મૂકે, તથા એ જ મંત્રોચ્ચાર અર્પે કે હિંસાનો બદલો તે હિંસા નહિ પણ અહિંસા છે. આ પ્રમાણે સમસ્ત જગતની બહેનોનાં મંડળો એકત્રિત થઇને શાન્તિના સંદેશા પાઠવે અને નવી દુનિયા રચાય તેમાં આગ્રહપૂર્વક પોતાનો ફાળો અર્પીને એમ ઠરાવશે કે " જ્યારે મનુષ્ય-જીવન અને મનુષ્યની સ્વતંત્રતાને માન આપવામાં આવશે, ત્યાં વ્યક્તિસ્વાતંત્ર્ય પ્રગતિ પામશે ત્યાં જ સંસ્કૃતિઓ સ્થિર બનશે. "

સૃષ્ટિનાં મંડાણ થયાં ત્યારથી જ આપણે જોતા આવ્યા છીએ કે સ્ત્રીઓનાં પ્રેમ અને સૌન્દર્યે પુરુષો આકર્ષાયા છે અને ધાર્યું કાર્ય સ્ત્રીઓ પાર પાડી શકી છે. મહાન ઋષિઓનાં તપોબળો પણ સ્ત્રીનાં આ સૂક્ષ્મ સાધનો આગળ નીચાં નમી પડયાં છે. અરે ઋષિઓ તો શું ? પણ દેવોને પણ દુર્લભ

એવા યમરાજા પાસેથી પણ એક જ સ્ત્રીએ જીવતદાન માગ્યું હતું. અને તેનું સૌભાગ્ય અખંડ રહ્યું હતું.

પ્રેમ અને સૌન્દર્ય વિહોણાં રાષ્ટ્રોમાં પ્રેમનું સિંચન કરવાનું કાર્ય સ્ત્રીનું છે. એ ભાન ભૂલેલાં રાષ્ટ્રવીરોને સુંદર પ્રેરણા અર્પવી, એમનાં જીવનમાં જે અહંતારૂપી વિષ ફેલાઇ ગયું છે, તે ચૂસી લઇ તેમાં અમીસિંચન કરનારૂં છે. યુગ પર યુગોનાં વારસારૂપ મનુષ્યનાં ગુણો ખોવાઇ ગયા છે. તે ગુણરત્નો પાછાં લાવવાનું કાર્ય સ્ત્રીનું છે. સમાજ એ જીવનનાં બળો સાથે છે કે મરણનાં આહવાન કરનાર સાથે છે તેનો નિર્ણય સ્ત્રીઓએ કરવાનો છે. આવતી કાલ તે માત્ર સ્ત્રીઓને જ માટે નહિ પરંતુ સમસ્ત માનવજાત માટે પણ આજે જે જે પગલું સ્ત્રીઓ ભરશે તેના પર અવલંબે છે.

જ્યારે જગતમાં રાજકીય અસંતોષ વધે છે ત્યારે સમાજની અંદર નાની નાની ક્રાન્તિઓ થાય છે. ને તેને પરિણામે દેશમાં અરાજકતા ફેલાય છે; કારણ કે જ્યાં રાષ્ટ્રવિધાયકો ભાન ભૂલે ત્યાં બિચારી પ્રજાઓનું શું ? માટે જ આજે રાજકીય ક્ષેત્રની શક્તિ માટે પૂ. ગાંધીજી જેવા મહાન પુરુષો પ્રયત્ન કરી રહ્યા છે; પણ સમાજનાં યુદ્ધો ક્યાં ઓછાં છે ? નરી આંખે જોઇ શકાતાં નથી તેથી તેની મહત્તા કંઇ ઓછી નથી થતી. આજે કોમ કોમ વચ્ચે, મૂડીવાદીઓ અને શ્રમજીવીઓ વચ્ચે, વૃદ્ધો અને યુવાનો વચ્ચે, બાળક અને વડીલ વચ્ચે યુદ્ધો ચાલીજ રહ્યાં છે. તેમાંથી સ્ત્રીઓ પણ કંઇ મુક્ત નથી. બાળકોનો પોકાર આજે કોઇ સાંભળતું નથી. યુવક યુવતીની ભાવનાઓ, તેમના આદર્શો, તેમની કલ્પનાઓ અનેક શૃંખલાઓને લઇને મૂર્તિમંત થઇ શકતી નથી. પશ્ચિમના વિચારો અને રહેણીકરણી તે યુવકોનાં જીવનમાં એટલાં બધાં ઓતપ્રોત થઇ ગયાં છે કે તેનો ત્યાગ કરવા યુવક તૈયાર નથી, અને તેને અપનાવવા વૃદ્ધો તૈયાર નથી; એટલે તેમની બડબડાટ હંમેશાં ચાલુ જ રહ્યો છે. રશિયાના ક્રાંતિકારી વિચારોએ જગતમાં એટલી બધી અસર કરી છે ને ખાસ કરીને યુવક માનસ ઉપર કે તેઓ શાહીવાદ મૂડીવાદ એ બધાનો નાશ કરવા તલપી રહી છે. તેમનામાં ઉત્સાહ છે, કાર્યની ધગશ છે, પરંતુ સમાજોને લીધે તેમની પ્રતિભા જોઇએ તેવી ખીલી શકતી નથી. યુવતીની પણ આ દશા ! તેને તો એ પ્રકારની ગુલામી સહન કરવાની. એક સમાજની રૂઢિ અને બીજું આર્થિક દૃષ્ટિએ પણ સ્વતંત્ર નથી. એટલે તેણે વિદ્યાર્થી અવસ્થામાં સેવેલાં સ્વપ્નાં અકાળે કરમાઇ જ જાય છે, અને ગૃહની જવાબદારીમાં તેનું સારુ જીવન સમાઇ જાય છે.

આજે ધર્મ પણ એક ખૂણે જઇને બેઠો છે. કહેવાતા ધર્મગુરુઓ અર્થાત્ ભક્તોમાંનો મોટો ભાગ ભગવાનને નામે ધતીંગો ઉભા કરે છે. તેથી કેટલીએ સ્ત્રીઓ તેમાં ફસાય છે ને અંધશ્રદ્ધા સેવે છે. આ પ્રમાણે જે ધર્મ દેખાય છે તે વસ્તુતઃ ધર્મ નથી, પણ તેની ઘેલછા જ માને છે. આમ સંસ્કૃતિનું એક પણ ક્ષેત્ર જીર્ણ થયા વિના રહ્યું નથી.

છતાંએ આજનાં યુવકયુવતીમાં અજેય આશાવાદ છે. યુવક આજે શું માગી રહ્યો છે. સ્ત્રી માત્ર જીવતું ફર્નિચર બનીને પ્રધાન ખંડની શોભા વધારે કે રાતદિવસ તનતોડ મહેનત કરીને વગર પગારનો મજૂર થઇને રહે એટલેથી એ નહિ સંતોષાય. આ ઉપરાંત સામાજિક ભાવનાઓથી રંગાએલો યુવકવર્ગ સ્ત્રીને માત્ર શણગારવાંચ્છુ ઢીંગલી બની રહેતી પળવાર પણ સાંખી શકે તેમ નથી. એને તો જોઇએ છે જીવનસંગ્રામમાં સાથ આપનારી સહચરી. એને તો જીવનનાં દરેક અનુભવમાં એ પત્નીનું તો ઉચ્ચ પ્રકારનું મહત્ત્વ જોઇએ છે "Co-operation

for mutual and common experience of life." તેવી જ રીતે યુવતીને પણ એના આદર્શ અને ભાવનાનાં ઉડ્ડયનમાં સાથે ઉડનાર જીવનનો ખેલાડી જોઇએ છે. માત્ર એને શણગારીને બેસી રહે અર્થાત્ મરજીમાં આવે ત્યાં સુધી એ જીવનનાં રમકડાં સાથે એ પાર્થિવ પતિ એ નથી વાંચ્છતી. આવી રીતે જ્યાં ઉભયની ભાવનાઓ ઉચ્ચ બનતી જાય છે, અને કોઇ સ્વર્ગીય સુખને ઝંખે છે ત્યાં દુનિયાના ઘડતરમાં યુવતી અળગી કેમ રહી શકે? એનાં હૃદયમાં તો અપૂર્વ ઉત્સાહ છે અને એ તો એના કલ્પનાના રંગે રંગાએલી દુનિયા જોવા અધીરી બની છે.

હવે સહેજ ઊંડા ઊતરીને જોઇશું તો માલમ પડશે કે વ્યક્તિગત અને સામાજિક સુખનો આધાર 'સુખી ગૃહજીવન' પર છે. તેમાંએ ગૃહજીવનનો સુખનો આધાર મુખ્યત્વે સ્ત્રી પર જ અવલંબે છે.

આ ઉપરથી સ્પષ્ટ થશે કે સ્ત્રી જીવનમાં યોગ્ય વિકાસ વિના આ અસંભવિત બને છે. માટે સ્ત્રીઓએ પોતાની ઉન્નતિ કરી ગૃહજીવનને ઉચ્ચ અને આદર્શમય બનાવવા ભગીરથ પ્રયત્નો કરવા જોઇએ. આજે ઘણીએ યુવતીઓ આવા સુખી જીવન જીવવાનાં કોડે સમાજના અનેક ક્ષેત્રોનાં કાર્ય કરે છે. પણ તે કાર્યને હજી સુવ્યવસ્થિત સુન્દર બનાવવાની જરૂર છે; જેથી કરીને નવી દુનિયાના ઘડતરમાં તે કાર્યોનાં અંગે અંગો સંપૂર્ણ ફાળો અર્પી શકે.

આજે હિન્દમાં જે અખિલ મહિલા પરિષદ કાર્ય કરે છે તે પ્રશંસનીય છે. યુગ પ્રમાણે તે પોતાના વિચારો ફેરવે છે અને સાથે સાથે બીજા દેશોની સ્ત્રીઓને પણ આમંત્રી તેમના જ્ઞાનનો લાભ લે છે, અને તે રીતે તેમના કાર્યમાં સુધારો વધારો થાય છે. આજે યુદ્ધકાળે તાલીમ વર્ગો ખોલ્યા છે, પ્રૌઢ શિક્ષણનું કાર્ય માથે લીધું છે, અને તે ઉપરાંત ગ્રામ-સુધારણાનું કાર્ય પણ સાથે સાથે ચાલે છે. પ્રૌઢ શિક્ષણની જરૂરીઆત છે પરંતુ આખોએ કેળવણીનો પ્રશ્ન સ્ત્રીઓએ જ હાથ ધરવાનો છે. ગઈ કાલની કેળવણીના પરિણામે તો આજે યુદ્ધો થયાં ને અરસપરસ મમતા તથા સ્નેહને બદલે ઇર્ષા અને દ્વેષે ઘર ઘાલ્યાં. ઉત્તમ વૈજ્ઞાનિક સાધનો જે મનુષ્યનાં વિકાસાર્થે યોજવામાં આવ્યા હતા તેનો દુરૂપયોગ થઇ રહ્યો છે. અને પરિણામે જ્ઞાન ઉપરની પ્રીતિ ઘટવા માંડી. આવી સડી ગએલી કેળવણીનો પાયો નવે નામે નંખાવો જ જોઇએ, અને કેળવણીનું ધોરણ સ્ત્રીઓએ નક્કી કરી પ્રત્યેક વિષયની જવાબદારી તેમણે ઉપાડી લેવી જોઇએ, જેથી જ્ઞાન પ્રત્યેની પ્રીતિ વધે અને મનુષ્યની અંદર જે ઉદ્દાત્ત ગુણો રહેલા છે તે આ કેળવણી દ્વારા બહાર આવી શકે.

આ ગુણોથી ભાવી સંસ્કૃતિનું સર્જન સારી રીતે થઈ શકશે, કારણ દરેકને યોગ્ય માર્ગ જડશે. આજની કેળવણીમાં ધર્મને સ્થાન નથી; એના અભાવે જ અનેક અનર્થો ઉપજ્યા છે. આપણું મનોબળ, આપણો સ્વાર્થત્યાગ, આપણી આશાઓ એ સર્વ શિથિલ અને મન્દ થઇ ગયા છે. જેવી રીતે આત્મા એ શરીરથી ભિન્ન હોવા છતા શરીરનાં અણુએ અણુમાં વ્યાપી રહ્યો છે, તેવી જ રીતે ધર્મ એ મનુષ્યની સર્વ ઐહિક પ્રવૃત્તિઓથી દૂર હોવા છતાં સર્વના અંતરમાં પ્રવેશ કરીને મનુષ્યને ચૈતન્ય અર્પે છે. એટલે કે મનુષ્યમાં જ્ઞાન, રસ, સ્થિરતા અને ગતિ પૂરે છે. માટે દરેક વ્યક્તિને એમ સમજ પાડવી જોઇએ કે બધા જ જીવનનાં કાર્યો ધર્મની રીતે સમજીએ તો સૂર્યની મહત્તા એની મેળે બહાર આવશે. અને તે કાર્ય પરત્વે મમત્વ થશે. એના પરિણામે ધીમે ધીમે સમજાશે કે આપણું કર્તવ્ય શું છે? શામાં રહેલું છે?

આ પ્રમાણે કેળવણીમાં સ્ત્રીઓ ધર્મને સ્થાન આપે તો તે વધુ ઉન્નત બનશે. પ્રત્યેક વ્યક્તિનો સાચો ધર્મ એ માનવધર્મ છે, એ ધોવણુ ભાવિ યુવતી કરશે. ગયા વિશ્વયુદ્ધની વર્સેલ્સની સંધિ તે આ યુદ્ધનું કારણ બની, તેવું ન થતાં સર્વકાળ માટે શાન્તિ સ્થપાય, અને બુદ્ધ ભગવાને જે સૂત્રો કહ્યાં છે કે " હિંસાનો બદલો તે હિંસા નથી, વેર વેરથી શમતા નથી પણ પ્રેમથી શમે છે. " એવી ઉચ્ચ ભાવનાવાળું જીવન થાય તો ભાવિ સંસ્કૃતિઓ ખરેખર શાન્તિ અને સ્થિરતા પામે.

આ ઉપરાન્ત વેપારી કરારો, સામાજિક રૂઢિઓ વગેરેમાં અનેક સુધારા થઇ શકે. જો વેપારીઓ પોતાના રોજના સ્વાર્થને ખાતર મોટા બજારો અને રાષ્ટ્રને નુકશાન થતું હોય તો તે સ્વાર્થ બાજુ પર મૂકીને રાષ્ટ્રના હિતનો જ વિચાર કરે તો અનેક આર્થિક પ્રશ્નોનો નિવેડો આવી જાય.

દલિતવર્ગ કે જેઓ આજે કચડાઇ અને છુંદાઇ ગયા છે તેઓ પણ આવી જાતના કરારથી પુનર્જીવન પામે અને તેમના વિકાસનો માર્ગ મોકળો બને. હિન્દનાં અસંખ્ય માણસોને અસ્પૃશ્ય કહીને ધૂતકારવામાં આવે છે તેમને પણ અપનાવીને વિકાસની યોગ્ય તકો આપવામાં આવે તો તેમાંથી પણ કો વિરલા પાકે અને રાષ્ટ્રને ઉપયોગી નીવડે. ઘણાં વર્ષોથી લોકો એક એવા યુગને ઝંખે છે કે જેને આપણા ઋષિમુનિઓએ સત્યુગ કહ્યો છે. જેમાં વ્યક્તિમાત્રનું સ્વમાન જળવાય. સમાનતા, બંધુભાવ, ને દેશપ્રેમ એવા ઉન્નત ગુણોથી જ સમષ્ટિઓનો વ્યવહાર ચાલે. પ્રત્યેક વ્યક્તિને જ્ઞાન માટે પ્રીતિ થાય અને તે જ્ઞાન તેમને પ્રજ્ઞામાર્ગે જ લઇ જાય અને જીવનને ધન્ય બનાવે. આવા યુગને લાવવા માટે સ્ત્રીઓએ જ ભગીરથ પ્રયત્નો કરવા પડશે. બાળકેળવણીનો પ્રશ્ન સ્ત્રીઓ ઉપાડી લે તો ઉત્તમ પરિણામ આવે, કારણ બાળકનું માનસ જેટલું સ્ત્રી સમજી શકે છે તેટલું પુરૂષ નહિ સમજી શકે. તેમનામાં રહેલા દૈવી અંશોનો સાક્ષાત્કાર કરવા તેમને જ્ઞાન અપાય. આજે પ્રજ્ઞામાર્ગે જતાં જ્ઞાનની ઉણપે જ સંસ્કૃતિઓનો નાશ થઇ રહ્યો છે. સંસ્કૃતિના નવઘડતરની વખતે ભાવિ નાગરિક તરફ દુર્લક્ષ ન જ રખાય. કારણ, ભાવિ સંસ્કૃતિના આજ બાળકો સ્તંભો થશે. સ્ત્રી-કેળવણી તરફ સ્ત્રીઓ દુર્લક્ષ ન જ સેવી શકે, કારણ સ્ત્રી પોતે સમજે છે કે આજની બાળા તે આવતી કાલના નાગરિકની માતા છે. કેળવણી અર્થે, વ્યાપાર અર્થે અને સામાજિક રૂઢિ અર્થે ઠ્યજે સ્થળે સંસ્થાઓ સ્થાપવી. અને તેનું એક મધ્યવર્તી કેન્દ્ર રાખવું કે જેની છાયા નીચે આવી અનેક સ્ત્રીસંસ્થાઓ કાર્ય કરે અને સમાજને સન્માર્ગે વાળે. સારી ય દુનિયાની સંસ્કૃતિના પાયા એક જ ઉદ્દેશ માટે રચાય, તે માટે બધા રાષ્ટ્રોની બહેનો વર્ષમાં એક વખત મળે અને વિચારોની આપ–લે કરે, તથા કરેલાં કાર્ય પરત્વે વિચાર કરે, જ્ઞાનનો વિનિમય કરે તો ભવિષ્યમાં કદી આવા હત્યારા દિવસો પુનઃ ઉપસ્થિત થાય નહિ. જો આ પ્રમાણે પ્રચાર-કાર્ય થશે તો સ્ત્રીઓનું કાર્ય વધુ ને વધુ દૃઢ બનશે.

આપણા દેશની યુવતીની જવાબદારી અધિકતર છે. કારણ, આજે બ્રિટન નાના નાના દેશોનાં સ્વાતંત્ર્ય માટે લડી રહ્યું છે, ત્યાં હિન્દને સ્વાતંત્ર્યનો નકાર સંભળાવવામાં આવે છે. આ રાજકીય ગુલામી ફગાવી દેવા તેને સત્ય અને અહિંસાનું કડક પાલન કરવું પડશે. સ્નેહ અને સેવા તેનો મુદ્રાલેખ થશે. તેની માતૃભૂમિ અર્થે સર્વસ્વનો ભોગ આપશે ને તેની રગેરગમાં સ્વદેશાભિમાન વ્યાપી જશે

એટલે અંતે સત્યનો જય થશે. અને સ્વતંત્રતાની દેવી આપણાં મોંઘા એવા દેશને સર્વકાળ માટે તેની માળા પહેરાવશે. આ રાજકિય સંતોષે સમાજ પણ જરૂર ઉન્નતિને ટોચે પહોંચશે, કારણ તેની ગતિનો મુખ્ય આધાર રાજકિય પરિસ્થિતિ પર અવલંબે છે.

મહાભારતના યુદ્ધ પછી હારેલાં પણ રડેલાં અને જીતેલાં પણ રડેલાં, તે જ પ્રમાણે આ યુદ્ધ પછી બધા જ રડશે. અને એવો સખ્ત પશ્ચાત્તાપ થશે કે તે રુદન મન અને શરીરનો મેલ ધોઇ નાખશે; તેથી બધામાં આંતરદૃષ્ટિ આવશે. તે સમયે સ્ત્રીઓએ જે સુંદર સંગઠન કર્યું હશે, અને વિવિધ ક્ષેત્રોમાં સંગીન કાર્ય થયું હશે તો પુરૂષોને કો અનેરી પ્રેરણા સમું બનશે. અને સંસ્કૃતિનો પાયો ઉદાત્ત ગુણો પર રચાશે. આ પ્રમાણે સ્ત્રીઓ જ્યાં ' થા હોમ ' કરીને પડશે ત્યાં જગતનાં દરેક ક્ષેત્રમાં બુઝાતા દિપકો એકાએક પ્રકાશમાન થશે, ને મહર્ષિઓ તથા કળાકારોનાં સ્વપ્નાં મૂર્તિમંત થશે. રાષ્ટ્રો કોઇ અનેરી ભૂમિઓ બની જશે. અને સર્વસ્થળે પ્રેમનાંજ સામ્રાજ્યો સ્થપાશે.

ટૂંકમાં, કોઇ પણ યુગે નહિ બનેલી એવી અસંસ્કારી સંસ્કૃતિને સંસ્કૃત કરવાનું કાર્ય તેને મુલાયમ કરવાનુ કાર્ય સ્ત્રીનું જ છે. આ નવીન ભાવનાવાળા પ્રજાજીવનને યુવતી જ માર્ગદર્શન કરશે; અને જગતને સૌન્દર્યથી શણગારી નંદનવન સમું બનાવી દેશે.

# નિઃશ્વાસ

—સાક્ષાત્ લક્ષ્મીના અવતાર સરીખડી સ્ત્રી જાતિના પવિત્ર પતિવ્રત્ય પાલન છતાં જે ઘેર એની અવગણના થાય છે ત્યાં આખરે એ અવગણનારને અંધારાં જ ઉલેચવાનાં રહે છે. એવી જ અંધસૂચક કથની લેખક અહીં કહી જાય છે.

ધનજીના ઘરમાં અજવાળીનાં પગલાં થયાં અને સાચે જ બધે અજવાળું થઇ ગયું. એના આવ્યે ચારે બાજુ ધનજીની કીર્તિનાં ગાન ગવાઇ રહ્યાં. પોતાના શુદ્ધ ચારિત્ર્ય અને ઉચ્ચ કુળલાજથી અજવાળીએ ન્યાતમાં અને ગામમાં વાહવાહ બોલાવરાવી દીધી. એ સમજુ અને ડાહી હતી. પતિની બરાબર ખાતરબરદાસ્ત કરીને પોતાનું પતિવ્રતાપણું સિદ્ધ કરવાના કોડ એ પૂરા કરવા લાગી. ધનજી પણ પોતાની જીવનસખી સાથે સ્નેહમાં સમય વીતાવવા લાગ્યો. ધનજીની ઓથમાં અજવાળી હરેક વાતે સુખી હતી. પણ વહુ તરીકે એને ગોમતી ડોશી રાહુ માફક કનડતાં. આમે ય સાધારણ રીતે હિંદુ સમાજમાં સાસરે સાસુનો સીતમ વહને સહન કરવો જ પડે છે, પણ અજવાળીને માથે જરા વધુ પડતો સીતમ ગુજરતો. હાલતાં ને ચાલતાં ગોમતી ડોશી એના માવતરની નિંદા કર્યે રાખતાં અને બીજી દરેક શક્ય એવી પજવણી કરતાં, છતાં પણ અજવાળી સાસુ સામે એક શબ્દ પણ ન બોલતી. 'સાસુ એટલે બીજી માતા' એ પાઠ અજવાળી એનાં માવતર પાસેથી સારી પેઠે શીખીને આવી હતી.

પરંતુ......

આજની અસહ્ય ગાળોની રમઝટ અને માવતરની કુથલી અજવાળીના હૃદયમાં એક કારી ઘા લગાવી ગયા. તોયે એ ડોશી સામે એ કશું જ ન બોલી. આખો દહાડો એણે રોયા જ કર્યું. બિચારી અબળા ! પોતાની પાસે એક જ શસ્ત્ર, રડીને ગમ રહેવાનું ! !

સાંજના ધનજી કામેથી આવ્યો અને સૂવા વખતે અજવાળીએ સહેજ ખમચાઇને કહ્યું,

" માએ આજ મને કેટલીય ગાળો ભાંડી."

" હશે. " ધનજીએ કહ્યું.

" પણ મારાં માવતરને સુદ્ધાં ખૂબ ભીંડી નાખ્યાં. "

" હશે, હશે. ઘરડાં કો'ક દહાડો ખીજાય પણ ખરા, ' ધનજીએ આશ્વાસન આપતાં કહ્યું. એ બિચારો શું જાણે રોજનાં રમખાણ ? એણે તો એ વાતને સહેજ માની અને 'રામ તુંહી' કરતો માથે રજાઇ ઓઢીને એ સૂઈ ગયો.

* * *

" બેટા, ધનજી ! બાયડી માણસ બહુ જૂઠું હો. એની વાત તો જરા ય ન માનવી." બીજે દહાડે ધનજી કામે જતો હતો ત્યારે ગોમતી ડોશીએ કહ્યું.

" હો, મા, " ધનજીએ ટૂંકો ટચ જવાબ વાળ્યો છતા યે એમાં માના કહેણ ઉપર શ્રદ્ધા હતી.

ધનજી બિચારો ભોળો હતો. મા ઉપર એને અસીમ વિશ્વાસ હતો. એને મન મા કહે એ બ્રહ્મવાક્ય. ધનજીના આ ભોળપણનો લાભ લઇને ગોમતીડોશીએ ધનજીને અજવાળીની વિરુદ્ધ કેટલીયે વાતો કહી. ધનજીના અંતરમાં અજવાળીનું 'સ્થાન કૂડીકોડીનું બનાવી દીધું અને પોતાનું પાસું મજબૂત કર્યું.

આમ હવે અજવાળીને બન્ને બાજુથી ઝાપટાં મળવા લાગ્યાં. સાસુ તો કાટકું કાઢતી, પણ હવે તો ધનજી પણ પળપળમાં એના શબ્દોને ધૂત્કારી કાઢતો. અજવાળીને

એક જ આશ્રય રહ્યો: રડી રડીને હૈયાનો ભાર હલકો કરવાનો.

દિન પર દિન અજવાળીની સ્થિતિ કૂતરાં કરતાં પણ બદતર થતી ચાલી. વાતવાતમાં ગોમતી ડોશી અજવાળી પર વજ્જર જેવા શબ્દોથી તૂટી પડતાં.

" તારો બાપ ચોટ્ટો, એનું આ રતન તે કેવુંક પાકે ? અને મા તો આખા ગામમાં ભટકતી. "

હવે અજવાળીની સહનશક્તિનું પૂર્ણવિરામ આવી ગયું. અને એ પતિવ્રતાપણું સિદ્ધ કર્યાં બાદ એનું ફળ ન મળવાની નિરાશ હૃદયે પીઅર ચાલી નીકળી. ડોશી ' કાશ ગઇ ' કહી નિરાંત ધરી બેઠાં.

***

અજવાળી ગઇ, સુખ વધારનારી ગઇ અને ધનજીને આંગણે દુઃખના ડુંગર ખડકાવા લાગ્યા. ઘરમાં જ્યાં જુઓ ત્યાં ગેરવ્યવસ્થા ફેલાઇ ગઇ, લક્ષ્મીદેવીએ રીસામણાં માંડયાં અને દેણું કરી એ પૂરૂં કરવા લાગ્યો. અધૂરામાં પૂરૂં, ધનજી શરીરે માંદો રહેવા લાગ્યો.

તો યે ગોમતી ડોશી ' સીંદરી બળે પણ વળ ન મૂકે ' એ કહેવતની માફક રાતદિન અજવાળીની જ નિંદા કર્યે રાખતાં. બધા ય જાણી ગયા હતા કે ડોશી જ આ બધાનું મૂળ કારણ છે. આડોશી પાડોશી તો કહેતા કે,

" મા, વહુને તેડાવી લ્યો. લક્ષ્મીજી રૂમઝુમ ચાલ્યાં આવશે અને ધનજીભાઇને પણ સારૂં થઇ જશે. "

" રાંડ ડાકણના આવ્યેથી તો અમારા ઘરનું નખ્ખોદ નીકળી ગયું. હવે શું ગોદું લઇને તેડાવીએ ? " ડોશી તાડૂકી ઉઠતાં અને બિચારા કહેનારાનાં મોઢાં સિવાઇ જતાં.

અંતે ધનજીની સ્થિતિ એકદમ ગંભીર બની ગઈ. " આજ મરે, કાલ મરે " એવાં ચિહ્ન દેખાવા માંડયાં. ધનજીને લાગ્યું કે " આમ ને આમ મરી જઇશ. અજવાળીને એક વાર મળી લઉં. " એમ ધારી એણે ગોમતી ડોશીને કહ્યું,

" મા, હવે તો નહિ જીવું હો. અજવાળીને બોલાવ ને. "

" બેટા, એ અભાગણીના પાપે તું આટલું દુઃખ ભોગવે છે અને મૃત્યુ ટાણે પણ એનું રટણ કરી શું કામ મોત બગાડે છે ? " ગોમતી ડોશીએ કહ્યું.

" મા, મા. જો એનું મોઢું જોવા નહિ મળે તો મારો જીવ અવગતે જશે. " ધનજીના અંતઃકરણના ઉંડાણમાંથી આ શબ્દો આવ્યા અને ક્રૂર ડોશીનું હૃદય પીગળી ગયું. એણે અજવાળીને તેડું મોકલ્યું, પણ એમાં પોતાનું સ્વમાન ઘવાતું હોય એમ લાગ્યું. પુત્રની જિંદગીના સવાલ આગળ સ્વમાન ! !

અજવાળી તેડું આવતાં તરત જ રવાના થઇ. એને માનાપમાનનો કાંઇ ભેદ જ ન લાગ્યો. પતિની જિંદગી બચે તો અપમાન એને મીઠાં સાકર જેવાં લાગે. ડોશીની પજવણીનો વિચાર આવ્યો, પણ એની અવગણના કરી એ પતિગૃહે પહોંચી ગઇ.

આવતાં વેંત જ એ ધનજીની પથારીએ જઇ પહોંચી. અલબત્ત, એ મૃત્યુપથારી જ હતી. ધનજી એને જોઇને રડી પડયો. અજવાળી પણ રડી પડી. ઉભયે ક્યાંય સુધી રડયા જ કર્યું. ધનજી કશુંક કહેવા ઇચ્છતો હતો, પણ એનાથી નહોતું બોલાતું. એની આંખો જાણે કહી રહી હતી:

" અજવાળી, તને હું સુખી નથી રાખી શક્યો; તારી માફી માગું છું. "

કલાકેક વીતી ગયો. ધનજીને હવે મોત નજદીક લાગ્યું. એણે મહામહેનતે અજવાળીના બેઉ હાથ પોતાના હાથમાં લીધા અને બોલ્યો:

" અજવાળી, તારા આત્માના નિઃશ્વાસ.....'

અને એ પૂરૂં બોલી રહે એ પહેલાં તો એનો આત્મા પરલોકયાત્રાનો પ્રવાસી બની ચૂક્યો હતો.

રાત પડી રહી હતી, ચોમેર અંધકાર છવાઇ રહ્યો હતો, ત્યાં અજવાળીના જીવનને પણ અંધકારે આવરી લીધું.

# વી—ર—ક્ષ—ત્રા—ણી

લેખક : શ્રી. મગનલાલ બાપુજીભાઈ બ્રહ્મભટ્ટ

રજપૂતાણીને અંગે આજે આનંદ માતો નહોતો. તેના સાસરેથી આજે તેને તેડુ આવ્યું હતું. પોતે પહેલા આણે જતી હોઇ પોતાના ભરથારને રીઝવવા માટે ભાત ભાતની ચીજો બાંધવામાં તે પડી હતી. તેલની શીશીથી માંડીને અંબોડે બાંધવાના ઊનના દોરા અને કાપડાની કસો સુદ્ધાં તેણે પોતાની પેટીમાં ભરી; ઊડતા પતંગિયાની માફક તે અહિંથી તહિં ઘુમી રહી હતી.

તેના ગામથી તેનું સાસરું લગભગ છએક માઇલ દૂર હતું. રસ્તો જરા ડુંગરાળ હતો, છતાં ખાસ ભય જેવું નહોતું. એટલે તેડવા આવનાર પણ ઠંડે કલેજે બેસી રહ્યો હતો. રજપૂતાણીની માતાએ ઝટપટ કંસાર રાંધી નાખ્યો. અને સાસરવાસો સજતી દિકરીને સાદ દીધો: " બેટા ! આ બે કોળિયા લાપસી ખાઈ લે, નાહક મોડુ થશે. "

માતાના શબ્દો સાંભળી ફાળ ભરતી હરણીની માફક તે દોડી આવીને ઝટપટ બે કોળિયા ખાઇ તેણે હાથ ધોઈ નાખ્યા. તેને આજે ભૂખ નહોતી. તેનુ મન તો ક્યારનુંય તેના પતિને ઓરડે પહોંચી ગયું હતું.

વેંલડાવાળાએ પણ જમી લીધું. અને તેણે વેંલડું સામટુ કરી સાદ દીધો

સોળે શણગાર સજી આંખમાં કાજળ આંજેલી રજપૂતાણીએ પોતાના ઓરડેથી નીચે પગ દીધો. અને જેવી તે વેંલડા તરફ જાય છે ત્યાં એક-બિલાડી આડી ઊતરી.

તેની માતાએ આ જોયું. અને તેણે રજપૂતાણીને કહ્યું: " બેટા ! આ અપશુકન થયા, માટે હવે તો કાલે જ જજે. "

" માડી ! તું પણ રજપૂતાણીની કૂખે ઉત્પન્ન થઈ છે. તું આવી કાયર ક્યાંથી ? આપણને રજપૂતને વળી શુકન અપશુકન શા ! હું તો બસ અત્યારે જ જઈશ. "

પુત્રીના શબ્દો સાંભળી એ વિધવા માતા વધુ કઇ ન બોલી તેની આ એકની એક લાડકવાઇ પુત્રી હતી અને તેનું આ પહેલુ આણુ હોઈ તેને તે વધુ કઈ કહી શકે તેમ નહોતું એટલે તે મૌન રહી.

એક છલંગ મારીને રજપૂતાણી વેંલડામાં બેઠી. તેની માતા સાસરે જતી પુત્રીને સજળ નેત્રે જોઇ રહી. "બેટા! કાલે જજે." એટલા જ શબ્દો તે બોલી શકી.

" માડી ! મારી ફિકર ન કરીશ. હું હમણાં જ પોંચી જઇશ અને તને કાલે ખેપીયા જોડે સમાચાર મોકલીશ. " આટલુ કહી તેણે ગાડાખેડુને વેંલડુ હાંકવાની આજ્ઞા કરી.

આ વખતે સૂરજ મહારાજ મેળ બેસવાની તૈયારીમાં હતા. સફેદ ઈંડા જેવા બે વઢિયારા બળદોએ ઘુઘરમાળ રણકાવી મારગે દોટ દીધી.

બરોબર ડુંગરોની ગાળીમાં વેંલડુ આવ્યું અને બે ચાર બુકાનીદારો ભૂતાવળની માફક ફૂટી નિકળ્યા

માર્ગ ઉજ્જડ હતો. ગાડાખેડુએ બુકાનીદારોને ભાળ્યા. અને તેણે વેંલડામાં બેઠેલી રજપૂતાણીને કહ્યું " બોનબા ! આપણા માર્ગ વચ્ચે બોકાનીદારો ઊભા છે. "

"। તે તું શાનો ગભરાય છે ! તું તારે વે'લડાને હાંકયે રાખ."

ગાડાખેડૂએ વેલડાને હાંકયે રાખ્યું. મારગ વચ્ચે ઊભેલા બોકાનીદારોમાંના એકે પડકાર કર્યો "અલ્યા વે'લડુ ઉભું રાખ્ય" ગાડાખેડૂએ બળદોની રાશને ખેંચી. વેલડુ ઉભુ રહ્યું. ત્યાં તો "કોણ છે વેલડાને ઉભુ રાખનાર ? મરી જાજે" કહી રજપૂતાણી વેલડામાંથી નીચે કૂદી પડી. વેલડાના ભંડારિયામાંથી તલવાર કાઢી રણચંડી સમી તે ઊભી રહી.

બોકાનીદારો આ રણચંડીના તેજે ઝંખવાઇ ગયા. તેમણે માર્ગ મોકળો કર્યો. અને કહ્યું "બોન ! અમે તો એમ ધાર્યું કે વેલડામાં કોઇ કાચુ પોચુ બાઇ માણસ હશે. પણ તું તો ખરેખર ક્ષત્રાણી છો. ધન્ય છે તારી જનેતાને ! જા તારો મારગ મોકળો છે." કહી બહારવટીઆઓ બાજુએ ખસી ગયા.

રજપૂતાણી ગૌરવભર્યે વદને વેલડામાં બેઠી અને વેલડું આગળ વ્હેતું થયું.

વાળુ ટાણે તો બાઇ પોતાના સાસરે પહોંચી ગઇ. સગાંવહાલાં બધાં ખબર પૂછવા ટોળે મળ્યાં. જમી પરવારી મોડી રાતે રજપૂતાણી ઓરડે ગઇ.

આતુર નયને રાહ જોતો રજપૂત ઢોલીઆમાં બેઠો બેઠો માર્ગપ્રતિક્ષા કરી રહ્યો હતો ત્યાં રજપૂતાણીએ પ્રવેશ કર્યો.

પતિપત્ની બંને મળ્યાં. રજપૂતાણીએ જ્યારે મારગની વાત કહી ત્યારે રજપૂતને હૈયે અનેરો આનંદ છવાયો. તેણે રજપૂતાણીને કહ્યું ' પહેલું આણું તો તે સફળ કર્યું.'

મરક મરક હસતે મુખડે રજપૂતાણીએ પતિના આ પ્રશંસાશબ્દો સાંભળ્યા. અને તેણે કામણગારી આંખે રજપૂત તરફ જોયું. આ વખતે રાત્રિ શાંત અને નીરવપણે પોતાને પંથે પળી રહી હતી.

# તંબુરાની ભેટ

લેખક :
શ્રી ગોવિંદભાઇ એ જોષી,
બી. એ

ઘનશ્યામદાસની ત્રીજી પરણેતર નાની કુસુમને મૂકી પ્રસૂતિ બાદ બરોબર ત્રણ મહિને સુવારોગનો ભોગ થઇ મૃત્યુ પામી. કુસુમને તેની કાકીએ ઉછેરી મોટી કરી. કુસુમને એક બીજો મોટો ભાઇ હતો તેનાથી ફક્ત બે વર્ષે જ મોટો. કશ્યપ અને કુસુમના શરીરનો દેખાવ બિલકુલ સુદૃઢ, પ્રમાણસર ઘાટીલો અને કાંતિવાળો હોવાથી પ્રથમ જોનારને, કોણ મોટું હશે, એ ઓળખવું મુશ્કેલ પડતું; છતાં કુસુમની મસ્તી એને બાળકમાં ખપાવી દેતી. ઘનશ્યામદાસે ડેપ્યુટી કલેક્ટર સરખી ઊંચી અમલદારીએ પહોંચ્યા પછી પેન્શન સ્વીકાર્યું હતું. નોકરી દરમીઆન ત્રેવડથી રહેલા એટલે ઠીક ઠીક પૈસો સંપાદન કર્યો હતો. રાજ્યસેવા અને પ્રજાસેવા એકનિષ્ઠાથી કરી ચૂકયા હતા. તેમના ભાઇ નિઃસંતાન ગુજરી જવાથી તેમની બધી મિલ્કત વસીઅતનામાની કલમ પ્રમાણે કશ્યપ તથા કુસુમને વહેંચી આપવામાં આવી હતી. આ રીતે કશ્યપની સંપત્તિનાં લેખાં લાખે ગણાતા. વળી ઘનશ્યામદાસે પુત્ર–પુત્રીમાં ભેદ જાણ્યો ન હતો. સરખું શિક્ષણ, માગી લે તેટલી સ્વતંત્રતા અને ઉચ્ચ સંસ્કાર આપવામાં સ્વધર્મ સમજતા–સંતાન પ્રત્યેની પોતાની ફરજની ઇતિશ્રી ગણતાં પરિણામે " આ બે છોકરાં ઘનશ્યામદાસનું નામ કાઢે એવાં છે, એમ સર્વત્ર બોલાઇ રહેતું. " કુસુમ પ્રીવીઅસમાં પાસ થઇ હતી અને કશ્યપ બી. એ. ના છેલ્લા વર્ષમાં હતો. તેવામાં જ ઘનશ્યામદાસ દેવશરણ થયા. કુસુમનું લગ્ન તે જ વર્ષે કરી નાખવાનો નિશ્ચય ઘનશ્યામદાસે મરતાં પહેલાં કશ્યપને જણાવી દીધો હતો. અને પિતાની આજ્ઞાનું અક્ષરશઃ પાલન કરનાર આજ્ઞાંકિત પુત્રે લગ્નસમારંભની સમગ્ર તૈયારીઓ કરવા માંડી. ધીકતી પ્રેકટીસ ધરાવતા અગ્રગણ્ય વકીલ અરવિંદરાયનો એકનો એક પુત્ર ઘનશ્યામદાસના મનમાં વસી ગયો હતો. વેવિશાળ પણ કરી જ દીધું હતું. એટલે કશ્યપે સાદાઇથી તેમ જ ખીફતથી લગ્ન સમારંભ સમેટી લીધો. કુસુમને, ભાઇએ અશ્રુપૂર્ણ ચક્ષુએ, ભારે હૈયે સાસરે વળાવી. જુવાનીમાં પ્રવેશેલા કશ્યપે પિતાની સંસ્કારી હૂંફમાં માતૃવિયોગ સહન કરી લીધો, બેનના લગ્નની ધામધૂમમાં પિતૃવિયોગને પણ વિસાર્યો, પરંતુ હવે તેનાથી કુસુમનો વિયોગ કેમે કર્યો સહન ન થયો. આલિશાન બંગલામાં તે, તેનો એક જૂનો નોકર અને રસોઇઓ, એમ ત્રણ જણ રહેતા હતા. કુસુમની હાજરીને લીધે બંગલાની આસપાસ વીંટળાએલો નાનો બગીચો પણ સજીવ દેખાતો; તો પછી આખા બંગલાનું વાતાવરણ તેના મૃદુ સંગીત, અને પળે પળે ચેતનતર કરતી પગલીઓ વડે ગાજી રહે તેમાં શું આશ્ચર્ય ?

*

સંગીત મનુષ્યહૃદયને શીતળતા અર્પે છે, વખતે કવખતે જ્વાળાનો પણ અનુભવ કરાવે છે. જેવું વાતાવરણ અને જેવું સંગીત. થોડાક જ મનુષ્યોને સુમધુર કંઠની બક્ષિસ હોય છે, થોડાક પરિશીલન અને તાલીમ લઇને સુંદર રીતે ગાઇ શકે છે. પરંતુ મધુરું સંગીત સાંભળવાનું દીલ તો હરેકને હોય છે. ન હોય તો તે દિલ નહિ પણ દગડ.

ભાઈ બહેનને સંગીતની નૈસર્ગિક બક્ષીસ હતી તેને વિકસાવવાને પૂરતાં સાધનો હતાં, સ્વતંત્રતા હતી. કુસુમનો કોકિલ કંઠ જેણે જેણે સાંભળ્યો છે તેણે મુગ્ધ - હૈયે પ્રશંસા

કરી છે. કશ્યપ પણ તેવો જ ઉસ્તાદ. કુસુમની હાર્મોનીઅમ પર ફરતી દશ આંગળીઓ કરતાં કશ્યપની તંબુરા પર નાચતી બે આંગળીઓ ઓરડામાં પવિત્ર અને પ્રાણવંત વાતાવરણ ખડું કરી દેતી.

"કુસુમ, મેં તો તને ઉંચામાં ઉંચી જાતનું હાર્મોનીઅમ લગ્નભેટ તરીકે આપ્યું, પણ તું મને શું આપશે ?" એક દિવસ કશ્યપે પૂછ્યું.

"તું પરણવાની તો 'ના' કહેતો હતો ને ? તો પછી ભેટ શાની ?"

પણ મસ્તી લે કે કોઈ સંગીતજ્ઞાન કુશળ છોકરી મળી આવે તો ?"

"તો ! તો તને જીંદગી સુધી યાદ રહી જાય તેવી સજ્જડ ધોલ લગાવી દઉં. અને પેલીને એવો તો સરસ તંબુરો આપું કે જિંદગી સુધી યાદ કરે."

"વાહ, વાહ, તારી પસંદગી, જાણે દુનિયામાંથી બધું નાશ પામ્યું હોય તેમ ધોલ ને તંબુરો આપવા નીકળી પડી ! પણ હેં કુસુમ ! તું બોલે છે તે પ્રમાણે કરી બતાવીશ ખરી ?"

"એ તો વખત આવ્યે જોઈ લેવાશે, પણ તું "નથી પરણવું, નથી પરણવું" એમ ગાઈ ગાઈને બોલતો હતો. એટલે ધોલ તો લગાવી દઈશ, એ વાત સાચી, બીજું તો થઈ પડશે."

કુસુમે લગ્નભેટની ખાતરી આપી એટલામાં મહારાજે જમવાનો વખત થયો એમ સંભળાવી સંવાદભંગ કર્યો.

*

કશ્યપને નોકરી કરવી ન હતી. સંગીતની ઘેલછા પાછળ પર્યાપ્ત તેટલું ધન વગર સંકોચે વાપરવું એ જ એનો નિત્ય નિયમ હતો. સંગીતરસિયા મિત્રોની ટોળી જમાવતો, તેમાંના કેટલાકને તે અમીરદિલ લાગતો, કેટલાક તેની ઘેલછાને ઉડાઉપણું ગણી હસી કાઢતા. કેટલાક મિત્રો એનો આવો ક્ષુલ્લક ઉપયોગ દેખી દાઝતા, અને સન્માર્ગે વાપરવા વણમાગી સલાહ આપતા. કેટલાકને તેમાં કાંઈ ભેદની સુગંધ આવતી. પરંતુ દરેક મિત્રને જરૂરી વસ્તુ લાવી આપી કશ્યપ અપરોક્ષ રીતે પોતાની સુવાસ ફેલાવતો. આવશ્યક ચીજો મળી રહેવાથી કોઈને પણ કશ્યપ વિષે બબડવાનું કે માઠું લગાડવાનું પ્રયોજન જડતું નહિ. મિત્રોની મિજલસ ભરાઈ હોય ત્યારે તે ચબરાક અને હસમુખો બની જતો. પછી તો તે ભલો અને તેનો તંબુરો ભલો. દરેક કલા તન્મયતા માગી લે છે. એકતાન થયા સિવાય કલા સાધ્ય થઇ શકતી નથી. અને એવી તલ્લીન અવસ્થામાં અન્ય ઇન્દ્રિયોની ક્રિયા સામાન્યતઃ શિથિલ થઈ જાય છે. ખરેખર, એવી તન્મયતા સાધવી જોવી અને અનુભવવી એ પણ એક સુભગ પ્રસંગ છે.

કશ્યપ કોઈ દિવસ બંગલો છોડી અન્ય સ્થળે વધારે સમય રખડતો નહિ, વખતોવખત સ્નેહીજનોને સહપરિવાર નિમંત્રણ આપી અંતરની કેટલીક અણવિકસી વૃત્તિઓને મોકળો કરી દેતો. કશ્યપની ઉદારતાએ મર્યાદા મૂકવા માંડી. પાત્ર-અપાત્રનો ભેદ રહ્યો જ નહિ અને ગરીબ હોવા છતાં ગરજુ નથી એવો દંભ રાખનાર મિત્રોની સંખ્યા વધી. કોઇએ પિતાનું જનું ઓળખાણ કાઢી અયોગ્ય લાભ લીધો, તો કોઇએ માનુષી ઊભા રહીને તેને છેતરવા માંડ્યો. કશ્યપની અણછાજતી ઘેલછાએ તેનામાં માનવતાનો અંશ દાખલ થવા દીધો. રડતાની સાથે તેનું હૃદય રડતું. પીડિતોની અકથ્ય કથની સાંભળવામાં તે રસ લેતો ને તેમને સદાય આપી તે કૃતાર્થ થતો. જેનામાં માનવતા વસેલી છે તેને 'મારું તારું' એવો ભેદ દેખાતો જ નથી. કશ્યપની મિલકત આમ ખૂટી જવા આવી.

બાર મહિને જ્યારે હિસાબ કરે ત્યારે ઉડાઉપણાનું પાસુ વધારે જ રકમ બતાવે. એના જેવાને ફોલી ખાનારા તમાચા મારી મોં લાલ રાખનાર સજ્જનો ખૂબ જ મળી આવતા. કેટલીક વખત અનુભવી વૃદ્ધ નોકર નાથુ કશ્યપને ચેતવણી આપી શિખામણના બે બોલ કહી દેતો. પણ તેનું સાંભળે કોણ ?

જેમ જેમ મિલ્કત ઘટવા માંડી, તેમ તેમ તેના કહેવાતા હિતેચ્છુઓની સંખ્યા પણ ઓછી થઈ, છતાં તેની સંગીતપ્રવૃત્તિ તો વિશેષ કરીને વિકાસ પામી. કર્ણપ્રિય સંગીત હોય ત્યાં કશ્યપ હાજર ના હોય એવું બને જ નહિ. સ્થાન કે પ્રસંગ, જ્ઞાતિ કે વ્યવસાય બધું જ વિસરી જાય. ખાવાનું પીવાનું પણ ભૂલી જાય, કોઇને ત્યાં મળવા જાય તો ત્યાં થોડી વારમાં સા–સા–સા–સા–સા કરવા લાગી જાય.

* * *

એક દિવસ કશ્યપને સ્મશાને જવું પડયું. શબ ઊંચકી લઇ જનારા ' રામ–બોલો ભાઇ–રામ ' બોલ્યે જ જતા હતા. કશ્યપને લાગ્યું કે તે સારી રીતે ગવડાવી શકશે. તેણે ઢાળબંધ પ્રલંબ આલાપ શરૂ કર્યો ને તે ઠેઠ સ્મશાન પહોંચતા સુધી નભાવી રાખ્યો. શ્મશાનમાં અસાર સંસારના ગપાટા સાભળવાથી કશ્યપના હૃદયમાં ઊંડી અસર થઇ. ત્યાં વળી કોકે સંભળાવ્યું,

" માટીના માનવી માટીમાં મળશે
ને કાયા જશે રે ફોક ભાઇ "

આ પંક્તિએ કશ્યપના મનમાં અનેક અવનવા ભાવ ઉત્પન્ન કર્યા, અનેક કલ્પનાઓ આવીને અદશ્ય થઇ. શું દોલત નકામી ? સગાં સ્વાર્થી ? મિત્રોને સ્નેહીઓ ગરજુ ને દંભી ? ને મારું મધુરું સંગીત ? ' તે પણ ક્ષણિક !' કશ્યપ જેને પૃછતો હતો, તેણે જવાબ આપ્યો

દુનિયા કયા ગુમાના– કરનાર,'
એક દિન મિટ્ટીસે મિલ જાના,
એક દિન પંખીસે ઉડ જાના.

હંમેશની માફક રૂપાની ઘંટડીશો રણકાર સંભળાયો. ગંગા નિયમ મુજબ ભજન લલકારતી પસાર થઈ. દરરોજ તે એના એ રસ્તેથી નીકળતી છતાં, કશ્યપને તેના સંગીતની સ્પૃહા નહોતી આજે ફરીથી તે સ્વર સાંભળ્યો અને વિહ્વળતા અનુભવી. આજસુધી તો કુસુમના સંગીતજ્ઞાન સિવાય બીજા કોઇના પણ જ્ઞાન કે કંઠ વિષે તેણે સારો. અભિપ્રાય નહોતો બાંધ્યો. તેને ગંગાના સંગીતમાં રસ પડયો. ચોવીસ કલાક તે બાળાનું સંગીત સાંભળીને બેસી રહેવામાં જીવન ધન્ય માન્યું. ગંગા તો ક્યારની ગલી વટાવી દૂર નીકળી ગઇ હતી. કશ્યપના બંગલામાંથી કંઇ પણ મળતું ન હતું, એટલે ત્યાં રોકાવાનું પ્રયોજન પણ શું હોય ? બીજે દિવસે કશ્યપ તે જ સમયે દ્વાર આગળ અડ્ડો જમાવીને બેઠો: જાણે શિવજી તપ કરવા બેઠા ! એ બાળા કોણ હશે ? એને આવું સરસ સંગીતજ્ઞાન કોણે આપ્યું હશે ? અહીં તે રોજ ગાતા આવે તો ? એવા ઘેલા વિચારોમાં કશ્યપે કલાક ગુમાવ્યો, એની ધીરજ ખૂટી, થાકીને ઉપર ગયો, ત્યાંથી પણ ઘડીમાં બહાર અને ઘડીમાં અંદર એમ ચારે દિશાએ નિહાળતો. એ પણ ફોકટ. કાલે તો જરૂર આવશે એટલે નામઠામ પૂછી લઇશ એવું આશ્વાસન લઇ લાચાર બન્યો.

* * *

વૈરાગીઓને ક્યાં કોઇની પરવા છે ? આજે ડાકોરમાં તો કાલે દ્વારકામાં, પરમ દિવસે નર્મદાકિનારે તો ચોથે દિવસે તાપી તટે એમ તીર્થધામમાં ભટકી ભટકીને જીવન પૂરૂં કરવાનું. એ લોકો નથી સ્વ. કલ્યાણ સાધના કે પરકલ્યાણની ભાવના સેવતા.

તેમનામાંય, ગુંસાઇ, ગોરખપંથી, અખાડા-વાળા, મહંત, સત્યપંથી, દાદુપંથી, કબીરપંથી પીરાણા એવી અનેક જાતો હોય છે. વિશાળ વૃક્ષની ઘટામાં ધર્મશાળાઓના ચોકમાં મંદિરમાં કે સરિતા તટે આ મંડળીનું (તાલબદ્ધ સંગીત સાથે ) ભજન સાંભળવું એ પણ અનેરો લ્હાણું છે.

આવી એક મંડળીના નાયકની એકની એક પુત્રી તે દિવસથી કશ્યપના હૃદયને ઘેરી રહી હતી.

સાબરમતીને કાંઠે પંદર દિવસથી હેમંત-ગિરિની મંડળીએ પડાવ નાખ્યો હતો. હેમંતગિરિ મંડળના નાયક શી રીતે બન્યા એ એક ભેદપૂર્ણ કથની છે, છતાં છેલ્લાં બાર વર્ષથી તેની મંડળીના સભ્યો તેને ગુરુસ્વરૂપે પૂજે છે એ નિઃશંક છે. વાત એમ હતી કે ગંગાની મા તેને ત્રણ વર્ષની મૂકી ગુજરી ગઈ હતી. હેમંતગીરીને આવકનાં સાધન તો હતાં જ નહિ. એટલે આ પુત્રી તથા પોતાનું પેટ ક્યાંથી ભરવું એ પ્રશ્ન મુંઝવવા લાગ્યો. ગંગાને કોઈ દૂરના સગાને સોંપીને હેમંતગીરી મહંત રઘુનાથગીરીની મંડળીમાં જોડાયા થોડો વખત બાદ તે ટોળમાં ફાટફુટ થઈ તેનો લાભ લઈ હેમંત-ગીરીએ નવેસરથી પોતાની ટોળી જમાવી અને આમ છેલ્લાં કેટલાંક વર્ષોથી તે પોતાની સ્વતંત્ર મંડળી નભાવી રહ્યા છે.

ગંગાને બારમું વર્ષ બેઠું કે તેના પાલકે તેને તેના પિતા પાસે મોકલી દીધી. પિતાની સોડમાં રહી ગંગાએ ભક્તિના સ્વાંગ સજવા માંડ્યા. ધર્મ અને નીતિની વાતો સાંભળવી શરુ કરી. મંડળીમાં ભજન અને પદ દ્વારા પોતાના કંઠનો વિકાસ સાધવા માંડ્યો. ભાવવાહી શબ્દોમાં તેનું મધુર સંગીત સૌને આકર્ષતું. ઘડીભરમાં ભક્તિરસમાં તરબોળ કરી દેતું.

મંડળીનો કાર્યક્રમ જુદો જ હતો. તેના કેટલાક સભ્યો સવારથી શહેરમાં ભટકવા નીકળી પડતા; આવશ્યક વસ્તુઓ ભીખી લાવતા. ઇચ્છિત વસ્તુ ન મળે તો ત્રાગું કરતાં; પણ લીધા વિના ખસતા નહિ. થોડાક સભ્યો રસોઈનું કામ પરવારી લેતા. લગભગ એક વાગે સૌ જમી લેતા. સાંજના થોડુંક ફરીથી રખડી આવે. કયા પંથના સાધુઓ આવ્યા, કયે સ્થળે સદાવ્રતનું અન્ન વધારે પ્રમાણમાં મળે છે, કયા મંદિરમાં ભાવિક ભક્તોની ભીડ વધારે છે, ક્યાં હરિકથા વંચાય છે ઇત્યાદિ બાબતોની ખબર લાવે અને ગુરુને સંભળાવે. સાંજે આરતી થાય અને ત્યારબાદ બે કલાક ભજન–પ્રવચનમાં પસાર થાય. જ્યારથી ગંગા આવી ત્યારથી ભજન ગાવાનો ઇજારો તેને જ શિર હતો. એક હાથમાં તંબુરો ને બીજા હાથમાં કરતાલ લઇ જ્યારે ગંગા લયબંધ ભજન ગાતી ત્યારે સર્વ સભ્યો એકધ્યાને પ્રભુભક્તિમાં લીન થઈ જતા તેવો જ માર્મિક અને બોધદાયક ઉપદેશ ગુરુમુખની પ્રસાદીરૂપેજ મળી રહેતો.

ઋતુના રંગ બદલાય તેમ ગંગાની દેહલ-તાએ પણ પલટો લીધો. ટોળામાંના બે ત્રણ વિષયેચ્છુ સભ્યોની નજર બગડવા પામી. પરંતુ ગુરુજીની ધાકે આગળ પગલું ભરવાની કોઇની હામ નહોતી. માત્ર દર્શન–આનંદ માની લેતા. વખત આવ્યે ગંગાને ભગાડી નાસી જવાની યુક્તિઓ પણ રચતા. ગંગા શહેરમાં તંબુરો લઇ ભજનો લલકારતી શેરીએ શેરીએ ઘૂમતી. જે કંઇ મળે તે સ્વીકારી લેતી. જ્યારે તે નીકળે ત્યારે પેલા શઠ સાધુઓ જાણે બીજે રસ્તે જાય છે એમ નજર ચુકાવી ગંગાની પૂઠે પડતા. પરંતુ ગંગા પણ એટલી જ સાવધ અને ચકોર હતી કે તેમને ભ્રમમાં નાખી દેતી. આમ છતાં કોઇ દિવસ પિતા આગળ ફરીઆદનો અક્ષરેય ઉચ્ચાર્યો ન હતો.

*

એ દિવસ બાદ ગંગા પાછી એના એ રસ્તેથી પસાર થઇ. કશ્યપ બંગલાની બહાર આવ્યો, સંગીત સાંભળ્યું. ગંગાને પાસે બેસાડીને ફરીથી ગાવાને આગ્રહપૂર્વક દીન–ભાવે યાચના કરી. ગંગાએ બીજું પદ લલકાર્યું. કંઇક વધારે મળવાની લાલસાએ કશ્યપે ચાર આના આપવા માંડયા. ગંગા તે લીધા વિના ચાલી ગઇ. કશ્યપ અનિમેશ નજરે જોઇ રહ્યો. ગંગા દૂર દૂર નીકળી ગઇ હતી.

સાંજે નદીકિનારે કશ્યપ ફરવા જતો હતો. આમ તેમ કલાક આથડી ધૂનમાં ને ધૂનમાં પાછો આવતો હતો ત્યાં દૂરથી તેણે ઘંટારવ સાંભળ્યો.

કશ્યપે તે દિશા તરફ આગળ વધવા માંડયું. અને સાધુઓની ટોળી વચ્ચે આવી પહોંચ્યો. આરતી સમાપ્ત થઇ હતી. પ્રસાદ વહેંચાતો હતો. બેએક સાધુઓએ તેને બેસવા કહ્યું. સંગીતની વાત સાંભળી ત્યાં કશ્યપને બીજું કંઇ સુઝવાનું નહિ?

ગુરૂએ ઉચ્ચ આસન પર બેઠક લીધી ને તરત ગંગાએ ભજન શરૂ કર્યું. કશ્યપે ભજન તો જેવું તેવું સાંભળ્યું, પણ આખો વખત ગંગા સામે જોયા કર્યું. પરંતુ ગંગા તેના સામું જોવા નવરી ન હતી. એ તો નીચી દ્રષ્ટિએ તંબુરા પર અંગુલિઓ નચાવતી પ્રભુ-ભજનમાં લીન હતી જાણે બીજી મીરાંબાઇ!

હંમેશ સાંજે મંડળીમાં ગયા વિના કશ્યપને ચેન પડતું નહીં. તટસ્થ વૃત્તિ રાખવી તેને મન અશકય વસ્તુ નીવડી. કોઇવાર ગુરૂઆજ્ઞા માન્ય રાખી કશ્યપ પણ પદો ગાતો. તેનો મીઠો સ્વર સાંભળી દેટલાક સાધુઓને એમ થઇ આવતું કે આ નવજુવાન આપણી ટોળીમાં ભળી જાય તો સારૂં. હેમંતગીરી પ્રતિદિન તેના તરફ અમીદ્રષ્ટી નાખતા અને કશ્યપ પણ જાણે તેમની કૃપાનો અભિલાષી હોય તેમ માનસિક અને કાયિક નમન કરી લેતો.

અગિયારશ હોવાથી ભજન તથા ધુન મોડા સમય સુધી ચાલુ રહી. અને ગંગા તો તન્મય બની તંબુરા પર અદ્ભુત રીતે આંગળીઓ ફેરવ્યે જતી. તેવામાં તંબુરાના તાર તૂટયા. વાતાવરણ બેસૂરુ બન્યું. વીણાના તાર તૂટવાની સાથે સાધુ હૃદયોના તાર તૂટયા. વાતાવરણ બેસુરુ બન્યું. કશ્યપ એકદમ ઊભો થઇ ગયો. બંગલે જઇ પોતાનો તંબુરો લઇ આવ્યો. ગંગાના હાથમાં તંબુરો મૂકયો કે, “વાહ ભક્ત, વાહ દાનેશ્વરી,” એમ ગુરુ અને ચેલાઓએ શાબાશીના શબ્દ પોકાર્યા.

ગંગાએ તંબુરો આપનારની સામે ક્ષણવાર દૃષ્ટિ સ્થિર કરી. અલબત, એ નજર તદ્દન સ્વાભાવિક હતી, પણ બદલામાં કશ્યપે ગંગાની રમ્ય-મનોહર આકૃતિ તરફ ઝીણી આંખે જોઇ લીધું.

બીજા દિવસનું પ્રભાત ઊગ્યું. કશ્યપ વાટ જોતો બેઠો છે. સામેથી ઉતાવળે પગે ગંગા આવતી જણાય છે. કશ્યપની નજર ગંગા પર ઠરી ને ગંગા બંગલાનાં પગથિયાં ચઢી, રવેશીમાં જઇ ઊભી. એક બીજાને નજીક આવેલાં જોઈ બેઉ સ્તબ્ધ ઊભાં રહ્યાં. પાસે આવતાં કંઈ પણ શરમ રાખ્યા સિવાય કશ્યપે પૂછયું, “કેમ, તંબુરો ગમ્યો ને? ફાવે છે ને?”

“હા, ઠીક છે; પણ જૂનો હોય તેવો લાગે છે. નવો મળી રહે તો સારું.”

“એટલું જ ને, મળી રહેશે. ચિંતા ન કરો. વગાડનાર છે તો વાજીંત્રની કયાં ખોટ છે? પણ તમને આવું સરસ વગાડતાં કોણે શિખવ્યું?”

“એ તો રોજ રોજ વગાડીએ એટલે

હાથ બેસી જાય, અમારે ચાં માહતર રાખી ભણવું. ઈ તો તમ પઈસાદારનાં કામ. ”

“ પણ ગંગા, તું આગળ ન જતાં અહીં જ બેસીને એક બે ભજન ગાય તો ખૂબ જ આનંદ આવે. ”

“ ઈમ, મી જાનું કે તમ જેવા સાભને, ધનવાન લોકને ભજનમાં ચંઈ મઝો ન પડે. હ્યો, તો કાલથી તમે કહો છો તે—મી આંય જ ગાવા આઈશું. ”

વચન આપી ગંગા ચાલતી થઈ. કસ્યપ પોતાના ઓરડામાં ગયો. હૃદયમાં અવનવો ઉભરો ચઢ્યો. પ્રીતિની ઊર્મિઓ ફરીફરીને તેના વદનને મલકાવા લાગી.

બપોરના શહેરમાંથી કસ્યપ એક નવો સુંદર આકર્ષક કિંમતી તંબુરો ખરીદી લાવ્યો.

આ તંબુરો તેને ગમશે, તે રોજ અહીં આવશે ને મારી સમક્ષ વગાડશે. કેવી મઝા પડશે ? હું પણ તેની સાથેજ ગાવા લાગીશ. એક હાથ તેનો તંબુરા પર ફરશે ત્યારે બીજો હાથ મારા હાથમાં મિલાવી દઈશ. પછીથી તો લગ્નની વાત પુછાશે ને ? મારા ઉપર તેને સ્નેહ તો છે જ. આવા મિથ્યા તરંગોમાં કસ્યપ રાચવા લાગ્યો.

પોસ્ટમેને આવી કસ્યપના હાથમાં તાર મૂક્યો: “ સાંજની ગાડીમાં અમે આવીએ છીએ. સ્ટેશન પર હાજર રહેજો. ” એવી મતલબનો તાર કુસુમ તરફથી હતો.

‘ સાંજે ભજનમાં જવાશે નહિ. જવાશે નહિ તેથી કાલે ગંગાને ના આવવાનું પણ શી રીતે કહેવાશે ? કસ્યપ બેચેન થતો ગયો. પડશે તેવા દેવાશે, એમ મન વાળી કસ્યપ સ્ટેશને જવા માટે કપડાં બદલવા લાગ્યો. નાથુને ઘર સાફસૂફ રાખવાની સૂચના આપતો ગયો. બહેન બનેવીને લઈ કસ્યપ ઘેર આવ્યો. એલારપેલારની વાતો કરી સૌ સૂઈ ગયાં.

બીજે દિવસે સવારમાં ગંગા આવી પહોંચી. શ્વેત વસ્ત્રો, અનુપમ સૌંદર્ય, નૈસર્ગિક નિર્દોષતા, અંગેઅંગમાં ભક્તિની તન્મયતા, ચક્ષુમાં ચેતન, એવું એવું નાનીશી દેહલતામાં ગંગા છુપાવવા પ્રયત્ન કરતી.

કુસુમે તેનું નખશિખ નિરીક્ષણ કરી લીધું. ગભરાતા હૃદયે કસ્યપ આવકાર આપ્યો. કસ્યપની સ્થિતિ ગંગા તો સમજી ગઈ. એકાદ ભજન ગાયું ને ત્યાંથી ચાલવા માંડ્યું. કુસુમે આગ્રહ કરી થોડો વખત રોકાવા કહ્યું. ફરીથી ગંગાએ સંગીત લહરિઓ ઉરાડવા માંડી. કુસુમને પોતાના સંગીતથી આશ્ચર્યમુગ્ધ કરી નાખી. તેનું અભિમાન ઓસરતું ચાલ્યું. ને પ્રશંસાના શબ્દોને સ્થાને આંગળાં કરડવા માંડ્યાં. સહજ નારીસ્વભાવ.

ગંગા જેવી સંગીતવિશારદા મિત્ર શોધી કાઢવા બદલ કુસુમે કસ્યપને વ્યંગ્ વાણીમાં વધાવી લીધો. એની પાસેથી નવા તંબુરાની વાત જાણી લીધી.

સ્વદસ્તે એ તંબુરો ગંગાને આપવાનો એણે નિશ્ચય કર્યો. ગંગાને પાસે બોલાવી, તંબુરો હાથમાં આપવા જતી હતી, તેવામાં જોડેના રૂમમાંથી સ્પષ્ટ સ્વર સંભળાયો.

“ **તકલી તારે તારે હિંદ તણો ઉદ્ધાર** ”

અને તેના અતિરેક રૂપે કુસુમે લલકાર્યું:

“ **તંબુરા તારે તારે કસ્યપનો ઉદ્ધાર.** ”

# કળાનું મૃત્યુ

લેખક : શ્રી. નરહરિપ્રસાદ ચંદ્રશંકર ભટ્ટ

સરિતાના તીરે આવેલી એ નાનકડી કુટિરમાં એક નાનકડો કલાકાર રહેતો હતો. એના જીવનમાંથી ઉલ્લાસના નતન ને ઉત્સાહના ઓળા યે અદ્રશ્ય થઈ ગયા હતા. એની નાનકડી કુટિરમાં એને ઘડીક આશ્વાસન લેવા જેવું જે હતું તે એની પીંછીઓ–રંગની પ્યાલીઓ અને આઠ વર્ષની નાનકડી રેખા.

કલાકાર કલા સાથે આત્માનું તાદાત્મ્ય સાધતો એટલે એના દરેક ચિત્રો સજીવન થતા–શ્વાસ લેતા. પરંતુ કદર વિહોણી દુનિયાને કલાની કિંમત કોડીનીયે ન હતી. જગતે જેને નબાપો અનાથ કહી દૂર કર્યો હતો, એ જગતથી દૂર રહેવાજ ઇચ્છતો હતો. વિશ્વના વિશાળ પટ પર કંઇક ઢુંઢવા એની દૃષ્ટિ ચોમેર ફરતી, પણ આખરે આવીને ઠરતી નાનકડી રેખા પર. તેના બળેલા જળેલા દીલને રેખા આશ્વાસન રૂપ હતી. વહાલ વરસતી નાની વાદળી હતી. રેખા અનાગીનું વિશ્વ હતી, અનાગી રેખાનું.

એક દિવસ અનાગી પ્રાતઃકાળે ગગનપથે કંકુ પગલીઓ પાડતી ઉષારાણીને કાગળના જડ ટુકડા પર ચેતનવંતી બનાવતો હતો. રંગમિશ્રણની કળામયતાથી ઉષા સાક્ષાત્ ત્યાંજ ઉતરેલી દેખાતી હતી. ઓચિંતો જ અનાગી બબડ્યોઃ "જીવન એટલે મૃત્યુનો પડછાયો; મારી કલા એ મારૂં જીવનઃ મારી કલા એજ મૃત્યુનો પડછાયો."

"જીવન એટલે શું, અનાગીભાઇ?" નિર્દોષ રેખાએ સહજ પ્રશ્ન પૂછ્યો.

"જીવન એટલે...રેખા...જીવન એટલે મૃ..રેખા, મોટી થા, પછી સમજાવીશ, કે જીવન એટલે શું?" ઉગતી કળીને જીવન એટલે શું? ની ફીલસુફી સમજાવી, ઉગતીજ કરમાવી દેવી અનાગીએ ઉચિત ન ધાર્યું. ઉષારાણીની પગલીઓ નીચે અનાગીએ મૃત્યુના પડછાયા જેવું જ એક ઘેરૂં ને શ્યામ વાદળ દોર્યું.

થોડીક પળો સુધી સ્મશાન શાન્તિ પથરાઈ ગઇ.

અનાગીએ વિક્ષેપ કર્યો. "માત પિતાના મૃત્યુ બાદ હું દુ:ખી બન્યો. પરંતુ જગત્ પરનો કોઇ પણ માણસ દુ:ખી હોય તો તે પોતાના વાંકને લીધે જ હોવો જોઇએ. પરમાત્માએ તો સૌને સુખી થવા જ સર્જ્યાં છે." અનાગીએ એક ઉંડો નિશ્વાસ નાંખ્યો.

ફરીવાર અણુસમજુ રેખાના કપાલે ગહન વિચારોની કરચલીઓ વળી ગઈ; એની બાજુમાં બેઠેલી કાળી બિલાડીએ અનાગીનો ફિલસુફીનો મ્યાંઉ મ્યાંઉથી જવાબ વાળ્યો ....." અનાથ હું દુ:ખી છું, મારો જીવન નિર્વાહ ચલાવવાના પૂરતા સાધનો મારી પાસે નથી, અને મૂળ એકઠ્ઠું મિલકત......"

"તે તમે એ મિલ્કત એકઠ્ઠું કેમ નથી કરતા, ભાઇ?"

"તે તો એક સ્વપ્ન જ છે રેખા. મારે મન તો સારીએ દુનિયાની દોલત તું છે. તું હસે છે ને મોતી ખરે છે–તું બોલે છે મને કરોડોની મિલકત મળી રહે છે. રેખા, બહેન, મારી પ્રેરણામાં તારી કલા છે...મારી કલામાં તારા પ્રતિબિંબ છે......" રેખા અને કલાની એક રૂપતા બનાવતાં, ચિત્રાન્તર કરો અનાગીએ પતાવ્યું.

" તો પછી તમે આજે ઉદાસ કેમ છો ?"

અનામી નિરુત્તર રહ્યો.

ફરી પાછી શાંતિ પથરાઇ ગઇ. ગંભિર ભગ્નાત્નની પ્રતિતી કરાવતું. આ શાંતિનું વાતાવરણ જોઇ બિલાડી બીહીને બહાર ચાલી ગઇ. માત્ર એના પગલાંનો અવાજ, દેવ મંદિરની અખંડ શાંતિમાં શ્રદ્ધાળું ભક્તની પ્રાર્થનાના સૂર જેવો લાગતો હતો. અનામીની આંખ ઘેરી બનતી જતી હતી. રેખા તેનું ભાવિ નિરુપણ ન કરી શકી; તે પણ મુંગગાઈ ગઇ તેણે પૂછ્યું–ફરી પૂછ્યું "અનામીભાઈ, તમે આજે ઉદાસ કેમ છો?"

" મને કાંઈ ન પૂછીશ, રેખાની પેલી ત્રણ રંગની પ્યાલીઓ અને આ બે પીંછીઓ બહાર જઇ ધોઈ આવ બ્હેન. "

કહ્યાગરી રેખા ઉઠીને બહાર ગઈ એટલે ધ્રૂસકે ધ્રૂસકે રડી પડયો. એક બે પળોમાં એના મસ્તકમાં કંઇક કલ્પનાઓ આવી ગઈ. " ગુલશનમાં ખીલતું સુરેખ અને લાલિમા ભર્યું ગુલ આવતી કાલે મૃત્યુના ઠંડા વાયરાથી કરમાવાનું હોય; ઉષારાણીના આ નયનરંજક રંગ નિશાના ગાઢ તિમિરમાં લય થવાના હોય તો જીવનનો સાર શો ? " વાળમાં હાથ ભેરવી ગુચ્છા પાડતા અનામીએ વિચાર્યું. રેખા પાછી આવી પાછળ બિલાડી પણ આવી. " રેખા ! તું કોઇ કાળ ચોઘડીએ જ માગ જેવા એક ભિખારી ભાઇની બ્હેન બની. આવ, આવ, મારી બાથમાં આવ. બહેન તારી, ત્રણ દિવસના ઉપવાસથી ઉંડી ઉતરી ગયેલી આંખોમાં મારા પ્રત્યેનો પ્રેમ કેવો નિતરી રહ્યો છે ! પણ હું...આહ ? તારા માટે મુઠ્ઠીભર ચણા મેળવવા જેટલું સામર્થ્ય પણ આ હાથમાં નથી રહ્યું." અનામી એકદમ ઉઠયો, વર્ષો પહેલા જે ચિત્ર માટે એને પ્રથમ ઇનામ મળ્યું હતું તે લઇ એ કુટિરની બહાર નિકળી ગયો. પેલી કાળી બિલાડી પણ એકદમ પચાસ કદમ પૂંઠે દોડી ગઇ.

*

બપોરના બળના તડકામાં અનામી કોઇ દિવાના માફક દરેક મકાનના દાદરા ચઢી જતો અને પાંચ સાત મિનિટમાં પાછો ઉતરી આવતો. દરેક વેળા એના મુખ પર વિષાદ અને ધિક્કારની મિશ્ર લાગણીઓ દષ્ટિગોચર થતી. સંધ્યા થવા આવી તોય એની "કલા" નો કોઇ ખરીદનાર ના મળ્યો. છેવટે અનામી સમાજની શરમરૂપ વારાંગનાઓના રસ્તા પર આવી પહોંચ્યો. દરેક બારી તરફ તે ઉંચી દૃષ્ટિ કરી જતો. છેવટે એક બારીમાંથી કોઇએ બૂમ પાડી " એઇ, છોકરા, ઉપર આવજે. "

" આવું હો " કહી ખુશ થતો અનામી તુરત ઉપર ગયો. પેલી સ્ત્રીએ એને ગાદી તકીયે બેસાડયો. પોતે એની બાજુમાં બેઠી. અનામીને ક્ષોભ થયો. અને પછી તો સ્ત્રી જાત–વિરતાગતી ચાલી. શીશો આવ્યો, પ્યાલો આવ્યો, શીશામાંનો લાલ પ્રવાહી પ્યાલામાં ઠલવાયો, પ્યાલો ઉપાડાયો, ને અનામીના મુખ સમીપ લંબાયો.

" હં...હં...મને તરસ નથી લાગી. હું તો એક અદનો કલાકાર છું. ભૂખના દુઃખે આ ચિત્ર વેચવા જ આવ્યો છું. આપને પસંદ પડે તો યોગ્ય–રકમ આપી ખરીદી શકો છો. "

" શું આપું ? આઠ આના ? "

" હં...આપો " તુરત તે સ્ત્રીએ એક આઠ આની એના હાથમાં મુકી પણ અનામીના હૃદયની ઉની વેરાળનો ભાર દર્શાવેલો " હં " તે સ્ત્રી ન સમજી શકી. અનામી તુરત દાદર ઉતરી પડયો. આ વિચિત્ર વ્યક્તિનું જીવન જાણવાને પણ ધીરે કદમે એની પાછળ ચાલી. તે બીજી ગલીમા ફંટાયો. ત્યાં એના મગજમાં વિચાર આવ્યો " મારી

'કલા'ની કિંમત આના આઠ. ત્રણ દિવસની ભૂખી બહેનને એક વફાદાર પ્રાણીનું પેટ ભરવાને માટે આના આઠ અને એ આઠ આનીની પાછળ લોહીનો ઇતિહાસ......ન જોઇએ...ન જોઇએ. આ રીતે પેટ ભરવું, અનામી ?...ના...ના..." એણે એ આઠ આની હવામાં ઉછાળી, દૂર ફેંકી દીધી ને ઉતાવળે પગલે તે કુટિર તરફ ચાલ્યો.

*

બિચારી રેખા તો ગડ જોઈ બેસી જ રહી હતી. ભાઇને આવતો જોઈ તેણે પૂછયું: " ભાઈ, શું લાવ્યા ? "

" ફૂટેલું નસીબ. દુનિયામાં ગરીબ જન્મેલા, ગરીબીમાં જ મરવા સરજાયા છે."

" એટલે ? "

" એટલે એ કે તારો અભાગી ભાઇ ચિત્ર વેચી આવ્યો અને બદલામાં કાંઇ નહિ. બેટા, આજની રાત કાઢી નાખ હો...જો, કાલે સવારે તો તારા માટે એવું સારૂં સારૂં ખાવાનું લાવીશ કે તું તો પછી કૂદશે...હો..." ત્રણ દિવસની ભૂખી બ્હેનને ચોથે દિવસે પણ ભૂખી સુવાનું કહેતાં અનામીના હૃદયના સો સો ટુકડા થતા હતા.

કુટિર બહારથી પેલી સ્ત્રીએ વાર્તાલાપ સાંભળ્યો...વેશ્યાના હૃદયમાં ધડિક હરિ વસ્યા. તેણે નિર્ધાર કરી લીધો અને ચાલી ગઇ.

*

બીજા એક દુઃખી દિવસનું પ્રભાત ઉગ્યું. બ્હેન માટે 'સારૂં સારૂં ખાવાનું' મેળવવા તે ફરી બહાર નીકળ્યો. રોજ મારક આખી બપોર રખડયો—પણ નિરાશા. સાંજે ઘેર પાછો ફર્યો—રેખા ખુશ થતી દોડતી દોડતી એની પાસે આવી લાડ કરતાં કહ્યું " લ્યો આ રૂપિયો, મોટાભાઇ ! "

" કયાંથી લાવી રેખા ? "

" એક બાઇ આપી ગઇ. "

" કોણ બાઇ ? " અનામીના પ્રશ્નમાં ઉગ્રતા હતી.

" હં " અનામીની આંખો લાલ બની ગઇ. માનસિક ઉગ્રતામાં રેખાના કોમળ ગાલ પર એણે એક જોરથી થપડાક લગાવી દીધી. રૂપિયો ઝુંટવીને નદીમાં ફેંકી દીધો.

રેખા થપડાકનું કારણ ન સમજી શકી. એની આંખોમાંથી મોંઘા મોતી જેવું આંસુ ખરી પડયું. અનામીની જાણે એક હયુ મિલ્કત ઓગળી જતી હતી. અનામી કુટિરમાં એક ખુણે બેસી ગયો. રેખા બીજે ખુણે જઇ આડી પડી. શોક દર્શાવતી બિચારી બિલાડી પણ એની પાસે આવી લોટી ગઇ. અનામીનું હૃદય જોરથી ધબકી ઉઠયું.

" બિચારી, નિર્દોષ, ભુખી, રેખા. એને શી ખબર કે એ રૂપિયો વ્યભિચારના ઇનામનો હતો ? " અનામી ઉઠયો. ઉઠી રેખા પાસે આવ્યો. હજી એ રોતી હતી.

" ન રો—રેખા—ન રો, મારી ભૂલ થઇ." પણ એટલા શબ્દ બોલતાં તો અનામી જ રડી પડયો. અને એના અન્વયમાં બહાર પ્રકૃતિ પણ રડી રહી હતી. વરસાદના બે ચાર છાંટણા કુટિર પર પડતાં થોડો ખખડાટ થયો. અનામીએ જોયું તો રેખાનું શરીર ગરમ થતું જતું હતું. એની દૃષ્ટિ સમિપથી એક ભયાનક સ્વપ્ન આવી સરી ગયું. રેખાને તાવ વધતો ગયો. આખરે તે લવરી પર ચઢી. " મોટાભાઇ હવે એની પાસેથી રૂપિયો નહિ લઉં હો...ન મારતા. હવે નહિ લઉં..."

" રેખા, રેખા " અનામીના સ્વરમાં કલ્પાંત હતું.

તાવ ઝડપથી વધતો જતો હતો. ઓચિંતો બહારથી પવનનો ઝપાટો આવ્યો અને ટગમગ થતો દીવો બુઝાઇ ગયો. રેખાએ એક ઉંડી આહ નાંખી. અનામીએ દીવો ફરી સળગાવ્યો ને રેખા પાસે આવીને જોઉં પણ એનો બુઝાએલો દીવો એ ન સળગાવી શકયો.

આઠ વર્ષની રેખા નવ વર્ષની કદી ન થઇ. અનામીની કલા સદાકાળ માટે મૃત્યુ પામી. બહાર જઇ અનામીએ જોયું તો ભૂખની સાથી—રેખા સાથે સહાનુભૂતિ દર્શાવતી—પેલી કાળી બિલાડી છેલ્લા શ્વાસ લઇ રહી હતી.

# વિધવા

લેખક : શ્રી. મોહનલાલ ધનેશ્વર દવે

શુષ્કમુખે તે બેઠી હતી. નયનોમાં ન સમજાય તેવું તેજ હતું ! હૃદયમાં ન સહેવાય તેવી વેદના હતી ! ચહેરાની મોહકતા પર ઉદાસીનતાની પીંછી ફરી હતી ! અંગેઅંગમાંથી યૌવન ફોરતું. દેહના અણુયે અણુમાંથી સૌંદર્ય નીતરતું ! ગૌરવર્ણીએ વિશાળ લલાટ પર વાળની એક લટ સમીરની લહેરમાં નાચતી. પારદર્શક શ્વેત પટકૂળમાં ઢંકાયેલી એ કુમળી કળી જેવી સુંદર, આકર્ષક દેહલતા જાણે સરજનહારની અજોડ સર્જનશક્તિના પ્રતિકરુપ હતી ! કોમળ કમળ-દંડ જેવો નાજુક હાથ લમણે ટેકવેલો હતો. સુકોમળ અંગુલિઓ પર અનિલના જોરે નર્તન કરતાં મૃદુ કુન્તલો તેને ચૂમી ચૂમી દૂર જતાં રહેતાં ! આથમતા સૂર્યનાં લાલ તેજ પાસેની બારીમાંથી આવતાં. ચોપાસ શાંતિ હતી. ફક્ત તેનું હૈયું અશાંત હતું !

દિનકર પોતાનાં લાલ કિરણોને સમેટીને પૃથ્વીના પડમાં જાણે કે ઉતરી ગયો ! સંધ્યાએ એ દિશામાં રંગીન સાથીઆ પૂર્યા ! જગતમાં ચોમેર ઘૂમીઘૂમીને કંઇક શોધવા મથતી તેની તૃષાતુર આંખો સંધ્યાનાં એ પલટાતા રંગને જોઇ રહી ! હૃદયમાં ભભુકતી અગ્નિ-જ્વાલાઓ કંઇક શાંત થતી લાગી !

જગત તેને ' વિધવા ' કહેતું. રૂઢિચૂસ્ત વૃદ્ધો તેનામાં વંઠેલપણું નિહાળતાં ! સમાજને- સ્વાર્થી સમાજને તેનામાં અપવિત્રતા જણાતી ! કામાસક્ત યુવકોને તેનામાં પોતાની વિષય-તૃપ્તિ માટેનાં સર્વ સાધનો દેખાતાં ! નૂતન યુગના રંગે રંગાયેલાં કેટલાંક માનવીઓ તેની દયા ખાતાં ! પુનર્લગ્નનો હિમાયતી રડ્યો-ખડ્યો કોઇ નવયૌવનો યુવક તેના તરફ માનભરી દષ્ટિએ જોતો !

પણ તેના હૃદયનાં ઊંડાણુ માપવાની શક્તિ કોઈનામાં નહોતી ! રૂઢિની વેદિ પર તેનું બલિદાન દેવાયું હતું ! તેને સગાં હતાં, વહાલાંયે હતાં ! ઉછેરી હતી-માતાપિતાએ. લગ્ન-ગ્રન્થિથી જોડી હતી-માતાપિતાએ. હિતેચ્છુઓએ તેમાં સંમતિ આપી હતી. સમાજે તે સંબંધ માન્ય રાખ્યો હતો ! એ એક જ અજાણ્યો માનવ-દેહ પડતાં દુનિયાએ તેને વિધવા કહી ! માતા-પિતાએ તેને ભારરુપ માની ! હિતેચ્છુઓએ તેનાં સૌભાગ્ય-ચિહ્નો ખૂંચવી લીધાં ! સગાં-વ્હાલાંને તે શાપરુપ લાગી ! સમાજે તેને હડસેલી દીધી !

લગનની પસંદગી વાલીઓની હતી ! સંમતિ હિતેચ્છુઓની હતી ! હવે વૈધવ્ય તેને પાળવાનું હતું ! દેહ વૈધવ્યના સ્વાંગમાં હતો. હૃદય વૈધવ્યનો ઇન્કાર કરતું હતું ! જગતની તેને પરવા નહોતી. રૂઢિચૂસ્ત વૃદ્ધોની કરડી નજરને એ હસી કાઢતી ! સમાજને તે અભિ-શાપતી ! વિષય-લોલુપ યુવકોની તેને દયા આવતી ! દુનિયાનાં વ્યવહારકુશળ ગણાતાં માનવીઓને તે ક્ષુદ્ર લેખતી ! સમાજ સાથે તેને વેર હતું. રૂઢિચૂસ્તો સામે તેણે બળવો ઉઠાવ્યો હતો ! જગતની દષ્ટિએ તે બંડખોર હતી ! સમાજમાં થતાં દેહ-લગ્નો જોઇ તેની આંખમાં કારમી કિન્નાખોરી ચમકતી ! તેનામાં જ્ઞાન હતું, સંયમ હતો, હિમ્મત હતી, બુદ્ધિ હતી, સારાસાર સમજવાની શક્તિ હતી, દઢતા અને મનોબળ હતાં ! તેના વિચારો જગતથી વિરુદ્ધ જતા ! તેના ઉચ્ચ આદર્શો સમજવાની શક્તિ પામર માનવીઓમાં નહોતી ! લોહભીની લગ્ન-સંસ્થા સામે તેણે જેહાદ પોકારી હતી ! તેના લોહીનું બૂંદેબૂંદ ઉકળી રહ્યું હતું !

ચળકાટભર્યાં એ નયનોમાંથી બે ચળકતા અશ્રુ-બિન્દુ ટપક્યાં ! અને રજનીરાણીએ શ્યામવસ્ત્ર જગતના મોં પર ઢાંકી દીધું !



## [૧] સુધારો કરવા માંગે છે: એક પત્નીત્વના કાયદામાં

જ્યારે વડોદરા રાજ્ય સામાજીક સુધારામાં આગળ પડતું રહેવા માગે છે અને એક પછી એક સુધારા થતા જાય છે ત્યારે અમારા રાજ્યમા એવા પણ ધારાસભાના સભાસદો છે કે જેઓ રાજ્યની પ્રતિષ્ઠાને પાણીમા બોળવા માગે છે—વડોદરાની સામાજીક સુધારાની પ્રવૃતિને રૂંધવા માગે છે.

આજનો સુસંસ્કૃત સમાજ એક પત્નીત્વનો કાયદો માગે છે. એવો કાયદો ન કારણે પરદેશમા હિંદી ધુતકારાય છે. સ્ત્રીઓને ઉતરતી ગણીને, તેમના હક્કોને નુકશાન કરીને તેમના તરફ ગુલામ જેવું વર્તન રાખવામાં આજના સમાજની શોભા નથી. પુરુષ પોતાની સ્ત્રી પ્રત્યે સદા અદેખો રહે છે. પુરુષ પોતાની સ્ત્રીને કોઇ પરપુરુષ જોડે વાતો કરતી જુએ છે અને તેનામાં અદેખાઇ—શંકાના બીજ ઉત્પન્ન થાય છે. પુરુષથી આ સહન થતું નથી. તે તો પોતાની પત્નિનો કુલમાલિક થવા અને રહેવા માગે છે અને છતાંય પત્ની જીવતી હોવા છતાં બીજી સ્ત્રી પ્રથમ પત્ની ઉપર લાવવામા તેને જરાયે અરેરાટી ઉપજતી નથી. પુરુષ પત્નીની બાબતમાં સહેજે વ્યભિચાર કે બદચાલની શંકા પડતાં પત્નીનું ખુન કરવા સુધીની હદે પહોંચતા પણ જરાયે આંચકો ખાતો નથી. અને આજે જો ગુજરાતના ખુનીઓના ઇતિહાસ જોઇએ તો મોટા ભાગે તેની પાછળ પુરુષની સ્ત્રી ઉપરના સંપૂર્ણ સ્વામીત્વની મનોદશાએ—પત્નીઓનાં ખુન કર્યાનું જણાઇ આવશે.

પુરુષ પોતાની સ્ત્રી સતી સીતા હોય એમ ઇચ્છે છે પણ તે સાથે પુરુષે રામ બનવાની ફરજ છે એ ધ્યાન રાખવામાં તો તે આંખ આડા કાન જ કરે છે. પોતાની સ્ત્રી પોતાના તરફ પ્રેમ રાખે એવુ ઇચ્છનાર પતિ બીજી સ્ત્રીઓ સાથે પ્રેમ કરવામાં પોતાની બાહોશી માને છે. અને પત્ની સહેજ પણ જો કોઇ પરપુરુષ સાથે નિર્દોષ વાતચીત કરે તોયે પતિને ખુંચે છે અને આંખ લાલ થાય છે. આ વસ્તુ કઇ રીતે બંધબેસતી થઇ શકે?

આજે તો વડોદરાનો સમાજ ધીમે પણ મક્કમ પગથે આગળ વધતો જાય છે અને એકપત્નીત્વનો કાયદો કરી રાજ્યે ચોમેરથી પ્રસંશા અને ધન્યવાદ પ્રાપ્ત કર્યા છે ત્યારે વડોદરાની એ ઝળહળતી કીર્તિને કલંક લગાડવા અમારા જોશી સાહેબ તૈયાર થયા છે એ જાણી અમને ખુબ દુ:ખ થાય છે.

શ્રી જોશી હિંદુ નિબંધમાં જે સુધારા કરવા માગે છે તે મુસદ્દો નીચે પ્રમાણે છે.

(૧) પતિ—પત્નીનો સંબંધ શરૂ થયા પછી દશ વર્ષ સુધી પુરુષ સંતતિ ન થાય.

(૨) પત્ની અને પતિ વચ્ચે ન્યાય વિચ્છેદનનું હુકમનામુ થયું હોય

(૩) પ્રથમ પત્નીએ પતિને બીજું લગ્ન કરવા રજા આપી હોય અગર આંખ આડા કાન કર્યા હોય.

તો પતિ એક જીવતી પત્ની પર બીજી સ્ત્રી કરી શકે.

હિંદુ સ્ત્રીઓનાં—સુધારક હિંદુ સ્ત્રીઓમાં પણ ઉંડે ઉંડે આર્યસંસ્કાર રહેલા છે. બીજું લગ્ન કરવા માટે પત્નીની પરવાનગી લેવી કે પત્ની આંખ આડા કાન કરે એ દલીલ જ હંમેશાં આગળ ધરાય છે પણ એ પરવાનગી કેવી રીતે લેવાય છે તે તો હિંદુ સમાજ સારી રીતે જાણે છે. આંખ આડા કાનનો અર્થ યે શું છે ? જ્યારે પતિ બીજી સ્ત્રી સાથે સંબંધ રાખતો હોય, આડો વ્યવહાર ચલાવતો હોય, ત્યારે પત્ની આંખ આડા કાન ન કરે તો શું ભવાઇ કરે ? શું તે તંત્રીઓ પાસે દોડી જઇને પતિની બદચાલ જાહેર કરવાનું જણાવે ? શું તે પતિની માનીતી સ્ત્રીને ત્યાં જઇને છાજીયાં લે ? શું તે ન્યાયમંદિરના પગથીએ ઊભી રહી થાળી વગાડી પતિની ગેરવર્તણુંક માટે દાદ માગે છે ? કે પછી ધારાસભાગૃહમાં આવી જોશી સાહેબને પોતાની દૈયા વરાળ કાઢે ?

આવા પ્રસંગે—સમાજ સુધારા અને સ્ત્રીના હિતાહિતના પ્રશ્નોની ચર્ચા વખતે ધારાસભામાં સ્ત્રીઓના પ્રતિનિધિત્વની હાજરી હાજરી કેટલી જરુરી બને છે તે જણાઇ આવ્યા વગર રહેતું નથી. વડોદરાની જાગૃત સ્ત્રીશક્તિ આ મુસદ્દાને પરવાનગી ન મળે તે માટે ધારાસભાગૃહમાં જઇને પોતાની ધા નાખે અને અમે આશા રાખીએ છીએ કે જ્યારે હાલની ધારાસભામાં સ્ત્રીઓનું પ્રતિનિધિત્વ નથી તેવે પ્રસંગે સ્ત્રીઓના કલ્યાણ અને હિતને નુકશાનકર્તા આ મુસદ્દાને પરવા- આપી ધારાસભ્યો સ્ત્રીઓને અન્યાય કરવાનું પાપ તો નહિ જ કરે.

---

## [ ૨ ] નાક ક્યારે કપાય ?

ઉષા બ્રાહ્મણ કન્યા છે. ઉચ્ચ કેળવણી તેણે લીધેલી છે. પિતાની લાડકી પુત્રી છે. તેની માતા ગુજરી જવાથી માસી પાસે રહે છે. માતાનાં મરણ પછી વિધવા માસી તેમને ઘેર આવીને પોતાની બહેનનાં સંતાનની સંભાળ લે છે. ઉષાને માટે જ્ઞાતિમાં સારો લાયક વર જણાતો નથી. પિતા અને માસી બહુ શોધ કરે છે પણ કોઇ વર તેમની નજરમાં આવતો નથી. છેવટે એક વણિક યુવક જે ઉષાનો સહાધ્યાયી અને કોલેજનો મિત્ર હતો, તેની સાથે ઉષા લગ્ન કરવાનું નક્કી કરે છે. જૂના વિચારના પિતા તે બાબતનો તીવ્ર વિરોધ કરે છે. માસી ઉષાને ખૂબ સમજાવે છે, ધમકાવે છે, બીક બતાવે છે, પણ ઉષા દૃઢ રહે છે. પિતા આપઘાત કરવાની ધમકી આપે છે. ઉષાએ પસંદ કરેલા યુવક રણજિત વિરુદ્ધ કોઇને કાંઇ ખાસ કહેવાનું નથી. એની આર્થિક સ્થિતિ બહુ સાધારણ છે અને વણિક છે, બ્રાહ્મણ નથી, એ એનો મોટો અપરાધ છે. પિતાની ધમકી અને માસીની સમજાવટને ન ગાંઠી ઉષા ઘર છોડી બહારગામ ચાલી જાય છે અને ત્યાં શાળામાં નોકરીએ જોડાય છે. પાંચ માસ પછી ઉષાનો લગ્ન કરવા સંબંધે માસી ઉપર કાગળ આવે છે, માસી જવાબમાં લખે છેઃ " તું ડાહી છે, સમજુ છે, તને વિશેષ શું લખવું ? પણ આ લગ્ન કરીને તું આપણા કુટુંબનું નાક કપાવવા બેઠી છું એમ મને લાગે છે. તારા બાપના દોષનો તો પાર નથી. આપણા કુટુંબની આબરૂ સાચવવાનું હવે તારા હાથમાં છે. હું તને ખાસ ખાનગી સલાહ આપું છું. તને રણજિતને છોડવો ન ન ગમતો હોય તો એક ઉપાય છે. આપણી જ્ઞાતિના દરેક સાથે તું લગ્ન કરી લે અને પછી રણજિત સાથે તારો વ્યવહાર અને

સંબંધ ચાલુ રાખજે. હવે તો ઘણી યે ભણેલી છોકરીઓ એ પ્રમાણે પોતાની જૂની દોસ્તી કાયમ રાખે છે. એમ કરીશ તો કોઇ જાણવાનું નથી અને આપણા કુટુંબનું નાક તો નહિ કપાય ?" [ આ આખી સત્ય હકીકત છે. નામ, ઠામ અને બીજો જૂજ જરૂરી ફેરફાર માત્ર કરવામાં આવ્યો છે. પ્રતિષ્ઠાની આપણી ભાવના કેવી વિકૃત બનેલી છે તેના દૃષ્ટાંત તરીકે આ હકીકત પ્રગટ કરવામાં આવી છે. ]

[ જ્યોતિર્ધર ]

## [ ૩ ] જાહેર જીવન અને ચારિત્ર

બર્નાર્ડ શૉનું એક વિધાન છે કે કંઇ તો દર પાંચ વર્ષે એક વાર માણસે પોતાની ..ે પ્રશ્ન કરવો જોઇએ કે આ પૃથ્વીની ..ટી પર હયાતી ભોગવ્યે જવાને માટે પોતે લાયક છે કે કેમ; પણ બિચારા સામાન્ય માણસો, જેઓ જીવનનું મહત્ત્વ કે રહસ્ય સમજવાનો જરાકે પ્રયત્ન કર્યા વિના જેમતેમ જીવી કાઢે છે તેમની પાસેથી આવડી મોટી આશા કરવી ન જોઇએ. છતાં જેઓ જીવન, જીવનસૌંદર્ય, ભાવના, ઉચ્ચ હેતુ, સેવા વગેરેને નામે વારંવાર સમાજને ઉદ્‌બોધીને ઉંચે આસને વિરાજતા હોય છે તેઓએ પોતાની જાતને આ પ્રશ્ન વારંવાર કરવો જોઇએ.

આજથી ત્રણચાર દાયકા પહેલાં જો કોઇ માણસને કોઇ સંસ્થા કે સભાના પ્રમુખ થવાનું નિમંત્રણ મળતું તો તેને ખૂબ સંકોચ થતો; પોતે લાયક છે કે કેમ અને બીજાઓ પોતાને લાયક સમજે છે કે કેમ તેની એને જે ચિન્તા થતી તેનું જ પ્રતિબિંબ એના સંકોચમાં પડતું હતું. હજુપણ એક રિવાજ તરીકે પ્રમુખો ઘણીવાર જાહેરમાં પોતાની લાયકાત વિશે શંકા તો પ્રગટ કરતા હોય છે જ. છતાં જીવનસંસ્થાઓ સંકુલ ને જીવન વેગીલું બનતું જાય છે ત્યારે પુરાણી સભ્યતા માત્ર શિરસ્તા તરીકે ટકી રહી છે તે વગથી, સત્તાથી, શ્રીમંતાઇથી, કે સરાઇથી માણસો આગળ આવવાની ખટપટ કરી રહ્યા હોય છે. ત્રણચાર દાયકા પહેલાં આવું નહોતું જ એમ તો નથી જ કહેવું; પણ પરિસ્થિતિ હતી તે કરતાં સુધરી નથી એનો જ માત્ર ઇશારો કરવો છે.

જાહેર જવાબદારીભર્યાં સ્થાનોમાં ટકી રહેવા માટે સ્થાનગત કુશળતાને બાદ કરતાં જો મોટામાં મોટી કોઇ લાયકાત હોય તો તે ચારિત્ર્ય છે. આ ચારિત્ર્ય વિશે જુદે જુદે સ્થળે જુદા જુદા મતો પ્રવર્તે છે. વિક્ટોરિયન યુગના ઇંગ્લેન્ડમાં જો કોઇ વ્યક્તિ પાતિવ્રત્ય કે એકપત્નીવ્રતનો ભંગ કરતી તો સમાજ એનો તિરસ્કાર કરતો અને પ્યુરિટનો એની સાથે બગાવાનું પણ માંડી વાળતા. પરંતુ ત્યારપછી પશ્ચિમમાં ખાનગી ને જાહેર ચારિત્ર્યનો ભેદ થતો જોવામાં આવે છે. આયર્લેન્ડનો પાર્નેલ રખાત રાખતો હોય તેથી એના નેતૃત્વને આંચ આવતી જણાતી નથી. કાર્ડિનલ ન્યુમેન ચારિત્ર્યની વ્યાખ્યા એવી આપે છે કે ચારિત્ર્યશીલ માણસ કોઇને પોતાને કારણે જરાસરખી વેદનાનો પણ ભાગીદાર બનાવે નહિ. આમાંથી એટલું ફલિત થાય છે કે પોતાની આસપાસ વિસ્તરેલી માનવતા માટે એને પ્રેમ અને સમભાવ હોવો જોઇએ; એ ઋજુ, સેવાતત્પર, ને પ્રામાણિક હોવો જોઇએ. આગેવાન જો બે છાંટા દારૂ લેતો હોય કે શારીરિક કે માનસિક સુખ પામવા માટે પ્રિયતમા વસાવતો હોય તો પશ્ચિમના પ્રજામતને એનો વાંધો નથી. પણ એ જ દારૂ કે એ જ પ્રિયતમા જો એને અપ્રામાણિક કે અવિવેકી બનાવે તો એમ કહી શકાય કે એ માણસે પોતાનું ચારિત્ર્ય ગુમાવ્યું છે.

---

## [૪] નિષ્ક્રિય સાહિત્યસેવન

પત્રકારો અને રાજદ્વારી આગેવાનો જે પ્રજાની ચિત્તવૃત્તિ વેળા-કવેળા ઉત્તેજિત કર્યા જ કરે, અને ઉત્તેજનાને તોલે આવે એવું કાર્ય પ્રજા આગળ રજુ ન કરે, તો પ્રજા વેવલી અને ક્ષીણવીર્ય થવાની. સારા સારા વિચારો પીરસતું સાહિત્ય જોઇને કેટલાક લોકો એના પર આફરીન થઇ જાય છે અને પછી એનું પારાયણ કરવા ઉપરાંત એમને કશું સૂઝતું નથી. સારું સાહિત્ય ફરી ફરી વાંચવું, એની ચોપડીઓ ખરીદી ઘણા લોકોને વાંચવા આપવી, તૈયાર ચોપડી ન મળતી હોય તે છાપવા માટે પૈસા આપવા, એ ચોપડીની સારી સારી સમાલોચના છપાય એવી ગોઠવણ કરવી અને એવા સાહિત્યનું અભિમાન ધરાવવું એટલે કર્યું એટલે જાણે કૃતાર્થ થયા.

કેટલાક વર્તમાનપત્રકારો અને વૃત્તવિવેચકો કેવળ સારા સારા લેખો લખી સમાજના આગેવાન બની જાય છે. સરકારની બદદાનત લોકો આગળ ઉઘાડી પાડવી, લોકોને જૂના ઇતિહાસના પાઠો પઢાવી એમને શાબ્દિક શૂર ચઢાવવું, મહાન મહાન કાર્યકર્તાઓનાં પરાક્રમોનાં વર્ણન લોકો આગળ રજુ કરવાં અને આપણે પણ એવું જ કરવું જોઇએ, એવું જ થવું જોઇએ, એવો ઉપદેશ કરવો; લોકોને તેજસ્વિતાનું મહત્ત્વ સમજાવવું અને એજ કામ હંમેશ કર્યા કરવું એટલું જ જાણે છે. પ્રથમ પ્રથમ આવી પ્રવૃત્તિનાં સારાં પરિણામ દેખાય આવે છે, ઘણી ઘણી પ્રગતિ થાય છે એમ મનાવા લાગે છે. લોકોની એવા આગેવાનો પ્રત્યે ભક્તિ પણ વધે છે. પણ જો તેઓ એથી આગળ વધે નહિ, લોકોને કર્મની દીક્ષા કર્મ વાટે આપે નહિ, પોતે દાખલો બેસાડી મરણિયા થવાનો માર્ગ બતાવે નહિ તો અખંડ ચલાવેલી નિષ્ક્રિય ઉત્તેજનાથી લોકો રીઢા થઇ જાય છે.

× × ×

માણસના હૈયામાં કારુણ્યભાવ વધે અને તે કેવળ કાવ્યમાં જ પરિણામે તો તે દુર્દૈવ ગણાય. કાવ્યો, નાટકો અને સાહિત્ય લખીને પડેલી પ્રજાને જરૂર જાગ્રત કરી શકાય પણ જો સાહિત્યનો જ ખોરાક ચાલુ રાખ્યો અને પુરુષાર્થને દર વખતે મોકૂફ રાખ્યો તો એ અતૃપ્ત ભાવના વેર વાળ્યા વગર રહેતી નથી. એના કરતાં સમાજમાં જડતા રહે, મૂઢતા રહે અને સામાન્ય કોટિની પ્રવૃત્તિ રહે તો તે સુપ્તાવસ્થા ઘણી વધારી લેવા જેવી છે. કોઇક વખતે તો એમાંથી સક્રિય જાગૃતિ આવી જશે! લોર્ડ એકને કે એવા જ બીજા કોઇ લેખકે એક ઠેકાણે લખ્યું છે કે અમુક દેશમાં જ્યારે લોકો ગુલામીમાં સબડતા હતા અને ચારિત્ર્યમાં અત્યંત અવનત દશાએ પહોંચ્યા હતા, ત્યારે તે દેશના લેખકો સ્વાતંત્ર્યને વખાણતું તેજસ્વીમાં તેજસ્વી સાહિત્ય પેદા કરતા હતા. સાહિત્યની અસર માણસને અમુક હદ સુધી ચડાવે છે અને એમાંથી જો પુરુષાર્થ ન સળગી ઊઠે તો એજ સાહિત્ય માણસને અચૂક પાડે પણ છે.

સારા સિનેમા મારફતે લોકોનું ચારિત્ર્ય ખીલવી શકાશે એમ માનનારા લોકોની ભ્રમણા જો હજી ન ભાંગી હોય તો એ વાંક સિનેમાનો નથી. 'ધર્માત્મા', 'સંત તુકારામ' કે 'જ્ઞાનેશ્વર'નાં બોલપટ જોઇ સિનેમાના શોખીનો ભક્ત થયાનો વખતે એકે દાખલો ન મળે; પણ ભગવદ્ભક્તિ તરફ વળેલા લોકો આવાં બોલપટો જોઇ સિનેમાના શોખીન બન્યાના ઢગલાબંધ દાખલા બતાવી શકાય. સારું સારું સંગીત સાંભળવું પણ એકે રાગ કેળવવો નહિ, વીરકર્મના અને ઉદાત્ત ચારિત્ર્યના પ્રસંગો રસિક ગતિથી માણવા અને પોતાનું

જીવન પામરનું પામર જ રહેવા દેવું એ આ યુગનો એક મોટો રોગ છે. એ રોગનો ઇલાજ ન કરીએ તો આપણે સુરક્ષિત રહેવાનાં નથી.

સમાજના આગેવાનોએ આ સ્થિતિનો વિચાર કર્યે જ છૂટકો

[ 'પ્રસ્થાન'નોંધ ] કાકા કાલેલકર

## [૫] નવયુગમાં નારીઓનું કર્તવ્ય

ડૉ. અનુ નાથીબાઇ મહિલા વિદ્યાપીઠનાં પદવીદાન સમારંભ પ્રસંગનું ભાષણ:—

તેમને ભાષણ કરતાં જણાવ્યું હતું કે સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર પુરુષો કરતાં જુદુ હશે પણ ઉતરતું તો નથી જ. તેમને માટે પુરુષો કરતાં જુદા ખાસ અભ્યાસક્રમનો પ્રબંધ હોવો જોઇએ. અને તેમને તેમનાં જીવનક્રમ માટે જરૂરી એવું શિક્ષણ અપાવું જોઇએ કે જેથી તેમને ગૃહકાર્યમા પણ ઉપયોગી થઇ પડે. આ દેશમાં સ્ત્રીતબીબો અને તાલીમબદ્ધ નર્સો અને સ્ત્રી શિક્ષીકાઓની સંખ્યા ઘણી ઓછી છે. આની ખોટ પુરાવી જોઇએ.

આ યુની. એ માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાનો ડાહપણભર્યો માર્ગ લીધો છે. હિન્દમાં વિદેશી ભાષા દ્વારા શિક્ષણ આપવાની પ્રથાની ટીકા કરી તેને અવ્યવહારુ ગણી કાઢી હતી. ત્યારબાદ શ્રી. અએ યુની. ધર્મને અગત્યનું સ્થાન આપવાની સૂચના કરી હતી અને જણાવ્યું હતું કે આપણા સઘળા શિક્ષણનો પાયો ધર્મ છે. પણ બ્રીટીશ રાજમાં શિક્ષણ સંસ્થાઓમાં ધાર્મિક શિક્ષણને જરા પણ સ્થાન અપાતું નથી. પરંતુ હવે તો ખુદ પશ્ચિમનાં દેશોમાં પણ ધર્મની અગત્યતા અને મહત્વને સ્વીકાર કરવામાં આવે છે. તે પછી તેમને નવા પદવીધરોને કહ્યુ હતું કે તમારે હંમેશા નવું નવું શિખવાનું છે ને આગળ ધપવાનું છે. અને જ્ઞાન વધારવાનું છે. વળી સહનશીલ, ચારિત્રવાન અને સંયમી બની જીવન દિપાવવાનું છે. પ્રેમ, દયા, ન્યાય અને નવી નવી શક્તિઓ સંપાદન કરવાનો ગુણ ખિલવવાનો તેમને આદેશ આપ્યો હતે.

નવયુગની નારીઓનું કર્તવ્ય જીવનમાં મીઠાશ લાવવાનું છે. જ્યાં કલહ હોય ત્યાં શાંતિ સ્થાપવાનું, દુઃખીઓને રાહત આપવાનું, ગુસ્સે થએલાંઓને શાન્ત પાડવાનું અને સાચી જ્ઞાનની જ્યોતિ પ્રગટાવવાનું કાર્ય એ આ મહિલાઓને શીર છે. એકતા લાવવાનું કાર્ય સ્ત્રીઓ જ કરી શકશે. સ્ત્રીઓમાં આ ગુણ સ્વાભાવિક રીતે જ રહેલો છે, આ ઐક્યની ભાવનાને કેળવણી રૂપી જળનાં છાંટણાથી વધારે ને વધારે ભવ્ય બનાવવાની જરૂર છે.

આજે જગતમાં ઘોર સંગ્રામ ચાલી રહ્યો છે. પણ તે સંગ્રામને અંતે શાંતિનું કાર્ય, એ દ્વેષની જગ્યાએ પ્રેમ ફેલાવવાનું કાર્ય નવયુગની નારીનાં હાથમાં છે.

## [ ૬ ] સાચાં મોતી

નીરાશી જીવન જીવવું એ આપઘાત કરતાં પણ વધારે ભયંકર છે. મનુષ્યે કદી નિરાશ ન થવું જોઇએ. આશાવાદી માણસને ઇશ્વર નિરાશ કરતો નથી.

*

જળમાં થતા ને ફુટતા પાણીના પરપોટાથી આપણે સમજવાનું છે કે માનવજીવન પાણીના પરપોટા જેવું છે.

*

જેને મરતાં આવડ્યું એને જીવતાં પણ આવડ્યું એમ સમજવું.

*

ગર્વ એ અંધકાર છે. અંધકારમાં ફસાયેલા માણસને જેમ રસ્તો મળતો નથી, તેમ ગર્વમાં ફસાયેલાને પણ રસ્તો મળતો નથી.






**સ્ત્રી જ્યુરરો**

આપણો સ્ત્રીસમાજ દિનપ્રતિદિન ઉત્તરોત્તર શિક્ષિત થતો જઈને પુરુષોની હરોળમા દરેક ક્ષેત્રોમા કામ કરતો થઈ ગયો છે બગાળ સકટ નિવારણનુ કાર્ય હશે તો ત્યા, આપણા સ્ત્રી આગેવાનો દોડી જઈ પુરુષોની સાથો સાથ એ સકટ દૂર કરવામા સક્રિય ફાળો આપવા લાગી જાય છે, કો સમાજ સુધારા અગે પગલા ભરવાના હોય તો તેમા પણ તેમનો સહાનુભુતિ પ્રેરક સાથ મળી રહે છે અને રાજકીય ક્ષેત્રમા પણ સ્ત્રીઓએ આગળ પડતો ભાગ આપવા માડયો છે, એ વાત પણ હવે અછતી રહી નથી

આપણે ત્યા કેટલીક ધારાશાસ્ત્રી બહેનો પણ છે અને ન્યાયની અદાલતોમા પુરુષોની હરોળમા ઊભી ને ન્યાયની છણાવટને લગતી દલીલો પણ કરતી આપણે સાભળીએ છીએ, પરતુ બન્ને પક્ષોની દલીલો સાભળી ન્યાયનુ ત્રાજવુ કઈ તરફ નમાવવુ તેના તુલનાકાર્યથી આજસુધી આપણી બહેનો વચિત રહી છે

આ બાબત આ વિષે અગાઉ કેટલીક ચર્ચાઓ થઈ હતી અને હવે મુબઈ સરકારે સ્ત્રી જ્યુરરોની નિમણૂકને મજૂરી પણ આપી છે અને આપણી કેટલીક સુશિક્ષિત સન્નારીઓ ન્યાયની અદાલતમા જ્યુરરો તરીકે નીમાવા લાગી છે સ્ત્રીઓની આ દિશામા થયેલી પ્રગતિ માટે એ બહેનોને અમારા હાર્દિક અભિનદન

માત્ર મુબઈ ઈલાકામા નહિ પરતુ વડોદરા રાજ્યે પણ આ દિશામા પગલુ ભરી પોતાની પ્રગતિશીલતાનો એક વધુ પુરાવો આપણી સમક્ષ ધર્યો છે.

વડોદરા રાજ્યની ધારાસભાની છેલ્લી બેઠકમા સ્ત્રી જ્યુરરો નીમવાને લગતો ખરડો ત્રણે વાચનોમાથી પસાર થઈ ગયો છે અને હવે તેને અમલી સ્વરૂપ આપશે એવી આશા સહેજે રાખી શકાય

વડોદરા રાજ્યે આ દિશામા યોગ્ય પગલુ ભરી આપણા સ્ત્રી સમાજના એ ક્ષેત્રના હક્કને અપનાવવા બદલ શ્રીમત સરકારે સાચેજ સ્તુતિપાત્ર પગલુ ભર્યુ છે, એ માટે અમારા અનેકશ ધન્યવાદ

***

**એક પત્નીત્વનો કાયદો અને વડોદરા રાજ્ય**

ઉપરની નોધમા અમે વડોદરા રાજ્યે ભરેલા પ્રગતિશીલ પગલા પરત્વે અભિનદન અર્પ્યા પછી, એજ ધારાસભામા, રાજ્યમા અસ્તિત્વ ધરાવતા એક પત્નીત્વધારાના ધ્વસ તરફ લઈ જતા એક મુસદ્દો રજૂ કરવા માટે માગવામા આવેલી પરવાનગી માટે અમારે ખેદ દર્શાવવાનો ખરો થાય છે, જો કે એ ખરડાને રજૂ કરવાની તક એના નિર્માતાને મળી નથી તેટલુ પણ સદ્‌ભાગ્ય ! !

આમ છતા ખરડાની રજુઆત માટે માગવામા આવેલી પરવાનગી ઉપર જે